શ્રી ઔદિચ્ય ગોહિલ વાડી બ્રાહ્મણો ની પ્રશાખા

શ્રી નથુ તુલસી જ્ઞાતિ સમાજ નો

# માહિતી ગ્રંથ





લેખકો:-
શ્રી સતીશચંદ્ર મયાશંકર જોષી
શ્રી રેવાશંકર વિઠ્ઠલજી ઠાકર

પુરવણી લેખકો:-
ધીરેનભાઇ હરકાંતભાઇ મહેતા
જીજ્ઞેશભાઇ હરકાંતભાઇ મહેતા
દિપેનભાઇ હરકાંતભાઇ મહેતા

## શ્રી ગોહિલવાડી ઔદીચ્ય બ્રાહ્મણોની પ્રશાખા




# શ્રી નથુ તુલસી  જ્ઞાતિ સમાજનો

# માહિતી ગ્રંથ


**લેખકો:-**

**સતિષચંદ્ર મ. જોશી**

**રેવાશંકર વિઠ્ઠલજી ઠાકર**

**પુરવણી  લેખકો:-**

**ધીરેનભાઈ હરકાંતભાઈ મહેતા**

**જિગ્નેશભાઈ હરકાંતભાઈ મહેતા**

**દીપેનભાઈ હરકાંતભાઈ મહેતા**

# અનુક્રમણિકા

# ગ્રંથ વિશે લેખકો નું નિવેદન

માનવ સમાજમાં “જ્ઞાતિ” સામાજિક જીવન વ્યવસ્થા ની એક પ્રાથમિક અવસ્થા છે માનવ સમાજ પોતાનું નાનું જૂથ બનાવીને વર્ષોથી રહેતો આવ્યો છે.

સૌરાષ્ટ્રમાં પથરાયેલી ઔદીચ્ય બ્રાહ્મણોની ગોહિલવાડી શાખાની એક પ્રસાખા “શ્રી નથુ તુલસી જ્ઞાતિ” ના ઇતિહાસની તેના શભ્યો ના વંશ વિસ્તારની તેના પુરુષાર્થની જીવન સંગઠનની આ કથા છે. છેલ્લા બે સત્તક નું સામાજીક જીવન અહીં ધબકે છે. ગુજરાતના માનવ વિકાસમાં આ નાના સમુહે એ કરેલ અલ્પ પ્રદાન ની આ વિગત છે.

આ ગ્રંથ લખવાની પ્રેરણા તો જ્ઞાતિના કેટલાક પ્રારબ્ધી અને પુરુષાર્થી પુરુષો, નવી કેડી કંડારનાર આ પ્રતિભાશાળી વ્યક્તિઓ ના જીવન વિશે લખીને ઊગતી પેઢીને તેમાંથી પ્રેરણા મળે તેવું સાહિત્ય સર્જવા ની હતી. પછી સ્વરૂપ બદલાયું ભાઈ શ્રી રેવાશંકરભાઈ ઠાકર ની જ્ઞાતિ કુટુંબો અંગેની અદભુત કંઠસ્થ માહિતી જોતા તે શક્તિને ગ્રંથસ્થ કરવાનું મન થયું. અને તેમાંથી આ ગ્રંથ રચાયો.

લેખન કાર્ય પૂરું થઈ તેના પ્રકાશન અંગેની વિચારણા થઈ. શ્રી વી.કા મહેતા બોર્ડિંગ ટ્રસ્ટ સાથે આ અંગે વાત થઈ ચર્ચા વિચારણા થઈ. પરંતુ કોઈ મૂંઝવણને કારણે તેઓ નિર્ણય આપી શક્યા નહીં.

પછી સ્થાનિક જ્ઞાતિજનોમાં કેટલાક ઉત્સાહી મિત્રોને બોલાવ્યા. ગ્રંથ પ્રકાશન અંગે સૂચનો થયા જ્ઞાતિજનોના ફોટા ગ્રંથમાં છાપવા અને ફોટા ડીઠ રૂપિયા ૨૫૦ લેવા એ રીતે ભંડોળ ભેગું કરવું.

તે પ્રમાણે એક પત્રિકા તૈયાર કરી .સમસ્ત જ્ઞાતિ કેન્દ્રોમાં મોકલાવી. પત્રવ્યવહાર અને પ્રચાર-પ્રવાસ પણ થયા. સહકાર સારો મળ્યો અને ગ્રંથ છાપવાનું કાર્ય શરૂ કર્યું.

ગ્રંથ પ્રકાશન સમિતિ એ બધી વ્યવસ્થા સંભાળી લીધી. ઝડપી ઉકેલ માટે તેની એક વ્યવસ્થાપક કમિટી પણ બનાવી.

સહજાનંદ આર્ટ પ્રિંટર્સ ના સંચાલક ઘનશ્યામભાઈ ઉત્સાહથી કામ ઉપાડ્યું. અને પૂરું કર્યું.

ભાઈ શ્રી હરકાંતભાઈ મહેતા અને ભાઈ શ્રી મનુભાઈ રાજ્યગુરુ એ ખૂબ મહેનત લઈ છાપવાની બધી વિગત પૂરી કરી. શ્રી રેવાશંકરભાઈએ લાંબા

પ્રવાસ ખેડીને ફંડ ઉઘરાવવાનું કામ ઊપાડી લીધું. હર્ષદભાઈ વ્યાસે હિસાબી વ્યવસ્થા સંભાળી. આ બધા મિત્રોને ધન્યવાદ આપું તેટલો ઓછો છે.
ગ્રંથ સમિતિના સૌ મિત્રોને સહકાર માટે પણ તેઓ ધન્યવાદ ના અધિકારી છે.
ગ્રંથ ની વિગત માટે તો શ્રી રેવાશંકરભાઈ એ પોતાનું નિવેદન આપ્યું છે.
કાલ નિરવધિ છે. આ ગ્રંથ જોવા વાંચવાનું ક્યારે કોઈકને તો આકર્ષણ થશે જ.
તેને એ ખૂબ ઉપયોગી બની રહેશે. તેવી શ્રધ્ધા સાથે વીરમું છું.

તારીખ: 5-3-1989 સતિષચંદ્ર મયાશંકર જોશી.

આપણી જ્ઞાતિના ઘણા કુટુંબની ત્રણ ચાર પેઢી સુધીની યાદી મારી યાદદાસ્ત મા હતી.

તારીખ ૭-૧-૧૯૩૧ થી રાજકોટમાં સ્થાયી થતા મારા પૂજ્ય પિતાશ્રી એ કુટુંબ વ્યવહાર તથા જ્ઞાતિ વ્યવહાર મને સોપ્યો. પોતે જાણતા હતા તેવા સગાઓના સગપણની વાતો કરી હતી.

સારા-માઠા પ્રસંગે અવારનવાર સગાઓમાં મારે જવાનું થતાં ત્યાં મળતા સગાઓની ઓળખાણ થતી. અને તે મારી યાદદાસ્ત માં લખાઈ જતી હતી.

આ ઉપરાંત અમદાવાદમાં પંડ્યા શ્રી પ્રાણજીવન ભાઈ પાસેથી પણ ઘણા સગાઓના ઇતિહાસો જાણ્યા. પણ સૌથી વધારે જાણકારી પાનસડા ના પંડ્યા જગજીવન રતનજી પાસેથી મળી. તેઓ ૧૯૬૮ માં વિધુર થયા. તેમને પુત્ર ન હોવાથી રાજકોટ મા અમારી સાથે રહેવા આવ્યા. તેઓની યાદદાસ્ત ખૂબ તીવ્ર હતી. કે તેઓ નવરાશના વખતે સગા સંબંધી ઓની ઓળખાણો ની વાતો કરતા. તે પરથી પણ ઘણું યાદ રહેલું. ઉપર લખ્યા ત્રણે મહાનુભાવો ના પ્રતાપે જ્ઞાતિના સગપણની મને જાણ થયેલી. તે મે સતિષભાઈ જોશીને લખાવી. તેમાં કોઈ હકીકત-દોષ રહી જવા પામ્યો હોય તો આપ સૌ દરગુજર કરશો એ નમ્ર વિનંતી.

આ કામોમાં જે મહાનુભાવો એ અમને વિગતો પૂરી પાડવામાં ખૂબ ભાવથી મદદ કરી છે તેમનો નિર્દેશ પણ જરૂરી છે.

શ્રી ઇરછાશંકર વજેશંકર રાજ્ગુરુએ શ્રી નથુ તુલસી તથા શ્રી ઘેલા રામજી ના રાજ્યગુરુઓનો સંયુક્ત આંબો આપ્યો. ઉપાધ્યાય શ્રી દોલતરાય નવલશંકરભાઈ એ ઉપાધ્યાય કુટુંબની હકીકત લખાવી અને આંબો આપ્યો. ભાઈ શ્રી જયંતકુમાર ભુપતરાય વ્યાસ પાસેથી પણ જ્ઞાતિ વસ્તી પત્રક માંથી ઘણા નામો મળ્યા. તે ઉપરાંત શ્રી નાનજી જીવનભાઈ જોશી, શ્રી પ્રવિણચંદ્ર અમૃતલાલ વ્યાસ, શ્રી નરોત્તમ કેશવલાલ વ્યાસ, ઇરછાશંકર શીવરામ ભટ્ટ, શ્રી લલિતકુમાર લાભશંકર ભટ્ટ, લલિતકુમાર અમૃતલાલ ભટ્ટ, શ્રી કાશીરામ રેવાશંકર ઠાકર, શ્રી મણીલાલ હીરાલાલ જોશી. શ્રી હિમતલાલ ભાઈશંકર પંડ્યા, મહેતા શ્રી દુર્ગાશંકર બાબાલાલ મેહતા, શ્રી છોટાલાલ દુર્લભજી મેહતા છોટાલાલ ચત્રભુજ જોશી, પ્રવિણચંદ્ર નાનજી જોશી, ચંદ્રકાંત મોહનલાલ જોશી, લાભશંકર મકનજી, કપિલાબેન રવિશંકર મહેતા, પુષ્પાબેન જયંતિલાલ

મહેતા, નર્મદાબેન દલપતરામ ભટ્ટ, ચંદ્રિકાબેન મધુસુદન મહેતા, વગેરે બહેનો એ પણ મને સહકાર આપી ઘણી માહિતી પૂરી પાડી છે.
તે ઉપરાંત મોટા મવા, પાનસડા, ઉંટવડ, સમઢીયાળા જઈ તેમના પરાક્રમી વડવાઓની વાતો જાણી તે સૌનો હું આભારી છું.
ધાંધલીયા પંડ્યાના એક વળવા શ્રી ઓધવજી બાપા નો ઇતિહાસ શ્રી પ્રભાકર પરસોતમ ભાઈ એ, ધનજીબાપા તથા ચત્રભુજ દાદા નો ઇતિહાસ શ્રી મોહનલાલ ચત્રભુજ ભાઈ એ, લાઠીયા મહેતા ના સતીમાં શામબાઈ માનો ઈતિહાસ શ્રી શંકરલાલ નાગજીભાઈ મહેતા તથા પાનસડા ના રહેતા શ્રી દલપતરામ રેવાશંકરભાઈ એ પૂરો પાડ્યો.
ભાઈ શ્રી જગદીશચંદ્ર હરિલાલ ભાઈ એ હરિભાઈ હોલમાં શ્રીમદ ભાગવત સપ્તાહ પારાયણ યોજેલ તે પ્રસંગે બહારગામથી આવેલા સગા સંબંધીઓ પાસેથી પણ ઘણી માહિતી મળી. મહેતા શ્રી ઓધવજી નાગજીભાઈ એ પણ એમના કુટુંબની યાદી લખાવી. આ રીતે રાજકોટમાં વસતા ઘણાખરા કુટુંબો પાસે યાદી મેળવવા જતાં સૌએ સહકાર આપી હકીકતો લખાવી તે સૌના અમે આભારી છીયે. પત્ર વ્યવહાર દ્વારા પણ બહાર ગામથી સારી માહિતી અમને મળી છે. તે સૌના અમે આભારી છીએ.

લી.
ઠાકર રેવાશંકર વિઠ્ઠલજી

# આ ગ્રંથ ના લેખક



**શ્રી સતીષચંદ્ર મ. જોષી**

પ્રમુખ શ્રી,



**શ્રી રેવાશંકર વિઠ્ઠલજી ઠાકર**

ઉપપ્રમુખ શ્રી,



**શ્રી હરકાંતભાઈ રતિલાલભાઈ મહેતા**

**મંત્રી શ્રી**

## :- ગ્રંથ પ્રકાશન સમિતિ -:



**શ્રી મનહરલાલ લાભશંકર રાજ્યગુરુ**

**મંત્રી શ્રી**



**શ્રી હર્ષદરાય નર્મદાશંકર વ્યાસ**

**ખજાનચી શ્રી**

## -: પુરવણી ગ્રંથ ના લેખકો :-



**ધીરેનભાઈ હરકાંતભાઈ મહેતા**



**જિગ્નેશ હરકાંતભાઈ મહેતા**



**દીપેનભાઈ હરકાંતભાઈ મહેતા**

# ગ્રંથ પ્રકાશન સમિતિ નું નિવેદન

સમસ્ત વિશ્વમાં બ્રાહ્મણોનો વસવાટ પથરાયેલો છે. સૌ જુદા જુદા વ્યવસાયોમાં ગોઠવાયેલ છે. પ્રાચીન અને અર્વાચીન છતાં અનેક જાતના રીત-રિવાજો અને દેશ-વિદેશની અસ્મિતા તેઓ ધરાવે છે. આપણા આ નાના સમાજ નથુ તુલસી જ્ઞાતિનું બાંધણું તેમનું સંગઠન રીત-રિવાજો અને જ્ઞાતિના દરેક કુટુંબના આંબા સાથેનો વિશાળ ઇતિહાસ એકઠો કરનાર આપણી જ્ઞાતિના બે મહાનુભાવો શ્રી સતિષચંદ્ર મયાશંકર જોશી તથા રેવાશંકર વિઠ્ઠલજી ઠાકર તેઓએ ઘણી બધી માહિતી એકઠી કરી અને આ શ્રી નથુ તુલસી માહિતી ગ્રંથમાં કંડારેલ છે. આ બે લેખકોએ એક અતિ અગત્યનું અને ઐતિહાસિક કામ કર્યું છે.

એક વર્ષ ઉપરાંત ના પરિશ્રમને અંતે આલેખન પૂરું થયું. આ બે લેખકોનો મનમાં તેના પ્રકાશન ની ચિંતા હતી. બંને લેખકોએ રંગ પ્રકાશન માટે પ્રયત્નો કરેલા પરંતુ તેમને અનુકૂળતા ન મળી. આથી તેમને રાજકોટના ઉત્સાહી જ્ઞાતિ કાર્યકરોનો સહકાર માંગ્યો અને આ ગ્રંથ પ્રકાશિત કરવા માટે એક ગ્રંથ પ્રકાશન સમિતિ ની ગોઠવણ કરવામાં આવી. સમિતિ સમક્ષ આ ગ્રંથના પ્રકાશન માટે ભંડોળ નો પ્રશ્નો મહત્વનો હતો અને આ માટે ભંડોળ એકઠું કરવા યોજના નક્કી કરી. આ ગ્રંથમાં જ્ઞાતિજનોના, સ્વજનોના શુભેચ્છકોના ફોટાઓ દ્વારા તથા જાહેરખબર દ્વારા ભંડોળ એકઠું કરી શકાય એમ વિચાર્યું. તે અંગેની વિગત સમજાવતી એક પત્રિકા તૈયાર કરવામાં આવી. અને જ્ઞાતિજનો ને પહોંચાડવામાં આવી.

થોડા સમયમાં સમિતિના સાદને બહુ સારો આવકાર મળ્યો. ફોટાઓ અને રકમ આવવા લાગ્યા. અને ગ્રંથનું છાપકામ શરૂ કરવામાં આવ્યું. છાપકામની વિગત તેની કામગીરી અને અન્ય વહીવટી કામગીરી શરૂ થઈ.

ગ્રંથ પ્રકાશન સમિતિ એ આ ગ્રંથના ઝડપી પ્રકાશન કરવા માટે અને ઝડપી નિર્ણયો લેવા માટે એક વ્યવસ્થાપક સમિતિ રચવાનું ઉચિત લાગતા આ સમિતિના હોદ્દેદારો પૈકી બે પ્રમુખો બે મંત્રીઓ તથા એક ખચાનચી ની એક

પેટા વ્યવસ્થાપક કમિટી રચવામાં આવી. આ કમિટીએ પુરા જોશથી આ કાર્ય ઉપાડી લીધું.

અમોને જણાવતા આનંદ થાય છે કે આ ગ્રંથના ભંડોળમાં જ્ઞાતિજનોએ સારો આવકાર આપ્યો અને સારી એવી સંખ્યામાં ફોટા મોકલ્યા. ઉપરાંત જાહેર ખબરો પણ મળી. પરિણામે શહેરો તેમજ ગ્રામ્ય પ્રદેશો માંથી સંખ્યાબંધ ફોટાઓ મળેલા છે. આ ગ્રંથમાં જે સહકાર મળેલ છે તેમનો ગ્રંથ પ્રકાશન સમિતિ ખૂબ ખૂબ આભાર માને છે. ગ્રંથ છાપવાનું ભંડોળ આ રીતે મળી જતાં આ ગ્રંથ તૈયાર કરી આપની સમક્ષ રજુ કરતાં અમો ધન્યતા અનુભવીએ છીએ. વિશેષમાં ખાસ જણાવવાનું કે ગ્રંથ પ્રકાશન સમિતિ ને એક વધુ ઉમદા વિચાર આવ્યો અને આ વિચારો હતા કે આપણી જ્ઞાતિજનો ના શહેરો તથા ગામડાઓમાં વસવાટ કરતા જ્ઞાતિજનોના સરનામાની યાદી આ ગ્રંથમાં આપવી તેથી સરનામા એકઠા કરી વિગતવાર યાદી તૈયાર કરી. આ ગ્રંથમાં આપવાની જવાબદારી આ ગ્રંથ પ્રકાશન સમિતિના મંત્રીઓ એ ઉપાડી લીધી. અને આ કામગીરી ઝડપથી પૂર્ણ કરી જ્ઞાતિજનોને વિનંતી કરીએ છીએ કે અમારા સજાગ પ્રયત્નો છતાં કોઈના નામ અથવા તો સરનામાં કોઈ ક્ષતિ રહી જવા પામેલ હોય તો અમોને ક્ષમા કરવા વિનંતી.
આ ગ્રંથ ઉગતી પેઢી માટે પ્રેરણાદાયી બનશે અને કૌટુંબિક સંબંધોની એક ડીક્ષનરી જેવું કામ આપશે તેવી અમને શ્રદ્ધા છે. આ ગ્રંથમાં આપેલ સંપૂર્ણ માહિતી એકઠી કરવામાં અને સચોટ ઈતિહાસ રજુ કરનાર બંને લેખક મહાનુભાવોનો તથા આ સમિતિના ખજાનચી શ્રી હર્ષદભાઈ નર્મદાશંકર વ્યાસ ના અમો આભારી છીએ. અમારા આ કાર્યમાં ભંડોળ એકઠું કરવામાં મદદ કરનાર સહુ કોઈ જ્ઞાતિજનો, કાર્યકરો અને શુભેચ્છકોનો અમે ખૂબ જ આભારી છીએ. સૌને ધન્યવાદ.......

**લી.**
**હરકાંત રતિલાલ મહેતા**
**મનહરલાલ લાભશંકર રાજ્યગુરુ**

**મંત્રીઓ**
**ગ્રંથ પ્રકાશન સમિતિ વતી**

જય શ્રી પ્રગટેશ્વરાય નમઃ

સર્વે જ્ઞાતિજનો ને જણાવતાં હર્ષ અને આનંદ ની લાગણી અનુભવીએ છીએ કે પાછલાં લગભગ આઠ,દસ માસ થી જે આપણા જ્ઞાતિ સમાજ નો પુરવણી ડિજીટલ પીડિએફ દ્વારા માહિતી ગ્રંથ બનાવી ને આજે જ્ઞાતિ સમાજ નાં લોકો ને અર્પણ કરતાં ખુબ જ આનંદ થાય છે.

આપણા સર્વે જ્ઞાતિજનો એ ઉત્સાહ પુર્વક પોતાનાં તેમજ કુટુંબ અને પરિવારો ની નવી પેઢી નાં નામ અને દિવંગત સ્વજન નાં ફોટા તથા માહિતી સાથે જાણકારી વોટ્સ એપ મેસેજ દ્વારા કે મોબાઈલ પર પુરી પાડેલ હતી.

આપણા સમાજ ના ઘણા પરિવારો એ પોતાના કુટુંબ નો તૈયાર આંબો મોકલાવી ને અમારું કામ ઘણું સરળ કર્યું હતું.

અને આજ થી બત્રીસ,તેત્રીસ વર્ષ પહેલાં આપણા સમાજ નાં વડીલો દ્વારા જે  જ્ઞાતિ સમાજ માહિતી ગ્રંથ બનાવેલ હતો, એની પુરવણી રુપે આ ડિજીટલ પીડીએફ ગ્રંથ બનાવ્યો છે.

શક્ય છે, આ બનાવ્યાં બાદ પણ કોઈ નામ માં ભુલ કે ઉમેરવાના રહી ગયાં હોય તો આ બદલ ક્ષમા કરશો.

આ જ્ઞાતિ સમાજ નો પુરવણી ડિજીટલ ગ્રંથ પીડીએફ રુપે એક આશીર્વાદ રુપ બાબત હોવાથી અમો એ સ્વખર્ચે બનાવેલ છે.અને આપણા જ્ઞાતિ સમાજ નાં ઘણાં ભાઈઓ અને પરિવારો તરફ થી આ સેવાકિય કાર્ય માટે સામે થી આર્થિક યોગદાન આપવા બાબતે ઉત્સુક્તા બતાવી હતી.પરંતુ અમે પહેલાં થી એક ધ્યેય સાથે નક્કી કરેલ હતું,કે કોઈ પણ  આર્થિક યોગદાન સ્વીકાર્ય જ નથી,ફક્ત આપના આશીર્વાદ એજ અમારાં માટે આપનું અમુલ્ય યોગદાન છે.

ધીરેન મહેતા.

જીજ્ઞેશ મહેતા.    દીપેન મહેતા.

નાં નમસ્કાર...

## ઔદિચ્ય ગોહિલવાડી બ્રાહ્મણની શ્રી નથુ તુલસી મહેતા જ્ઞાતિ સમાજ

**પ્રકરણ 1**

પૂર્વ નો ઇતિહાસ ઔદિચ્ય બ્રાહ્મણો મૂળ હિન્દુસ્તાનના ઉત્તર ભારતમાં વસતા અને ત્યાંથી ભારતના જુદા જુદા ભાગોમાં ફેલાયા. ગુજરાતમાં ઔદિચ્ય ને મહારાજા મૂળરાજે રુદ્રમાળ ના ખાતમૂર્હત આ વખતે ઉત્તર હિન્દ માંથી હજારો કુટુંબોને તેડાવ્યા આ સમયે સવંત 990 ની આસપાસ નો છે. જે બ્રાહ્મણ કુટુંબો ગુજરાતમાં આવ્યા તેની મનુષ્ય સંખ્યા આશરે 9000 હતી. યજ્ઞની પુર્ણાહુતી વખતે બ્રાહ્મણોને રાજાએ 272 જેટલા ગામ ઉત્તર ગુજરાત તથા સૌરાષ્ટ્રમાં દક્ષિણ દક્ષિણમાં આપ્યા હતા.

જે લોકો સૌરાષ્ટ્રમાં આવ્યા તેમાંના કેટલાક વઢવાણ ધાંગધ્રા હળવદ ની આસપાસ ગોઠવાયા તે ઝાલાવાડી ઔદિચ્ય કહેવાયા જે સિહોર તરફ તે ગોહિલવાડી કહેવાય મહારાજ મૂળરાજે જે રુદ્ર મહાલય ખાતમુરત સિધ્ધપુરમાં કરાવેલું તે છેક સવંત 1109 મા આશરે 25 વર્ષ પછી ગુજરાતના પ્રતાપી રાજા સિધ્ધરાજ જયસિહે પૂરું કરાવ્યું. તે વખતે પણ તેની પ્રતિષ્ઠા માં વધુ ઔદિચ્ય બ્રાહ્મણો ગુજરાતમાં આવ્યા આ ઔદિચ્ય બ્રાહ્મણ પાસે જમીન હોવાથી તેઓ ખેતી પણ કરવા લાગ્યા ઉપરાંત સૌરાષ્ટ્ર એ નાના મોટા રજવાડા નો પ્રદેશ હોવાથી કેટલા ક્ષત્રિય રાજાઓએ પણ કેટલાક વિદ્વાન બ્રાહ્મણોને પોતાના રાજ્યમાં વસાવ્યા હતા. મોટેભાગે બ્રાહ્મણો કર્મકાંડ પુરાણોની કથા વાર્તા તથા જ્યોતિષ વગેરે કાર્યકર્તા તેમાંથી કેટલાકની આર્થિક સ્થિતિ સારી થતાં તેઓ વેપાર-ધંધા અને રાજકાજમાં પણ અગત્યના સ્થાન ધરાવતા થયા હતા ગુજરાતના વિદ્વાન બ્રાહ્મણોએ સિધ્ધપુર, સોમનાથ, દ્વારિકા ભૃગુતીર્થ વલ્લભી અને શુકલતીર્થ જેવા ધામો વિકસાવ્યા તે જમાનામાં પ્રવાસના સાધનો ઝડપી ન હતા. જનજીવન સાધુ સરળ અને સંતોષી હતું. ખેતી એ મુખ્ય વ્યવસાય હતો વ્ર્ણાશ્રમ ગમના અનેક ફાટાઓ પડી ગયા હતા. ઔદીચ્ય બ્રાહ્મણોનાં પણ ક્રમે ક્રમે ધણા ફાટાઓ પડ્યા.

## ગોહિલ વાડી સંપ્રદાયના પેટા વિભાગો

**આ સંપ્રદાયના નીચે પ્રમાણે 14 પેટાવિભાગો પડ્યા.**

**(1) ઝાલાવાડી**
**(2) બાલ ખરેડી**
**(3) ગઢીયા**
**(4) રાજ્યગુરુ**
**(5) ચીભડિયા**
**(6) ચારણીયા**
**(7) નથુ મહેતાનું તળ**
**(8) ઘેલા રામજી નું તળ**
**(9) હામાપર**
**(10) ખાખરીયુ**
**(11) ઢાંક**
**(12) પરબડિયું**
**(13) બાર ગામડી**
**(14) મોકળ**

આ જૂથો ના નામ જુદા જુદા ગામ તથા નેતા ના નામ પરથી પડેલા છે આ બધા પેટા જોતો અંદરો અંદર લગ્ન સંબંધો બાંધીને રહેતા અને તેને જ્ઞાતિ એવું નામ આપતા.

આ વિભાગોમાં નીચે પ્રમાણે અટક જોવા મળે છે.

1 જોષી
2 ઠાકર
3 પંડ્યા
4 ભટ્ટ
5 મહેતા
6 રાવલ
7 રાજ્યગુરુ
8 વ્યાસ
9 જાની
10 ઉપાધ્યાય
**11** શુક્લ
**12** પાઠક

ઉપર ની અટકો પોતપોતાના વડવાઓના વ્યવસાય પરથી ગોઠવાયેલી છે કર્મકાંડમાં રોકાયેલા જૂથને જાની તથા વ્યાસ કહેવાયા તેમાં પુરાણ વાંચનારાઓ પણ હતા આ ઉપરાંત જ્યોતિષ જોનારા જોષી કહેવાયા વેદ શાસ્ત્ર ભણાવનારા પંડ્યા તથા ઉપાધ્યાય કહેવાયા. રાજાઓ નું ગોરપદુ કરનારા રાજ્યગુરુ રાજગોર કહેવાયા, હિસાબ કરનારા મહેતા કહેવાય . કાળક્રમે આ વ્યવસાયમાં અનેક ફેરફારો થયા પરંતુ અટકો ચાલુ રહી બ્રાહ્મણો સાધારણ રીતે ધર્મ કાર્ય કરાવતા અને તે રીતે તેમનો નિરવા ચાલતો એટલે તેઓ સંસ્કૃતના જાણકાર હતા કેટલાક વિદ્વાન શાસ્ત્રીઓ પણ હતા સામાન્ય

જ્ઞાન વ્યવહાર પૂરતું ઘણા ખરા લેતા તે વખતે આ જ્ઞાન આપનારી ધુડીશાળાઓ પણ કેટલાક બ્રાહ્મણો ચલાવતા.

ઉપરના 14 વિભાગોમાંથી એક વિભાગ જેને નથુ મહેતાનું તડ કહેવાય છે તેની વિગત અહીં આપણે વિચારવાની છે એવું કહેવાય છે કે 60-62 કુટુંબોનું આવું એક જૂથ હતું આ જૂથમાં કોઈ કન્યાના વેવિશાળ અંગે કોઈ નિયમ ભંગ કર્યો એટલે તેનો નિર્ણય ફરવા માટે આ જૂથના મૂલ્યો હાલના કાલાવડ તાલુકાના શિશાંગ ગામ ની પાસે પ્રગટેશ્વર મહાદેવ ના શિવાલય ભેગા થયા અને સૌ ચર્ચા વિચારણા કરી નજીકમાં મોટા વડાળા કરીને ગામ છે. ત્યાના રહીશ  મેતા કુટુંબના શ્રી નથુ મહેતાએ આ ચર્ચા સભા મા અગ્ર ભાગ ભજવ્યો હશે તેમનામાં સ્વાભાવિક નેતૃત્વ શક્તિ અને વકૃત્વ શક્તિ હોવી જોઈએ. એટલે બધાએ તેમનામાં વિશ્વાસ મૂકી તેમને નેતા પદ આપ્યું તેમને પોતાનું અલગ જૂથ બનાવ્યું અને જે કુટુંબો તેમની સાથે જોડાયા તેમને નથુ મહેતાનું તડ એવું નામ આપવામાં આવ્યું.

કેટલાંક કુટુંબો બીજા જૂથમાં રહ્યા એ જૂથ ના નેતા રાજકોટના રાજ્યગુરુ કુટુંબના શ્રી ઘેલા રામજી હતા શ્રી ઘેલા રામજી પણ પુણ્યશાળી પુરુષ હતા. રાજકોટ રાજ્ય તેમને જમીન આપેલી જૂના રાજકોટમાં આજે ઘેલા રામજી નું મંદિર અને લીલા રામજી ની શેરી તેમની યાદ અપાવે છે.

આજની વિદ્યમાન પેઢીની ચોથી કે પાંચમી પેઢીએ કેટલાક કુટુંબો એક જૂથના હોય તેવા મળે છે. એટલે આ છુટા પડેલા ગ્રુપ બહુ તો દોઢસો-બસો વર્ષ પહેલા છુટા પડ્યા હોય તેઓ અંદાજ આવે છે.

નથુ મહેતાએ પ્રગટેશ્વર મહાદેવ માં આ વિભાજન જાહેર કરેલું એટલે તેમના જૂથમાં આ મહાદેવને શ્રી નથુ તુલસી જ્ઞાતિના ઇષ્ટદેવ ગણવામાં આવે છે અને સારા માઠા પ્રસંગે મંદિર માટે ફાળો આપવામાં આવે છે.

છેલ્લા એકાદ દસકાથી આ મહાદેવના મંદિરના જિર્ણોધ્ધાર માટે એક ટ્રસ્ટ બનાવી ફંડ ઉઘરાવી આ મંદિરના પ્રાંગણમાં મકાનો બનાવ્યા છે, છેક સુધી સારો રસ્તો બનાવાયો છે, નદી પરના નો પુલ બાંધ્યો છે અને અવાર નવાર શિવરાત્રી વખતે સંમેલન યોજાય છે. આ રીતે આ સ્થળનું મહાત્મ્ય વિસ્તરતું જાય છે મહાકાલ ની હાજરીમાં આ જ્ઞાતિ આયોજન થયું.

સંયોજન અને વિભાજનની મહાકાલ ની પ્રવૃત્તિ તો સતત ચાલતી રહે છે આજે દેશ કાલ કહે છે "ટુકા વર્તુળ છોડો વિસાળમા ભળો" આજે માનવજીવન અતિ પ્રવૃત્તિશીલ બની ગયું છે. વિજ્ઞાન અને તેની વિચારસરણી ફેરવી નાખી છે જૂના લોકો નવા ને ખાસ બિરદાવતા નથી નવા જુના ને તિરસ્કાર કરે છે. આ યુધ્ધ ચાલ્યા કરે છે અને તેમાંથી ઉત્ક્રાંતિ સર્જાય છે અને ઇતિહાસના પાના લખાતાં રહે છે.આ નાના-નાના સમાજે ગુજરાતના સમાજ જીવનમાં તેના વિકાસમાં જે ફાળો આપ્યો તેની આ કથા છે.

છેલ્લા 200 વર્ષમાં આ જ્ઞાતિ સમાજ સમગ્ર ગુજરાતી સમાજની પ્રગતિમાં પોતાની શક્તિ બુધ્ધિ અને પ્રતિભા નું પ્રદાન કરેલું છે. તેમાં વિદ્વાન ગુરુઓ છે અને લોકમાન્ય સાહિત્યકારો અને કથાકારો પણ છે પ્રભાવશાળી જ્યોતિષીઓ પણ છે. રાજકારણીઓ અને સમાજસેવકો પણ છે કોઈ વૈદ ડોકટરો છે તો કોઈ ઉચ્ચ કક્ષાના વિદ્વાનો પણ છે. લોકપ્રિય કર્મકાંડી શાસ્ત્ર વિધો છે. તો દેશસેવામાં જીવન સમર્પણ કરનાર લોકસેવકો પણ છે. ખ્યાતનામ પાઠક શાસ્ત્રીઓ છે અને કુશળ ભૂમિ સેવકો પણ છે. કુશળ બેન્કરો છે તો ખ્યાતનામ ક્રિકેટ ખેલાડીઓ પણ છે. ગુજરાતની રંગભૂમિ ના જાણીતા કલાકારો છે તો રાષ્ટ્રની ફોજી શાખામાં ઉચ્ચ હોદ્દા પર પહોંચેલા યુવાનો પણ છે. સમાજજીવનના ઘણાખરા અંગો માં પ્રદાન કરનાર વ્યક્તિઓ ઘણા છે. દૂર વિદેશોમાં જઈ મા ભોમની યશગાથા ગાનારા સાહસિકો પણ છે.

આવા નાના સમાજ ની આ ગૌરવ કથા છે.

પ્રકરણ 2

# નથુ તુલસી સમાજ નો પ્રારંભ

પ્રગટેશ્વર મુકામે નેતા તરીકે આગળ આવનાર શ્રી નથુ મહેતા નજીકના ગામ મોટા વડાળા ના રહેવાસી હતા તેમના પિતાનું નામ તુલસી હતું. તેમના જૂથમાં જે કુટુંબો જોડાયા તેમણે શ્રી નથુ મહેતાને જ્ઞાતિ પટેલ તરીકે સ્વીકાર્યા.

જ્ઞાતિ પટેલની પદવી માનદ પદવી હતી. એટલે કે સેવાભાવી હતી. જે સેવા બદલ તેમને કોઈ વેતન અપાતું નહીં. તેમના માન-મરતબો સચવાતા અને જ્ઞાતિ સંમેલન માં તેમને પાઘડી બાંધવામાં આવતી આવા સંમેલનમાં જ્ઞાતિના જે કોઈ પ્રશ્નોની ચર્ચા થતી તેનું પ્રમુખસ્થાન જ્ઞાતિ પટેલને અપાતું. નિર્ણય લોકશાહી ઢબે થતા. જ્ઞાતિ પટેલ તેની જાહેરાત કરતા, તેમને મદદ કરવા માટે જ્ઞાતિના આગેવાનો નક્કી થતા, જે કુટુંબો જ્ઞાતિ માં જોડાયેલા તેમનો ભૌગોલિક દ્રષ્ટિએ વિચાર કરીએ બે પરગણા બનાવ્યા હતા.

1 હાલારમાં વસતા કુટુંબો અને 2 કાઠીઓના પ્રદેશમાં એટલે કાઠીયાવાડ

અત્યારનું (અમરેલી દક્ષિણ રાજકોટ જીલ્લો) સરધાર ની દક્ષિણ ભાગને સૌરાષ્ટ્ર તે કાઠીયાવાડ અને ઉત્તર તરફ નો ભાગ એ હાલાર આમ ૨ પરગણા પાડી બંનેમાંથી પાંચ પાંચ આગેવાનો લેવાતા જ્ઞાતિ સંમેલન માં તેઓ હાજરી આપતા.

જ્ઞાતિ વ્યવસ્થિત રહે દીકરા દીકરીઓના સગપણ થાય તે બરાબર જળવાઈ લગ્ન પ્રસંગે કન્યા વિક્રય ન થાય, અન્ય જ્ઞાતિ માં બેટી વ્યવહાર ન થાય, કોઈ કજીયા કંકાશ ને લીધે ગૃહસ્થ જીવનમાં ભંગ ના પડે વગેરે પ્રશ્નો પરત્વે જ્ઞાતિ પટેલને પોતાના આ જૂથના વહેવારો પ્રત્યે ધ્યાન આપવાનો રહેતુ. તેમાં એક સૂત્રતા જળવાઈ રહે તે માટે અમુક ધારા ધોરણો ગોઠવેલા તે પ્રમાણે દરેક કુટુંબને તેનું પાલન કરવાનું રહેતું. તેનો ભંગ કરનાર ગુનેગાર લેખાશે. તેનો પ્રશ્ન

જ્ઞાતિ સંમેલનમાં ચર્ચાતો. અને ગુનેગાર ને સજા થતી. ભારે સજામાં અમુક વર્ષ સુધી જ્ઞાતિ બહાર મુકાતા. તેનો વ્યવહાર બંધ થતો, તો કોઈને દંડ પણ થતો કોઈવાર દંડ પામેલા નો સમય પૂરો થતાં તેને નાથ પ્રવેશ કરવાની અરજી ઉપર વિચાર કરી પુન:

પ્રવેશ અપાતો.

જ્ઞાતિના દીકરા દીકરીઓના સગપણ પણ વ્યવસ્થિત રીતે થતાં રહે લગ્ન વખતના ખર્ચ મર્યાદિત રહે વગેરે બાબતોમાં પણ કોઇ ભંગ થતો ત્યારે સંમેલનમાં તેની ચર્ચા થતી.

સામાન્ય રીતે આવા સંમેલન કોઈ વૃધ્ધ મરણની શ્રાધ્ધક્રિયાના જ્ઞાતિ સંમેલન વખતે ગોઠવાતા. કોઈ સુખી ઘર આવા પ્રસંગે સમગ્ર જ્ઞાતિને નોતરૂ આપવા તૈયાર હોય તો તેણે જ્ઞાતિ પટેલ પાસે પરગણાના આગેવાનો સાથે મંજૂરી માટે જવું પડતું. તેની મંજૂરી પછી નોતર લખાતા. જ્ઞાતિ પટેલને લાવા પહોંચાડવાનું ખર્ચ ઘર ધણી ભોગવતા.

શ્રી નથુ મહેતા આ બધી જવાબદારી લઈને જ્ઞાતિ પટેલ બન્યા.આ પદ વંશ વારસામાં ચાલુ રહેલું. તેમના પછી તેમના વંશજો વડાડા છોડી પાલીતાણા પાસે નવાગામ ગયા હતા. કોઈ ક્ષત્રિય યજમાન તેમને ત્યાં તેડી ગયેલા. એ પછી નવાગામ મુકામે આ કુટુંબ રહેતુ. તેમના કુટુંબની જે હકીકત તેમના વિધમાન વંશજ શ્રી નારદલાલભાઈ જે હાલ ભાવનગરમાં રહે છે.

શ્રી નથુ તુલસી મહેતા ની વધુ માહિતી મહેતા કુટુંબ મા જોવા મળસે....



શ્રી નારદલાલભાઈ નું વય અત્યારે (1990) સિત્તેર વર્ષના હશે. તેમની પાંચમી પેઢીએ શ્રી નથુ મહેતા થયા તેમના વંશજો એ આ જ્ઞાતી પટેલ પદ ચાલુ રાખ્યું. આજની વૃધ્દ્ર પેઢીઓ જ્ઞાતી પટેલ તરીકે શ્રી દામજીભાઈ ને જોયેલા. તેમના પછી તેમના મોટા પુત્ર શ્રી વાઘજીભાઈ એ આ પદ શોભાવેલું.

શ્રી વાઘજીભાઈ જ્ઞાતી સંમેલનોમાં હાજરી આપતા અને કુશળતાથી વહીવટ ચલાવતા તેમને લાંબુ આયુષ્ય ભોગવ્યું નહીં. તેમના અવસાન બાદ તેમના ભાઈ રતિલાલ ભાઈ જ્ઞાતી પટેલ તરીકે જાહેર થયા હતા. અને તેમણે આ પદ સંભાળ્યું હતું. અને જ્ઞાતિ બંધનો સીથીલ થઈ ગયા ત્યા સુધી કામ કર્યું હતું.

શ્રી દામજીભાઈ નો સમય ઈ.સ.1860 થી ૧૯૨૦ની આસપાસનો ગણી શકાય. તે પછીનો દોઢ દશક શ્રી વાઘજીભાઈ જ્ઞાતિ પટેલ તરીકે રહ્યા હશે. રતિભાઈ નો સમય આવ્યો ત્યારે ભારતમાં સ્વરાજ્યનો ઉદય થવા આવ્યો હતો.

દેશ ઝડપથી ફરી ગયો હતો. જ્ઞાતિ બંધનો તૂટતા હતા. લોકોમાં અંગ્રેજી કેળવણી અને સંસ્કૃતિ વધતા જતા હતા તેની અસર સમાજના બધા જ ઘરમાં પહોંચી હતી. જાત-પાતના બંધનોમાંથી મુક્તિ મળી હતી એટલે તેની અસર આ સમૂહ ઉપર પણ થાય એ સ્વાભાવિક છે. ઉપરાંત વંશ વિસ્તાર પણ વધતો જતો હતો. લોકો પરદેશ ખેડતા થયા હતા. આર્થિક દ્રષ્ટિએ પણ વધુ સુખી થયા હતા. દીકરા દીકરીઓને ઉચ્ચ કેળવણી મળતી હતી. સામાજિક વર્તુળ વિશાળ બનતું હતું.

નવી જાગૃતિ સાથે જૂની જ્ઞાતિપ્રથા વિદાય લેવા માંડી હતી. બંધનો ખતમ થતાં છૂટ છાટ વધી હતી. જ્ઞાતિની મર્યાદાના બાંધ ઓછા થતા હતા. છેવટે બેટી વ્યવહારની પણ છૂટ થઈ ગઈ હતી.

આ પરિસ્થિતિમાં જ્ઞાતિ કે જ્ઞાતિ પટેલની હૈયાતી ક્રમે ક્રમે વિલય થવા માંડી. આ ક્રાંતિના પરિણામો થી લોકોની ઉન્નતિ થશે કે તેનાથી વિરોધી બનશે એ તો આવતીકાલે જ કહે છે. પરંતુ ગમે તેવા લોક સમાજમાં નાના વર્તુળો

રહેવાના જ. વર્તુળ નાનું તેમ લાગણી અને ભાવનાના બળ અને આકર્ષણ વધુ પ્રબળ એ તો વૈજ્ઞાનિક સત્ય છે તે બદલશે નહીં. આ સત્ય ભુલાય નહીં.

નથુ મહેતાની નેતાગીરી પછી દોઢેક સૈકામાં પાછું ક્રાંતિનું મોજુ આવ્યું અને ફરીથી ઇતિહાસ  કરવટ બદલવા માંડયો છે. તેમની પાંચમી પેઢી એ જ આ પદની અગત્યતા વિલાઈ ગઈ. પરંતુ વીતેલા દોઢ દાયકામાં આ સમાજે શું કર્યું એ હવે આપણે જોઈશું.

## પ્રકરણ-૩
## વિકાસ અને વિસ્તાર

આ જ્ઞાતિના સંયોજનના સમય અંગે સંશોધન કરતા કેટલીય દંતકથા જેવી વાતો સાંભળવા મળતી. પરંતુ તેના પર આધાર રાખી શકાય નહીં. અભ્યાસ કરતા ગોંડલની ભુવનેશ્વરી પીઠ તરફથી આચાર્યશ્રી ચરણતીર્થ મહારાજે પ્રકાશિત કરેલી એક પુસ્તિકા વાંચવામાં આવી. ચરણતીર્થ મહારાજ ઊંડા અભ્યાસી હતા. તેમણે ખરેડી અને ગઢીયા જ્ઞાતિઓના બંધારણ વિશે એક પુસ્તિકા લખેલી છે. નામ છે "ઔદિચ્ય ખરેડી ગઢીયા જ્ઞાતિનો ટૂંકો ઇતિહાસ" પ્રકાશન વર્ષ 1971.

આ પુસ્તિકાના પાના નંબર 30-31 ઉપર નીચે પ્રમાણે હકીકત છે. સંવત ૧૯૪૧ સુધી હાલાર સોરઠ કચ્છ અને તેની આસપાસના પ્રદેશના તમામ ઔદીચ્ય બ્રાહ્મણોની નાત સિહોર આ સંપ્રદાયને નામે ઓળખાતી. તેની સંખ્યા આશરે ત્રણથી સાડા ત્રણ હજાર ઘરની હતી. ગોહિલવાડ અને ઝાલાવાડ પંથકના **ઔદિચ્ય** સાથે દીકરી લેવાનો વહેવાર ઓછો થવા માંડ્યો હતો.

રાજગર, **નથુ મહેતાનું** તડ, ચારણીયુ, **ચીભડિયુ** તડ વગેરે નાની-મોટી નાતો ના ફાટા પડવા માંડ્યા હતા.

આ ઉપરાંત આ પુસ્તિકામાં 'રાજગર ની નાત' એ પાના નંબર 10 મથાળા નીચે તેનો ઇતિહાસ લખતા ચરણતીર્થ મહારાજ આગળ જણાવે છે.

કાળે કરી કમાવાની સંખ્યા વધતી ગઈ. ગુજરાન માટે ગામડામાં ફેલાતા ગયા. અને જે જે ગામમાં તેઓના ધોળ બંધાતા ગયા તે તે ગામના નામથી કે ધોળ ઓળખાવા લાગ્યા કેટલાક ધોળ ઘરની વ્યક્તિઓના નામ થી ઓળખાવા માંડ્યા.  આ રીતે ચારણીયુ તડ (ગામના નામ પરથી) નથુ મહેતા નું તડ, ઘેલારામજી નું તડ (વ્યક્તિઓના નામ પરથી) આમ વિભાગો પડયા.

આચાર્યશ્રી ચરણતીર્થ મહારાજ આજ પુસ્તિકાના પાના નંબર આઠ ઉપર લખ્યું છે સિહોર સંપ્રદાયનાં 14 પેટાવિભાગ પડ્યા. (ગોહેલવાડી-ઝાલાવાડી) ભાલ, ખરેડી, ગઢીયા, રાજગર, ચીભડિયા, ચારણિયા, નથુ મહેતા નું તડ

ઘેલારામજી નું તડ, હમાપર, ખાખરિયું, ઢાંક, પરબડીયુ, બારગામડી મોકળ આમાં પણ કાળે ક્રમે પેટા તડકે વિભાગ થયા.
ચરણતીર્થ મહારાજ સવંત 1941 નો ઉલ્લેખ કર્યો છે. તે છાપ ભૂલ લાગે છે. કારણકે એ ગણીએતો હજી આ બનાવને ૧૦૧ વર્ષ થાય. જે અશક્ય છે. આ અંગે સ્પષ્ટતા કરવા વિદ્વાન આચાર્યશ્રી ઘનશ્યામલાલજી મહારાજને પત્ર લખતા આ વાતનું સમર્થન મળ્યું છે. એટલે જે વિભાજન થયા તે સવંત 1841 ની આસ પાસ થયા છે.
હવે આપણે નથુ મહેતા નો સમય નક્કી કરીએ તે માટે આપણે શ્રી નારદલાલભાઈ એ આપેલાં આંબા નો આધાર લઈશું.
હાલ શ્રી નારદલાલભાઈ ની ઉમર ૧૯૭૨ માં 70 ગણીએ તો તેનો જન્મ વર્ષ સવંત ૧૯૦૨.
તેમનાં જન્મ વખતે પિતાશ્રી રામેશ્વર ભાઈની ઉમર આશરે 30 ગણીએ 1872-30=1842 એ રામેશ્વર ભાઈનો જન્મ સમય ગણી શકાય.
તે વખતે તેમના પિતાશ્રી દામજીભાઈ પણ 30 ના 1842-30 =1812 એ દામજીભાઈ ના જન્મ વર્ષનો અંદાજ કહેવાય.
એ વખતે તેમના પિતા ભવાનીશંકર ભાઈ પણ 30 ના હોય તો 1812-30=1782 તેમના જન્મ વર્ષ તરીકે ગણી શકાય.
તે વખતે તેમના પિતા ઓધવજીભાઈ 30 ના હોય તો તેમનો જન્મ વર્ષ 1782-30=1752 ગણાય.
તે સમયે તેમના પિતા નથુ મહેતા 30 વર્ષના ગણી તો લગભગ તેમણે નેતાગીરી લીધી હોય એ 1752-30= 1722 સમયની આસપાસ પહોંચી શકાય. એકાદ દશકનો ફેરફાર ગણતરી ફેરમાં હોઈ શકે તો પણ સવંત 1741 નો સમય જ્ઞાતિના બંધારણ માટે પ્રમાણ ગણી શકાય.

આમાં સમાજની સ્થાપના ની ભૂમિકા બાંધી તેના વિસ્તાર વિશે જોઈએ. અગાઉ જણાવ્યા પ્રમાણે આ સમાજના કુટુંબો સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગમાં વિસ્તરી ગયા હતા. પ્રગટેશ્વર ની આસપાસ તેના કેટલાંક કુટુંબો હતા એટલે કે હાલાર જિલ્લામાં હતા તેમજ રાજકોટ જિલ્લામાં પણ હતા તે પ્રમાણે તેને બે પ્રકારમાં વેચી દેવાયા હતા.

1 **હાલાર પરગણુ**

આ પરગણુ સરધારી ધાર થી ઉત્તર સૌરાષ્ટ્ર ગણાતું.
ઝાલાવાડ પંથકમાં આ સમય ન હતો એટલે હાલાર-રાજકોટ બે જિલ્લામાં વસેલો હતુ. રાજકોટ, રૈયા, મહુવા, મેટોડા, કણકોટ, ચાંદલી, પાળ, નગર પીપળીયા, પડધરી, રાવકી, મહુડી, મોરબી, ટંકારા, ખીરસરા વગેરે ગામોમાં તેઓ વસ્યા છે. જામનગર જિલ્લાના નીચેના ગામોમાં આ જ્ઞાતિના પરિવાર વસે છે જામનગર, હાપા, ઠેબા, પાંચસરા, રકા, ખટીયા, અલિયાબાડા, થાવરીયા,વનથલી, વરણા મોડા, લતીપુર, પીઠડ, જસાપર, ઉટબેટ, સામપર, દુધઇ, આમરણ, ધ્રોલ, વિભાપર, ભીમકટા, બાદનપર, જોડીયા, ઓખા, મીઠાપુર, સુરજ કરાડી, કાલાવડ, મોટા વડાળા, શિસાંગ, નાગાજાર, પાતામેઘપર, ખાનકોટડા ખડખંભાળિયા, ચેલા, પીપરટોડા, વગેરે

2 **કાઠીયાવાડ પરગણું**

**અમરેલી જીલ્લો** ગોંડલ, રીબડા, ઈસ્વરિયા, કરમાળ કોટડા, બાબરા, ચરખા, ચમારડી, ચીતલ, પાનસડા, રાણપુર, માલવણ, હડાળા, ધારી, ઢસા, ગોપાલ ગ્રામ ચાળીયા, પીપરીયા, રફાળા, વેકરીયા, સમઢીયાળા, ખાંભા, આંકડિયા, થાણા દેવડી વડિયા, લાઠી.
**ભાવનગર,** પાલીતાણા, નવાગામ, ગઢડા, મહુવા, પછી સમય જતા કુટુંબ વિસ્તાર વધતા ઘણા કુટુંબોમાં થી લોકો બહાર નીકળી પડ્યા. પ્રવાસ ના સાધનો સરળ થયા હતા. રેલ્વે પણ ચાલુ થઇ ગઈ હતી. મુંબઈ, કરાચી તરફ યુવાનો કમાવા જતા અને પરદેશ સુધી જવાની પણ કેટલાકે હામ ભીડી હતી.

એટલે વીસમી સદીના ઉત્તરાર્ધમાં તો આ સમાજનો વિસ્તાર પરગાણાનિ સીમા વટાવી ક્યાંય દૂર ગયો હતો.

કેટલા એ સૌરાષ્ટ્ર બહાર પહોંચ્યા હતા.અમદાવાદ,વડોદરા, સુરત, મુંબઈ અને તેની આસપાસ વ્યવસાય માટે જય ત્યાં ગોઠવાયા હતા. થોડા બ્રહ્મદેશ રંગૂન જેવા સ્થળો માં પણ ગયા હતા. તો થોડા ઉત્તર ભારત અમૃતસર, દિલ્હી તો કોઈ કલકત્તા ઝરિયા coal mines તરફ ગોઠવાયા. કેટલાક દક્ષિણ ભારતમાં પુના કાલિકટ, મદ્રાસ સુધી પણ પહોંચેલા છે. તો થોડા મધ્ય ભારત અને ઓરિસ્સામાં પણ ગયા. નવી કેળવણીનો લાભ લઇ તથા પોતાની રસોઈ કળા કે ધાર્મિક કર્મકાંડ શક્તિને લીધે થોડા આફ્રિકા પણ પહોંચ્યા. પૂર્વ આફ્રિકામાં તો હિન્દી વર્ષોથી જતા હતા. અને વેપારી કોમો તેમાં રોકાયેલી રહેતી.

આ જ્ઞાતિના કુટુંબો પણ તેમનો સહારો લઇ ત્યા પહોંચી નસીબ અજમાવી ગોઠવાઈ ગયા છે. આરબ દેશમાં એ પ્રમાણે મસ્કત બંદરે પણ આપણા દેશના ભાટિયા લોહાણા વેપારીઓ વેપાર કરતા તેમની સાથે આ જ્ઞાતિના કેટલાક કુટુંબો હાલ મસ્કત, દુબઇ અને અબુધાબીમાં પણ ગોઠવાયા છે.

આફ્રિકાના જુદા જુદા પ્રદેશોમાં આ જ્ઞાતિના કુટુંબો હતા ત્યાની રાજકીય પરિસ્થિતિ પલટાતા, જેમ કેટલાય ભારતીય કુટુંબો યુરોપ અમેરિકા તરફ ઉપડેલા, તેમાં જ્ઞાતિના પણ કેટલાક કુટુંબો છે. ઇંગ્લેન્ડ, જર્મની, યુ.એસ માં તેઓ સ્થિર થયા છે. આમ વિસ્તાર વિકસતી દુનિયા સાથે વધતો જ ગયો છે. પરંતુ વ્યવહારીક પ્રસંગો થી હજુ ભારતીય રહ્યા છે.તેમાં અપવાદ બનતા જાય છે પરંતુ મોટેભાગે હજુ જ્ઞાતિને વળગી રહ્યા છે. પોતાનું મૂળ હજુ આ પરદેશી વસાહતીઓ ભૂલ્યા નથી. સમય જતા ઘણું બનશે...

દેશ વિદેશ સ્થળાંતર કરનાર વર્ગ આર્થિક રીતે સુખી વર્ગ બની ગયો છે. તેમાં કોઈ શંકા નથી તેમની બીજી પેઢી કે પછી ત્રીજી પેઢી પણ હજુ દીકરાને યજ્ઞપવિત અપાવે છે. અને આ વિધિ કરાવવા દેશમાં આવે છે. કેટલાક દીકરાઓ અને દીકરીઓ હવે ત્યાં જ સ્વેત લોકો સાથે લગ્ન સબંધ બાંધવા લાગ્યા છે. તેમના વારસો પાસે પછી આ બ્રાહ્મણ સંસ્કૃતિ કેટલી રહેશે એ પ્રશ્ન છે. કોઈવાર તેમને અથવા તેમના વંશજોને પોતાના મૂળ શોધવાની કોઇ

ઉત્કંઠા જાગે ત્યારે સંભવ છે કે અમેરિકામાં વસતા હબસીઓના મૂળના શોધક એલેક્સ હેલી માફક તેમાંથી કોઇ વિરલો સંશોધન કરશે અને મૂળ શોધ છે. તેને કદાચ આ નોંધ અસ્તિત્વમાં હોય તો ઉપયોગી થશે. એ આશા રાખવી ભલે બહુ દૂર ગામી પરંતુ અસ્થાને નહીં ગણાય.

**જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં સદાકાળ ગુજરાત એ ઓળખ પ્રમાણે આ નાનકડા જ્ઞાતિ સમાજના એકમો એ ગુજરાતી સમાજના વિકાસમાં ભલે નાનો પણ યોગ્ય ફાળો આપેલો છે. સમાજની અનેક પ્રવૃત્તિમાં તેમણે પોતાની શક્તિ બુધ્ધિ અને પ્રતિભાનો પ્રદાન કરેલું છે.**

નવી પેઢીને નવા જમાનાનો લાભ મળેલો છે. નવી કેળવણી વિજ્ઞાન ની શોધ ખોળો સગવડો વગેરેથી તેમને જૂની પેઢીની સરખામણીમાં ઘણું નવું મળેલું છે. પરંતુ કૌટુંબિક આચાર-વિચાર જેના કેટલાંક સનાતન મૂલ્યો છે. તે કદી બદલાતા નથી. તે તેમણે ભૂલવા જોઈએ નહીં. જૂની પેઢીનો સંસ્કાર વારસો જેટલો સાચવવા જેવો લાગે તે સાચવવાની ડહાપણ ભરી વાત હંમેશા યાદ રહેવી જોઈએ. આ ગ્રંથમાં બીજી પેઢીની વાત છે આ જ્ઞાતિના નાના સમૂહ પણ પોતાની અસ્મિતા ગુજરાતના સામૂહિક વિકાસ માં આવી છે. તે ગૌરવપ્રદ વારસો નવી પેઢી હંમેશા યાદ રાખશે તો એમાંથી અવનવી પ્રેરણા પ્રાપ્ત થશે....

# જ્ઞાતિ સંગઠન

જ્યારે અમુક સંખ્યાના કુટુંબો એકઠા થઈ પોતાનું જૂથ ઉભુ કરે ત્યારે તેમાં સૌની વિચારસરણી એક સરખી હોવી જોઈએ.બધાનો એક મત હોવો જોઈએ. અને સંધમાં એટલે કે જૂથમાં રહેવા માટે જે સામૂહિક મર્યાદાઓ સર્વાનુમતે નક્કી થઈ હોય તેનો પાલન કરવું પડે સંગઠનો આ નિયમ છે. તે માટે જરૂર જણાય તો નિયમો પણ ગોઠવવા જોઇએ અને તેનું પાલન શિસ્તબધ્ધ રીતે સૌએ કરવા જોઈએ. તેમાં છૂટછાટ ન મુકાય ઢીલાશ થાય તો સંગઠન ભાંગી પડે ઉપરાંત નેતા નક્કી કર્યા પછી નેતા માં વિશ્વાસ મુકવો જોઈએ. અને તેનું શાસન પાડવું જોઈએ.

નથુ મહેતાનું આ જ્ઞાતિ જૂથ પ્રારંભ વખતે મોટી સંખ્યા નું ન હતું. આપણે આગળ જોયું તેમ બે પરગણા ઓમા હે વહેંચાયેલું હતું. એ સમયે હજુ પ્રવાસ ઝડપી ન હતા. એટલે સ્થળાંતર ઓછું થતું. પોતાના મથકોની આસપાસ દીકરા દીકરીઓના સંબંધો ગોઠવાતા કોઈવાર ખાસ સંજોગોમાં લાંબે અંતરે જવું પડતું. આ જૂથને પરસ્પર સંકળાયેલા રાખવા માટેનું મુખ્ય બળ પરસ્પર થતાં દીકરા-દીકરીના સંબંધોનું હતું. સગાવહાલા ના જુથ પરસ્પર એકબીજાને ત્યાં આઉજા કરતા સારા અથવા માઠા પ્રસંગો ઉપર આવું આવવા-જવાનું થતું તે આવશ્યક ગણાતું. આ ઉપરાંત લગ્ન પ્રસંગે મૃત્યુ પ્રસંગે પણ બે-ત્રણ દિવસ રોકાણ કરતા હતા. પરસ્પર મદદરૂપ થતાં અને પ્રસંગ ઉકેલતા.

સમાજના બધા એકમો એક સરખા હોય નહીં. પોતપોતાના શક્તિ અને સંજોગ પ્રમાણે દરેક કુટુંબ પોતાનું યોગક્ષેમ ચલાવતું હોય છે. માનવીના મન અને વિચારો ભિન્ન હોય છે. એટલે સૌના વિચારો પણ ભિન્ન હોય છે .પરંતુ સંધભાવના માં મનભેદ અને વિચારભેદને ગૌણ ગણી સામૂહહિત નુ ખ્યાલ રાખવું પડે છે.

એટલે આ જ્ઞાતિ ના આગેવાનોએ શર્વગ્રાહી અને સૌને અનુકૂળ આવે તેવા સામૂહિક પ્રસંગો બાબતે ધારાધોરણ ગોઠવ્યા હતા. સામાન્ય કુટુંબ નો વહેવાર સફળતાથી નિભાવી શકાય એ દ્રષ્ટિ તેઓએ રાખી હતી. આ ધારાધોરણ અને જ્ઞાતિ સભાની એક દૂરદર્શન ની ઝલક જેવી જ ઝલક રજુ કરીએ છીએ.

## જ્ઞાતિ સંમેલન

સ્થળ : કાઠીયાવાડ પરગાણા નુ ગામ કોઠાવાળું પીપરયુ
સમય : તારીખ 29-12-1938 ગુરૂવાર વિક્રમ સવંત 1995 પોષ સુદ સાતમ
પ્રમુખ : જ્ઞાતિ પટેલ શ્રી રતિલાલ દામજી મહેતા

સ્વ જોષી પોપટલાલ નથુભાઈ ની ઉત્તરક્રિયા પ્રસંગે નાતતેડું થયું છે. જ્ઞાતિ આગેવાનો ભેગા થયા છે.
જ્ઞાતિ બંધારણમાં સુધારા કરવાની ચર્ચા ચાલે છે. ચર્ચા વિચારણાના અંતે નીચે પ્રમાણે નિર્ણય લેવાય છે.

1 **સગપણ**

હાલ સગપણ ત્રણ પ્રકારે થાય છે.
અ- કંકુ ને ચાંદલે જેમા કન્યાદાન કશી લેવડદેવડ વિના થાય છે.
બ- કુળવરે તેમા સમુર્તા વખતે રૂપિયા ૩૪ અને લગ્ન વખતે રૂપિયા ૬૮
ક- સામસામુ દીકરીઓ સામસામા કુટુંબમાં લેવાય છે.

ઉપરોક્ત (બ) ભાગ કુળ વરે થતા સગપણમાં જે રકમ નિયત થઈ છે તેનાથી કોઈ એ વધારે લેવાનું નથી. વધારે લેનાર ગુનેગાર ગણાશે.
(ક) ભાગમાં લેવડદેવડમાં આર્થિક બાબત રહેતી નથી. પરંતુ એવી એવું બને કે બેમાંથી કોઈ એક પક્ષમાં કન્યાનું રજક દિપક થાય, તે વખતે બીજી કન્યા આપવાનું વચન આપવું હોય તો, પાંચ વર્ષમાં તેમ કરવું જોઈશે. પરંતુ જો એ શક્ય બન્યું ન હોય તો લગ્ન અટકે નહિ, પરંતુ રૂપિયા 68 કન્યા પક્ષને આપવા.

સંબંધ કરેલ કન્યાને મૂળ ઠેકાણે ન પરણાવનાર ગુનેગાર ગણાશે. કન્યા લેનાર પણ ગુનેગાર થશે.

**સમુરતું** : (લગ્ન પહેલા કન્યાને અપાતા કપડા ઘરેણા ની વિધિ) આ પ્રસંગે નીચે પ્રમાણે જ વસ્તુઓ રાખવી.

**કપડા** :સાડી ચણીયો પોલકું (રેશમી)

**દાગીના** : સોનાના (શક્તિ અનુસાર) દાંતની ચૂડી સોનાની ચિપવાડી જોડી 1 નાકની ચુક 1 , કાનના કાપ અથવા ઍરિંગ જોડી 1. પગમા પહેરવાના ચાંદીના ઘરેણા ઈચ્છા પ્રમાણે.

**નોંધ** : લગ્ન પ્રસંગે દાગીનાઓ જો નાદુરસ્ત થયા હોય તો દુરસ્ત કરાવી વરાણા ની છાબ માં મુકવા આનાથી વધારે દાગીના વરપક્ષ લાવે તો છાબમાં મૂકવા નહીં પરંતુ ઘરમાં જઈ આપવા.

**પડા** : ખારેક શેર 5,ખાંડ ના પડા 2, સાકરનો પડો 1, દ્રાક્ષનો પળો 1, કંકુ નો પડો 1, નાડાછડી પડો 1, ચાદલા નો પડો 1, શ્રીફળ 1, તથા કોરી નંગ 1.

સમુર્તા માં આવેલ મહેમાનોને બે ટંક ભોજન જમાડવા. વધુ ની છૂટ

**સમુરમની પહેરામણી**: પાઘડી 2, સાડી 1,શ્રીફળ તથા કોરી 1, કન્યા પક્ષ આપે. સબંધ કુળવારે હોય તો આ વખતે કન્યા પક્ષને રૂપિયા ૩૪ આપવા. લગ્ન વખતે સામૈયું કરવા કળશમાં વરપક્ષે એક કોરી નાખવી.

**કલવો**: કલવો ઉપરથી નાસ્તો વરરાજા માટે લઈ જવાતા નાસ્તા વખતે વેવાણું પરસ્પર ભેટે અને દીવડા બદલાવે. ફટાણા બોલવા નહિ.

**અનઘોળ**: (સ્નાન) વરરાજાને સ્નાન વખતે ધોતી 1, તથા જનોઈનોજોટો કન્યા પક્ષે મોકલવો.

**વરાણા ની છાબ**: રેશમી સાડી, ચણીયો, પોલકું, તથા પીળી અને લીલી રેશમી કપડું 7 , ઉપર જણાવ્યા પ્રમાણે
છાબ સાથે મામેરા હોય તો વરણા ની છાબ પહેલી વધાવી.

**માયરા** : કન્યાદાન વિધિ વખતે શુકલજી ને રૂપિયા પાંચ ઉંચક આપી દેવા દક્ષિણા જુદી.
માથું ગૂથાવવા કન્યાને વરપક્ષ વાળા લઈ જાય ત્યારે કન્યાને લાજ ઉઘડામણ રૂપિયા એક આપવો.
(લાજ નો રિવાજ ચાલુ હતો)
**પહેરામણી**:
કન્યા પક્ષ તરફથી વરરાજા ને પાઘડી 1
જાનૈયાને પાઘડી 3, વરમાતાને સાડી 1
લૂણવંતીને ચૂંદડી 1, રોકડ 5 કોરી અને શ્રીફળ 1
શુકલ જઈને દક્ષિણા બંને પક્ષોએ મળીને સમજીને આપવી.
પસ ભરાવવાની વિધિમાં (વરરાજા ને ભેટ આપવાની રીત) પહેરામણી વખતે તે પરત કરવાની પદ્ધતિ બંધ કરવામાં આવે છે.
કન્યા પક્ષને અપાતા રૂપિયા 102 જેને દેચ કહે છે, તેમાં વર જો બીજવર હોય તો રૂપિયા ૩૪ વધુ આપવા° નિવેદનો રૂપિયા એક કન્યા પક્ષે આપવો.
જાન બળદગાડામાં આવી હોય તો બળદના ચારાની વ્યવસ્થા ગોઠવવી.
એ શક્ય ન હોય તો બળદ ની જોડી એક ડીઠ રોજનો રૂપિયો 1 કન્યા પક્ષે આપવો.
**નોતરા**: જો કોઈને પોતાને ત્યાં પ્રસંગ હોય અને સમસ્ત જ્ઞાતિને નોતરા આપવા હોય તો પરગણાના પાંચ આગેવાનો સાથે જ્ઞાતિ પટેલની મંજૂરી લેવી ,પછી નોતરા મોકલવા.
લગ્ન વખતે વરપક્ષ તરફથી વરીઠીનું જમણ ગોઠવાય ત્યારે કન્યા પક્ષને માંડવે દરરોજ જેટલા માણસો જમતા હોય તેટલાં નેજ નોતરા આપવા.ગામના ઈતર માણસોને નોતરા આપવા હોય તો કન્યા પક્ષની પરવાનગી લેવી અને કન્યા પક્ષે કોઈ વધારાના ફરજિયાત નોતરા આપવા કેહવું નહીં.

**ગામઝાંપો:** ગામ જાપો ગામ ના રિવાજ મુજબ આપવું, કુંભાર ચોરી, વાણંદ ચાંકરી, ઢોલી વગેરેને રૂપિયા દસ આપવા. ઘરધણીએ તેનો ચુકવણી કરી દેવી.

**જ્ઞાતિ ફંડ** : વરપક્ષ અને કન્યા પક્ષે રૂપિયા એક મળી રૂપિયા બે કન્યાના ગામના મુખ્ય ગણાતા ઘર ના ચોપડે જમા કરાવવા. આ રકમ જ્ઞાતિના કામ માં વાપરવી.
**સીમંત**: પ્રસંગે જ્ઞાતિ નોતરા આપવા ફરજિયાત નથી. સીમંત વખતના તેલ, સોપારી પગલાદાદ, અને બીજી તમામ બાબતો માટે રૂપિયા બે કન્યાના માવતરે વર પક્ષને આપવા. નિવેદનો રૂપિયો એક આપવો.
**કપડા**: રેશમી ઘરચોળું, ચણીયો, પાટ પાથરણાં બે.
**પડા**: નંગ સાત મોડિયો.
પહેરામણી મા વર ને પાઘડી, વરની માને સાડી એક તથા વરના બાપને પાઘડી એક
**યજ્ઞપવિત**: વખતે શક્તિ પ્રમાણે જ્ઞાતિ મા નોતરા આપવા, પરંતુ ગામમાં બધા જ્ઞાતિ ઘરોને નોતરવા.
બડવાની સગાઈ કરેલી હોય તો તેના સસરાને પાઘડી એક આપવી.
**મરણ પ્રસંગ:** ઉત્તર ક્રિયા માં પોતાની શક્તિ પ્રમાણે સગા સંબંધી ને નોતરવા. સમસ્ત જ્ઞાતિ તેડું કરવું હોય તો જ્ઞાતિ પટેલ ની મંજૂરી લઈ કરવું. તે વખતે દક્ષિણા લહાણું એક કોરી ઘર દીઠ અને પાત્ર લહાણું ઘરદીઠ એક પ્રમાણે કરવું. જ્ઞાતિ પટેલે આ પ્રસંગે હાજરી આપવી. અસામાન્ય સંજોગોમાં પ્રતિનિધિ મોકલી શકે છે. આ જ્ઞાતિ મિલનમાં કોઈ વાંધા વચકા ની વાત આવી હોય તો તેમની હાજરી આવશ્યક ગણાશે.

**જ્ઞાતિની કારોબારી** :
બે પરગણા માંથી દરેકના પાંચ પ્રતિનિધિ મોકલતા એટલે 10+1 જ્ઞાતિ પટેલ. કુલ 11 ની આ કારોબારી થશે. આ મિલનમાં નીચે પ્રમાણે પ્રતિનિધિઓની પસંદગી કરવામાં આવે છે. બીજા ઠરાવ સુધી તેઓ ચાલુ રહેશે.

**કાઠીયાવાડ પરગણું**

1 ગોપાલ ગ્રામ-ઢસા :ભટ્ટ ગોપાલજી હરિશંકર અથવા જોષી મયાશંકર ગંગાસર 2 ધારી પીપરીયા : વ્યાસ જયશંકર કાલિદાસ અથવા જોશી હીરાલાલ ગૌરીશંકર 3 ચાડિયા: પંડ્યા મકનજી પુરષોત્તમ અથવા પંડ્યા ભાઈશંકર ભાણજી
4 બાબરા-ચમારડી : જોષી દયારામ ભવાનીશંકર અથવા પંડ્યા વીરજી આણંદજી 5 ઈશ્વરીયા : વ્યાસ ભવાનીશંકર બેચર અથવા ગેસ મોહનલાલ ભુદરજી

**હાલાર પરગણું**

1 લતીપુર : મહેતા ત્રિભુવન ખીમજી અથવા મહેતા શિવશંકર ખીમજી

2 રાજકોટ : મહેતા ગિરજાશંકર હિરજી અથવા ભટ્ટ દેવશંકર નથુભાઈ

3 બાડા : પંડ્યા મોનજી વૈજનાથ અથવા માવજી વૈજનાથ

4 નગર પીપળીયા: પંડ્યા ત્રિભુવન મેઘજી

5 વંથલી : ઉપાધ્યાય વાલજી મૂળજી અથવા ઉપાધ્યાય નરસિંહ ભુદરજી

કારોબારી જ્ઞાતિના ધોરણના ભંગ કરનારની તપાસ કરી તેને ગુનેગાર તરીકે સજા કરાશે.
1 સંબંધ કરેલ દીકરીના સંબંધ તોડી શકાશે નહીં તે સામાન્ય નિયમ છે. માત્ર ખાસ કારણસર આ સંબંધો તોડવા ની આવશ્યકતા ઊભી થાય તો આ કારોબારી મંડળ ની સંમતિ મેળવી તેઓ જે નિકાલ આપે તે પ્રમાણે વર્તવાથી કોઈ ગુનો બનશે નહીં
2 સામસામી સગાઈમાં કન્યા આપવાની શરતે વર વારાવ્યો હોય ત્યારે વરાવેલ વર પક્ષને ઘેર કન્યા જન્મે ત્યારે કન્યાનો સંબંધ લેણી કન્યા વાળા ની પરવાનગી લીધા સિવાય કરવો નહીં .
3 કોઈને ત્યાં કન્યા ન જન્મે અગર ભાયાતોમાથી પણ ન મળે તો રૂપિયા 102 પુરા દેયના લઈ લગ્ન કરી આપવા. કન્યા ખાતર લગ્ન અટકાવી શકાશે નહીં.
4 સવેલુ (સંબંધ કરેલ કન્યા) લેનાર અને દેનાર બંને પક્ષ ગુનેગાર ગણાશે. અને તેને માટે કારોબારી જે નિર્ણય લેશે તે સર્વમાન્ય ગણાશે. આવા ગુનેગારનો ૨૦ વર્ષ સુધી જ્ઞાતિવહેવાર બંધ રાખવો. આવા ગુનેગારનો પક્ષ કોઈ જ્ઞાતિ ભાઈએ લેવો નહીં. તેની મુદત પૂરી થઈ ગુનેગાર અરજ કરે અને તે ઉપર કારોબારી નક્કી કરે તે સર્તે વર્તવા કબૂલ થાય તો તેનો વ્યવહાર શરૂ કરવા ઠરાવવું.
5 આવી જ્ઞાતિ વ્યવહાર બંધ કરવાની બાબત કોઈ જ્ઞાતિજન ના ઘેર હોય ત્યારે ઊભી કરવી નહીં. પરંતુ તે માટે ખાસ કારોબારી બોલાવવી. કસૂરવાર આવી મીટીંગ પોતાના ખર્ચે બોલાવે.
ઉપરની બાબતો સમસ્ત જ્ઞાતિના હિતાહિતનું વિચાર કરી નક્કી કરવામાં આવી છે. અને તે સૌને કબૂલ મંજૂર છે.તે બદલ આ નીચે સહીઓ કરી છે.
સવંત 1995 પોષ સુદ સાતમ ગુરૂવાર તારીખ 29 ડિસેમ્બર 1938 1 જ્ઞાતિ પટેલ નથુ તુલસી વતી રતિલાલ દામજી નવાગામ
2 જોષી હીરાલાલ ગૌરીશંકર
3 જોષી ખીમજી ગંગારામ
4 ભટ્ટ ગોપાલજી હરિશંકર

5 ભટ્ટ પ્રાણજીવન ભાણજી
6 ભટ્ટ રેવાશંકર ત્રિકમજી
7 પંડ્યા ડાયાલાલ મેઘજી
8 પંડ્યા મૂળશંકર ગાંગજી
9 જોષી મયાશંકર ગંગાધર
10 પંડ્યા મકનજી પરસોતમ
11 પંડ્યા હરગોવિંદ મોરારજી
12 વ્યાસ જયશંકર કાલિદાસ
13 વ્યાસ કેશવલાલ ગૌરીશંકર
14 મહેતા ભોળા ખોડા
15 મહેતા મણિશંકર પ્રભાશંકર
16 મહેતા મોહનલાલ નાનજી
17 મહેતા શામજી મૂળજી
18 જોષી કામેશ્વર ભવાનીશંકર
19 જોષી કેશવલાલ દયારામ 20 જોષી બાલકૃષ્ણ દયારામ
21 જોષી પ્રાણલાલ મંછારામ 22 જાની કાનજી કાળીદાસ
23 જાની અંબાશંકર રામજી 24 પંડ્યા વિરજી આણંદજી
25 પંડ્યા પ્રાણશંકર જગજીવન 26 મહેતા ઉમિયાશંકર શામજી
27 પંડ્યા ચત્રભુજ મોરારજી

# પ્રકરણ-૫

## જ્ઞાતિના ઉપાધ્યાય કુટુંબો

ઉપાધ્યાય કુટુંબો લતીપુર ગામમાં સ્થીર થયેલા. ધ્રોલ તાલુકાનું એક ગામ છે. તેમણે કદાચ પીઠડ થી પણ સ્થળાંતર કર્યું હોય... પછી ત્યાંથી હાલાર જિલ્લાના અન્ય ગામોમાં ગયા હશે. લતીપુરમાં હજુ ઉપાધ્યાય વાડો છે. આ કુટુંબ ની હકીકત શ્રી દોલતભાઈ નવલભાઇ ઉપાધ્યાય પૂરી પાડી છે. એ માટે અમે તેમના આભારી છીએ. તેમના કથન પ્રમાણે તેમના મૂળ પુરુષ તરીકે જીવાદાદા થી પ્રારંભ કરેલો છે.




જીવા દાદા નો ઇતિહાસ જાણવા જેવો છે.
પીઠડ માં અડધું ગામ બ્રાહ્મણોને જામ સાહેબે દાનમાં આપેલું એનો ભોગવટો આ બ્રાહ્મણ કુટુંબો નિર્વિઘ્ને કરતા હતા. સમય જતા કોઈ જામનગરી અમલદારોને થયું કે આ બ્રાહ્મણો પાસેથી પણ મહેસુલ લેવું જોઈએ.
તેઓ ખાતેદાર જેવા બની ગયા છે અને સુખી છે. રાવણે ઋષિઓ પાસેથી કર ઉઘરાવવાની વાત કરી હતી. તેની આ વાત છે. બ્રાહ્મણોને પડધરી બોલાવ્યા

હશે.. બ્રાહ્મણોએ જમીન તો બક્ષીસ તરીકે મળી છે. તેનો કર લેવાય નહીં. વર્ષોથી એ લેવાતો નથી. વગેરે દલીલો કરી એમણે લતીપુર થી જીવાદાદા ને આ માટે બોલાવ્યા. જીવાદાદા માતબર માણસ હતા. બોલવામાં કુશળ હતા. તેમણે પેલા અધિકારીને સમજાવવામાં કાંઈ બાકી રાખ્યું નહીં. પરંતુ અમલદાર તેના અધિકારના નશામાં સમજ્યા નહીં. અને ભારપૂર્વક સંભળાવી દીધું કે રાજ તેનું લેણું વસુલ કરશે જ તમારે મહેસુલ ભરવી જ પડશે. રાજના હાથ મજબૂત અને લાંબા છે.

જીવા દાદા ની બધી મહેનત નિષ્ફળ ગઈ. ત્યારે તેમની સામે આત્મ સમર્પણનો એક જ રસ્તો દેખાયો. રાવણને ઋષિઓએ પોતાના લોહીનો કુંભ મોકલ્યો હતો. જીવાદાદા ઇષ્ટદેવનું સ્મરણ કરી પાસે પડેલી કટાર ઉઠાવી પોતાના પેટમાં હલાવી ને કહ્યું તો લ્યો આ વિઘોટી. બ્રાહ્મણ પાસે બીજું નથી. લોહીની ધાર છૂટી અમલદાર ડઘાઈ ગયા. જીવાદાદા એ ફાળિયું લઈ પેટની આસપાસ કચકચાવી બાંધી દીધું અને ચાલતા થયા. થોડા માઈલ ચાલ્યા પછી તેઓ રસનાળ ગામને પાદર કુવા પાસે ઢળી પડ્યા. દેહ છૂટી ગયો. આ આત્મસમર્પણ ની વાત ચારે બાજુ ફેલાઈ જતાં અરેરાટી વ્યાપી ગઈ. સગ વાલા ભેગા થઈ ગયા. અને ત્યાં અગ્નિ દાહ વિધિ થયા બાદ તે જગ્યા ઉપર તેમ ની ખાંભી બનાવી. તેમના વંશજો એ પડધરી તથા રસનાળ નું પાણી અગરાજ કરીયુ. ઉપાધ્યાય કુટુંબ ના સુરાપુરા મૂળ પુરુષ હજુ પૂજાય છે. કુટુંબના વરવધુ છેડાછેડી છોડવા અહીં આવે છે. અને દાદા ના આશીર્વાદ મેળવે છે. પડધરીમાં આ પ્રસંગ બનેલો એટલે પડધરી નું પાણી પણ અગરાજ કરવાનું નક્કી થયું હતું. પરંતુ પાછળથી પ્રાણજીવન ઉપાધ્યાય પડધરીમાં રેવન્યુ અધિકારી તરીકે આવ્યા ત્યારે તેમણે દાદા ની સંમતિ લઇ આ અપરીહગ્રહ દૂર કરાવ્યો હતો. એટલે હાલ માત્ર રસનાળ પુરતીજ મર્યાદા રહી છે.

જીવા દાદા ના પાળીએ એકવાર વાલજીભાઈ ઉપાધ્યાયને થાળ ધરવાની ઈચ્છા થઈ. તેમણે તે અમલમાં મૂકી તેમને એમ દાદા સ્વીકારે તો ભવિષ્યમાં

આ પ્રશ્ન ઉકલી જાય. પરંતુ તેમ થયું નહીં. વાલજીભાઈ ઘેર આવ્યા અને કુટુંબમા ૨ અઘટીત બનાવો બની ગયા. તેમને વાત સમજાઈ ગઈ છે. આપણે દાદા ની ઈચ્છા વિરુદ્ધ કામ કર્યું છે. ત્યાંરથી આવો બીજો પ્રયત્ન થયો નથી. વાલજીભાઈ એ દાદા પાસે મોમા ત્તરણ પકડી માફી માગી.

# ઉપાધ્યાય પરિવાર જોઈએ...



માનશંકર--------વ્રજલાલ---------------અરવિંદ------------------વિનોદ-------હસમુખ-----ઇન્દુ-----પંકજ-----દિપક

બિપિન-મનોજ દિનેશ-યોગેશ જયેશ-રાજેશ-શૈલેષ-બ્રિજેશ જિગ્નેશ-------ચેતન અજય-ઇશા

ધવલ ધારા-તીર્થ જય ઉમંગ-પ્રેમ પ્રથમ વિશ્વેશ-કેયુરી હિમાની-શ્રેયા

દિજા

મેઘજી---------------------દેવશંકર--શવજીભાઇ

કામેશ્વર—વિઠ્ઠલજી---મોનજી ભગવાનજી

અમૃતલાલ--------કાનજીભાઇ મણિશંકર--------------હિમ્મતલાલ---------કિશોર--કનક

બાલકૃષ્ણ---ધર્મપ્રસાદ દલપતભાઇ પ્રતાપ-----------દિનેશ-કિરીટ હરેશ-નલિન-ભદ્રેશ રાજેશ-હિરેન પ્રશાંત

ભાગ્યેશ----------રામ—મયુર શૈલેષ-સુનિલ-નિશાંત મિનેષ હાર્દીક ભૌતિક ઉત્કર્ષ નિત્રાંગ શ્રેય-જીયાંગ

વિશ્વા-પ્રિયાશા-ક્રિશિવ દિવ્યાંગ-હિમાદ્રિ અક્ષરા-ખુશી જય મેશ્વા-કિયાંશ નિસર્ગ-ચિત્રાંગ

વેણિશંકર----------------------------------------મહિપતલાલ------------------હિમંતલાલ

સુભાષ---------------------પ્રવીણ----------ગિરીશ-મહેશ-ભરત-રમેશ મુકેશ-----------ધર્મેન્દ્ર----બિપિન રાજેન્દ્ર

યોગેશ----અશ્વિન હિતેષ---ગૌરાંગ શિવમ-શોભા મીલાપ-આરતી ભાર્ગવ ધરણી

સુમિત-લય મનન-ધ્વનિ દ્રષ્ટી ક્રિષા--તન્વી ધૈર્ય સમર્થ

મયુરી--માનસી--હેતલ--આદિત્ય--પુજા


રણછોડ
હરજીવન-----------નરભેરામ------------પ્રાગજી----------મયારામ
ભુદરજી----દીવેસ્વર
ડાયાલાલ--ગોરધન
રાજારામ-મોહનલાલ
વેલજી
ગિરજાશંકર
જેઠાલાલ-શિવલાલ
પ્રેમશંકર
અરવિંદ
પ્રભાશંકર------નરસિંહપ્રસાદ
કલ્યાણજી-અનંતરાય
હર્ષદરાય
કિશનલાલ--શંકરલાલ
પ્રમોદ-મહેશ-નરેશ-જીતેન્દ્ર-કમલેશ-પરેશ
હેમતલાલ-ત્રંબકલાલ----હરગોવિંદ પ્રફુલ
જગદીશ---જનક----ઇંદ્રવદન -પ્રફુલ-દિનેશ
અતુલ-----------દિનેશ
મનોજ-દક્ષા-દીપા
જયદીપ ચિરાગ-ગૌરાંગ અર્જુન
દર્શીલ-સેજલ હર્ષિલ-આષીતા-ઋષિતા હર્ષ
દર્શી-ગ્રીષ્મા જેનીશ
જેનીલ
લલિતકુમાર-વસંત-લક્ષ્મીશંકર----અશ્વિન
હરિલાલ--------------અમૃતલાલ--------------ભોગીલાલ
દિવ્યેશ જય----દીપ ક્રિશ્ના-રાધિકા સુમન
મહેન્દ્ર-અનિલ-રમણ
રાજેન્દ્ર-----હેમલતા-----હરેશ
દેવ-પિનલ દેવાંશી આર્યા
અતુલ-નયના-દીના-રીટા
ધર્મેશ-વીરાંગના-ભરત-રોશની
નિકુંજ-વિરલ
શિવાની-દિપાંશ
સ્તુતિ-અવધ
આર્યા-અનન્યા
કથા-મહેન

આવા પૂર્વજના વંશજોની હકીકત આપણે જોઈએ જીવાદાદા ના પુત્ર ડોસાભાઇ તેમના પુત્ર રતનજી. અને રતનજી ના બે પુત્રો રામજી,આણંદજી.

રામજીના પરિવારમાં રૂગનાથ અને રવજી. રૂગનાથ ને ત્રણ પુત્રો મેઘજી, દેવશંકર અને સવજી.

રવજી ને બે પુત્રો હતા પ્રાણજીવન અને મુળજી. રવજી ઉપાધ્યાય લતીપુર થી વરણા તરફ ગયા. તેમના યજમાન તેમને ત્યાં લઇ ગયા. એટલે આ કુટુંબ વરણા માં ગોઠવાયો. રવજી ભાઈ ના એક પુત્ર પ્રાણજીવન ને નજીકમાં જામનગર અભ્યાસ માટે મોકલ્યા. મૂળજીભાઈ વરણા માજ પૈતૃક વ્યવસાય કરતા રહ્યા. પ્રાણજીવન ભાઈ ભણીને રાજ્યના રેવન્યુ ખાતાની નોકરીમાં ગોઠવાઈ ગયા. અને ક્રમે ક્રમે આગળ વધતા મહાલકારી પણ થયા હતા. તેમનું પ્રથમ લગ્ન ભૂરા જીવરાજ મહેતાના બેન સાથે થયેલા તેના પુત્ર પોપટલાલ પ્રાણજીવન ભાઈ ના બીજા લગ્ન ઊંટવડના ભટ્ટ હરદેવ સુંદરજી ના પુત્રી રળિયાત બેન સાથે થયા હતા. તેમનાથી ત્રણ પુત્રો ભગવાનજી, ખોડીદાસ અને હીરાલાલ હતા. એટલે તેમનું કુટુંબ જામનગરમાં ગોઠવાયું પ્રાણજીવન ભાઈ ને ચાર પુત્રો પોપટલાલ ,ભગવાનજી, ખોડીદાસ અને હીરાલાલ તેમણે પોતાના ચારેય દીકરાઓને જામનગર રાજ્યની નોકરીમાં ગોઠવ્યા હતા. ભગવાનજી ટ્રેઝરી માં હતા. તેમના લગ્ન બાબરાના પંડ્યા વીરજી આણંદ જીના દીકરી સાથે થયા. બીજા ભાઈઓ રેવન્યુમાં હતા. ખોડીદાસ ભાઈ અને હીરાભાઈ મહાલકારી પદે પહોંચેલા .પોપટભાઈ પણ રેવન્યુ ખાતામાં થી જ નિવૃત્ત થયા હતા. તેમના લગ્ન રાણપર ના વ્યાસ હરદેવ રણછોડના પુત્રી ઉજમ બેન સાથે થયા. મૂળજીભાઈ ને બે પુત્રો મોટા વાલજીભાઈ અને નાના નવલભાઇ. મૂળજીભાઈ ના પત્ની નું નામ સંતોકબા વાલજીભાઈ ના લગ્ન ઢસાના પંડ્યા રાઘવજી ના પુત્રી દિવાળીબેન સાથે થયા હતા.

એ સમયમાં સૌરાષ્ટ્રમાં પ્લેગ ની બીમારી નું આક્રમણ થયું હતું. શહેર અને ગામડા ના ઘરો ખાલી કરી લોકો ખેતરમાં ઝૂપડા કરી રેવા જતા રહેલા સવંત

૭૪ નું વર્ષ છે. વાલજીભાઈ અને તેનું કુટુંબ પણ આ રીતે બહાર નિકળેલું પરંતુ વાલજીભાઈ ને પ્લેગ દેખાયો એની ગાંઠ નીકળી. તાવ થી શરીર ધગધગી ઊઠ્યું. તેમના બા સંતોકબેન મૂંઝાયા સારવાર માટે વંથલી લઈ ગયા. રસ્તે વાલજીભાઈ ને ઊલટીઓ થતી જાય. જલ્દી વંથલી ભેગા થયા. ત્યાં પહોંચતાં વાલજીભાઈ બેસુદ બની ગયા. લોકો ગભરાયા નવયુવાન દીકરાની આ સ્થિતિ જોઈ સંતોકબા ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા. પોતે ખૂબ આસ્તિક અને અને ધાર્મિક વૃત્તિના હતા. તાજા પરણેલા યુવાન પુત્રની આ સ્થિતિ જોઈ તેઓએ માનસિક સમતુલા ગુમાવી. વડીલોને થયું કે તેમને એક ઓરડામાં પૂરી દેવા જોઈએ. નહીંતર સાવ છટકી જશે. વાલજીભાઈ ની સ્થિતિ બગડતી હતી. સાંજ પડી. મંદિર આરતી ના ઘંટ થયા. સંતોકબા ની પ્રાર્થના અને યાચના ચાલુ હતા. તેમણે બારણું ખોલવા જીદ કરી કહ્યું મારી પાસે બે સાધુ મહારાજ ભીક્ષા માગવા આવ્યા છે. મને બહાર આવી તેમને ભિક્ષા આપવા દો બહારના લોકોને એ ગાન્ડપણ લાગતું હતું. પ્રાણજીવન ભાઈ આવી ગયેલા તેમને વિચાર કરી બારણું ખોલવા કહ્યું. ફરી ગાંડપણ થશે તો ફરી પૂરી દેવામાં સી વાર લાગશે. એકવાર ખોલી દઇએ તેમને એ સુજી આવ્યું. સંતોકબા તો દોડતા રસોડામાં જઇ ત્યાંથી રોટલી ની થપ્પી લીધી અને બહાર આવી પહેલા સાધુઓને અર્પણ કરતા હોય તેવું કર્યું. સાધુઓ બીજા કોઈને દેખાતા નથી. એમને રોટલા આપી કહ્યું હમણાં આવું છું એમ કઇ ખિચડી લઇ આવ્યા. પરંતુ સાધુઓ અદ્રશ્ય થઇ ગયા. સંતો કબાએ પ્રણામ કરી પુત્ર વાલજી તરફ જોયું. તેનામાં જાગૃતિ આવી. અંગૂઠો હલાવ્યો. સંતોબા કહે મારા વાલા એ લાજ રાખી. મારો દીકરો બચાવી લીધો. અને સૌના જીવમાં જીવ આવ્યો. વાલજીભાઈ જાણે યમરાજને મળી ને પર પરત આવી ગયા હોય તેવું લાગ્યું. નવા જમાનાને આ કલ્પિત વાત લાગે. પરંતુ શ્રધ્દ્ધા અને ભક્તિથી અનેક સંકલ્પો પાર પાડવાના અનેક દ્રષ્ટાંતો છે. માતૃપ્રેમ નો વિજય થયો હતો. વાલજીભાઈ પછીના વર્ષોમાં વરણા થી વંથલી એક જૈન દેરાસરમાં પુજારી તરીકે ગયા. ત્યાં તેમણે ઘણા વખત આ સેવા કરી.

નાનાભાઈ નવલભાઇ વરણા જ રહ્યા અને ત્યાં જ પૈતૃક કાર્ય કર્યું હજુ. પણ તેઓ વરણામા જ રહે છે. તેમના લગ્ન નગર પીપળીયા ના પંડ્યા કામેશ્વરના પુત્રી સાથે થયા છે.

આપણે આ પરિવારમાં આગળ વધીએ...





શ્રી પોપટલાલ પ્રાણજીવન ઉપાધ્યાય



શ્રી પરૂષોતમભાઈ પોપટલાલ ઉપાધ્યાય



**શ્રી લક્ષ્મીશંકર પોપટલાલ ઉપાધ્યાય**

જન્મ - 15-3-1914 વિદાય- 1944



**શ્રી હરિલાલ પોપટલાલ ઉપાધ્યાય** **તારાબેન હરિલાલ ઉપાધ્યાય**





**શ્રીં જયવંતભાઈ હરિલાલ ઉપાધ્યાય** **શ્રી ભરતભાઈ હરિલાલ ઉપાધ્યાય**

સ્વર્ગવાસ:- 27-2-2016 જન્મ 22-10-1963, સ્વર્ગવાસ 29-3-2021

વંદનીય:-

વિશાલ, કાર્તિક, પિયુષ, હિમાંશુ, નીરવ. ... શુભમ, જીયા, હિમાની





શ્રી રતિલાલભાઈ પુરુષોતમભાઈ ઉપાધ્યાય  અમૃતબેન પુરુષોતમભાઈ ઉપાધ્યાય



શ્રી કાર્તિકભાઈ રતિલાલ ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 30-01-2023



**ભાનુમતીબેન ગ. ઉપાધ્યાય** **ગજેન્દ્રકુમાર પુરુષોતમદાસ ઉપાધ્યાય**

જન્મ:- 8-2-1937 જન્મ:- 9-3-1941

સ્વર્ગવાસ:- 7-6-2010 સ્વર્ગવાસ:- 8-3-1981

ગજેન્દ્રભાઈ એક નીડર પત્રકાર હતા, અને જૂનાગઢમાંથી એક અઠવાડિક પ્રકાશન બહાર પાડતા હતા. શક્તિશાળી, સાહસિક અને સૌમ્ય સ્વભાવ અને કઈક કરી છૂટવાની ભાવના તેમના મા હમેંશા રહેતી.

ગજેન્દ્રભાઈ નુ નાની વયે અવસાન થતા ભાનુમતિબેને સમાજ ના રીત-રિવાજ, વ્યવહાર, સંતાનોનુ ભરણ પોષણ, સંતાનોનુ શિક્ષણ અને ઉચ્ચ સંસ્કાર આપી જીવનનું ઘડતર કર્યું.



**અનસુયાબેન પુરુષોત્તમદાસ ઉપાધ્યાય**

સ્વર્ગવાસ: 25-12-2023

પોપટભાઈ ના ત્રણ પુત્રો સૌથી મોટા પરસોતમભાઈ તેમણે પણ જામનગર રાજ્ય ની નોકરી બજાવી હતી. જવામર્દ આદમી હતા. નિવૃત્તિ પછી મોટા શહેરમાં ફિલ્મ ડિસ્ટ્રિબુસન લાઈનમાં થોડું કામ કરી પોતાનું મકાન રાજકોટમાં બનાવી લીધુ. શ્રી પરષોત્તમભાઇ ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ કેશવલાલ ભુદરજી ના બેં ન અમૃતબેન સાથે થયા.

બીજા પુત્ર લક્ષ્મીશંકર રાજકોટમાં નોકરી કરતા તેમના લગ્ન નાત પટેલ નારદ ભાઈના બહેન સાથે થયા. અને નાના પુત્ર હરિલાલ થાન પોટરી માં નોકરી માટે ગયેલા. તે હાલ રાજકોટમાં નિવૃત્તિ સમય ગાળે છે. તેમના લગ્ન બાબરા ના જોષી પ્રાણલાલ મંછારામ ના દીકરી તારા બેન સાથે થયા.

પરસોત્તમભાઈ ના પુત્રો ફિલ્મ લાઈનમાં ગોઠવાઈ ગયા છે. નાના પુત્ર ગજેન્દ્ર પત્રકાર બન્યા હતા, અને જૂનાગઢમાંથી એક અઠવાડિક પ્રકાશન બહાર પાડતા હતા. શક્તિશાળી યુવાન હતા. પરંતુ યોવનકાળમાં જ કુદરતે તેમને પાછા બોલાવી લીધા. ત્રણેય ભાઈઓ ના પરિવારમાં સંતાનો છે. લક્ષ્મીશંકર પણ નાની વયે અવસાન પામ્યા. તેમને એક પુત્ર છે.

રમણીકલાલ શીક્ષક હતા. જે હાલાર જિલ્લાના માવના ગામમાં કુશળ શિક્ષક તરીકે કામ કરે છે. તેમના લગ્ન ઇશ્વરીયાના નિવાસી કેશવલાલ ભૂદરજી ની પુત્રી સાથે થયા છે. તેમના કુટુંબને તેમણે મોરબીમાં ગોઠવ્યું છે. ત્યાં પુત્ર વ્યવસાયમાં ગોઠવાયા છે. હરિભાઈ ના પુત્રો પણ રાજકોટમાં બેરિંગ વ્યવસાયમાં લાગેલા છે.

આ રીતે પોપટભાઈ નો પરિવાર વિકસ્યો છે.

ભગવાનજીભાઈ નો પરિવાર




ભગવાનજીભાઈ એ પણ પોતાના પુત્રોને સરકારી ખાતામાં ગોઠવ્યા હતા. ભગવાનજીભાઈ નુ અવસાન બધા ભાઈઓ કરતા પ્રથમ થયેલુ. તેમનો પરિવાર પણ જામનગરમાં ગોઠવાયેલો છે. પ્રથમ પુત્ર વેણીશંકર ના લગ્ન જાની અંબાશંકર ના પુત્રી સાથે થયા છે. ભાઈ મહીપતલાલ તથા તેનું કુટુંબ જામનગરમાં રહે છે. મહીપતલાલ ના લગ્ન પંડ્યા રેવાશંકર કલ્યાણજીના દીકરી સાથે થયા છે. હિમતલાલ ના લગ્ન ભટ્ટ ત્રિકમજી કાલિદાસના પુત્રી સાથે થયા છે.

.

## ખોડીદાસભાઈ નો પરિવાર





શ્રી ખોડીદાસ પ્રાણજીવન ઉપાધ્યાય  સવિતાબેન ખોડીદાસ ઉપાધ્યાય

પૂજ્ય દાદાશ્રી અને દાદીશ્રી, તમારા જેટલા મહાન તો નહીં બની સકી પરંતુ હમેશા તમારા શ્રેષ્ઠ આદરસો પર ચલવાણી કોસીસ કરી ને તમારુ નામ હર હમેશ રોશન કરીશુ.



. **અંશુયાબેન અરવિંદભાઈ ઉપાધ્યાય શ્રી અરવિંદભાઈ ખોડીદાસભાઈ ઉપાધ્યાય**

સ્વર્ગવાસ: 19.04.2021 સ્વર્ગવાસ: 26.12.2008

પૂજ્ય દાદાશ્રી અને દાદીશ્રી, તમારુ સાદગીપૂર્વક નુ જીવન એજ અમારા સોથી મોટા આદર્શ અને અમારી સોથી મોટી પ્રેરણા.
જયેશ અરવિંદભાઈ ઉપાધ્યાય, રાજેશ, શૈલેષ, બ્રિજેશ તથા સમસ્ત ઉપાધ્યાય પરિવાર



શ્રી શૈલેષભાઈ અરવિંદભાઈ ઉપાધ્યાય  જન્મ: 04-10-1968, સ્વર્ગવાસ:16-08-2020

પૂજ્ય પિતાશ્રી, તમે જીવન એવૂ જીવી ગયા કે જોનારા જોયા કરે.કામ અને સેવાઓ એવા ક્યૉ કે હૃદયમા ગુજયા કરે .ધર્મ કદી ભૂલ્યા નહી, વ્યવહાર કદી ચૂકયા નહી,સૂખ-દ્ખમા સદાય હસતાં રહયા, સજજનતા કદી ચૂકયા નહી.શ્રીમતી અર્ચનાબેન શૈલેષભાઇ , ઉમંગ, પ્રેમ તથા સમસ્ત ઉપાધ્યાય પરિવાર



શ્રી વિનોદચંદ્ર ખોડીદાસ ઉપાધ્યાય
સ્વર્ગવાસ: 13-08-2016



ત્રીજા ભાઈ ખોડીદાસભાઇ તેમને જામનગર રાજ્યની રેવન્યુ ખાતાની વર્ષો સુધી નોકરી કરી. જુદે જુદે સ્થળે ફર્યા. મહાલકારી દરજ્જે પહોંચ્યા હતા. સ્વરાજ્ય મળ્યા પહેલાં નિવૃત્ત થયા. અને જામનગર ના પ્રખ્યાત વેપારી ફુલચંદ તંબોલી ની પેઢીમાં જોડાયા. વર્ષો સુધી તેની સેવા કરી. તેમણે એક થી વધુ લગ્ન કરેલા પ્રથમ કંડોરણા પરણેલા તેના બે પુત્રો શ્રીમાન શંકર અને વ્રજલાલ. તે પત્ની ગુજરી જતાં બીજી વાર ના લગ્ન પોરબંદરના શ્રી મણીભાઈ રાજ્યગુરુ ના દીકરી સાથે થયા. તેમના ત્રણ પુત્રો ભાઈ અરવિંદ, વિનોદ, હસમુખ. આ બહેન નું અવસાન થતા ત્રીજીવાર ના લગ્ન પીઠડમાં રહેતા લક્ષ્મીશંના દીકરી નર્મદાબેન સાથે થયા. ખોડીદાસભાઈ ને ત્રણ પુત્રો છે

ખોડીદાસ ભાઈ ના પ્રથમ પત્ની રતનબેન તે કંડોરણા ના પંડ્યા મયાશંકર ગંગાધર ના પુત્રી હતા. બીજા પત્ની સવિતાબેન પોરબંદરના રાજ્યગુરુ મણિશંકર આણંદજી ના પુત્રિ હતા.

ખોડીદાસભાઈ ના મોટા પુત્ર માનશંકર દક્ષિણ ગુજરાત તરફ વનવિભાગના કોન્ટ્રાકટર સાથે કામ કર્યું. તેમના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ કેશવલાલ ની પુત્રી દયાબેન સાથે થયા. પછી જામનગર આવી જુદા જુદા વ્યવસાય માં રોકાયા. તેમનું કુટુંબ હાલ જામનગર રહે છે. તેમના પુત્રો પણ વ્યવસાયમાં ગોઠવાય ગયા છે.

ત્રીજા પુત્ર અરવિંદ ને ચાર પુત્રો છે. જયેશ, રાજેશ, શૈલેષ, બ્રિજેશ

શૈલેષ ને બે પુત્રો છે ઉમંગ અને પ્રેમ. શૈલેષભાઈ જામનગર જ્ઞાતિ ના પ્રમુખ તરીકે સેવા કરીને નાની વયમાં સ્વર્ગવાસ થયેલ છે. તેમના મોટા પુત્ર ઉમંગ હાલ પુણે મા એટલાસ-સ્વીડન ગ્રુપ મા નોકરી કરે છે.

તેમને એક પુત્રી દીનુંબેન પગે અપંગ છે.પરંતુ તૈયાર થઈ હાલ જામનગરની કસ્તુરબા વિકાસ ગૃહ માં નોકરી કરે છે.

ભાઈ વૃજલાલ વર્ષોથી કલકત્તા વાસી બન્યા છે. ત્યાં તે ફિલ્મ વ્યવસાયમાં જોડાયેલા છે. તેમના લગ્ન ચાળીયા ના પંડ્યા ભીમજીભાઈની પુત્રી જ્યોત્સના બેન સાથે થયા છે. તેમનું કુટુંબ પણ જામનગર રહે છે. ભાઈ અરવિંદ અને તેનું કુટુંબ પણ જામનગર રહે છે. તેઓ મ્યુનિસિપલ ટ્રાન્સપોર્ટ માં નોકરી કરે છે. તેમના લગ્ન પંડ્યા દેવશંકર છગનલાલ ના દીકરી અનસૂયા બેન સાથે થયા છે. ભાઈ વિનોદ મેટ્રિક થયા પછી પોર્ટ ઉપર ક્લીયરિંગ એજન્ટ માં નોકરી કરે છે. અને જામનગરમાં જ રહે છે. તેના લગ્ન રાવલ મૂળશંકર ભાઈ હસમુખ પણ જામનગરમાં નોકરીમાં ગોઠવાઈ ગયા છે. તેના લગ્ન ચમારડી મહેતા વેણીભાઈ ના દીકરી દક્ષાબેન સાથે થયા છે. ઇન્દુ કુમાર પ્રાથમિક શિક્ષક થઈને સરકારી શિક્ષણ ખાતા માં નોકરી કરે છે. બીજા નાના ભાઈઓ પણ તેની સાથે રહી વ્યવસાય કરે છે.

# હીરાલાલભાઈ નો પરિવાર






**શ્રી હીરાલાલ પ્રાણજીવન ઉપાધ્યાય**

વિદાય 31-5-1963

અત્યંત સરળ અને પ્રેમાળ વ્યક્તિત્વ, કુટુંબ વત્સલતા હતા અને ઉચ્ચ આદર્શ નો વારસો આપી જનારા વડીલ ના ચરણોમાં પરિવારના વંદન....

દ. ધીરેન્દ્ર હીરાલાલ, કુમદ ધીરેન્દ્ર

હવે ચોથાભાઈ હીરાલાલ ભાઈના પરિવારની વાત જોઈએ હીરાલાલ ભાઈ પણ રેવન્યુ ખાતામાં વર્ષો સુધી નોકરી કરી નિવૃત્ત થઈ જામનગર ખાતે રહેતા. તેમના લગ્ન નગર પીપળીયા ના બાવાલાલ મોરારજીના પુત્રી હેમકુંવરબેન સાથે થયા. તેમના મોટા પુત્ર ધીરુભાઈ ના લગ્ન ધારીના વ્યાસ વ્રજલાલ જટાશંકર ના દીકરી કુમુદબેન સાથે થયા છે. હીરાભાઈ એકવાર કુમુદબેન ને તેડવા ધારી જતા હતા. વચ્ચે હડમતીયા સ્ટેશને ટ્રેનમાં ચડતાં પડી ગયા અને ટ્રેનમાં આવી ગયા. રાજકોટ હોસ્પિટલમાં સારવાર માટે લઈ ગયા પરંતુ બચ્યા નહીં. તેમનું આકસ્મિક મૃત્યુ થયું. ધીરજલાલે ધૈર્ય રાખી સંઘર્ષ કરી બેંકની સર્વિસ મેળવી. કુમુદબેન પણ ગુરુકુળની કન્યાશાળામાં ગોઠવાઈ ગયા. અને કુટુંબ ધીમે ધીમે સ્થિર થયું. હાલ ધીરુભાઈ સ્ટેટ બેંક ઓફ સૌરાષ્ટ્ર મા વર્ષોથી નોકરી કરે છે. કોલોનીમા પોતાનું મકાન છે. તેમને બે પુત્રો છે કમલેશ અને આશિષ. કમલેશ બી કોમ થયા છે. બીજો પુત્ર આશિષ ભણે છે. ધીરુભાઈ થી નાના વસંત ભાઈ કલાકાર છે. સારા ચિત્રો બનાવે છે. શરૂઆતમાં જામનગર મિલિટરી કેમ્પમાં નોકરી ગોઠવી હતી. પછી સ્વતંત્ર ધંધો કરે છે. એના લગ્ન ચાડિયાના પંડ્યા ભુદરજી મકનજી ના પુત્રી સાથે થયા છે તેને એક પુત્ર ચંદ્રેશ છે.

# વાલજીભાઈ મુળજીભાઈ નો પરિવાર





**શ્રી વાલજીભાઈ મૂળજીભાઈ ઉપાધ્યાય**



**દિવાળીબેન વાલજીભાઈ ઉપાધ્યાય**



વાલજીભાઈ મૂળજીભાઇ ઉપાધ્યાય નો પરિવાર 1958





શ્રી વેણીશંકરભાઈ વાલજીભાઈ ઉપાધ્યાય
સ્વર્ગવાસ: 26-12-1988

મુક્તાબેન વેણિશંકરભાઈ ઉપાધ્યાય
સ્વર્ગવાસ: 29-07-2015

કુટુંબના વિશાળ વડલા ની એક સત્વ શાળી શાખા પુરુષાર્થથી જામનગરની બંદર સેવામાં ગણનાપાત્ર કામગીરી અંત સુધી બજાવનાર કર્મનિષ્ઠ કુટુંબપ્રેમી માનવતા પ્રેમી હંમેશા ખુશનુમા શીલ સ્વભાવી ...





શ્રી રમેશચંદ્ર દુર્ગાશંકર ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 22-11-2021

શ્રી સુભાષચંદ્ર વેણિશંકર ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 14-11-2016





શ્રી દલપતરામ વાલજીભાઈ ઉપાધ્યાય
જન્મ: 21-11-1916 સ્વર્ગવાસ: 27-01-1986

શાંતાબેન દલપતરામ ઉપાધ્યાય
સ્વર્ગવાસ: 09-11-2007





શ્રી દિનેશચંદ્ર દલપતરામ ઉપાધ્યાય
જન્મ:15-02-1945 સ્વર્ગવાસ: 09-10-2012

શ્રી કુંદનબેન દિનેશચંદ્ર ઉપાધ્યાય
જન્મ: 02-04-1952 સ્વર્ગવાસ: 16-03-2019




શ્રી વ્રજલાલભાઈ વાલજીભાઈ ઉપાધ્યાય

જન્મ:29-01-1924 સ્વર્ગવાસ: 06-10-2018




ત્રિવેણીબેન વ્રજલાલભાઈ ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 14-12-1985




શ્રી ચંદુલાલ વાલજીભાઇ ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 08-03-2013




તારાબેન ચંદુલાલ ઉપાધ્યાય

જન્મ:26-06-1939 સ્વર્ગવાસ:13-03-2021

મૂળજીભાઈ વરણામાં જ રહેતા હતા. પોતે ખૂબ સાત્વિક અને ભાવીક બ્રાહ્મણ હતા. તેમને પોતાના અંતકાળ ની ઝાંખી થઇ ગયેલ.

ઘરના માણસો ની તેને પૂર્વ તૈયારી ની સૂચનાઓ તેમણે આપવા માંડી. વંથલી થી પુત્ર વાલજી ને ઘેર આવ્યા. નનામી બાંધવા દોરી જોઈએ તે પોતે જ સૂતર ના દડાઓ માંથી તૈયાર કરી. તેના કટકા કર્યા. દહીં સાકર તૈયાર કરાવ્યા. ભોય તળિયે ગાયના છાણનું લીંપણ કરાવ્યું. અને તેના પર સુઈ ગયા. દાંત હજુ મજબૂત હતા. તેમના મોંમાં મુકેલી સાકર ચાવવાનું કામ દાત કરવા માંડ્યા. અને પછી ઇષ્ટદેવનું સ્મરણ કરતા કરતા તેણે દેહ છોડી દીધો.

આવા નિખાલસ અને પવિત્ર દિલના લોકોને જ આવી આગાહી થતી હોય. મૂળજીભાઈ ના વડીલ પુત્ર વાલજીભાઈ નો વિશાળ પરિવાર છે. તેમના લગ્ન ઢસાનાં પંડ્યા ખીમજી રાઘવજી ના બેન સાથે થયા હતા. વડીલ તરીકે વાલજીભાઈ જ્ઞાતિ કુટુંબમાં આવ-જા કરતા. સ્વભાવે રમુજી હતા. શરીર પણ ખડતલ હતું. વૃધ્ધ થયા ત્યારે પણ તેઓ જડેશ્વર મહાદેવ ની જગ્યા મા દર શ્રાવણ મહિનો અચૂક જતા. અને મહાદેવની પૂજા કરતા. તેમણે પછી વંથલી છોડીને પુત્રોની સાથે જામનગરમાં રહેવાનું ગોઠવેલ. પાકટ વયે તેમનું વિશાળ પરિવાર મૂકીને અવસાન થયું.

વાલજીભાઈ ના મોટા પુત્ર મગનભાઈ તેમને જામનગરની પરમાર ઇન્ડસ્ટ્રીઝની પેઢીમાં ઘણા વર્ષો સેવા આપી. પછી નિવૃત્ત થયા. તેમના લગ્ન રાજકોટના વ્યાસ મીઠાભાઇ ના પુત્રી રેવાબેન સાથે થયા છે. તેમના મોટા પુત્ર હિમતભાઈ સહકારી કસ્ટમ ખાતામાં ગોઠવાયેલા છે. તેના લગ્ન ભટ્ટ મૂળશંકરના દીકરી મંજુલાબેન સાથે થયા. મોટા દીકરા હેમંતભાઈ ના બે પુત્રો છે ભાસ્કર અને શૈલેષ ભાસ્કર દ્વારકાના સિમેન્ટ ફેક્ટરીમાં કામ કરે છે. પુત્ર રાજેશ ગ્રેજ્યુએટ થયેલ છે તેમના લગ્ન ધારીના વ્યાસ યશવંતરાય કરુણાશંકર ના પુત્રી સાથે થયા છે.  રાજેશ જામનગર માં ટેલિફોન સર્વિસમાં છે. બીજા પુત્ર વિપુલ ગ્રેજ્યુએટ છે. હાલ તે ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં સર્વિસ કરે છે.

બીજા પુત્ર ભોગીલાલ શિક્ષક છે. જામનગરમાં જ નોકરી કરે છે. તેના લગ્ન પંડ્યા નરસીદાસ ના પુત્રી નિર્મળાબેન સાથે થયા છે. શશીકાંત ગેરીજન એન્જિનિયર્સ માં ગોઠવાયેલા છે. જામનગરમાં રહેછે,  તેના લગ્ન નાત પટેલ નારદ ભાઈના પુત્રી પ્રમીલાબેન સાથે થયા છે. તથા પુત્ર ઉદયશંકર લેન્ડ મોરગેજ બેંકમાં નોકરી કરે છે . તેના લગ્ન ગોંડલના પાઠક ઈશ્વરલાલ દામજીના પુત્રી જયશ્રીબેન સાથે થયા છે. મગનભાઈ ના પૌત્રો પણ ભણીને તૈયાર થઇ નોકરીમાં લાગી ગયા છે.

દલપતરામ ભાઈ ગામડામાં તલાટી હતા તે જામનગર જિલ્લામાં નોકરી કરતા. તેમને ત્રણ પુત્રો છે અમદાવાદ રહે છે અને રેલવેમાં નોકરી કરે છે. દલપતભાઇ નિવૃત્ત થઈને અમદાવાદ ગયેલા અને ત્યાં જ તેમનું અવસાન થયું. દુર્ગા શંકરભાઈ ટ્રાન્સપોર્ટમાં સર્વિસ કરતા તેમના લગ્ન લતીપુર ના મહેતા મૂળજી ખોડાના પુત્રી નંદ કુવર બેન સાથે થયા.
દલપતભાઈ ના પુત્ર દિનેશકુમાર રેલવેમાં છે અમદાવાદ રહે છે. તેના લગ્ન લતીપુર પ્રેમશંકર નાગેશ્વર જોશી ની દીકરી સાથે થયા છે, તેમને બે પુત્ર રાજેશ અને શૈલેષ અને બે પુત્રી આશા અને હેતલ છે.

મોટા રાજેશભાઈ જે રેલવેમાં નોકરી કરે છે તેમના લગ્ન સુલતાનપુર નિવાસી સ્વર્ગસ્થ ધીરજલાલ બાલકૃષ્ણભાઈ જોષી ના નાના દીકરી ચેતના સાથે થયેલ છે તેમને પણ એક દીકરો અને એક દીકરી છે. દીકરો દીપ જે પેનાસોનિક ઇન્ડિયા લિમિટેડ માં ઇલેક્ટ્રીક એન્જિનિયર તરીકે નોકરી કરે છે તથા દીકરી હાલમાં બી બી એ માં અભ્યાસ કરે છે.

દિનેશભાઈ ના બીજા દીકરા શૈલેષભાઈ જે હાલમાં દુબઈ ખાતે જ્વેલરીના શોરૂમમાં નોકરી કરે છે તેના લગ્ન  અમદાવાદ નિવાસી  વિનોદરાય બચુભાઈ ઉપાધ્યાય ના દીકરી સ્મિતાબેન સાથે થયેલ છે તેને પણ એક દીકરો છે જેનુ નામ પારસ છે તે હાલમાં ધોરણ 10માં અભ્યાસ કરે છે.

આશા ના લગ્ન રાજકોટ નિવાસી અરવિંદકુમાર કનકરાય રાજ્યગુરુ સાથે થયા. જ્યારે નાની દીકરી હેતલ ના લગ્ન ઠેબા(જામનગર) નિવાસી ભાવેશકુમાર કિશોરભાઇ ભટ્ટ સાથે થયા.

બીજા પુત્ર મુકુંદરાય નુ નાનપણ માં અવસાન થયેલ છે.

ત્રીજા પુત્ર કિશોરભાઈ ના લગ્ન જામનગર નિવાસી નવલશંકર વિઠ્ઠલજી ભટ્ટ ની પુત્રી કલ્પનાબેન સાથે થયેલા. તેમને બે પુત્રો નૈનેશ અને રવિરાજ. હાલ રેલ્વે માથી નિવૃત થયેલ છે.
નૈનેશ હાલ સિપિંગ કં. મા ફરજ બજાવે છે. તેના લગ્ન સુલ્તાનપુર નિવાસી રજનીકાંત બાલકૃષ્ણ જોષી ની પુત્રી ધરાબેન સાથે થયેલા છે. તેમેને બે પુત્રો પ્રેમ અને હેત છે જે અભ્યાસ કરી રહ્યા છે.
રવિરાજ એક્સપોર્ટ કં. મા કામ કરે છે. તેના લગ્ન અમદાવાદ ના કિરીટભાઇ નરોતમભાઈ રાવલ ની પુત્રી જ્યોતિબેન સાથે થયા છે.તેમને બે પુત્રી દિવ્યા અને કવ્યા છે જે અભ્યાસ કરે છે.
ચોથા પુત્ર જયપ્રકાશ અમદાવાદ મ્યુનિસિપલ માથી હાલ નિવૃત થયા છે.તેના લગ્ન અમદાવાદ નીવાસી ગણપતલાલ રતિલાલ પંડયા ની પુત્રી નર્મદાબેન સાથે થયા છે, તેમને પુત્ર ઉમેશ અને પુત્રી પુનમ છે

ઉમેશ શીપિંગ કં. મા ફરજ બજાવે છે, તેના લગ્ન રાણાવાવ નિવાસી સુરેશભાઇ રસીકભાઇ રાજ્યગુરુ ની પુત્રી નતસા સાથે થયેલા છે.તેમને પુત્ર વેદ છે જે હાલ અભ્યાસ કરે છે.
પુનમબેન ના લગ્ન રાજકોટ નિવાસી કુશાલકુમાર પ્રકાશચંદ્ર પંડયા સાથે થયેલા છે.
દુર્ગાશંકરભાઈ ના મોટા પુત્ર જયેશભાઈ જામનગર પોર્ટ ઉપર નોકરી કરે છે. રમેશભાઈ બેંક ની સેવામાં છે. ત્રીજા પુત્ર પણ ખાનગી નોકરીમાં ગોઠવાયા છે જે જામનગરમાં છે.

દુર્ગાશંકર ભાઈના પુત્ર જયેશ ના લગ્ન પીઠડ ના મહેતા ઉમિયાશંકર લક્ષ્મીશંકર ના દીકરી વનિતા સાથે થયા છે તેમણે ત્રણ પુત્ર છે બીજા પુત્ર રમેશ ના લગ્ન થાવરીયા ના વ્યાસ મગનલાલ તુલસીદાસ ની દીકરી અનસુયા સાથે થયા છે . તેમને બે પુત્રો છે.
રમેશ બેન્ક ઓફ ઇન્ડિયા માં નોકરી કરે છે.
ઉમેશ કે. પી  શાહ ની કંપનીમાં કામ કરે છે. તેમના લગ્ન વ્યાસ કિશોર કુમાર મોહનલાલ ની પુત્રી સાથે થયા છે.

વ્રજલાલ ભાઈ વેદાન્તાચાર્ય થયા છે તેઓ વિદ્વાન છે. અને જૈન ધર્મ શાસ્ત્ર ના અભ્યાસી છે હાલ તેઓ જામનગરની શાંતિ ભવન જૈન ઉપાશ્રય અધ્યાપક તરીકે કાર્ય કરે છે. તેમના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ નરભેરામના પુત્રી ત્રિવેણીબેન સાથે થયા.

વ્રજલાલ ભાઈ સ્વભાવે સૌમ્ય અને સરળ છે. તેમની સંસ્કૃતના પંડિત તરીકે નામના છે તેમના મોટા પુત્ર પુષ્કર રાય બીકોમ થયા છે. અને ઈન્કમટેક્ષ ખાતામાં હાલ જામનગરમાં જ નોકરી કરે છે. જેના લગ્ન પાલીતાણા મા મહેતા હરિલાલના પુત્રી સાથે થયા છે. તેના નાના ભાઈઓ પણ અભ્યાસ કરી વ્યવસાયમાં લાગેલા છે.

વૃજલાલ ભાઈ ના મોટા પુત્ર પુષ્કર કુમારને એક પુત્ર છે તેનાથી નાના ભાઈ પંકજ બીકોમ થયા છે અને ખાનગી સર્વિસમાં છે.

શ્રી ધીરજલાલ વર્ષોથી સ્વતંત્ર રીતે પોતાની પાનની દુકાન ચલાવે છે. અને જામનગરમાં રહે છે. તેમના લગ્ન બાળાના મુખિયાજી ની પુત્રી હીરાબેન સાથે થયા છે. તેના પુત્રો પણ એ જ વ્યવસાયમાં તેને મદદ કરે છે.

ધીરજલાલના મોટા પુત્ર ભાઈ પ્રફુલ ના લગ્ન ભટ્ટ હરકાંત પ્રાણજીવન ના પુત્રી મીનાકુમારી સાથે થયા છે. પ્રફુલકુમાર જામનગરમાં પોતાનો ધંધો કરે છે. તેમને પુત્ર અંકુર છે. બીજા પુત્ર વિજય કુમાર ના લગ્ન લતીપુર ના મેહતા લાભશંકર પરષોત્તમ ના પુત્રી સરોજબાળા સાથે થયા છે. તેમને પુત્ર નીખીલ છે. વિજય કુમાર અંજારિયા ચેમ્બર્સ માં દુકાન ચલાવે છે.

ત્રીજા પુત્ર જીતેન્દ્ર પિતાશ્રીને ધંધામાં મદદ કરે છે. તેના લગ્ન પીઠડ ના ભટ્ટ હિંમતલાલ લક્ષ્મીશંકર ના પુત્રી સાથે થયા છે.

વેણીશંકર ભાઈ જામનગર બંદર ઉપર ક્લીયરિંગ એજન્સીમાં કામ કરે છે. તેમના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ નરસિંહભાઈ ના દીકરી મુક્તાબેન સાથે થયા છે. અને તેમના પુત્રો પણ જામનગરમાં જ જુદા જુદા વ્યવસાયમાં ગોઠવાયેલા છે. સૌથી નાના પુત્ર ચંદુભાઈ શિક્ષક છે તેઓ વર્ષોથી સરકારી શિક્ષણ ખાતા માં નોકરી કરે છે અને જામનગરમાં જ રહે છે. તેના લગ્ન પોરબંદરના રાજ્યગુરુ નાનાલાલ મણિશંકર ના પુત્રી તારાબેન સાથે થયા છે.

વેણીભાઈ ના પુત્રોમાં નરેન્દ્ર મેડિકલ કોલેજમાં કામ કરે છે. તેના લગ્ન લાતુરના મહેતા છોટાલાલ શામજી ની પુત્રી શોભના સાથે થયા. બીજા પુત્ર ભરત વેપાર-વ્યવસાયમાં છે. ત્રીજા પુત્ર મહેશ પણ બંદર ઉપર નોકરી કરે છે. તેનાથી નાના ભાઈ અશ્વિન આઈટીઆઈ ની તાલીમ લીધેલ છે અને યાંત્રિક વ્યવસાયમાં કામ કરે છે.

## નવલભાઈ મુળજીભાઈ નો પરિવાર:






**શ્રી નવલભાઈ મૂળજીભાઈ ઉપાધ્યાય**

જામનગર જિલ્લાના વરણા ગામે પોતાની સ્વાભાવિક કુશળતાથી ચાહના મેળવી કુટુંબનો વિકાસ સાધ્યો પુત્રોને ઉચ્ચ શિક્ષણ અપાવ્યું. વડીલ શ્રી ને પરિવાર તરફથી વંદન





**શ્રી દોલતરાય નવલશંકર ઉપાધ્યાય** **રમાબેન દોલતરાય ઉપાધ્યાય**

**સ્વર્ગવાસ: 10-02-2016** **સ્વર્ગવાસ: 04-06-1996**

વરણા જેવા નાના ગામમાં થી આગળ વધી રાજકોટ મા ખેતી બેંક મા આજીવન સેવા કરી મેનજર તરીકે નિવૃત થયા. ગાયત્રી માં ના ઉપાસક, સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપી જીવનમા માર્ગદર્શક રહ્યા. સરળ વ્યક્તિત્વ અને જીવન માં આદર્શ મૂલ્ય ને અનુસરનાર વડીલ...

રમાબેન એક આદર્શ ગૃહિણી તરીકે જીવન જીવી પોતાના સંતાનોને ઉચ્ચ આદર્શ સંસ્કારનું સિંચન કર્યું.લાગણીસિલ વ્યક્તિત્વ, વ્યવહાર કુશળ વડીલ..

વંદનીય:

હસમુખભાઈ,રંજનબેન,નલિનભાઈ,નયનાબેન,પ્રકાશભાઈ

યોગી,ક્રિષ્ના,નીરવ,રવિ,યસ,નીરવ,હિરલ,રાધા,યસ,દિયા,કર્મ



શ્રી હરિલાલ નવલશંકર ઉપાધ્યાય

સ્વર્ગવાસ:30-10-2020

નવલભાઇ ના લગ્ન નગર પીપળીયા ના પંડ્યા કામેશ્વરના પુત્રી ગોદાવરીબેન સાથે થયા છે. નાનાભાઈ ધવલભાઈને બે પુત્રો છે. મોટા તે શ્રી દોલતભાઈ અને નાના શ્રી હરિલાલ બંને ભાઈઓએ શિક્ષણ લીધેલું છે. દોલતભાઈ લેન્ડ મોરગેજ બેંક માં અસિસ્ટન્ટ મૅનેજર ના હોદા ઉપર આજે રાજકોટમાં કામ કરે છે. તેમણે પુરુષાર્થથી રાજકોટમાં મકાન બનાવી નિવાસ્થાન ગોઠવ્યું છે. અને પોતાના કુટુંબને સ્થાયી કર્યું છે. તેમના લગ્ન લતીપર ના મેહતા રતિલાલ ત્રિભુવનભાઈ ના પુત્રી રમાબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે.

દોલતભાઈ ના મોટા બે પુત્રોએ રાજકોટમાં સ્વતંત્ર વોચ સર્વિસનો ધંધો વિકસાવ્યો છે અને નાના પ્રકાશ ભાઈ કન્સ્ટ્રકશન લાઇન મા છે.

નાનાભાઈ હરિલાલ આંકડાશાસ્ત્રી છે. સરકારના આ ખાતામાં વર્ષોથી ગોઠવાયા છે. અને જુદે જુદે સ્થળે નોકરી કરી છે. તેઓ ગાંધીનગરમાં છે તેના લગ્ન રૈયાના જોશી મોહનલાલ ત્રિભુવનના પુત્રી સાથે થયા છે તેમણે ત્રણ પુત્રીઓ છે.

વરણા નું નિવાસ્થાન હજુ ચાલુ છે શ્રી નવલભાઇ હજુ ત્યાં જ રહે છે. કુટુંબમાં દીર્ઘજીવી નો વારસો છે એટલે નવલભાઇ ચોથી પેઢી ને રમાડવાની તક મેળવવા ભાગ્યશાળી બન્યા છે. અને ગ્રામ્ય જીવનનો આનંદ મેળવે છે.

દોલતભાઈ ના મોટા દીકરા ભાઈ હસમુખ ના લગ્ન ધ્રાફા ના ભટ્ટ વસંતરાય મગનલાલ ના પુત્રી તરુબેન સાથે થયા છે.તેમને બે પુત્ર યોગી અને નીરવ છે. યોગી ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નતિ માં થયેલ છે,તેને એક પુત્રી દિયા છે.યોગી કન્સ્ટ્રકશન ફીલ્ડ માં છે.

બીજા પુત્ર નીરવ ના લગ્ન નથુ તુલસી માં થયેલ છે તેને એક પુત્ર કર્મ છે.તે I.T સેક્ટર માં છે.

બીજા પુત્ર નલીન ભાઈ ના લગ્ન દિનકરરાય પ્રાણજીવનના પુત્રી રક્ષાબેન સાથે થયા છે.તેમને બે પુત્રી છે, હિરલ અને રાધા બંને ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નાતી માં થયેલ છે.

ત્રીજા પુત્ર પ્રકાશભાઈ ના લગ્ન કિરણબેન સાથે થયેલ છે. તે કન્સ્ટ્રકશન ફીલ્ડ માં છે, તેમને બે પુત્ર રાજ અને યશ છે.

## રૂગનાથ ઉપાધ્યાયનો વિસ્તાર જોઈએ.....






**શ્રી અમૃતલાલ વિઠ્ઠલજી ઉપાધ્યાય** **હેમકુવરબેન અમૃતલાલ ઉપાધ્યાય**

**સ્વર્ગવાસ:31-10-1993** **સ્વર્ગવાસ: 26-01-1993**



**શ્રી ભગવાનજી દેવશંકર ઉપાધ્યાય**

યુવાન વયે મુંબઈમાં પહોચી આત્મા બળે
વહાણવટા જેવા વ્યવસાયમાં ઝંપલાવી
કૌટુંબિક સ્થિરતા પ્રાપ્ત કરનાર પુરુષાર્થી
વડીલ શ્રી ભગવાનજી દેવશંકર ઉપાધ્યાય
પડધરી



**કસ્તુરબેન ભગવાનજી ઉપાધ્યાય**

શ્રી ભગવાનજીભાઈ નું ગૃહસ્થાશ્રમ
ચલાવનાર વત્સલ અને ધર્મનિષ્ઠ
સન્નારી શ્રીમતી કસ્તુરબેન
ભગવાનજી ઉપાધ્યાય પડધરી

ની પ્રવિત્ર સ્મૃતિમાં મણિલાલ ભ. ઉપાધ્યાય, કિશોરચંદ્ર ભ. ઉપાધ્યાય
હિંમતલાલ ભ. ઉપાધ્યાય, કનકરાય ભ. ઉપાધ્યાય



**શ્રી મણીલાલ ભગવાનજી ઉપાધ્યાય**






**દિનાબેન કનકભાઈ ઉપાધ્યાય**

જન્મ: 15-11-1951 સ્વર્ગવાસ: 09-12-2002

રૂગનાથ ઉપાધ્યાયને ત્રણ પુત્ર મેઘજી દેવશંકર અને સમજી તેમાંથી મેઘજી પસાયા ગયા. બાકીના લતીપર રહ્યા.

દેવશંકરના પુત્ર ભગવાનજી મુંબઈ પહોંચ્યા અને ત્યાં ધીમે ધીમે ગોઠવાય અને વાહનની એજન્સી નો ધંધો કરવા માંડ્યા તેમણે પોતાનું મથક પડધરીમાં ફેરવેલું. ભગવાનજીભાઈ ના પ્રથમ લગ્ન કંડોરણા ના ભટ્ટ મગનલાલ પુંજાભાઈ ના બેન સાથે થયા. બીજા લગ્ન ખાંભાના વ્યાસ પ્રાણજીવન ની પુત્રી સાથે થયા તેમના મોટા પુત્ર મણિશંકર પણ આ જ વ્યવસાયમાં આગળ વધેલા છે. અને મુંબઈમાં જ સ્થાયી થયા છે. તેમનાથી નાના ભાઈઓ પડધરીમાં રહી વ્યવસાય કરતા. પછી હિંમતલાલ મસ્કત તરફ નસીબ અજમાવવા ગયેલા છે. કિશોરભાઈ રેલવેમાં છે. શ્રી કનકરાય વડોદરામાં ગોઠવાયા છે.

## આણંદજી ઉપાધ્યાયના પુત્ર રણછોડ





**શ્રી પ્રફુલકુમાર અરવિંદભાઇ ઉપાધ્યાય**

જન્મ તા. 24-11-1962 અક્ષરવાસ તા. 13-8-198



જ્યોતિબેન જગદીશભાઇ ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 24-04-2021






શારદાબેન મહેન્દ્રભાઇ ઉપાધ્યાય

સ્વર્ગવાસ: 01-07-2023



રણછોડ આણંદજી લતીપર મહેતા કહે છે કે નથુ તુલસી જ્ઞાતિ બંધાયા પછી તેનું પ્રથમ જ્ઞાતિ સંમેલન રાજકોટ મુકામે થયેલું. ત્યારે સાંભળેલી હકીકત પ્રમાણે ઉપાધ્યાય રણછોડ આણંદજીએ ઘી ના  હવાડા  ભર્યા એટલે કે તેમણે બધું ખર્ચ ભોજન વગેરેનું ભોગવેલ હશે. તેમણે ખૂબજ ઉત્સાહ દાખવેલો હશે. જે જરૂર પ્રશંસનીય ગણાય. તે જમાનામાં તો ખાસ ઘી મોટા પ્રમાણમાં વપરાયું હશે. એટલે હવાડા સાફ કરાવી તેમાં ભર્યું તેવી કલ્પના છે. તેમને ચાર પુત્રો હતા તેમના પુત્ર નરભેરામ રેવન્યુ ખાતામાં જામનગરમાં નોકરી કરતા.પછી ઇંદોર તરફ ગયેલા. તેમના પુત્ર ડાયાલાલ પણ ત્યાં જ રહે છે. એટલે વધુ માહિતી મળતી નથી.

બીજા પુત્ર હરજીવન ઉપાધ્યાય તેના પુત્ર ભુદરજી લતીપર માં ધંધા કરતા. તેમણે સેતુબંધ રામેશ્વર સુધીની પગે ચાલીને યાત્રા કરેલી. તેમના પુત્ર પ્રભાશંકર શિક્ષક હતા. અને પછી માધાપરમાં પોલીસ પટેલ થયા. તેમના લગ્ન રાજકોટમાં લાલજી કાનજી વ્યાસ ની પુત્રી સાથે થયા હતા. લાલજી વ્યાસ અપુત્ર હોવાથી તેનો વારસો પ્રભાશંકરને મળ્યો અને તેમણે પોતાના પુત્રોને રાજકોટમાં રહીને તૈયાર કર્યા. અને નોકરીએ લગાડ્યા.

ભાઈ હિમતલાલ ના લગ્ન જોશી નારાયણ શંકર વેલજી ના પુત્રી સાથે થયા. તેમજ નાનાભાઈ હરગોવિંદભાઈ પણ તેના નાની બેન સાથે પરણેલા છે.

ભાઈ ત્રંબકલાલ ના લગ્ન ઉમરાળી જોશી કલ્યાણજી હિરજી ની પુત્રી સાથે થયા. હિમતભાઈ ચંપકલાલ અને હરગોવિંદ ત્રણેય ભાઈઓ બેંકની સર્વિસમાં ગોઠવાઈ ગયા છે. હિમતલાલ ના પુત્રો પણ રાજકોટ બેંક માં ગોઠવાયા છે. અને એક પુત્ર વેપારી કંપનીમાં છે.

કૃષ્ણલાલ મુંબઈ ગયા છે કર્મકાંડમાં ગોઠવાયા છે અને ત્યાં જ વ્યવસાય કરે છે તેના લગ્ન જોશી લક્ષ્મીશંકર પીતાંબર ના પુત્રી સાથે થયા છે.

ત્રીજા ભાઈ પ્રાગજીભાઈ ના એક પુત્ર રાજારામ અને બીજા મોહનલાલ....

શ્રી રાજારામ નું કુટુંબ લતીપુરમાં રહે છે અને શ્રી મોહનલાલ નું કુટુંબ રાજકોટમાં ગોઠવાયું છે તેમના પુત્ર ભાઈ અરવિંદ રાજકોટમાં ગોઠવાયેલા છે ભાઈ અરવિંદ પ્રથમ પોલીસ ખાતામાં દાખલ થયેલ પછી રચનાત્મક સમિતિમાં સેવા આપી ગાંધી સ્મૃતિમાં કામ કરી હાલ નિવૃત્ત થયા છે તેમને પાંચ પુત્રો છે રાજકોટમાં જુદા જુદા વ્યવસાયમાં તેઓ ગોઠવાયા છે.

રણછોડભાઈ ના ચોથા પુત્ર મયારામ તેના એક પુત્ર વેલજીભાઈ હતા તેમણે લતીપુર છોડયું હતું. અને મહેસાણા જિલ્લાના વિસનગર મુકામે ચા નો ધંધો કરતા હતા ખૂબ પ્રેમાળ વ્યક્તિ હતા. તેમના લગ્ન ચાંદલી ના પંડ્યા રાજારામ મુળજી ના પુત્રી રંભાબેન સાથે થયા. તેમના પુત્રો હરિલાલ, ભોગીલાલ અને અમૃતલાલ..અમૃતલાલ ના લગ્ન રાજગુરુ ગોરધનદાસ ની દીકરી કાશીબેન સાથે થયા તેમને સંતાન નથી અને હાલ સ્વર્ગસ્થ છે.

ભાઈ હરિલાલ છાપાનો સ્ટોલ રાખી તેનો વ્યવસાય કરતાં અને તેમણે મહેસાણા રહેવાનું રાખ્યું હતું. તેમનું કુટુંબ હાલ ત્યાં જ ગોઠવાયેલું છે તેના લગ્ન પાળ ના ભટ્ટ ઉમિયાશંકર નથુ ની પુત્રી દયાબેન સાથે થયા તેમને એક પુત્ર મહેન્દ્ર છે.

બીજા ભાઈ ભોગીલાલ પણ તે જ વ્યવસાયમાં હતા તેના લગ્ન લતીપુર ના વ્યાસ મણિશંકર પ્રભુજીની પુત્રી લલીતાબેન સાથે થયા તેઓ પણ ઉત્તર ગુજરાતમાં જ ગોઠવાયા છે. એટલે તેમના કુટુંબ ત્યાં જ છે.

રણછોડભાઈ ના એક પુત્ર પ્રાગજી ભાઇ તેમના મોટા પુત્ર રાજારામ ભાઈ તે લતીપુર ના જૈન લોકો ને ભણાવવા અને તેમના દેવસ્થાનમાં સેવા આપતા રાજારામ ભાઈ ના લગ્ન ચાંદલી ના પંડ્યા કુટુંબમાં થયેલા તેમને એક પુત્ર પ્રેમશંકર હતા. તેમના લગ્ન પીઠડ ના જોશી મોરારજી મોનજી ના પુત્રી જયાબેન સાથે થયા તેમને એક પુત્ર હર્ષદરાય. હર્ષદરાય ના લગ્ન ગોપાલ ગ્રામ ના ભટ્ટ કૃપાશંકર ના પુત્રી સાથે થયા તેમને છ પુત્રો છે.

## પ્રકરણ-૬

## જાની કુટુંબો

જાની એ યાજ્ઞિક શબ્દ નું રૂપાંતર થયેલું છે. યજ્ઞ કાર્યમાં તેઓ ગોઠવાયેલા એટલે યાજ્ઞિક કે જાની કહેવાય. આ તડમાં જાની કુટુંબો ઓછા છે તેમનો વસવાટ મુખ્યત્વે બાબરામાં છે એ કે કુટુંબની વિગત જોઈશું.

રામજી જાની જામનગરના વ્યાસ શામજી ડાયાભાઈના બેન સાથે પરણેલા તેમના સંતાનોમાં બે પુત્રો અંબાશંકર અને લક્ષ્મીશંકર.




અંબાશંકર ના લગ્ન બાબરાના ભટ્ટ અમૃતલાલ ના બેન સાથે થયા. લક્ષ્મીશંકર ના લગ્ન ઉપાધ્યાય મુળજી રવજી ના દીકરી સાથે થયા. અંબાશંકર બાબરામાં રહેલા અને વ્યવસાય કરતા તેના પુત્રો પણ બાબરામાં જ સ્થિર થયેલા છે. લક્ષ્મીશંકર શિક્ષક હતા નિવૃત્ત થયા પછી તેમના સસરા મુળજી રવજી વંથલી રહેતા ત્યાં રહેવા ગયા તેમને સંતાન નથી.

અંબાશંકર જાની ને ત્રણ પુત્રો નવલશંકર જયશંકર અને બાલશંકર નવલ શંકર ના લગ્ન બાડાના પંડ્યા ગિરજાશંકર વીરજીના પુત્રી હીરાગૌરી સાથે થયા નવલ શંકર ને ચાર પુત્રો નરેન્દ્ર , હરેશ, વિજય, શૈલેષ

નરેન્દ્ર ના લગ્ન જામનગરના વ્યાસ કુટુંબમાં થયા. હરેશ ના લગ્ન કાલાવડના વ્યાસ પ્રભાશંકર મોહનલાલ ની પુત્રી મધુબેન સાથે થયા. વિજય અને શૈલેષ અપરણિત છે. અંબાશંકરભાઈ ના બીજા પુત્ર જયશંકર ઢસાના ભટ્ટ

પ્રાણજીવન ભાણજીની પુત્રી સમજુબેન સાથે થયા તેમનું આકસ્મિક અવસાન થયેલ. જયશંકર જાની હાલ રાજકોટમાં રહે છે.

અંબા શંકર જાનીના ત્રીજા પુત્ર બાલશંકર તેમના લગ્ન ઇન્દોરના ઉપાધ્યાય ડાયાભાઈ નરભેરામ ની પુત્રી રેવા કુવર સાથે થયા. બાલાશંકર જાની હાલ લન્ડન માં રહે છે તેમને પાંચ પુત્રો છે. રશ્મિકાંત, હરેશ, ગિરીશ, કિરીટ અને નિલેશ.

# જાની કુટુંબ

**પહેલું કુટુંબ**




**બીજું કુટુંબ**




**બાબરા નું ત્રીજુ કુટુંબ**



અમૃતલાલ ના લગ્ન થાણા દેવળીયા ના જોષી મંગલજીભાઈ ના પુત્રી સંતોકબેન સાથે થયા છે. તેમને પુત્રી હતા હાલ હૈયાત નથી.

ત્રિકમજી જાની ચરખા માં શિક્ષક હતા તે લતીપર ના મુળજી રવજી ના દીકરી સાથે પરણેલા તેમને સંતાનમાં ભગવાનજી મણિશંકર અમૃતલાલ અને ગોરધન. ભગવાનજી ના લગ્ન વેકરીયા ના જોશી કરસનજી પરસોતમ ની પુત્રી સાથે થયા.

ભગવાનજી ના પુત્રો ડાયાભાઈ અને લાભુભાઈ ચીતલ માં રહેતા ડાહયાલાલ ના લગ્ન ભટ્ટ મુળશંકર માધવજી ના બેન સાથે થયા. ડાયાભાઈ રસોઇનું કામ કરતા અને લાભશંકર મુંબઈમાં વ્યવસાય બનેલાં. લાભ શંકર ના લગ્ન પીઠળ ના જોશી નારણજી ગૌરીશંકર ના પુત્રી હેમકુવર બેન સાથે થયા પછી લાભુભાઈ રતિલાલ ની સાથે પણ કામ કરતા ડાયાભાઈ ને ત્રણ દીકરીઓ છે એક દીકરી ગીતા ભટ્ટ કલ્યાણજીના પુત્ર નવીન ભાઈ સાથે પરણાવેલ છે. બીજી દીકરી વિજયાબેન ને ધારીના વ્યાસ જટાશંકર ના દિકરા વસંતરાય ના પુત્ર બળવંતરાય સાથે પરણાવેલ છે. ત્રીજી દીકરી રસીલાબેન ને બાડા ના પંડ્યા પરશુરામ નારણજી ના પુત્ર ચંદુલાલ સાથે પરણાવેલ છે. લાભશંકર જાની ના પુત્ર દિલીપ હાલ અમેરિકામાં છે તેમના વર્તમાન લગ્ન ઉત્તર ભારતના બ્રાહ્મણ કુટુંબમાં થયા છે ડાયાભાઈ ના અવસાન બાદ આ કુટુંબે ચીતલ માં થી મુંબઈ નિવાસ સ્થાન મેળવ્યું છે મણિશંકર જાની ભટ્ટ કામેશ્વરલાલ સાથે અમૃતસરમાં કામ કરતા તે પછી શ્રી કામેશ્વરલાલે ધારીમાં તેલનો ઘાણો નાખેલો તેમાં પણ વહીવટ કરતાં.

મણીભાઈ જાની ના લગ્ન બાબરાના પંડ્યા જગજીવન આણંદજી ની પુત્રી ડાહીબેન સાથે થયેલા. મણીભાઈને બે પુત્રો કાંતિલાલ અને ગુણવંતરાય કાંતિલાલ જાની હાલ રાજકોટમાં વ્યાપારી પેઢીમાં કામ કરે છે. કાંતિલાલ ના લગ્ન જામનગરના ભટ્ટ મૂળશંકરના પુત્રી વસંતબેન સાથે થયા. ગુણવંતરાય મસ્કત માં ધંધો કરે છે અને કુટુંબ સાથે ત્યા રહે છે. તેના લગ્ન બાબરાના

જોશી પ્રાણલાલ મંછારામ ના પુત્રી મનહર બેન સાથે થયા છે. ગોરધન જાની પણ બાબરામાં જ હતા અને નોકરી કરતા તેના લગ્ન ખાનકોટડા ના મહેતા દેવશંકર દયારામ ના બેન જડીબેન સાથે થયા તેમના પુત્ર ભુપતરાય સાણથલી માં ફ્લોરમીલ ચલાવતા. તેના લગ્ન પંડ્યાભાઈ શંકર ડાયાલાલ ના પુત્રી દમયંતી સાથે થયા છે હાલ રાજકોટમાં કુટુંબ સાથે રહે છે. તેમના દીકરાઓ રાજુ, રજની અને હરેશ કારખાનામાં કામ કરે છે. વિજય રીક્ષા ચલાવે છે. બીજા પુત્ર વિનોદ રાય બીકોમ થયા છે તેમના લગ્ન ધારી વાળા વ્યાસ વૃજલાલ જટાશંકર ની પુત્રી કૈલાસબેન સાથે થયા છે શ્રી વિનોદરાય વડોદરામાં પેટ્રો કેમિકલ કંપનીમાં કામ કરે છે. અને ત્યાં જ મકાન બનાવી રહે છે.



**શ્રી અંબાશંકર રા. જાની**

સ્વ તા. 16-3-1962



**શ્રી ભગવાનજી ત્રિ. જાની**



શ્રી પરેશભાઈ જયશંકર જાની

સ્વર્ગવાસ: 15-06-2005



શ્રી વિજયભાઈ નવલશંકર જાની

સ્વર્ગવાસ: 07-11-2023

## બાબરા નું ત્રીજુ કુટુંબ




વેલજીભાઈ ઢશામાં પંડ્યા ડાહ્યાલાલ ભાઈના બેન કસ્તુરબેન સાથે પરણેલા રાજકોટમાં કસ્તુરબેન શિક્ષિકા તરીકે નોકરી કરેલી નિવૃત્ત થયા પછી ડાયાભાઈ પાસે ઢશા માં રહેલા. જીવરામભાઈ ના લગ્ન રફાળા ના જોશી લવજી પુરુષોત્તમના પુત્રી ગૌતમબેન સાથે થયેલા. જીવરામભાઈ નું જીવન ત્યાગી હતું અને તેમના પુત્ર પીતાંબર પણ એ જ રસ્તે ચાલેલા....

બંને સન્યાસ ધારણ કરેલ પીતામ્બરભાઈ ના લગ્ન શિવકુવર બહેન સાથે થયા હતા. કાનજીભાઈ જાની બાબરામાં રહેલા તેમના લગ્ન હડાણા ના રાવલ કુટુંબમાં જીવીબેન સાથે થયા હતા તેમના એક પુત્ર લાભશંકર તે ચીતલના શ્રી પોપટલાલ ભોળાભાઈ ના પુત્રી નર્મદાબેન સાથે થયેલા લાભશંકર ના પુત્ર જયંતીલાલ છે જે મુંબઈમાં છે. તે તેમના કાકા નર્મદાશંકર સાથે વર્તમાન પત્રમાં કામ કરે છે.

જયંતીલાલ રાજકોટના જોશી મોહનલાલ કેશવજી ના દીકરી સવિતાબેન સાથે લગ્ન કરેલા.

નર્મદા શંકર ના લગ્ન જોશી મયા શંકર ગૌરીશંકર ના પુત્રી જશવંતી બેન સાથે થયા છે તેને બે પુત્રો મોટા પુત્ર જીતેન્દ્ર ના લગ્ન રાજકોટના રાજ્યગુરુ પ્રભુલાલ

ડાયાભાઈ ની પુત્રી રશ્મિબેન સાથે થયા છે. બીજા પુત્ર ચેતનકુમાર. જીતેન્દ્ર ને એક પુત્ર તેનું નામ કેવલ છે. જય શંકર ના લગ્ન ભાવનગરના મહેતા નારદલાલ રામેશ્વરના પુત્રી લાભુબેન સાથે થયા તેમને એક પુત્ર છે.

પ્રાગજી જાની બાબરા માજ રહેલા તેમને એક પુત્રી માનકુવર ને ગોંડલના ભટ્ટ અમૃતલાલ લવજી સાથે પરણેલા જાની કુટુંબોની હકીકત પૂરી થઇ.....



શ્યામ સિધ્ધાર્થભાઇ જાની

સ્વર્ગવાસ: 28-02-2023



ભાષ્કરભાઈ કાંતિલાલ જાની

સ્વર્ગવાસ: 15-12-2022

## પ્રકરણ- ૭

## જોષી કુટુંબો

# પીઠડ ના જોશી કુટુંબ

હાલાર જિલ્લાના જોડિયા તાલુકા માં પીઠડ નામે ગામ છે ગામને પાદર નદી છે સામે પ્રસિદ્ધ પીઠડાઈ માતાનું મંદિર આવેલું છે. આ ભૂમિ પરથી સૈકાઓ અગાઉ નવઘણ તેની આહીર બેન જાહલ ના સિંધ ના સુમરા ના ત્રાસમાંથી બચાવવા લશ્કર લઈને પસાર થયો હતો અને જામનગરના જાડેજાઓ પણ કચ્છમાંથી હાલમાં આ ભૂમિ ઉપર થઈને પ્રવેશ પામ્યા હતા નવાનગરના ગામની ગાદી પ્રથમ ખંભાળિયામાંથી પછી જામરાવળે જેઠવા રાજપૂતોનું નાગ બંદર જીતી ત્યાં નવાનગર નો પાયો નાખ્યો. સંવત 1956 આ વખતે હેઠળના બ્રાહ્મણોએ જામરાવળ ની શુભ શુકન જોઈ આશિર્વાદ આપેલા તેને જીત મળતા ખુશાલીમાં તેણે આ બ્રાહ્મણોને જમણ ની બક્ષીશ આપી.

આમ તેમની જ્યોતિષવિધાની નામના થતાં કેટલાક કુટુંબો જોશી તરીકે ઓળખાવા લાગ્યા જમીન પ્રાપ્ત થતા કેટલાક તે વ્યવસાયમાં પડ્યા.

આજે જોસી કુટુંબ માં એક આત્મારામ કરીને પ્રતાપી પુરુષ થઇ ગયા ગામના બ્રાહ્મણોએ ગામમાં એક માતાજીનું શક્તિ પૂજા પૂજા નું મંદિર બનાવેલું . આ મંદિરમાં જામસાહેબ તરફથી એક તલવાર પણ મૂકવામાં આવેલી. તેનું પૂજન થતું. આત્મારામ જોશી વિધા અને વીરતા બંનેમાં પ્રવીણ હતા.

એક દિવસની વાત છે સમી સાંજ પડવા આવી છે ગામનું ગૌધણ પાછું ફરવાનો સમય થયો હતો. તે વખતે ગામ ના ગોવાળીયા બૂમો પાડતા ગામમાં આવ્યા ગામનું ધણ અલ્યા ડફેરો ભગાડી જાય છે. બચાવો ગામમાં રીડીયા રમણ થઇ પડી. ગામમાં જે માણસો હાજર હતા તે જે હાથમાં આવ્યું તે હથિયાર ઉપાડી ડફેરોની પાછળ પડ્યા. આત્મારામ દાદાએ મંદિરમાંથી તલવાર ઉપાડી અને ડફેરો નો પીછો કર્યો સામસામી મારામારી થઈ બ્રહ્મ તેજ અને ક્ષત્રિય તેજ એમ બંનેથી પ્રકાશતા આત્મારામે તલવાર વીજવા માંડી. થોડા ડફેરો ને પાડી દીધા તેમના પર તૂટી પડ્યા લાકડીઓ વીંઝી હાથમાં

તલવાર ઉઠાવી તેનાથી જ આત્મારામ નું માથું ઢાળી દીધું પરંતુ આત્મારામ નું જોસ અદભૂત હતું. તેને ધળ હજુ શક્તિપાત કરતું હતું. તેને તલવાર પાછી ઝડપી લીધી.  અને ડફેરો પણ ચમકી ગયા અને ભાગ્યા. આત્મારામ નું ધડ થોડે દૂર ધાર ઉપર જઈ શાંત પડી ગયું અને ઘડી પડ્યું. આ ધારને આત્મારામ ધારથી  લોકો ઓળખે છે.  ત્યાં તેમનો પાળિયો ઊભો છે. આ પાડ્યા ઉપર તેમના વંશજો સિંદુર ચડાવે છે અને પૂજા કરે છે. હાલ તેના પર ડેરી બાંધી છે. આ ડેરી મધ્યભારતમાં રાયપુર મુકામે વસી. શિક્ષક તરીકે ઉત્તમ સેવા આપી ગુરુજી નું બિરુદ મેળવનાર શ્રી જટાશંકર ભાઈ પ્રભાશંકર જોશીએ બંધાવી છે.

સૌરાષ્ટ્રમાં ના સુરાપુરા ના અનેક પાડ્યા છે. તે જ પ્રમાણે સતીઓના પણ છે અંગ્રેજ ગવર્નર જનરલ બેંટિક સતી થવાની પ્રથા 1835 પછી બંધ કરાવી હતી. એક શતી માતા નો ફોટો પીઠડ ગામ માં છે. તે ઓટો  અત્યારે જોશી પ્રભાશંકર ઉમિયાશંકરના ઘર સામે છે. ત્યાં સતી માતાની એ યાદી છે તેની ખરી વિગત પ્રાપ્ત નથી.

આવા પૂર્વજોના વારસોને આ ઇતિહાસ છે આજે આ કુટુંબો નો વિસ્તાર ખૂબ જ છે અને વિધ્યમાન વડીલો પાસેથી મળેલી હકીકત રજુ થઇ છે.



પીઠડ ના જોષી પરિવાર શાખા-1 નરોતમ→પ્રેમજીભાઈ→ સંઘજીભાઈ→લાલજીભાઈ
જાદવજી-------ત્રિકમજી------જીવરામ----રામજી---------આણંદજી
રૂગનાથ----જીવન----જેઠા
જુઠા
તુલસી
અજરામર
હરજી-નાનજી કેશવલાલ
લક્ષ્મીરામ
દેવકૃષ્ણ
ગિરજાશંકર-હરિલાલ-રામશંકર
રમેશ-સુરેશ
જગજીવન-સવજી
ધનજી
લાભશંકર
રમેશ-ચંદ્રકાંત-દિનેશ
અશોક-રાજુ
અશોક સંજય-દિપીકા
ઋત્વિક-રુદ્ર-એંજલ
ગોપાલજી-----------------------શિવરામ
ચેતન સોહમ-ઋત્વા
ભવાનીશંકર-વેલજી-કાળા(ઉમિયાશંકર)--------ત્રિભુવન
નરભેરામ
નારાયણશંકર-માણેકબેન
પ્રભાશંકર
મગનલાલ-રતિલાલ-ગિરજાશંકર-શાંતિલાલ
જટાશંકર----------લાભશંકર- મનસુખ વજેશંકર-જયંતિલાલ રતિલાલ જયસુખલાલ
રમેશચંદ્ર-------બળવંત—હર્ષદરાય
ભગવતી રાજેન્દ્ર---------બકુલચંદ્ર
ઉપેન---નિલેષ
યોગેશ----------દિપક નીતા-અજીત-અમીત-જ્યોતિ
સ્વાતિ-હિરલ-સાગર માર્ગી-સેતુ
મીલન જય
નિશા-વિધિ-શ્લોક કિરણ-રીતુ કનિષ્ક-હશ્વી
ગણપતરામ--મુગટલાલ-નાનાલાલ-કનુ-અરવિંદ જીતેન્દ્ર--શૈલેષ-ધર્મેશ-ભાવના
ભુપેન્દ્ર-મહેશ-રાજેશ-હેમંત-મનોજ
જગદીશ
રાજેન્દ્ર
જાનવ-જાનીશા યશ-લબ્ધી મહેક
સમીર
દિવ્યેશ
રીંકલ
અક્ષર
આરવ
ગૌરીશંકર------------------------મયાશંકર-------------------રતિલાલ--શાંતિલાલ
મહાશંકર----------------જયંતીલાલ-----પ્રેમશંકર મૂળશંકર—ચંદુલાલ—દેવશંકર
જયંતીલાલ-----અમૃતલાલ
જનકરાય-સુરેન્દ્ર-મહેન્દ્ર
ભુપેન્દ્ર
રમેશ-હિતેષ
હરેશ-વર્ષા રાજેન-જગદીસ-શોભના-જીજ્ઞા
લલિત-જગદીશ ગિરીશ-ડોલર
કપલાના-નીલા-સીમા-અતુલ
વિજય-જયશંકર
દીપક
મયુર-હેમેન્દ્ર મિહીર અજય-રવી
હેમલ-પિના અમૃતા
વિશ્વા ધ્રુવ-ધ્રુવી
દર્શન
મથન
દીપ-હેતાર્થ
દ્રષ્ટિ

**લાલજીભાઈ ના પરિવાર ની વિગત**:

લાલજીભાઈના પરિવારથી હકીકત મળે છે તેમના એક પુત્ર ત્રિકમજી. ત્રિકમજી ના પુત્ર ગોપાલજી જોષી. સંભવ છે કે ગોપાલજી જોશીએ રાજકોટ તરફ પ્રયાણ કર્યું હશે કારણ કે તેમના પુત્રોએ શિક્ષણ પ્રાપ્ત કરી સરકારી નોકરી માં પ્રવેશ કર્યો. આ સમયે 19મી સદીનો ઉતરાર્ધ ગણી શકાય. તેમના પુત્ર ભવાનીશંકર જોશી જમીન માપણી નું ઝરીફ તરીકે કામ કરતા તેમના નાનાભાઈ ત્રિભુવન જોશી પણ આ જ કામકરતા. માત્ર કાળા જોશી પીઠડ માં રહી ખેતી સંભાળતા એક ભાઈ વેલજી જોશી વધુ પુરુષાર્થી હતા. તેમણે એક વેપારી મનજી ઉધ્ધવજી પેઢી પર મેતાજી તરીકે દક્ષિણ આફ્રિકા તરફ પ્રયાણ કર્યું. તેઓ ૬ ગુજરાતી ભણેલા એટલે નામું જાણતા ડર્બનમાં આ વેપારી પેઢીમાં તેમણે નિષ્ઠાથી કામ કર્યું. અને સારો વિશ્વાસ પ્રાપ્ત કર્યો અને પછી કુટુંબ સાથે ત્યાં સ્થિર થયા. વેલજીભાઈ એ પોતાના કુટુંબીજનોને પણ મદદ કરી હતી તેમના ભાઈઓને રાજકોટમાં મકાનો લઈ આપી સ્થિર બનાવ્યા હતા તેમની દર ભારત મુલાકાત વખતે કુટુંબના બધા સભ્યો ને પોશાકની લાખણી કરતા..

શ્રી વેલજી ભાઈના લગ્ન ઠાકર મોનજી વિઠ્ઠલજી ના પુત્રી નંદુ બેન સાથે થયા હતા તેમને સંતાનમાં એક પુત્ર અને એક પુત્રી થયેલા. પુત્ર નારાયણ સંકર પણ ડર્બન જતા આવતા અને ત્યાં જ મોટા થયેલા પુત્રી માણેકબેન આજે ૯૦ વર્ષે પહોંચ્યા છે. તેઓ પણ અંગ્રેજી તથા અરબી બોલી શકે છે. તાજેતરમાં તેઓ સ્વર્ગવાસી થયા. નારાયણ શંકરભાઈ ના પ્રથમ લગ્ન ચમારડી માં થયેલા તેનાથી તેમને એક પુત્ર થયેલ એ ભાઈ ગણપતરામ. પ્રથમ પત્નીના અવસાન બાદ નારાયણ શંકરભાઈ એ બીજું લગ્ન ધારીમાં રહેતા ભટ્ટ માધવજી લક્ષ્મીરામ ના પુત્રી લાડુબેન સાથે કર્યું.

ગણપતરામ ભાઈ ના લગ્ન ધારીના વ્યાસ જયશંકર કાલિદાસના પુત્રી લલીતાબેન સાથે થયા ગણપતભાઇ પણ ડર્બન માં જ વ્યવસાયમાં ગોઠવાયા હતા તેમનો વસવાટ ત્યાં જ હતો. તેમને સંતાનમાં એક પુત્ર થાય જગદીશ અને

બીજી પુત્રીઓ છે ગણપતભાઇ નું અવસાન નાની ઉંમરે થયું તે પછી લલીતાબેન એ ડર્બનમાં જ રહીને બાળકોને તૈયાર કર્યા. અને બધા ના લગ્ન કર્યા.

જગદીશભાઈએ આંતરજ્ઞાતિય લગ્ન કર્યા છે તેમને એક પુત્ર છે હજુ આ કુટુંબ ડર્બન માં જ રહે છે. વેલજી ભાઈ ની આ ચોથી પેઢી છે તેમણે કરેલો પુરુષાર્થ તેમના પૌત્ર પ્રપૌત્ર ચાલુ રાખ્યા છે. ગણપતરામ થી નાના ભાઈ મુગટલાલ ના લગ્ન છોટાઉદેપુરના વ્યાસ છોટાલાલ ના પુત્રી સાથે થયેલા. તેઓ પણ છોટાઉદેપુર ગયેલા તેમને પુત્ર છે રાજેન્દ્ર. રાજેન્દ્ર ના લગ્ન ધારી ના વ્યાસ વૃજલાલ જયશંકર ના પુત્રી હર્ષા સાથે થયા છે. નારાયણસંકર ભાઈ ના બીજા ત્રણ પુત્રો રાજકોટમાં જ રહે છે અને ધંધો કરે છે.



હવે ભવાનીશંકર જોષી ની વિગત જોઈએ....




ભવાનીશંકર ભાઈ ને ત્રણ પુત્રો મોટા ગૌરીશંકર તેમના લગ્ન બાડાના મુખ્યાજી વૈજનાથ ના પુત્રી સાથે થયા હતા તેમણે ત્રણ પુત્રો થયા મોટા પુત્ર અમદાવાદ ગયેલા ત્યાં પોસ્ટ ખાતામાં જોડાયા હતા તેમના લગ્ન મહુવા નિવાસી રાજ્યગુરુ વિઠ્ઠલજી કાનજીના પુત્રી કાંતાબેન સાથે થયેલા તેમને ત્રણ પુત્રો છે મોટા પુત્ર જનકરાય મહેતા લાલજી વિઠ્ઠલજી ના પુત્રી સાથે પરણેલા. આ કુટુંબ આફ્રિકામાં ગોઠવાયેલું છે એટલે ભાઈ જનકરાય પણ ત્યાં ગોઠવાયા છે. બીજા ભાઈ મહેન્દ્ર બેન્ક ની સર્વિસમાં છે તેમને આંતર જ્ઞાતિય લગ્ન કરેલ છે. નાનાભાઈ સુરેન્દ્ર તેમની સાથે રહે છે.

ગૌરીશંકર ના બીજા પુત્ર જયંતીલાલ અમદાવાદ મ્યુનિસિપલ મા નોકરીમાં ગોઠવાયેલા તેમના લગ્ન પીઠળ (વડાળા) ના મેતા ત્રિભુવન બેચર ના પુત્રી શાંતાબેન સાથે થયેલા તેમને બે પુત્રો છે. ત્રીજા ભાઈ પ્રેમશંકર પણ અમદાવાદમાં જ વ્યવસાય કરતાં તેમના લગ્ન કંડોરણા ના પંડ્યા નર્મદાશંકર કેશવજી ના પુત્રી પાર્વતી બેન સાથે થયેલા તેમને સંતાનમાં ત્રણ પુત્રીઓ છે.

ભવાનીશંકર જોશી ના પુત્ર મયાશંકર જોશી રાજકોટમાં ઘડિયાળી નું કામ કરતા તેમના લગ્ન રાવલ વિઠ્ઠલજી ના પુત્રી શાંતાબેન સાથે થયેલા.
ભવાનીશંકર ભાઈ ના ત્રીજા પુત્ર રતિલાલ તેઓ ડોકટર બની જામનગર

રાજ્યની નોકરીમાં જોડાયેલા જુદા જુદા સ્થળોએ સેવા બજાવી નિવૃત્તિ લીધી પછી સડોદરા મા સ્થાયી થયા હતા. તેમના લગ્ન ભટ્ટ પ્રાણજીવન નાગજીના દીકરી પાર્વતીબેન સાથે થયા તેમને બે પુત્રો છે જયંતીલાલ અને અમૃતલાલ બંને ભાઈઓ સરકારી નોકરીમાં છે. જયંતીલાલ ના લગ્ન હાપા ના પંડ્યા મગનલાલ રતનજી ની પુત્રી સાથે થયા. અમૃતલાલ ના લગ્ન ચરખાના પંડ્યા પરસોત્તમ ની પુત્રી મંજુલાબેન સાથે થયા.

હવે કાળા જોશી ની વિગત જોઈએ તેમનું નામ ઉમિયાશંકર હતું કે અગાઉ જણાવ્યું તેમ કાળા જોશી પીઠડમાં ખેતીમાં જોડાયેલા હતા તેમનો પહેરવેશ પણ તેવો જ રાખતા સ્વભાવે ભારે રમુજી હતા.

તેમનો એક રમુજી પ્રસંગ છે ઢશામા શ્રી ગંગાધર જોશીના પુત્રી પ્રસન્ન બેન ના લગ્ન ત્રિભુવન ભાઈના પુત્ર રતિલાલ સાથે થયેલા એટલે વેવાઈના ઘરની મુલાકાતે એક દિવસ ઓચિંતા કાળા જોશી આવી પહોંચ્યા. એ જમાનામાં મહેમાનો અતિથિ બનીને આવતા આજની માફક ટેલિફોનથી ખબર આપતા નહીં આ રીતે પ્રવાસ કરતા કરતા કાળા જોશી ઢસા પહોંચ્યા પ્રવાસનો થાક લાગ્યો હતો તરસ પણ લાગેલી ઘરમાં પ્રવેશ કર્યો કોય દેખાયું નહીં સામે પાણિયારું હતું એટલે સીધા ત્યાં પહોંચી ગોળા માંથી પાણી ભરી પીવા માંડ્યા આમ થોડી હિલચાલ થતાં કોઈ આવ્યું છે તે જોવા મયા શંકરભાઈ ના પત્ની બહાર આવીને જુએ છે તો આ ખેડૂતે જેવો આદમી નિરાંતે પાણી પીવે છે તે બોલી ઉઠ્યા અરે ભાઈ પાણી પીવું હતું તો અમને સાદ પાડવો હતો ને પાણી આપત. આ તો તમે પાણીયારુ અભડાવ્યું. ત્યાં ઘરના વડીલ મોટા ફઈબા રળિયાત બેન બહાર આવ્યા તેમણે જોશીને જોયા. ઓળખ્યા અને કહ્યું વહુ ઘરમાં જા. આ તો આપણી પરસન ના મોટા સસરા કાળો જોશી છે.

અને કાળા જોષી કહે વહુ હવે ગોળા ફોડી નાખવા પડશે હો અને અટ્ટહાસ્યથી સૌને હસાવ્યા.

આવા રમૂજી અને મસ્ત માનવ હતા તેમને એક પુત્ર પ્રભાશંકર તેમના લગ્ન ઢોલર ના ઠાકર દયારામ આણંદજી ના પુત્રી રંભાબેન સાથે થયા હતા પ્રભાશંકર ભાઈ ને ત્રણ પુત્રો મોટા પુત્ર જટાશંકર તેઓ શિક્ષક તથા તેમના લગ્ન હડમતિયાના પાઠક દામજી હરિરામ ના પુત્રી નર્મદાબેન સાથે થયા હતા.

આ દંપતી મધ્યપ્રદેશમાં રાયપુર પહોંચ્યું અને ત્યાંની ગુજરાતી સમાજની શિક્ષણ સંસ્થામાં સેવા આપી તેના સુંદર વિકાસ કરી જટાશંકરભાઈ નિવૃત્ત થઈ મુંબઈમાં બોરીવલી ખાતે મકાન લઈ રહેલા. તેમના પુત્ર રમેશચંદ્ર હજુ રાયપુરમાં રહે છે અને બેન્કિંગ વ્યવસાયમાં ગોઠવાયેલા છે. રમેશચંદ્ર ના લગ્ન ચરખાના પંડ્યા શ્યામજી પરસોતમ ના પુત્રી નયનાબેન સાથે થયા છે.

બીજા પુત્ર બળવંતરાય ના લગ્ન કંડોરણા ના પંડ્યા શાંતિલાલ મયાશંકર ના પુત્રી ચંદ્રકલા સાથે થયા છે . બળવંતરાય એન્જિનિયર છે તેમને બે પુત્રો છે. ત્રીજા પુત્ર હર્ષદરાય ના લગ્ન મહેતા ત્રિભુવન (મલાડ) ના પુત્રી હર્ષાબેન સાથે થયા છે હર્ષદરાય મીરા નગરમાં રહે છે.

જટાશંકરભાઈના નાના ભાઈ લાભશંકર પણ મધ્યપ્રદેશ તરફ ધંધા માટે નીકળી ગયેલા તેમના લગ્ન ગોપાલગ્રામ ના ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના પુત્રી કંચનબેન સાથે થયા છે તેમને પુત્ર છે તેનું નામ ભગવતીપ્રસાદ છે. તે મુંબઈમાં ધંધો કરે છે અને વિરારમાં રહે છે. તેના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય હરિલાલ પોપટલાલ ની પુત્રી સાથે થયા. શ્રી લાભશંકર ના મૃત્યુ બાદ તેનો અગરબત્તીનું વ્યવસાય તેમના પત્ની કંચનબેન તથા પુત્રવધૂ એ પુરુષાર્થ કરી ચાલુ રાખ્યું.



શ્રી મયાશંકર ભવાનીશંકર જોશી



શ્રી ચંદુલાલ મયાશંકર જોશી

જન્મ: 23-04-1942 સ્વર્ગવાસ: 17-02-2018



**શ્રી પ્રભાશંકર ઉમિયાશંકર જોષી**

રાજકોટ રાજ્યની સદા સેવા બજાવી
પોતાના પુત્રોને તૈયાર કરી સુદ્રઢ
ગૃહસ્થી જીવનની પ્રેરણા આપના
શ્રી પ્રભાશંકર ઉમિયાશંકર જોષી
રાજકોટ



**શ્રી જટાશંકરભાઈ જોષી** **શ્રી લાભશંકરભાઈ જોષી**

આત્મબળે સજોડે રાયપુર જેવા સ્થળે
સમૃધ્ધ શિક્ષણ સંસ્થાનું શૂન્યમાંથી
સર્જન કરનાર ગુરુજી શ્રી જટાશંકર
ભાઈ નિવૃત સમયે અર્પણ થેલિની
રકમ સંસ્થામાં આપી બહુમાન મેળવી
મુંબઈમાં સ્થાયી થયા અને ત્યાંથી
વિદાય લીધી.જન્મ: 15-8-1915
વિદાય 7-2-1981 શ્રી લાભશંકર
નાગપુર અગરબત્તી નો વેપાર જમાવેલ. નાની ઉંમરે વિદાય લીધી.



## શ્રી જટાશંકર પ્રભાશંકર જોશી નર્મદાબેન જટાશંકર જોશી

જન્મ: 15-08-1915 સ્વર્ગવાસ: 07-02-1981.. જન્મ: 06-07-1916 સ્વર્ગવાસ: 19-08-2009



અમિતભાઈ બળવંતરાય જોશી

જન્મ:27-05-1976  સ્વર્ગવાસ: 22-05-2021



**શ્રી રમેશચંદ્ર જટાશંકર જોશી**

**જન્મ: 08-09-1937**

**સ્વર્ગવાસ: 25-03-2017**



**શ્રી હર્ષદભાઈ જટાશંકર જોશી**

**જન્મ: 26-04-1958**

**સ્વર્ગવાસ: 09-10-2018**



**શ્રી રમણીકલાલ લાભશંકર જોષી**

રાજકોટ

યુવાન વયે પુરુષાર્થ કરી દૂર બંગાળમાં
જઇ વ્યવસાયી બની કુટુંબને શ્રેય
અપાવનાર સાહસિક યુવાન ભાઈ
શ્રી રમણીકલાલ લાભશંકર જોશી
મુ. રાજકોટ



**લક્ષ્મીબેન જેઠાલાલ જોષી**

પીઠડ

પોતાના સંતાનોને અઘરી
પરિસ્થિતિમાં પણ ધીરજથી અને
શાંતિથી તૈયાર કરી પગભર
કરનાર વત્સલ માતા
લક્ષ્મીબેન જેઠાલાલ જોશી મુ. પીઠડ



શ્રી ભુપેન્દ્રભાઈ જેન્તિલાલ જોષી

જન્મ: 04-04-1944, સ્વર્ગવાસ: 27-05-2022



સાંતાબેન જેન્તિલાલ જોષી

સ્વર્ગવાસ: 27-11-2007



શ્રી જયસુખલાલ શાંતિલાલ જોશી

સ્વર્ગવાસ: 17-11-2023



શ્રી મહેન્દ્રભાઈ મહાશંકરભાઈ જોષી

સ્વર્ગવાસ: 22-03-2023

ત્રીજા ભાઈ મનસુખલાલ રાજકોટમાં રહે છે અને યાંત્રિક ક્ષેત્રે ધંધો કરે છે. તેમના લગ્ન દૂધઈ ના ઠાકર કામેશ્વર વલ્લભજી ના પુત્રી સાથે થયા છે.

તેમને બે પુત્રો છે રાજેન્દ્ર અને બકુલચંદ્ર. રાજેન્દ્ર કુમાર ના લગ્ન પ્રાચીના પંડ્યા મગનલાલ ના પુત્રી આરતીબેન સાથે થયા છે અને બકુલ ચંદ્રના લગ્ન પંડ્યા ગિજુભાઈ માવજી ના પુત્રી જોસનાબેન સાથે થયા છે. બન્ને ભાઈઓ તેમના પિતાજીને ધંધામાં મદદ કરે છે મનસુખભાઈ મહેનતુ અને સેવાભાવી વૃત્તિના છે તેમણે ધંધો સુંદર રીતે વિકસાવ્યો છે.

ગોપાલજી જોશીના ચોથા પુત્ર ત્રિભુવનભાઈ તેમણે પણ રાજકોટ રાજ્ય ની ઝરીફ તરીકે સેવા કરી. તેમના લગ્ન દૂધઇ ના મેતા કુટુંબમાં મનજી ડોસાના બેન જીવીબેન સાથે થયા હતા. તેનો પરિવાર...




ત્રિભુવનભાઈ એ પુત્રોને અંગ્રેજી શિક્ષણ અપાવ્યું. મોટા પુત્ર મગનલાલ આફ્રિકા ગયેલા તેમના લગ્ન ઢસાના પંડ્યા ગાંગજી ના પુત્રી દૂધીબેન સાથે થયા હતા. તેમને બે પુત્રો વજેશંકર અને જેંતીલાલ.

મગનભાઈ ના અવસાન સમયે પુત્રો નાના હતા દુધીબેન એ સારો પુરુષાર્થ કરી તેમને મોટા કર્યા બાર્ટન ટ્રેનિંગ કૉલેજમાં વર્ષો સુધી તેમણે રસોઈ કરી. બંને ભાઈઓને ભણાવ્યા અને પરણાવ્યા વજેશંકર શિક્ષક થઇ નોકરી કરતાં તેમના લગ્ન ચલાળાના ભટ્ટ કામેશ્વરના પુત્રી દિલાબેન સાથે થયેલા. તેમને બે પુત્રો છે બંને સારી નોકરી માં લાગેલા છે.

નાનાભાઈ જયંતીલાલ પણ મેટ્રિક થઈ સરકારી કેળવણી ખાતામાં ક્લાર્ક તરીકે જોડાયા હતા. તેના લગ્ન ઢોલરા ના ઠાકર મયારામ આણંદજી ના પુત્રી હીરાબેન સાથે થયેલા. ઠાકર ને આ એક પુત્રી જ સંતાન હોય જયંતીલાલ સાથે તેઓ રહેતા. પરંતુ ભાઈ શાંતિલાલ ને પણ કોઈ સંતાન ન હતું તેમણે રાજકોટમાં પુજારા પ્લોટ માં પોતાનું મકાન બનાવ્યું હતું .પરંતુ આકસ્મિક મૃત્યુ થતાં આ શાખા નો અંત આવ્યો.

ત્રિભુવનભાઈ ના પુત્ર ગિરજાશંકર આફ્રિકા ગયેલા. અને તેમનું કુટુંબ પણ ત્યાં જ ગોઠવાયેલું છે તેમના લગ્ન બાબરાના જાની ત્રિકમજી ના પુત્રી જયાબેન સાથે થયા છે. તેમના પુત્ર રસિકલાલ આફ્રિકામાં રહે છે રસિકલાલ ના લગ્ન ચમારડી ના મહેતા ઉમિયાશંકર શામજી ની પુત્રી સાથે થયા છે. ત્રિભુવનભાઈ ના બીજા પુત્ર રતિલાલ ના લગ્ન ઢસા ના જોશી ગંગાધરના પુત્રી પ્રસનબેન સાથે થયા પરંતુ તેમનું નાની વયે અવસાન થયું.

ચોથા પુત્ર તે શાંતિલાલ. તેઓ પણ ઝરીફ ની નોકરીમાં હતા અને પછી લાંબી નોકરી કરી હાલ નિવૃત્ત થઈ રાજકોટમાં કુટુંબ સાથે રહે છે. તેમના લગ્ન ઢોલરા ના ભટ્ટ ત્રિકમજી કાલિદાસના પુત્રી જયાબેન સાથે થયા તેમને એક પુત્ર છે. તે વ્યાપારમાં છે. તેનું નામ જયસુખલાલ તેના લગ્ન ના (કાલિકટ) વ્યાસ હરિલાલ નથુરામ ની પુત્રી હંસાબેન સાથે થયા છે. તેમને પુત્ર ઉપેન છે.

ત્રિભુવનભાઈ ના એક પુત્રી પ્રભાબેન નાની વયે વિધવા થયા હતા પછી તેમણે હિંમત કરી નર્સિંગ ની પરીક્ષા પાસ કરી અને રાજકોટની બેસ્ટ હોસ્પિટલમાં વર્ષો સુધી સેવાઓ આપી નિવૃત્ત થયા અને થોડા વખત પહેલા જ દેવલોક પામ્યા.

ગોપાલજી જોશીના ની વાત અહીં પૂરી થઈ ....

હવે જાદવજી ભાઈ ની શાખા જોઈએ તેમના પુત્ર હતા જીવનભાઈ તેઓ પીઠડ માં રહેતા અને ખેતી કરતા જાદવજી જોશી શાળામાં ભણવા બેઠેલા

નહી. પણ ગણતરીબાજ ખરા ગણતરી કરવા કેડિયાની દોરીને ગાંઠો વળવામાં આવતી. જેટલા દિવસો હોય તેટલી ગાઠો વાળી રોજ એક ગાંઠ છોડવાની એટલે નક્કી કરેલ દિવસ મળી જતો. એક વખત એવું બન્યું કે દીકરીના લગ્નનો દિવસ યાદ રાખવા કેડીયા ની ગાંઠ વાળેલી પણ છોડવા માં ગરબડ થઈ ગઈ. કેડિયાની ગાંઠ ઉકેલવામાં દીકરી-ના-લગ્ન લીધેલા તેમાં ગડબડ થઈ.

એક દિવસ ગામને ઝાંપે જાન ના આગમન સૂચક બંદૂક નો અવાજ થયો કોઈએ સમાચાર દીધા કે કોઈ ધોતિયા પહેલાની જાન આવી છે.

મોટા પુત્ર રૂગનાથ ને તપાસ કરવા મોકલ્યા જાન તો પોતાની પુત્રીની જ હતી તાબડતોડ પડોશીના ઘેર પાલી પાલી ઘઉં દળવા મોકલી દીધા એમનું સામૈયું કર્યું અને પ્રાથમિક વિધિ પતાવી એટલામાં દળનું તૈયાર થઈ આવી ગયુ. તલસરાના તાપે મગળ  કરી ચણા વધારી નાખ્યા. ગોળપાપડી પણ હલાવી નાખી જાન ને જમવા બેસાડી બધું સમયસર ગોઠવાઈ ગયું. હૈયા ઉકેલાત વાળા માણસો હતા. તેમને લાંબી જોડી પંચાત ન હતી ને સૌ હાથોહાથ કામ પતાવી દેતા.

જાદવજી જોશી ના પુત્ર જીવન જોશી પણ પીઠડમાં રહ્યા .શરીરે કસાયેલા હતા અને ગમે તેવા મજબૂત મિયાણા નો સામનો કરી શકતા તેના લગ્ન કંડોરણા ના ભટ્ટ ત્રિભુવનના બેન સંતોકબેન સાથે થયેલા. તેમના પુત્ર નાનજીભાઈ પણ એજન્સી પોલીસ માં દાખલ થઈ નોકરી કરી નિવૃત્ત થયા છે અને રાજકોટમાં રહે છે તેમના લગ્ન ઘેલારામજી માં કરેલા છે તેમને બે પુત્રો રમેશ અને સુરેશ છે તેમના એક પુત્રના લગ્ન શિશાંગ ના ભટ્ટ કુટુંબમાં થયા છે. જાદવજીભાઈ ના એક ભાઈ આણંદજી હતા તેના પુત્ર અજરામર. અજરામર જોશીને ત્રણ પુત્રો ગિરજાશંકર હરિલાલ અને રામશંકર.

ગિરજાશંકર રાજકોટમાં સરકારી નોકરી કરતા. નિવૃત્તિ બાદ પીઠડ માં જઈને ખેતી કરતા તેમના પુત્ર લાભશંકર પણ ત્યાં જ છે. શ્રી રામશંકર છોટાઉદેપુર

પાસે પાનવડમાં રહી વેપાર કરે છે. તેમને દુકાન અને લોજ નો ધંધો કર્યો છે. અને પ્રગતિ કરી છે. રામશંકર ના લગ્ન નગર પીપળીયા ના મહેતા લાભશંકર ધનજી ની પુત્રી નર્મદાબેન સાથે થયા.  તેમને ભુપેન્દ્ર, મહેશ, હેમંત અને મનોજ નામે પુત્રો છે. ભુપેન્દ્ર ના લગ્ન પંડ્યા મગનલાલ રેવાશંકર ની પુત્રી હંસાબેન સાથે થયા છે.

ગિરજાશંકર જોષી ના લગ્ન વડાળાના મહેતા લાલજી મહાદેવ ની પુત્રી મોતીબેન સાથે થયેલા તેમના પુત્ર લાભશંકર ના લગ્ન ઉમરાળી ના જોશી મકનજી કેશવજી ની પુત્રી સાથે થયા છે.

ગોપાલજી જોશીના એક ભાઈ શિવરામ હતા તેને એક પુત્ર નરભેરામ તેના પત્ની નું નામ અમરબેન હતું તેમને ત્રણ દીકરીઓ હતી નાનુબેન, ઉજમબેન, દિવાળીબેન.  નાનુ બેન ના લગ્ન પીપળીયા ના જોશી દુર્લભજી વશરામ સાથે થયા.  ઉજમબેન ના લગ્ન પીઠડ ના પંડ્યા માવજી પીતાંબર સાથે થયા. દિવાળીબેનના લગ્ન ગોંડલના રાજગુરુ મૂળશંકર લાલજી સાથે થયા.

ત્રિકમજી જોશીના એક ભાઈ જીવરામ તેના પુત્ર જુઠા તેને એક પુત્ર લક્ષ્મીરામ હતા. તેના લગ્ન ઢસાના જોશી બાવાભાઈ હરજીવન ના પુત્રી જવલ બેન સાથે થયેલા. તેમને બે પુત્ર જગજીવન અને સવજી હાલ તેઓ સુરેન્દ્રનગરમાં રહે છે. લાલજીભાઈના એક પુત્ર દામજી હતા. તેના પુત્ર તુલસી અને તેના દેવકૃષ્ણ. દેવ કૃષ્ણ ના લગ્ન વડાડા ના મહેતા લાલજી મહાદેવ ની પુત્રી સાથે થયા. તેમને પુત્ર ધનજી તેમના લગ્ન હાપા પડ્યા કુટુંબમાં થયા છે. ધનજીભાઈ પીઠડ માં રહે છે.

પીઠડ ના જોશી કુટુંબની બીજી શાખા ઈશ્વર જોશીની શરૂ થાય છે....

ઈશ્વર જોશી ના પુત્ર દેવજીભાઈ ની શાખા જોઈએ તેમના પુત્ર ભગવાનજી પીઠડમાં જ રહેતા. ભગવાનજી ના પુત્ર જેઠાલાલ પણ પીઠડમાં રહ્યા અને ખેતી તથા બ્રાહ્મણ કામમાં જીવન વીતાવ્યું. તેમના પ્રથમ લગ્ન ઉમરાળી ના જોષી

હીરજી ના પુત્રી સાથે થયા હતા. તેનાથી તેમને એક પુત્ર દુર્લભજી થયા. પ્રથમ પત્નીના અવસાન પછી જેઠાલાલે બીજા લગ્ન પિપરિયા ના જોશી પોપટલાલ નથુ ના પુત્રી લક્ષ્મીબેન સાથે કર્યા તેનાથી તેમને ત્રણ પુત્રો થયા.

દુર્લભજી એ પીઠડ છોડ્યું અને રાજકોટમાં નસીબ અજમાવ્યું પરચુરણ મજૂરી કરવા માંડી પછી જુદી જુદી કામગીરી કરી. તેમના લગ્ન ઉટવડ ના ભટ્ટ લાલજી હરદેવ ના પુત્રી કાશીબેન સાથે થયા તે પછી દુર્લભજી એ ઉટવડ તરફ પ્રયાણ કર્યું.

ઉટવડ ના પાદરમાં એક શિવાલય છે. તેમાં એક વિદ્વાન પ્રજ્ઞાચક્ષુ બ્રાહ્મણ રહેતા કંડોળીયા જ્ઞાતિના બ્રાહ્મણ હતા દુર્લભજી અને જટાશંકર (તેમનાશાળા) આ બ્રાહ્મણ વિદ્વાન ની સેવા કરવા જતા આ બંને યુવાનોને આ વિદ્વાન ભૂદેવ એ જ્ઞાન આપી પેટિયું થોડું સંસ્કૃત શીખી કર્મકાંડ તરફ વળવાની સલાહ આપી.

બંને જણે સંસ્કૃત શીખવા માંડ્યું અને પેલા પ્રજ્ઞાચક્ષુઓને પણ તેમને શીખવવાની મજા પડી.  થોડા વખતમાં તેઓ તૈયાર થઈ ગયા.

તે પછી શ્રી દુર્લભજી એ શહેર તરફ નજર દોડાવી. ગોંડલ જઈ વસવાટ કર્યો કર્મકાંડ વગેરેમા જાણીતા થયા બાળકોને શિક્ષણ અપાવ્યું ધંધો સારો ચાલતા ગોંડલમાં ઘરના મકાન પણ કર્યા. દુર્લભજીભાઈ ને ત્રણ પુત્રો છે. તેઓ શિક્ષક થયા છે વિનોદચંદ્ર શિક્ષક થયા છે અને હાલ કાલાવડ માં નોકરી કરે છે અને મકાન બાંધી રહે છે. તેના લગ્ન પંડ્યા મગનલાલ રેવાશંકર ના પુત્રી શારદાબેન સાથે થયા તેમને એક પુત્ર વિનય છે.

માનશંકર પણ શિક્ષક છે તે પણ કાલાવડમાં રહે છે તેના લગ્ન ઢસાવાળા ભટ્ટ ગિરજાશંકર પ્રાણજીવન ના પુત્રી ભાનુમતિ સાથે થયા છે તેમને એક પુત્ર છે. બંને ભાઈઓ કર્મકાંડમાં કુશળ છે.

બીજા ભાઈ રમેશ બી.એ, બી.એડ્ થયા છે અને હાલ વાસવડ હાઈસ્કૂલમાં કામ કરે છે. તેના લગ્ન ચાડિયા ના પંડ્યા હરિપ્રસાદ ભાયશંકર ના પુત્રી વર્ષા બેન સાથે થયા છે. તેને બે પુત્રો છે.

જેઠાલાલ જોશી ના બીજા પુત્રોમાંથી ભાઈ છેલશંકર પણ જાત મહેનત કરી શિક્ષક થયા અને સરકારી શિક્ષણ ખાતા માં જોડાયા તેમના લગ્ન પોરબંદર વાળા ભટ્ટ નવલશંકર જીવરામ ની પુત્રી લીલાબેન સાથે થયા છે. છેલશંકર હાલ જામનગર પાસે વરાણા ગામે આચાર્ય છે .તેમણે રાજકોટમાં તેમના બા લક્ષ્મીબેન ને રાખીને બાળકોને ભણાવ્યા તેમને ચાર પુત્રો છે. મોટા પુત્ર અશ્વિન એન્જિનિયરિંગ ડિપ્લોમા પાસ કરી સરકારી નોકરીમાં જોડાયા છે તેમના લગ્ન મુંબઈના વ્યાસ શિવલાલ કેશવલાલ ના પુત્રી ભારતીબેન સાથે થયા છે. બીજા પુત્રો તૈયાર થાય છે દિલીપ બીએસસી થયા છે રાજકોટની બ્લડ બેન્કમાં જોડાયા છે.

છેલભાઈ ની દીકરીઓ પણ શિક્ષિકાઓ બની છે.

છેલભાઈ થી નાનાભાઈ ભોગીલાલ તે પણ શિક્ષક થયા છે હાલ તે કાલાવડની શાળામાં શિક્ષક છે તેના લગ્ન હાલ કાલાવડ મહેતા રમણીકલાલ હરખશંકરના પુત્રી ચંદ્રિકાબેન સાથે થયા છે. તેઓ પણ શિક્ષિકા છે.

ત્રીજા ભાઈ મનસુખલાલ પણ શિક્ષક થયા છે તે પણ જામનગર જિલ્લામાં કામ કરે છે હાલ હરીપર માં શિક્ષક છે. તેના લગ્ન પીપરિયા ના જોશી મોહનલાલ દુર્લભજી ના પુત્રી ચંદનબેન સાથે થયા છે.

છેલભાઈ નું કુટુંબ રાજકોટમાં પોતાના મકાન બાંધી રહે છે ત્રણે ભાઈઓ જાત મહેનતથી શિક્ષક બનીને આગળ વધ્યા છે .

દેવજી જોશી ના બીજા પુત્ર કાળાભાઈ પણ પીઠડ માં જ રહેલા તેમના પુત્ર બેચરભાઈ ના લગ્ન ઉમરાળી ના જોશી કેશવજી ના પુત્રી મણીબેન સાથે થયેલા.

બેચરભાઈ પીઠળ છોડી રાજકોટ આવેલા. અને નાનું મોટું કામ કરી નિરવા ચલાવતા તેમને સંતાનમાં એક પુત્ર નું નામ દામજી.

દામજીભાઈ નું બચપણ ઉમરાળી માં મોસાળમાં પસાર થયેલ તે પછી બેચરભાઈ ને રાજકોટમાં ગરેડીયા કુવા પાસે રહેતા. એક નાગર ગૃહસ્થ નું કામ મળી ગયું . તેમના પત્ની પણ ત્યાં ઘરકામમાં ગોઠવાયા. રાજકોટમાં એક ઓરડી ભાડે રાખી આ કુટુંબ રહેતું નાના દામજી અભ્યાસ કરતા. જામનગર સ્ટેટ ના વકીલને ત્યાં બેચરભાઈ કામ કરતા એક દિવસ તેમને જામનગર રસોઈયા તરીકે જવું હોય તો સૂચન થયું. તેમણે કહ્યું કે મને રસોઈમાં ફાવટ નથી. બાકી હે ધીમે ધીમે ફાવી જશે અને એ જામનગર અમલદાર ના કુટુંબમાં પહોંચી ગયા.

તેમના પુત્ર નાનજીભાઈ પછી ઇલેક્ટ્રિશિયન બન્યા આડી અવડી નોકરી કર્યા પછી જામનગરમાં પોતાની દુકાન કરી. તેમના લગ્ન ઢસા ના પંડ્યા ખીમજી રાઘવજી ના પુત્રી લીલાબેન સાથે થયા. તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે. તેઓ જામનગર સોની ફળિયા માં પોતાના મકાનમાં રહે છે. હાલ નિવૃત જીવન ગાળે છે.

પુત્રો પણ જુદા જુદા વ્યવસાય માં છે.

બેચરલાલ ના નાના ભાઈ તે હીરાલાલ. હીરાલાલે પણ પીઠડ છોડ્યું. તેના લગ્ન અલીયાબાળા મુખ્યાજી પંડ્યા મોનજી વૈજનાથ ના પુત્રી જડીબેન સાથે થયા હતા. મોનજીભાઈ બેટ-દ્વારકામાં મુખ્યાજી હતા. ત્યાંથી તેમને મહેસાણા જિલ્લાના પિલવાઇ ગામ ની હવેલી માં જવાનું થયું મોનજીભાઈ એ થોડા સમય પછી પોતાના જમાઇ હીરાલાલ ને પિલવાઈ બોલાવ્યા અને પોતાની હવેલીના આંગણામાં આવેલા રણછોડરાયજીના મંદિરની સેવાનું કામ સોંપ્યું તે રીતે આ કુટુંબ પિલવાઇ ગામ ગોઠવાયું. હીરાભાઈ એ વર્ષો સુધી મુખ્યાજી

તરીકે કામ કર્યું. હીરાભાઇ ને ચાર પુત્રો છે. તેમાંના એક ભાઈ નારદલાલ હજુ પીલવાઇ માં છે. બીજા ભાઈઓ બહાર નીકળી ગયા.

શાંતિલાલ મુંબઈ પહોંચેલા ત્યાં વર્ષો સુધી નોકરી કરી તેમના લગ્ન રાજકોટના મહેતા રેવાશંકર જેઠાભાઇ ની પુત્રી શાંતાબેન સાથે થયા. શાંતિભાઈ હાલ ધારીમાં રહે છે તેમને બે પુત્રો છે જયંત અને દિલીપ. જયંત ના લગ્ન રામશંકર મીઠા ની પુત્રી સરયુબેન સાથે થયા છે. દિલીપ ના લગ્ન નગર પીપળીયા ના પંડ્યા ગીરધરલાલ ત્રિભુવનની પુત્રી સાથે થયા.

બીજા ભાઈ મણિલાલ રાજકોટ આવ્યા છે તેમના લગ્ન રાજકોટના મહેતા વાલશંકર વીઠલ જી ની પુત્રી લીલાબેન સાથે થયા. મણીભાઈ રાજકોટમાં જુદા જુદા વ્યાપારી વ્યવસાયમાં ગોઠવાયા છે તેમને ત્રણ પુત્રો છે ભાઈ પ્રવીણ ને પ્રકાશ સરકારી સેવામાં ગોઠવાયા છે જીતેન્દ્ર પાનની દુકાને કામ કરે છે ત્રીજા ભાઈ નટવરલાલ પણ મુંબઈ ગયેલા. નગરપીપળીયાવાળા પંડ્યા ગાંગજી ભાઈ જે મુંબઈમાં વેપાર કરતા તે તેમના સસરા થાય તેમના પત્નીનું નામ વસંતબેન છે. મુંબઈમાં વર્ષો સુધી રહી નટવરલાલ હાલ રાજકોટમાં રહે છે અને યાંત્રિક વ્યવસાય કરે છે.

નાના ભાઇ નારદલાલ પિલવાઇ માં જ છે તેમના લગ્ન રતિલાલ ભાઈ ના પુત્રી ચંપાબેન સાથે થયા તેમના પુત્ર પ્રફુલ કાયદાના સ્નાતક થયા છે. હાલ રાજકોટમાં પ્રેક્ટિસ કરે છે. તેના લગ્ન હાલ રાજકોટ રહેતા પંડ્યા અનંતરાય હરિલાલ ની પુત્રી નયનાબેન સાથે થયા છે.

ભાઈ નટવરલાલને ત્રણ પુત્રો છે રોહિત અતુલ અને હર્ષદ. રોહિત અને અતુલ ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયા છે શ્રી નારદલાલ ને ચાર પુત્રો છે પ્રફુલ દિપક, જયેશ અને કિરીટ. પ્રફુલ રાજકોટમાં કાયદાની સલાહકાર પેઢીમાં ગોઠવાયા છે તેમને એક પુત્ર છે.

**ઈશ્વર જોશી** ના બીજા પુત્ર ઝીણાભાઈ ની શાખા જોઈએ.

ઝીણાભાઈ ના ત્રણ પુત્રો મંગળજી, નરભેરામ અને રામેશ્વર તેમણે પીઠડ છોડ્યું.

મંગળજી જોષી રાજકોટ પાસેના રૈયા ગામ જઈને વસ્યા તેમનો પરિવાર ત્યાં વિસ્તર્યો.

રામેશ્વર ભાઈ રાજકોટમાં જ રહીને સરકારી દવાખાનામાં રસોઇ કામ ની નોકરી મેળવી તેમાં ગોઠવાઈ ગયા તેમનો પરિવાર પછી રાજકોટ ગોઠવાયો. પીઠડ થી આ રીતે ધીમે ધીમે કાળક્રમે જોશી કુટુંબના સભ્યો બહાર નીકળવા માંડ્યા.

## શાખા 2


ઈશ્વર જોષી
દેવજી------------ઝીણાભાઈ------------------પ્રેમજી(ભીમકટ્ટા)
ભગવાનજી-કાળાભાઈ-જુઠાભાઇ
મંગળજી-નરભેરામ--------------રામેશ્વર
પ્રાગજી
જેઠાલાલ
દુર્લભજી-છેલશંકર----------------------------------------મનસુખલાલ---------ભોગીલાલ
અશ્વિન---------દિલીપ----------મહેન્દ્ર-------કિરીટ
મુકેશ-બીપીન-વિજય
હેતલ-કન્વી-મોનિકા
સ્નેહલ-પુજા-પાર્થ
હાર્દી-તીર્થ
મૈત્રી-નિરાલી-ભવ્ય
કૃપેશ-અમીષ
વીનય
હર્ષ
વૈભવી-ક્રિશ
આરોહિ
રતિલાલ------------------------લાભશંકર-----------વૃજલાલ
વિનોદચંદ્ર-માંનશંકર-રમેશચંદ્ર
મનહરલાલ-પ્રભાકર-હર્ષદરાય----------------ભાલચંદ્
રમણીકલાલ-રસિકલાલ-બંસીલાલ
વિજય
દીપક
પિનાકીન-તારક
અશ્વિન-કીર્તિ-કમલેશ
પરેશ-બીમલ-જીગ્નેશ-દેવેન્દ્ર
મનોજ-ભાવિન
વિશ્વનાથ-નંદલાલ
કૃપાલી-નિહિત-ચિંતન
પાર્થ
પુજા-શિવ
મહર્ષિ
દેવાક્ષી-આશ્કા
શુભમ
ત્રમ્બકલાલ-કાંતિલાલ
વિશ્વ-ક્રિશ્વ
દ્વિશા
ઉમેશ---- ------------------ચંદુલાલ
બેચરલાલ----------------------હીરાલાલ
નયન-હેતલ-તૃપ્તિ-ભારતી-પ્રીતિ-દિવ્યા-બીના
સુનિલ-કમલેશ
દામજી
વૈષ્ણવી
ગાયત્રી-આશુતોષ
દીશા
કૃષ્ણલાલ-નરેન્દ્ર-રમેશ
શાંતિલાલ----મણીલાલ-------------નટવરલાલ---------------નારદલાલ
જયંતિ-દિલીપ
પ્રવીણ-પ્રકાશ-------જીતેન્દ્ર
રોહિત—અતુલ--હરેશ
કૌશિક-સુનિલ-વિમલ
ભાવેશ
રાહુલ-મેહુલ
હાર્દિ-દિર્ધા
ભૌમિક
અમિત
ધવલ
ચેતન-કિશન
હર્ષલ-આરોહી
ધિયા
જીત
પ્રફુલ—દિપક-----જયેશ-કિરીટ
ભાર્ગવ
સાગર
ધરા-નીધિ
ઋત્વિજ
દેવ-શિવન્યા


મંગળજી
મનજી---------ત્રિભુવન--------કરશનજી----------મણિશંકર
મોહનલાલ-મૂળશંકર
નાનાલાલ-મગનલાલ-અરવિંદ
નંદલાલ----મુકેશ જગદીશ-વિજય
નલિન
પ્રતિક-માધવી વિવેક-કિંજલ
પ્રભાશંકર---------મોહનલાલ-------પ્રેમશંકર---------------રવિશંકર
શશીકાંત
રમેશ-------ગિરીશ---અનીલ
મહેશ-અરવિંદ-પ્રકાશ
ભાવેશ-કલ્પેશ
દિપક-હિતેશ દિનેશ-કિરીટ ધર્મેન્દ્ર-વિપુલ
મોહિત-દર્શન-વિશાલ
અમિત-જયદીપ
દર્શન-પાર્થ રોનક-જય યશ-દ્વિપ દેવ દીક્ષિત
નટવરલાલ---------જયંતીભાઈ-----------મહેન્દ્રભાઈ -------ચંદ્રકાંત
રાજેશ
કમલેશ-અશ્વિન
કલ્પેશ-દિપક
મનીષ
પ્રતીક-રવી
ઉદય-પિયુષ



**શ્રી રામેશ્વર ઝીણાભાઈ જોષી**

**રાજકોટ**

રાજકોટના નથુ તુલસી જ્ઞાતિ
સમાજને ઉપયોગી બનનાર,
આત્મબળે રાજકોટમાં પોતાનું કુટુંબ
સ્થિર કરીને પુત્રોને સારું શિક્ષણ
આપનાર વત્સલ વડીલ શ્રી રામેશ્વર
ભાઈ ઝીણાભાઈ જોષી રાજકોટ



**ડૉ. રતિલાલ રામેશ્વર જોષી**

**સમજુબેન રતિલાલ જોષી**

નથુ તુલસી જ્ઞાતિના પ્રથમ L.C.P.S ડો.
થનાર અને વર્ષો સુધી સરકારી તથા
સરકારી સંસ્થાઓમાં સેવા આપી
નિવૃત્ત થનાર ડોક્ટર શ્રી રતિલાલભાઈ
રામેશ્વર જોષી તથા તેમના કુશળ
કુટુંબ વત્સલ ગૃહિણી સમજુબેન
રતિલાલ જોશી





**શ્રી લાભશંકર રામેશ્વર જોષી**

**રાજકોટ**

**ભાગીરથીબેન લાભશંકર જોષી**

રાજકોટમાં વૈદકીય ખાતામાં સેવા
આપીને પોતાના કુટુંબના સભ્યોને
ઉચ્ચ કેળવણી આપીને તૈયાર કરનાર
વત્સલ પિતા શ્રી લાભશંકર રામેશ્વર
જોષી રાજકોટ

શ્રી લાભશંકર ભાઈના ગૃહસ્થ
જીવનમાં સમર્પિત થઈ અને
વ્યવહારકુશળ ગૃહિણી બની સંતાનો
ને જીવનનું ધેય આપનાર
ભાગીરથીબેન લાભશંકર જોશી

વડીલો ને વંદન

રસિકલાલ લાભશંકર જોષી

બંસીલાલ લાભશંકર જોશી



**શ્રી મોહનલાલ કરશનજી જોષી** **પ્રભાબેન મોહનલાલ જોષી**

**સ્વર્ગવાસ:- 25-1-2000** **સ્વર્ગવાસ:- 11-8-2002**

મોહનલાલ નવસારી થી મુંબઈમાં થોડા વખત રહેલ અને પછી રાજકોટમાં હાઉસિંગ બોર્ડની કચેરીમાં સર્વિસ કરીને રીટાયર થયા. સૌમ્ય અને લાગણીસિલ સ્વભાવના વ્યક્તિ, સંતાનો ને શિક્ષણ આપી જીવન ના પાઠ ભણાવ્યા. પ્રભાબેન એક આદર્શ ગૃહિણી રૂપી મોહનલાલભાઈ ને હમેંસા સાથ આપ્યો. સંતાનો ને ઉચ્ચ સંસ્કારો આપી જીવનના પથ પર આગળ વધવા પ્રેરણા સ્ત્રોત બન્યા.

**વંદનીય:-**

**નંદલાલભાઈ મો. જોષી, મુકેશભાઈ મો. જોષી**

**જ્યોત્સનાબેન,જ્યોતિબેન,પ્રતિક,નેહા,માધવી,વિવેક,દેવાંગી,કિંજલ**



**શ્રી નટવરલાલ હિરાલાલ જોશી**

સ્વર્ગવાસ: 10-01-2015



**વસંતબેન નટવરલાલ જોશી**

સ્વર્ગવાસ: 28-05-1989



**શ્રી રોહિતભાઈ નટવરલાલ જોશી**

સ્વર્ગવાસ: 19-03-2022



**સ્વ.શ્રી છેલશંકર જે.જોષી**
**જન્મ તા.૮.૧.૧૯૩૬,સ્વ.તા.૨૧.૧૨.૨૦૨૧**






વસંતબેન રમેશચંદ્ર જોષી

**સ્વર્ગવાસ: 24-05-2023**



ચંદ્રિકાબેન ભોગીલાલ જોશી

**સ્વર્ગવાસ: 03-06-2023**

## **રામેશ્વર ભાઈ નો વિસ્તાર** રાજકોટ




રામેશ્વર ભાઈ ના લગ્ન ઢસાના ભટ્ટ પ્રાણજીવન નાગજીના બહેન જકલ બેન સાથે થયેલા પતિ-પત્ની બંને રસોઈમા ગોઠવાયા હતા રાજકોટમાં રામેશ્વર ભાઈ દવાખાનામાં તે વખતે અનેક જ્ઞાતિજનોને ઉપયોગી થઇ રહેતા. કોઈ કામે કાજે કે સારવાર માટે રાજકોટ આવનારને રોટલો અને ઓટલાની સગવડ અહીં મળી રહેતી. રામેશ્વર ભાઈને ત્રણ પુત્રો મોટા પુત્ર રતિલાલ એલ.સી.પી. એસની પરીક્ષા પાસ કરી ડોકટર થયા. બીજા પુત્ર લાભ શંકર તથા ત્રીજા પુત્ર વજેશંકર પણ વૈદિક ખાતામાં ગોઠવાયા હતા .

રતિલાલ ભાઈ ના લગ્ન ચાડીયા ના પંડ્યા મોરારજી કાલિદાસના પુત્રી સમજુબેન સાથે થયા તેમને સંતાનમાં ચાર પુત્રો છે.

લાભશંકરભાઇ ના લગ્ન ઉપાધ્યાય પોપટલાલ સવજી ના પુત્રી ભાગીરથી બેન સાથે થયેલા તેમને પોતાનો માં ત્રણ પુત્રો છે. ભાઈ વજેશંકર ના લગ્ન રાવલ મૂળશંકર પ્રેમજી ના પુત્રી સાથે થયેલા.

રતિલાલ ભાઈ ના મોટા પુત્ર મનહરલાલ પણ વૈદિક સેવામાં નોકરી કરતા નિવૃત થઈ અમેરિકા ગયા. તેમના લગ્ન પાનસડા (હાલ અમદાવાદ) ના પંડ્યા પ્રાણજીવન રતનજી ના પુત્રી કાંતાબેન સાથે થયા છે.

તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે મોટા પુત્ર અશ્વિન અમદાવાદમાં ઇજનેરી સંસ્થામાં અધ્યાપક છે તેમના લગ્ન ઠાકર પરસોત્તમ વિઠ્ઠલજી ના પુત્રી સગુણા બેન સાથે થયા છે તેમને સંતાનમાં બે પુત્રો છે.

મોટાપુત્ર નિહીત જે અમદાવાદ મા વકીલાત કરે છે. જેના લગ્ન મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ મહેસાણા નિવાસી શિવશંકર કરુણાશંકર દવે ની પુત્રી રાગિણી સાથે થયેલ અને તે પણ અમદાવાદ ખાતે વકીલાત કરે છે. તેમને સંતાન મા બે પુત્રો વિશ્વ અને ક્રિશ્વ છે.

નાનો પુત્ર ચિંતન જે હાલ અમદાવાદ ખાતે પ્રાઈવેટ કં મા પ વિમાનુ કામ કરે છે. જેના લગ્ન તપોધન બ્રાહ્મણ વિરમગામના વતની રમૈશચંદ્ર રાવલની પુત્રી ભારતીબેન સાથે થયા છે, તેમને સંતાન મા એક પુત્રી દ્વીશા છે.

મનહરલાલ ના બીજા પુત્ર કિર્તી કે જે હાલ અમેરિકા સ્થાયી થયેલ છે. જેના લગ્ન બાજ ખેડાવાળ બ્રાહ્મણ રાજકોટ નિવાસી ગીતાબેન સાથે થયેલ છે, તેમને સંતાન મા એક પુત્ર પાર્થ છે. અને નાનો પુત્ર કમલેશ કે જે હાલ અમેરિકા સ્થાયી થયેલ છે. જેના લગ્ન અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં આરતીબેન સાથે થયેલ છે, તેમને એક પુત્રી પુજા અને પુત્ર શિવ છે.

બીજા પ્રભાકર ભાઈ અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં લગ્ન કરેલ છે ભાઈ પ્રભાશંકર યુનાઇટેડ નેશન્સની કચેરી જર્મનીમાં કામ કરે છે.

ત્રીજા ભાઈ હર્ષદરાય ના લગ્ન મેહતા છોટાલાલ દુર્લભજી ની પુત્રી મધુબાલા સાથે થયા છે. હર્ષદરાય સેનેટરી ખાતામાં કામ કરે છે.

ચોથાભાઈ ભાલચંદ્ર વિકાસ ખાતામાં TDO છે. તેમના લગ્ન વ્યાસ અમૃતલાલ દેવકૃષ્ણની પુત્રી ચંદનબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.
લાભશંકરભાઇ ના મોટા પુત્ર રમણીકલાલ ના લગ્ન ઉપાધ્યાય મણિશંકર ભગવાનજીભાઈ ની પુત્રી જનક બાળા સાથે થયા છે રમણીકલાલ નું બંગાળ તરફ આકસ્મિક અવસાન થયું તેમને બે પુત્રો છે.

લાભુભાઈ ના બીજા રસિકલાલ ના લગ્ન ધાડીયાના પંડ્યા ભાઈશંકર મકનજી ના પુત્રી ઉષાબેન સાથે થયા છે. રસિકલાલ એ.જી ઓફિસ માં કામ કરે છે ઉષાબેન એ નર્સિંગ કોર્સ કરેલો છે જે પણ સરકારી નોકરી કરે છે.

ભાઈ બંસીલાલ ના લગ્ન પાળ ના હાલ પોરબંદર ભટ્ટ નવલશંકર જીવરામ ની પુત્રી રમાબેન સાથે થયા છે.

રામેશ્વર ભાઈનો આ પરિવાર છે રામેશ્વર ભાઈએ પ્રહલાદ પ્લોટમાં મકાન બનાવ્યા છે તેઓ નિવૃત થયા ત્યારે તેમનો ચાર્જ તેમના દીકરી રંભાબેન અને જમાઈ વ્યાસ અમૃતલાલ શંકરને આપ્યો હતો તેમને પણ વર્ષો સુધી આ સેવા બજાવી છે.





મનહરલાલ રતિલાલ જોશી

સ્વર્ગવાસ: 06-04-1993

કાન્તાબેન મનહરલાલ જોશી

જન્મ: 19-09-1929 સ્વર્ગવાસ: 25-07-2015

## મંગળજી જોષી નો પરિવાર..

મંગળજી જોષી ના બે પુત્રો ત્રિભુવન અને મનજી રૈયા માં ખેતી કરતા અને વીલેજ પોલીસનું કામ કરતા. મનજી જોશી ના લગ્ન ધારીના વ્યાસ કાલિદાસ હિરજી ના પુત્રી કપૂર બેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી. મનજીભાઈ ના અવસાન બાદ કપૂર બેન ધારીમાં જ રહેલા. ત્રિભુવન જોશી ના લગ્ન પીઠડ ના મેતા લક્ષ્મીશંકર હરિશંકર ના કુટુંબમાં થયા હતા.

ત્રીજા પુત્ર કરસનજી ના લગ્ન ચાડિયા ના પંડ્યા હીરજી જીવાના પુત્રી માણેકબેન સાથે થયા હતા. તેમના પુત્ર મોહનલાલ. શ્રીકરસનજી એ બીજા લગ્ન અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં કરેલા તેના પુત્ર મૂળશંકર હાલ નવસારીમાં રહે છે. ચોથા પુત્ર મણિશંકર જોશી ના લગ્ન રાજકોટના વ્યાસ લાલજી કાનજીના દીકરી ગોદાવરી બેન સાથે થયા. તેમના પુત્રો મગનલાલ નાનાલાલ અને અરવિંદ.

બે ભાઈઓ કરશનજી અને મણિશંકર નવસારી પહોંચ્યા હતા. મણિશંકર ના બીજા લગ્ન છોટા ઉદયપુરના પંડ્યા બેચરદાસ અંબારામ ની પુત્રી શાંતાબેન સાથે થયા. તેમને એક પુત્ર અરવિંદ. તે રૈયા માં હાલ રહે છે. તેના લગ્ન ઈતર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે તેઓ રાજકોટમાં મ્યુનિસિપાલટી માં નોકરી કરે છે. કરસનજી અને મણિશંકર ના કુટુંબો નવસારીમાં રહેતા ત્યાંનો ધંધો સારો વિકસાવ્યો હતો. કાનજી ભાઈના પુત્ર મૂળશંકર હજુ નવસારીમાં જ છે . ત્રિભુવનભાઈ ના ચાર પુત્રો પ્રભાશંકર, મોહનલાલ, પ્રેમશંકર અને રવિશંકર બધા નવસારી મુકામે કંદોઈ કામ માં ગોઠવાયા હતા. સમય જતાં ધંધામાં બરકત ન આવવાથી નવસારી છોડી રૈયા, અમદાવાદ વિસનગર વગેરે સ્થળોમાં તેઓનું કુટુંબ વહેચાય ગયું.

મોટાભાઈ પ્રભાશંકર ના લગ્ન ઉપાધ્યાય કાનજી મોનજી ની પુત્રી કેસરબેન સાથે થયા તેમને સંતાનમાં એક પુત્ર શશીકાંત છે તે પોસ્ટ ખાતામાં છે. તેને બે

પુત્રો છે ભાવેશ અને કલ્પેશ. મોહનલાલ ના લગ્ન પાળના ભટ્ટ દેવશંકર નથુ ના પુત્રી વૃજકુવરબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. મોટા પુત્ર નટવરલાલ વિરાણી હાઈસ્કૂલમાં નોકરી કરે છે તેના લગ્ન હાલ અલિયાબાડા ના વ્યાસ હરિલાલ શામજીના દીકરી કંચનબેન સાથે થયા તેમને સંતાનમાં એક પુત્ર રાજેશ છે. જેના લગ્ન અન્ય બ્રાહ્મણ જ્ઞાતિ માં થયેલ છે. જનકરાયના લગ્ન ગોપાલગ્રામ ના પંડ્યા શંકર ડાયાલાલ ની પુત્રી તારા બેન સાથે થયા છે. જનકરાય પરચુરણ રસોઇ કામ કરે છે તેને બે પુત્રો છે કમલેશ અને અશ્વિન. બાબુલાલ ના લગ્ન મેટોડા ના મોહનલાલ મીઠા ની પુત્રી સાથે થયા છે બાબુલાલ વૈદકીય ખાતામાં નોકરી કરે છે તેમને બે પુત્રો છે કલ્પેશ અને દીપક. ચંદુલાલ ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયા છે તે રાજકોટ મ્યુનિસિપલ માં નોકરી કરે છે તેમને એક પુત્ર મનીષ છે.

આ બધા ભાઈઓ રૈયા મુકામે પોતાના મકાનો બનાવી રહે છે.

પ્રેમ શંકરભાઈ ના લગ્ન નગરપીપડીયા ના પંડ્યા હરિશંકર આણદજીના પુત્રી સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે મોટા પુત્ર રમેશ કુમાર ના લગ્ન રાજકોટ મેઘપર ના ભટ્ટ લાભશંકર ની દીકરી વસંતબેન સાથે થયા છે, પ્રેમશંકરભાઇ રૈયામાં ખેતી, દળવા ની મીલ તથા આની નેતાગીરી સરપંચ વગેરે કામગીરી કરે છે. રમેશચંદ્ર પોસ્ટ ખાતામાં જોડાયા છે. બીજા પુત્ર ગિરીશ કુમાર ના લગ્ન લતીપુર ના મહેતા ભોગીલાલ રતિલાલ ના પુત્રી જ્યોત્સના બેન સાથે થયા છે તેઓ પિતાશ્રીને ધંધામાં મદદ કરે છે તેમને બે પુત્રો છે દિનેશ અને કિરીટ.

ત્રીજા પુત્ર અનંતરાય ના લગ્ન નાગાજરના મહેતા દેવશંકર કાનજીના દીકરી ઉષાબેન સાથે થયા છે. અનંતરાય પણ પોસ્ટ ખાતામાં છે તેમને બે પુત્રો છે ધર્મેન્દ્ર અને વિપુલ.

ત્રિભુવનભાઈ ના ચોથા પુત્ર રવિશંકર ના લગ્ન અલીયાબાડા ના મુખ્યાજી માવજી વૈજનાથના પુત્રી સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે મહેશ અરવિંદ અને પ્રકાશ.

કરસનજી ના મોટા પુત્ર મોહનલાલ નવસારી થી મુંબઈમાં થોડા વખત રહેલ. અને પછી રાજકોટમાં હાઉસિંગ બોર્ડની કચેરીમાં સર્વિસ કરીને હવે રીટાયર થયા છે. તેના લગ્ન ચાંદલી ના પંડ્યા કામેશ્વર જીવનના પુત્રી પ્રભાબેન સાથે થયા છે. મોહનલાલને બે પુત્રો છે નંદલાલ અને મુકેશ.

મૂળશંકર ના લગ્ન ઠાકર પ્રભાશંકર વલ્લભજી ના પુત્રી સાથે થયા છે તે નવસારીમાં રહે છે.

નાનાલાલ ના લગ્ન દુબઈના ઠાકર ઉમિયાશંકર વલ્લભજી ની પુત્રી મંગળાબેન સાથે થયા. નાનાલાલ રાજકોટમાં મંડપ સર્વિસ માં કામ કરતા તેમના પત્ની મંગળાબેન પતિની યાદગીરીમાં રાજકોટની ગાંધી ગ્રામ સોસાયટીમાં મહાદેવના મંદિર પ્રાંગણમાં ગાયત્રી મંદિર બંધાવ્યું છે.

**ભીમકટ્ટા શાખા.....**




ઈશ્વર જોશી ના ત્રીજા પુત્ર પ્રેમજીની આ શાખા છે. પ્રેમજી ના પુત્ર પ્રાગજી આ કુટુંબ નું સ્થળાંતર ભીમકટા ગામે થયું ભીમકટા ના દરબારો તેમને ત્યાં લઈ આવ્યા. તેમના પુત્ર વિશ્વનાથ શિક્ષક થયા અને ભીમકટા માં નોકરી કરી. તેમના લગ્ન ની શિશાંગ ના ભટ્ટ મોહનલાલ ના બહેન સાથે થયા હતા. તેમના પુત્રો ભીમકટા છોડીને જોડિયા તાલુકાના બાદનપર તથા ધ્રોલ માં ગોઠવાયા છે. વિશ્વનાથ ભાઈને બે પુત્ર ત્રંબકલાલ અને કાંતિલાલ અને એક દીકરી જયાબેનને ઢશામાં શિક્ષક તરીકે નોકરી કરતા. પંડ્યા નાગજી અજરામર સાથે પરણેલા. તેમને ત્રણ દીકરીઓ છે.

ત્રંબકલાલ ભાઈ ને બે પુત્ર ઉમેશભાઈ અને ચંદ્રકાંતભાઈ. ઉમેશભાઈ જામનગર એસ.ટી ડેપો માં નોકરી કરતા. ચન્દ્રકાંત ભાઈ ફોરેસ્ટ શાખા માંથી નિવૃત થયેલ. ઉમેશભાઈ ની પુત્ર નયન બેંક ઑફ બરોડા માં નોકરી કરે છે તેમજ ચંદ્રકાંત ભાઈ નો પુત્ર કમલેશ esic અમદાવાદ માં નોકરી કરે છે. ચન્દ્રકાંત ભાઈ નો પરિવાર જામનગર ના કાલાવડ મુકામે સ્થાયી થયેલ છે.



શ્રી ત્રંબકલાલ વિશ્વનાથ જોશી

જન્મ:30-01-1924 સ્વર્ગવાસ:13-06-1985



હીરાબેન ત્રંબકલાલ જોશી

સ્વર્ગવાસ: 10-11-2007



શ્રી ઉમેશચંદ્ર ત્રંબકલાલ જોશી

જન્મ:24-11-1950 સ્વર્ગવાસ: 02-05-2015

**મોરકંડા..**

રણછોડ
↓
જટાશંકર
↓
દલપતરામ

મોરકંડા માં રહી બ્રાહમણિયું કામ કરીને આ કુટુંબ સ્થિર થયું છે.

વિશેષ માહિતી મળતી નથી. દલપતરામ ના લગ્ન ઉપાધ્યાય દીવેશ્વર હરજીવન ની પુત્રી સાથે થયા. દલપતરામની એક પુત્રી ગીતાના લગ્ન રાજકોટ નાભટ્ટ વાલજી પ્રેમજી ના દિકરા દિનકર સાથે થયા છે. દિનકરરાય હાલ મોર્કંડા માં રહે છે.

**પીઠડ ના શીવરામ જોષીના** વિસ્તાર નો આંબો અહીં મૂકીએ છીએ.




જીવરામ
કલ્યાણજી------------------------------હિરજી----------------------------------------પીતાંબર
મગનલાલ
ગિરજાશંકર
લક્ષ્મીશંકર
સુરેશ
રમેશચંદ્ર-શશીકાંત
લાભશંકર---સુરેશ----કિશોર----ભાનુશંકર
લલિત-ભરત રમેશ-પરેશ રાકેશ-જિગ્નેશ તુષાર
ભાર્ગવ
ધૃમિલ નેહલ વેદ

# રાજારામ જોષી નો વિસ્તાર...



## જીવરામ જોષીની, રાજારામ જોશી ની શાખા

આ સાખા પણ વર્ષો સુધી પીઠળ માં જ રહી છે. જીવા જોશી ને ત્રણ પુત્રો તેમણે પીઠડ છોડી બહાર સ્થળાંતર કર્યું મોટા પુત્ર કલ્યાણજી નો પરીવાર હજુ પીઠડ માં જ છે. કલ્યાણજી ભાઈ ના લગ્ન (પીઠડ) રાજકોટના પંડ્યા ધનેશ્વર પૂજાની પુત્રી પુરીબેન સાથે થયા હતા તેમને સંતાનમાં એક પુત્ર છે મગનલાલ તે પણ ખેતી કરતા. તેમના લગ્ન નગરપીપળીયા પંડ્યા હરિશંકર આણંદજીના દીકરી સાથે થયા હતા તેમને એક પુત્ર સુરેશ છે.

બીજા ભાઈ હીરજીભાઈ તેના લગ્ન દુધઈના મેતા કુટુંબમાં થયેલા તેમના પત્નીનું નામ કસ્તુરબેન તેમને સંતાનમાં એક પુત્ર ગિરજાશંકર તેમના લગ્ન જોશી અમૃતલાલ બાવાભાઈ ના પુત્રી સાથે થયા છે. ગિરજાશંકર જામનગર ગયા અને સંસ્કૃત ભણી કર્મકાંડમાં પ્રવીણ બન્યા જામનગરમાં હાલ કુટુંબ સાથે રહે છે તેમને બે પુત્રો છે રમેશ, શશીકાંત બંને રાજ્ય સેવામાં ગોઠવાયા છે. રમેશ ના લગ્ન રાજકોટના વ્યાસ નર્મદાશંકર વલ્લભભાઈના પુત્રી શર્મિલાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.

ત્રીજા ભાઈ પીતાંબર તેમણે પણ પીઠડ છોડ્યું હતું. તેમના લગ્ન રાવલ મૂળશંકર પ્રેમજીના બહેન સાથે થયા હતા. રાવલ મૂળશંકર કરાચી ગયેલા ત્યાં કાપડની દુકાનમાં કામ કરતા પીતાંબર જોશી પણ 1910માં કરાચી પહોંચ્યા. જ્યોતિષ અને કર્મકાંડનો વ્યવસાય કર્યો જરૂર પડ્યે રસોઇ કામ તો હાથવગું હતું જ. તેમણે તેના પુત્ર લક્ષ્મીશંકર ને પણ કરાચી બોલાવ્ય. તેમણે પણ વર્ષો સુધી આ કામગીરી કરી. તેમના લગ્ન ખાંભા ના વ્યાશ પ્રાણશંકર લવજી ના દીકરી કુવર બેન સાથે થયા. લક્ષ્મીશંકર ના મોટા પુત્ર કરાચીમાં ભળતા પછી પાકિસ્તાન થતાં આ કુટુંબ પાછું આવ્યું મોટા પુત્ર લાભશંકર સરકારી કેળવણી ખાતામાં ગોઠવાયા .કાલાવડમાં તેઓ કામ કરતા એટલે કુટુંબ પણ ત્યાં આવ્યું. ભાઈ લાભશંકર ના લગ્ન લતીપર ના ઉપાધ્યાય નરસિંહ ભુદરજી ના પુત્રી પ્રસન્ન બેન સાથે થયા. શ્રી લાભશંકર ની બદલી પછી જામનગર થઈ. કુટુંબ કાલાવડ

ગોઠવાયું .એક ધર્મશાળામાં વહીવટનું કામ મળી ગયું .લક્ષ્મીશંકર જોશી તેમાં ગોઠવાયા તેમના બીજા ત્રણ પુત્રો કાલાવડમાં જ રહીને ભણ્યા અને ક્રમે ક્રમે સરકારી શિક્ષણ ખાતા માં ગોઠવાયા. ભાઈ લાભશંકર ને બે પુત્રો છે લલિતકુમાર એમ.કોમ થઈ બેંક સેવામાં ગોઠવાયા. તેના લગ્ન રાજકોટની ધર્મેન્દ્ર કોલેજના અધ્યાપક ઓધવજીભાઈ નાગજીના પુત્રી રીટાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર ભાર્ગવ છે લાભુભાઈ હાલ નિવૃત્ત થઈ રાજકોટમાં રહે છે બીજા ભાઈ સુરેશ ના લગ્ન કરમાળકોટડા ના વ્યાસ નરસિંહભાઇની પુત્રી મંજુલાબેન સાથે થયા છે.

# દિવેશ્વર જોશી નો વિસ્તાર



શ્રી દિવેશ્વર જોશી પીઠડ છોડીને લતીપુર આવ્યા. તેમને ત્રણ પુત્રો ગોવિંદજી, માધવજી તથા કાનજી. આ ભાઈઓ ગોવિંદજી અને માધવજી પણ લતીપર મા વસ્યા. તે પછીની પેઢી પણ લતીપુરમાં સ્થિર થઈ. પછી તેનો વિકાસ થયો તે જોઈએ....

ગોવિંદજી નું અવસાન થયું ત્યારે નાગેશ્વર ભાઈ અને વાલજી ભાઈ 15 અને 12 વર્ષના હતા પ્લેગ વખતે આ બન્ને ભાઈઓ તથા તેમના માતુશ્રી રુડી મા એ અનેક કુટુંબને આશ્વાસન આપેલા અને સેવા કરેલી.

આ બન્ને ભાઈઓ નો વિસ્તાર એક પછી એક લઈએ ગોવિંદજી જોશીને બે પુત્રો વાલજી અને નાગેશ્વર. નાગેશ્વર જોશી ના લગ્ન કણકોટના પંડ્યા પીતાંબર પ્રજારામ ના પુત્રી ચતુરાબેન સાથે થયા. તેમને સંતાનમાં પાંચ પુત્રો વાલજી જોશીને કોઈ સંતાન હતું નહીં. તેમને બધા કાકા ના નામે ઓળખતા નાગેશ્વર જોશીના પુત્ર ખીમજીભાઈ એ લતીપુરમાં વેપાર ગોઠવ્યો અને પ્રગતિ કરી. બીજા ભાઈઓ રસોઈકળામાં આગળ વધેલા ખીમજીભાઈ ના લગ્ન બાળા ના પંડ્યા ઓધવજી દયારામના પુત્રી મોતી બેન સાથે થયા.

ભાઈ શાંતિલાલ રાજકોટ આવી પછી અમદાવાદ ગયા અને કંદોઇ કામ કરતા તેમના લગ્ન ઇન્દોરના ઉપાધ્યાય ડાયાભાઈ નરભેરામ ના પુત્રી સાથે થયા. તેના બીજા લગ્ન ચમારડી ના મહેતા જીવરામ ગોપાળજી ની દીકરી સાથે થયા. શાંતિલાલ જોષી હાલ અમદાવાદમાં રહે છે તેમને એક પુત્ર જગદીશ છે . પ્રથમ તલાટી બન્યા પછી તે B.A માં જ્યોતિષ રત્ન જેવી પદવીઓ મેળવી શિક્ષક બન્યા છે. હાલ ધ્રોલ તાલુકા શાળા ના આચાર્ય છે ભાઈ જગદીસે વારાણસીની શાસ્ત્રી ની ઉપાધી પણ મેળવી છે. જ્યોતિષમાં કુશળતા પ્રાપ્ત કરી છે. જ્ઞાતિ સેવા તથા ગાયત્રી મંદિરના કામ માં ખૂબ જ રસ લે છે. તેમના લગ્ન પીઠડ ના મહેતા વ્રજલાલ લક્ષ્મીશંકર ના પુત્રી લલીતાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો થયા. ત્રીજા ભાઈ મૂળશંકર પણ અમદાવાદ ગયા અને ત્યાં વ્યાસ ગૌરીશંકર ડાયાભાઈ અને કાનજીભાઈની સત્યનારાયણ લોજમાં જોડાયા હતા. તેમના

લગ્ન પાળ ના ભટ્ટ ઉમિયાશંકરના પુત્રી શાંતાબેન સાથે થયા. મૂળશંકર જોશી અમદાવાદમાં રહી રસોઈના કોન્ટ્રાક્ટર નું કામ ચલાવે છે. અને સાબરમતીમાં રહે છે.

ચોથાભાઈ જેઠાલાલ રાજકોટમાં ગોઠવાયા છે તેમના લગ્ન પંડ્યા કલ્યાણજી ધનેશ્વર ના પુત્રી સવિતાબેન સાથે થયા છે.

પાંચમા ભાઈ પ્રેમશંકર જામનગરમાં રહે છે તેમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર મનસુખલાલ પોલીસ ખાતામાં કામ કરે છે.

શાંતિલાલ ભાઈના પુત્ર જગદીશભાઈ અંગે થોડી વિશિષ્ટ વાત છે. શ્રી જગદીશભાઈ એક સંસ્કારી યુવાન તરીકે પોતાનું અધ્યાપન કાર્ય કરે છે તેમના કુટુંબમાં એક ખૂબ જ આશ્ચર્યજનક ઘટના બની ગઈ.

ભગવત ગીતાના છઠ્ઠા અધ્યાયમાં 41 માં શ્લોકમાં જણાવે છે કે સૂચિ ના શ્રીમતા ગેહે, યોગભ્રષ્ટો ની જાયતે. આ ભગવત વચને યથાર્થ કરતો આ બનાવ છે.

તારીખ  13-3-1969 ના રોજ બપોરના બે કલાક અને અઠાવીસ મિનિટે શ્રી જગદીશભાઈ ના પત્ની લલીતાબેને પુત્રરત્નને જન્મ આપ્યો.

ઓરડા બહાર બેઠેલા માણસો ને આ વખતે કોઈ પ્રકાશ પથરાયો હોય તેવો ભાસ થયો. આ પુત્રનું નામ શૈલેષ પાડવામાં આવ્યું. બચપણથી જ તેની બુદ્ધિ પ્રતિભા તેજસ્વી હતી. વિશિષ્ટતા એ હતી કે સાત વર્ષના થતાં સુધીમાં તો શૈલેષ ભગવત ગીતાના ૧૮ અધ્યાયના શ્લોકો મોઢે બોલતો હતો. તેને બુદ્ધિ પ્રતિભા કહો કે અજબ યાદશક્તિ કહો પણ આ હકીકતથી વડીલો અને સગા



## સ્વ. શૈલેષ જગદીશભાઈ જોષી

"સૂચિનામઃ શ્રીમતામ ગેહૈ-યોગ ભ્રષ્ઠો ભી જાયતે"

એક ચિરંજીવ તેવી આત્માનુ

પ્રાકટ્ય: 13-31969 સાત વર્ષે: સમગ્ર ભાગવત ગીતા કંઠસ્થ

અગિયાર વર્ષે: વેદની ઋચાઓ કંઠસ્થ, કર્મકાંડ નિપુણતા મેળવી.

૧૪ વર્ષે: જીવનલીલા સંકેલવાનો પ્રારંભ

દેહ વીલય 27-11-1983

શ્રી જગદીશભાઈ જ્યોતિષ શાસ્ત્રી બી.એ કોવિદ. ગાયત્રી મંદિર ધ્રોલ નિર્માણના યશભાગી. ગાયત્રી ઉપાસક. આચાર્ય તાલુકા શાળા ધ્રોલ. તથા શ્રીમતી લલિતાબેન જગદીશભાઈ ગૃહે જન્મ લઇ તેમને ધન્ય કર્યા.

આ અક્ષર આત્માને ભાવભરી સ્મરણાંજલિ:-

શાસ્ત્રી જગદીશચંદ્ર જોશી, લલીતાબેન જગદીશચંદ્ર જોશી, પંકજકુમાર જગદીશચંદ્ર જોશી, મીનાબેન રમેશચંદ્ર જોશી, ભાવેશ જગદીશ ચંદ્ર જોશી.



**શ્રી જોષી નારણજી ગૌરીશંકર**

પીઠળ જેવા નાના ગામમાંથી છેક
મસ્કત બંદર અરબસ્તાન તરફ પ્રયાણ
કરનાર અને પોતાના કુટુંબને એ રીતે
સારા પાયા પર ગોઠવનાર
શ્રી જોશી નારણજી ગૌરીશંકર, પીઠડ



**શ્રી હરીભાઈ નાનજી જોષી**

વર્ષો સુધી મસ્કત જેવા દુરના સ્થળે
પહોંચી ત્યાં કુટુંબને સ્થિર કરી ઉત્કર્ષ
સાધી પુરુષાર્થ કરનાર સૌમ્ય સરળ
અને વત્સલતા પૂર્ણ વ્યક્તિત્વ
ધરાવનાર શ્રી હરિભાઈ નાનજી જોશી
જેના નામથી રાજકોટમાં હરિભાઈ
હોલ ના જ્ઞાતિના મિલન સ્થાન માટે
ઉપયોગમાં લેવાય છે.



શાસ્ત્રીજી શ્રી જટાશંકર ખીમજીભાઈ જોષી

જન્મ: 17-02-1913, સ્વર્ગવાસ: 16-11-1998



શ્રી દિલિપભાઈ જટાશંકર જોષી

જન્મ: 22-10-1961 સ્વર્ગવાસ: 08-01-2014



શ્રી ભગવતીપ્રસાદ દેવશંકરભાઈ જોશી

જન્મ:23-09-1935, સ્વર્ગવાસ: 26-04-2012



હર્ષાબેન રમેશચંદ્ર જોષી

સ્વર્ગવાસ-17-03-2020





શ્રી ભાનુશંકર લક્ષ્મીશંકર જોષી

જન્મ: 10-02-1955 સ્વર્ગવાસ: 27-11-2020

શ્રી પ્રવીણભાઇ જટાશંકર જોષી

સ્વર્ગવાસ: 24-05-2023





**હીરાબેન દેવશંકરભાઈ જોશી**

**જન્મ: 12-12-1930, સ્વર્ગવાસ: 27-09-2020**

**મધુબેન યોગેશભાઈ જોશી**

**સ્વર્ગવાસ: 27-10-2023**

વાલા સૌ ખૂબ પ્રભાવિત થયા. તેની દિનચર્યા પણ સંધ્યા ગાયત્રી જપ નિયમિત રીતે એકરતો હતો. કુટુંબમાં તેનું વાતાવરણ પણ હતું. શૈલેષ નું ભણતર શરૂ થયું શાળામાં તેનો અભ્યાસ ઉત્તમ કક્ષાનો હતો . પ્રથમ નંબર જ તેને મળતો તે જ રીતે અન્ય શાળાકીય પ્રવૃત્તિઓ વકૃત્વ સ્પર્ધા, લેખન, રમતો અન્ય હરીફાઈઓ મા પણ તે પ્રથમ રહેતો.

આમ શૈલેષ જીવનના અગિયાર વર્ષ પુરા કર્યા એટલે એને વેદની ઋચાઓ સુંદર યોગ્ય સ્વરોમાં કંઠસ્થ કરી લીધી. શૈલેષ ના નાના શ્રી વૃજલાલ ભાઈ સંસ્કૃતના અભ્યાસી તથા કર્મકાંડી છે. તેમણે આ કિશોરની શક્તિઓ જોઈ પેલા ગીતાના શ્લોકને જ તેના સમર્થનમાં ટાકેલો.

શૈલેષ કર્મકાંડમાં પંચકુંડી ગાયત્રી યજ્ઞ વગેરે કર્મકાંડ પુસ્તકોની મદદ વગર મંત્રોચ્ચાર કરીને કરાવતો.

શૈલેષની આવી પ્રબળ શક્તિ ખૂબ જ મોહક અને આકર્ષક બની ગઈ બધાનો એ પ્રીતિપાત્ર બની જતો .

પરંતુ નિયતિનું નિર્માણ શું હશે કે કોણ જાણી શક્યું છે...

હજુ ચૌદ વર્ષ પૂરા કરવાને એકાદ માસ બાકી હતો અને શૈલેષ ના મગજ માં દુખાવો શરૂ થયો. જામનગર ઈરવિન હોસ્પિટલ માં સારવાર કરાવી પણ તે કારગર ન થતા મુંબઈની જસલોક હોસ્પિટલમાં પણ લઈ ગયા. પરંતુ તબિયત સુધરી નહીં નિયતીની ધારણા હતી કે આ યોગભ્રષ્ટ આત્માનું બાકીનું સાધના નું કામ પુરુ થયું છે એટલે આઠેક મહિના ની યાતના ભોગવ્યા પછી ધ્રોલમાં જ 27-11-1983ના રોજ એ આત્મા એ આ ભશ્માભૂત શરીરને છોડી દીધુ. જગદીશભાઈ લખે છે તે પ્રમાણે આત્માની વિદાય વખતે પણ ઓસરી માં પ્રકાશની આભા ઝડકી ઉઠી હતી. તેનો અનુભવ અમારી પાડોશના હાજર રહેલા વૈષ્ણવો એ કર્યો.

14 વર્ષના શૈલેષ એ વિદાય લીધી સમગ્ર ધ્રોલ ગામમાં સૌને આઘાત પહોંચ્યો. સ્વયંમ હડતાલ પડી ગઈ. વિધિની વિષમતા શીર્ષક નીચે.તારીખ 30-11-1983 ના વર્તમાન પત્રો ફૂલછાબ, જનસતા, જયહિન્દ ભૂમિ ની આવૃત્તિમાં આ સમાચાર છપાયા.

જગદીશભાઈ ના જીવનને ઉજ્જવળ કરી ગયેલ આ ઉત્તમ આત્માએ તેમને ત્યાં જન્મ લઇ તેમનું ગૌરવ આપ્યું. સુચીના શ્રીમંત ગેહે જન્મ લઇ કાર્ય પૂરું કરી વિદાય લીધી.

જગદીશભાઈ ને આ એક પુત્ર શૈલેષ ઉપરાંત બીજા બે પુત્રો છે પંકજ અને ભાવેશ પંકજ ધ્રોલમાં તાલુકા પંચાયત કચેરીમાં નોકરી કરે છે અને ભાવેશ જાહેર બાંધકામ ખાતાની ધ્રોલ કચેરીમાં ટાયપિસ્ટ તરીકે સેવા બજાવે છે. ભાઈ પંકજ ના લગ્ન દૂધઇ નિવાસી મહેતા હિમતલાલ વ્રજલાલ ના પુત્રી વર્ષાબેન સાથે થયા.

ભાવેશ નું સગપણ અમરેલીના મહેતા નવનીતરાય દામોદર ના પુત્રી અલકાબેન સાથે થયા છે.

જગદીશભાઈ ને એક પુત્રી છે મીનાબેન તેના લગ્ન ઈશ્વરીયા હાલ ગોંડલના વ્યાસ દલપતરામ પોપટલાલ ના પુત્ર રમેશકુમાર સાથે થયા છે.

હવે ખીમજીભાઈ ની શાખા જોઇએ તેમને બે પુત્ર દેવશંકર અને જટાસંકર દેવશંકરના લગ્ન બાબરાના જોશી બાલુભાઈ દયારામના પુત્રી સાથે થયા તેમને એક પુત્ર ભગવતી છે તે લતીપર માં રહે છે ભાઈ દેવશંકર નું યુવાન વયે અવસાન થયું. ભગવતી ના લગ્ન રાજકોટ દિનેશચંદ્ર વજેશંકર પંડયા ની પુત્રી રશ્મિબેન સાથે થયા, તેમને એક પુત્ર હાર્દિક અને પુત્રી પુજા અને ભૂમિ છે. હાર્દિક m.a, b.ed ક્ષિશક છે. બંને પુત્રી ના લગ્ન થઈ ગયા છે.

જટાશંકર ભાઇ જોશી ( લતિપુર) હાલ જામનગર માં પોતાના પરિવાર  સાથે સ્થિત થયા. તેમના લગ્ન પીઠડ ના ભટ્ટ હરીશંકર ગોવિંદજી ના પુત્રી કાંતાબેન

સાથે થયા છે તેમને છ પુત્રો છે. જટાશંકર ભાઈ કર્મકાંડના વ્યવસાયમાં આગળ વધ્યા છે અને શાસ્ત્રી તરીકે જાણીતા થયા છે તેમને તેમના પુત્રોને ટેલિફોન ખાતામાં ગોઠવ્યા છે. જટાશંકર ખીમજીભાઈ જોષી નાં મોટા પુત્ર રમેશચંદ્ર જટાશંકર જોષી( રિટાયાર્ડ બી. એસ. એન. એલ) તેના લગ્ન પોરબંદરના રાજ્યગુરુ જયશંકર મણીભાઈના પુત્રી હર્ષાબેન સાથે થયા છે. તેમને સંતાનમાં એક પુત્ર તેમજ બે પુત્રીઓ છે.

તેમના પુત્ર ચિ.ધર્મેશ રમેશભાઈ જોષી પી. સી. કેર ઈન્ફોટેક નામની પેઢી ચલાવે છે. તેમના લગ્ન અમદાવાદ નિવાસી શ્રી ભરતકુમાર લાભશંકર મહેતા ની પુત્રી ચિ.પાયલબેન સાથે થયેલ છે. જે સ્કૂલ માં ટીચર છે. તેમજ તેમને સંતાનમાં એક પુત્રી છે. જેમનું નામ ચિ.વિધિ છે. તે અત્યારે કોલેજ માં અભ્યાસ કરે છે.

તેમના એક પુત્રી કલ્પનાબેન ના લગ્ન રાજકોટ (ખીલોસ) નિવાસી શ્રી ગુણવંતરાય ત્રંબકલાલ પંડ્યા ના સુપુત્ર ચિ.કેતનકુમાર સાથે થયેલ છે. તેમને સંતાનમાં એક પુત્ર ચિ. મીતકુમાર છે.

તેમના બીજા પુત્રી ભાવિકાબેન ના લગ્ન અમદાવાદ નિવાસી શ્રી ભરતકુમાર લાભશંકર મહેતા ના સુપુત્ર ચિ.કૃણાલકુમાર સાથે થયેલ છે. તેમને સંતાનમાં એક પુત્ર ચિ.દેવાંગ છે.

બીજા ક્રમ ના પુત્ર પ્રવીણભાઈ  જટાશંકર જોષી  B.S.N.L. નાં નિવૃત્ત છે તેમના લગ્ન મતવા નિવાસી લાભશંકરભાઇ ભવાનીશંકરભાઈ ભટ્ટ ના પુત્રી ચિ.ચંદ્રિકાબેન સાથે થયેલ. તેમને સંતાનમાં એક પુત્ર તેમજ એક પુત્રી છે.પુત્રી ચિ.અપેક્ષાબેન એડવોકેટ છે

તેમના પુત્ર ચિ.કપિલભાઇ  એડવોકેટ છે  તેમના લગ્ન લાલપુર નિવાસી રજનીકાંત ગીરજાશંકર પંડ્યા ની પુત્રી ચિ.ખ્યાતિ સાથે થયેલ છે.તેમજ તેમને સંતાનમાં એક પુત્રી છે. જેમનું નામ ચિ.આંચલ છે.

જટાશંકર ભાઈ ના ત્રીજા ક્રમ ના પુત્ર શ્રી ભાસ્કરભાઈ જટાશંકર ભાઈ જોશી, BSNL મા ટેકનિકલ ઓફિસર તરીકે નિવૃત્ત થયા, તેમના લગ્ન ધારી નિવાસી શ્રી પ્રભૂલાલભાઈ જયશકરભાઈ વ્યાસ ની સૌથી નાની પુત્રી શ્રી ઉષાબેન સાથે થયા. ભાસ્કરભાઈ ને સંતાન માં મોટો પુત્ર મિતુલ જે EC એન્જિનિયર છે અને મલ્ટી નેશનલ કંપની માં એસોસિયેટ ટેક લીડ તરીકે કામ કરે છે, જેમના લગ્ન સિલિગુડી, અશોકભાઈ ની પુત્રી સૌમિતા સાથે થયા અને મિતુલ ને સંતાન માં મોટી પુત્રી અવની અને પુત્ર મોક્ષ બંને કેન્દ્રીય વિદ્યાલય માં ૭ અને ૪ ધોરણ માં અભ્યાસ કરે છે. ભાસ્કરભાઈ ને બીજા સંતાન માં પુત્રી શ્રી દેવાંગી બેન જેમણે  ફેશન ડિઝાઇનર (૩ વર્ષ ડિપ્લોમા) અને PGDCA કરેલ છે અને તેણી ને એક પુત્ર શ્લોક છે જે ૫માં ધોરણ માં અભ્યાસ કરે છે.

જટાશંકરભાઈ ના ચોથા ક્રમ ના પુત્ર વિનોદરાય જટાશંકર જોશી સિક્કા પાવર સ્ટેશનમાં નાયબ અધિક્ષક હિસાબી તરીકે નિવૃત થયા તેમના લગ્ન સમઢિયાળા ના પંડ્યા મોહનલાલ ચત્રભુજની પુત્રી કંચનબેન સાથે થયા તેમને એક પુત્રી પૂનમબેન દુધઈ વાળા મેહતા લલીતભાઈ ગંગારામભાઈ ના પુત્ર અજય સાથે લગ્ન થયા અને પુત્ર નિશાંત ના લગ્ન નગરપીપળીયાના કૌશિકભાઈ મણીલાલ પંડ્યાના પુત્રી અસ્મિતા સાથે થયા નિશાંત ભાઈ ઓનલાઈન વર્ક અને ઝેરોક્ષ નો બિઝનેશ કરે છે.

જટાશંકરભાઈ ના પાંચમા ક્રમ ના પુત્ર દિલીપભાઈ જટાશંકર જોશી જે જામનગર બી.એસ.એન.એલ માં કાર્યરત હતા તેમજ સારા એવા જ્યોતિષાચાર્ય તેમજ ભાગવત કથાકાર હતા થયા તેમના લગ્ન પતા મેઘપર સ્વ.લાભશંકર જીવરામભાઈ  ભટ્ટ  પુત્રી મૃદુલાબેન સાથે થયા તેમને બંને વિવાહિત છે જેમાં મોટી નિશાંબેન શ્રેયંશ ભાઈ મહેતા  જામનગર ને નાના પુત્રી ધારિણી ધ્વનિતભાઈ પાઠક સુરત અને પુત્ર તુષાર જે જામનગર માં શિવશક્તિ જ્યોતિષકાર્યાલય સાથે  આયુર્વેદીક દવાની ફ્રેન્ચાઈસ નું કાર્ય લરે છે

જટાશંકરભાઈ ના છઠા ક્રમ ના પુત્ર મુકેશભાઈ જટાશંકર જોશી  તેમના લગ્ન મોરબી નિવાસી નટવરલાલ છગનભાઈ મહેતા ની પુત્રી જયશ્રી બેન સાથે થયા તેમને બે પુત્રી નીધી બેન તથા ઉર્વી બેન જે બન્ને બહેનો કોમ્પ્યુટર ઈન્જિનીયર છે

અને બંન્ને બહેનો  હાલ કેન્દ્રીય  વિદ્ધ્યાલય જામનગર મા સર્વિસ કરે છે.

હવે માધવજી જોશી ની શાખા જોઇએ. તેમને ત્રણ પુત્રો હરદેવ, શિવશંકર અને ગોપાલજી.  માધવજી જોશી અલિયાબાડા ના પંડ્યા કુટુંબમાં પરણેલા મોટા પુત્ર હરદેવ ના લગ્ન રાજકોટના પંડ્યા ધનેશ્વર પુંજા ના દીકરી ગંગાબેન સાથે થયા તેમને સંતાનમાં એક પુત્રી માણેકબેન હતા. તેમને ચમારડી વ્યાસ પીતાંબર મકનજી સાથે પરણેલા.  બીજા પુત્ર શિવશંકર તે સપડા મુકામે ગયેલા તેના લગ્ન કંડોરણનાં પંડ્યા હરજીવનના દીકરી અમૃતબેન સાથે થયા. ત્રીજા ભાઈ ગોપાલજી ને કાંઈ સંતાન હતું નહીં.

શિવ શંકર જોશી ને એક પુત્ર દામોદર. દામોદર જોશી પછી રાજકોટ પાસે આવેલા મવા ગામ મા રહેતા. અને ત્યાંના પોલીસ પટેલ થયેલા તેમના પ્રથમ લગ્ન લતીપર ના મેહતા ખોડીદાસ દેવરામ ના દીકરી હરકુંવરબેન સાથે થયા હતા. તેનાથી એક પુત્ર તે ભાઈ બાબુલાલ.  દામોદર જોશી ના બીજા લગ્ન ચમારડી ના પંડ્યા કાનજીભાઇના દીકરી દયાબેન સાથે થયેલા તેના પુત્ર તે ભાઈ ઈશ્વરલાલ. દામોદર જોશી એક સારા ભાગવત કથાકાર હતા તેમને સંગીતનો પણ શોખ હતો તેમણે થોડો સમય મુંબઈ જઈને ત્યાંના ચારધામ મંદિરમાં પૂજારી તરીકે સેવા આપી હતી. પછી મવા તરફ આવેલા તેમની ભજન મંડળી ખૂબ જાણીતી હતી. દામોદર જોશી પછી રાજકોટમાં જ નિવૃત્ત જીવન ગાળતા.  તેમના મોટા પુત્ર બાબુલાલ ભણીને શિક્ષક થયા થોડા સમય બારસી તરફ સર્વિસ કરી આવ્યા. પછી પાછા રાજકોટ સરકારી સેવામાં જોડાઈ ગયા તેમના લગ્ન બાબરાના જાની મણીભાઈના પુત્રી કાંતા બેન સાથે થયા. કાંતાબેન પણ શિક્ષક હતા. બંને જણાએ પ્રબળ પુરૂષાર્થ કરી રાજકોટમાં

પોતાના કુટુંબને સ્થિર કર્યું છે. બાબુભાઈ સમાજસેવામાં શક્ય તે સમયે આપે છે તેમને ત્રણ પુત્રો છે અને ચાર પુત્રીઓ છે. બાબુભાઈ ના મોટા પુત્ર મનુભાઈ એ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં કામ કરે છે. તેના લગ્ન પંડ્યા મોનજી વીરજીના પુત્રી જ્યોત્સના બેન સાથે થયા છે.

બીજા પુત્ર ચંદુભાઇ સેલ્સટેક્સ ખાતામાં ગોઠવાયા છે. તેમણે આંતરજ્ઞાતિય લગ્ન કરેલ છે. ત્રીજા પુત્ર રાજેન્દ્ર મશ્કત તરફ ગયા છે ત્યાં કામે લાગ્યા છે. તેના લગ્ન પીઠડ હિંમતલાલ લક્ષ્મીશંકર ના દીકરી સાથે થયા છે. બાબુભાઈ ની દીકરીઓ પણ શિક્ષિકા બની છે. બે બહેનો બી.એ, બી.એડ થઈ છે. ભાઇ ઈશ્વરલાલ હાલ બહેરામપુરામાં રહે છે. તેને એક પુત્ર હરિઓમ છે.

હવે કાનજીભાઈ નો વિસ્તાર જોઈએ તેમના પુત્ર વેલજીભાઈ. વેલજીભાઈ જોશી ના લગ્ન ઢોલરા ના ઠાકર દયારામ આણંદજિ ના બહેન સાથે થયા હતા તેમને ત્રણ પુત્રો હતા.

મોટા જેઠાભાઈ રાજકોટ આવી ને કંઇ કામ કરતા પછી કંડોરણા પાસે જસાપર ગામ ની હવેલી માં મુખિયાજી તરીકે રહેલા તેમના લગ્ન કણકોટ ના ઠાકર વજેરામ ગોવિંદજી ના પુત્રી જીવીબેન સાથે થયા. તેમને એક પુત્ર જયંતીલાલ છે. જયંતીલાલ પણ જસાપર જ હવેલીમાં કામ કરે છે.

બીજા ભાઈ મોહનલાલ ના લગ્ન કંડોરણા ના ભટ્ટ ત્રિભુવન ના પુત્રી જયાબેન સાથે થયા તેમને બે પુત્રો છે.

ત્રીજો ભાઈ હિંમતલાલ ના લગ્ન ચમારડી ના પંડ્યા કાનજીના પુત્રી વિદ્યાબેન સાથે થયા છે. તેમને એક પુત્રી મંજુલા છે તેના લગ્ન મહેતા દુર્ગાશંકર બાવાલાલ સાથે થયા છે.

પ્રભુજી ના પુત્ર જગન્નાથ અને તેના મોનજી. મોનજી જોશી ના બે પુત્રો દામજી અને મોરારજી. દામજી ના લગ્ન રીબડા ના રાજ્યગુરુ ગંગારામ જીવરામ ની

બહેન લાધીબેન સાથે થયેલા તેમને સંતાનમાં એક પુત્રી બચીબેન. જેના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા હરિલાલ ત્રિભુવન સાથે થયા.

બીજા પુત્ર મોરારજી પીઠડમાં કંદોઈની દુકાન ચલાવતા તેમના લગ્ન પીઠડ ના પંડ્યા પીતાંબર ના પુત્રી દેવબાઇ સાથે થયા તેમને બે પુત્રો તેઓએ પણ પિતાનો ધંધો ચાલુ રાખ્યો. પછી કાંતિલાલ સુરત ગયા અને ત્યાં સ્થિર થયા. કંદોઈની દુકાન ચલાવતા. બીજા ભાઈ જટાશંકર પણ સુરતમાં રહીને પછી મલબાર તરફ ગયેલા. મલબારમાં તેમના બનેવી દુર્લભજી હતા. કાંતિલાલ જોષી ના લગ્ન ઉપાધ્યાય ભગવાનજી પ્રાણજીવનના પુત્રી સાથે થયા. જટાશંકર ભાઈ ના લગ્ન હાપાના પંડ્યા મગનલાલ રતનજી ના પુત્રી પ્રસનબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. જયસુખલાલ અને ભોગીલાલ જયસુખલાલ ના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

ભોગીલાલ શિક્ષક થયા છે તેના લગ્ન જામનગરના ઉપાધ્યાય ધીરજલાલ વાલજી ના દીકરી ભારતીબેન સાથે થયા છે. ભારતીબેન પણ શિક્ષિકા છે બંને જણા હાલ ઠેબા ગામે નોકરી કરે છે અને ત્યાં પોતાનું મકાન બનાવી રહે છે. જટાશંકર ભાઈ પણ ઠેમાં જ નિવૃત્તિ સમય ગાળે છે.

મોરારજી ભાઇના એક બેન અંબાબેન હતા તેના લગ્ન ઢસાના જોશી બાબાભાઈ હરજીવન સાથે થયા હતા. અંબાબેન નો પુત્રી વિસ્તાર મોટો છે અને તેમણે અનેક કુટુંબનો વિસ્તાર કર્યો છે.

**પીઠડ ના એક વધુ કુટુંબ**



કરસન જોશી ના પુત્ર લાધા ભાઈ ને ત્રણ પુત્રો હરજી, નાગજી અને ડાયાલાલ. હરજી ના પુત્ર મણિશંકર તેના લગ્ન ઢસાના ભટ્ટ હરિશંકર મીઠાના પુત્રી લાડુબેન સાથે થયા.

મણિશંકર પીઠડ છોડી મુંબઈ ગયેલા ત્યાં ભૂલેશ્વર, મુંબાદેવી વગેરે સ્થળો પર જ્યોતિષ અને અન્ય કર્મકાંડ કરતા તેમણે પોતાનું કુટુંબ ઢસા પાસે ધારી ગામે રાખેલ. તે અવારનવાર ધારી આવતા. પોતાના મકાન પણ ખરીદેલા. આમ પીઠળ સાથેનો સંબંધ ઓછો થઈ ગયો તેમનું વતન પછી ધારી બની ગયુ.

તેમને ત્રણ પુત્રો સોમનાથ, લાભશંકર મને દલપતરામ.

મોટા પુત્ર સોમનાથ હાલ ધારી માં જ રહે છે. તેઓ કુશળ રસોઈયા છે તેના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નરસિંહ વિઠ્ઠલજી ના બેન સાથે થયા છે તેમને એક પુત્ર પ્રફુલ છે.

બીજા પુત્ર લાભશંકર મુંબઈ ખાતે મલાડ માં રહે છે. ત્યાં રસોઇ વગેરે કામ કરે છે. તેના લગ્ન ઉપાધ્યાય જીવરામ ના દીકરી સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે. ત્રીજા પુત્ર દલપતરામ તે રેલવેમાં નોકરી કરે છે. તેમને ઇત્તર જ્ઞાતિમાં લગ્ન કરેલ છે તેને બે પુત્રો છે. ભીખુ અને બાબો.

સોમનાથ ભાઈના પુત્ર પ્રફુલ ના લગ્ન જામનગરના પંડ્યા અચરતલાલ ગિરજાશંકર ની પુત્રી સાથે થયા છે.

હરજી જોશી ના બીજા પુત્ર જેરામ. તેમના પુત્ર ખીમજી.

ખીમજી જોશી અમદાવાદ ગયેલા ત્યાં પોલીસખાતામાં ગોઠવાયેલા તેમના લગ્ન ઢોલરા ના ઠાકર દયારામ આણંદજીની પુત્રી સાકરબેન સાથે થયેલા તેમનાથી તેમને એક પુત્ર મગનલાલ થયા. ખીમજીભાઇ એ સાકરબેન ના અવસાન બાદ બીજા લગ્ન ઢસાના ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના પુત્રી કાશીબેન સાથે કરેલા. ખીમજીભાઈ તે પછી ટૂંક સમયમાં ગુજરી ગયા. તેમના બાળકો

તેના માસા ત્રિકમજી ભટ્ટ પાસે ચાંદલી માં રહેતા. મગનલાલ ત્યાં થોડું ભણ્યા. પછી રાજકોટ રાજ્યના પોલીસ ખાતામાં જોડાયા. તે પછી બદલી થતાં જામનગર ગયેલા પછી મીઠાપુર તેમના પુત્ર ઈશ્વરલાલ પાસે રહેતા. મગનલાલ ના લગ્ન પીઠડ ના મેહતા લક્ષ્મીશંકર ના પુત્રી દિવાળીબેન સાથે થયા હતા. તેમને બે પુત્રો ઈશ્વરલાલ અને મનહરલાલ ઈશ્વરલાલ શિક્ષક થયા છે અને હાલ મીઠાપુર ની શાળામાં આચાર્ય છે. તેના લગ્ન રાજકોટના મહેતા વાલશંકર વિઠ્ઠલજીના દીકરી કંચનબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. દિલીપ અને મુકેશ. દિલીપ ના લગ્ન ચરખાના પંડ્યા જગમોહન સામજી ના પુત્રી દિપ્તી બેન સાથે થયા છે દિલીપ અને મુકેશ રાજકોટમાં નોકરી કરે છે.  કાશીબેન શિક્ષિકા થયા સરકારી નોકરી કરી હાલ ગોપાલગ્રામ ખાતે નિવૃત્તિ જીવન ગાળે છે.

પીઠડ નું આ જોષી કુટુંબ જામનગરમાં સ્થાયી થયું છે.

બચુભાઈ મૂળ પીઠડ ના પછી થોડો વખત બાલંભા રહેલા.

પછી જામનગર પહોંચ્યા અહીં સંસ્કૃત પાઠશાળામાં રસોઇનું કામ મળી ગયું તેમના પિતા જયશંકર જોશી તો પીઠડ માં જ રહેતા. તેમના લગ્ન ઢસા ના ભટ્ટ ભાણજી મીઠાના દીકરી સાથે થયેલા. તેમને સંતાનમાં એક બચુભાઈ. તેને ચમારડી મહેતા જીવરામ ગોપાળજી ના પુત્રી મુક્તાબેન સાથે થયેલા. તેમને ચાર પુત્રો છે. જે હાટકેશ્વર મંદિરમાં ગોઠવાયા છે. મોટા પુત્ર ભૂપતરાયના લગ્ન બાળાના પંડ્યા પ્રભાશંકર રામજીના પુત્રી સુશીલાબેન સાથે થયા. ભુપત રાયને બે પુત્રો છે. બચુભાઈ ના બીજા પુત્ર પ્રવિણચંદ્ર બી.એ થયા છે. જામનગરમાં કર્મકાંડનું કામ કરે છે. તેના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે. તેને એક પુત્ર છે. ગીરીશ (ગીરજાશંકર) આયુર્વેદિક હોસ્પિટલ માં રસોઈમાં કામ કરે છે. તેના લગ્ન બાળાના પંડ્યા છગનલાલ દેવશંકરના પુત્રી કુસુમબેન સાથે થયા. લાધા જોશી ના ત્રીજા પુત્ર ડાહ્યાલાલ. તેના પુત્ર ગૌરીશંકર .તેમને બે પુત્રો નારણજી અને નાનજી.

નારણજીભાઈ ના બીજા લગ્ન પીઠળ ના ભટ્ટ ગોવિંદભાઈના દીકરી જીવતી બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

રતિલાલ હાલ મસ્કત છે તેના લગ્ન હાપા ના પંડ્યા મગનલાલ ના દીકરી મંજુલાબેન સાથે થયા.

અમૃતલાલ પીઠડમાં છે તેના લગ્ન લતીપુર ના મહેતા દુર્લભજી ના દીકરી સાથે થયા છે.

મગનલાલ પણ મસ્કત છે. તેના લગ્ન પાલીતાણાના પંડ્યા કુટુંબમાં થયા છે. નાનજી જોષી ના લગ્ન નારણજી નથુભાઈ જોશી (રફાળા) ના દીકરી જય કુંવરબેન સાથે થયા તેમને બે પુત્રો હરિભાઈ અને ભાઈશંકર.

નાનજીભાઈ ને જોષી પોપટભાઈ નથુ રફાળાવાળા મસ્કત લઈ ગયા તેને પણ ત્યાં ગોઠવ્યા પછી નાનજીભાઈ નું કુટુંબ પણ મસ્કત ચાલ્યું ગયું.

હરિભાઈ પણ ઘણા વર્ષો મસ્કત રહ્યા. હરિભાઈ ના લગ્ન પીઠડ ના ભટ્ટ હરિશંકર ના પુત્રી લાભુબેન સાથે થયા. તેમણે પણ મસ્કત માં રહીને કુટુંબનો ઉત્કર્ષ કર્યો. તેમને બે પુત્રો છે. છેલ્લા વર્ષોમાં આ કુટુંબ મસ્કત છોડી રાજકોટ સ્થિર થયું છે. હરિભાઈ સ્વર્ગસ્થ છે લાભુબેન અને તેમના બે પુત્રો રાજકોટ ખાતે મકાનો બાંધી એમાં રહે છે અને હરિભાઈ હોલમાં ગેસ્ટ હાઉસ ચલાવે છે. ભાઈ જગદીશ ના લગ્ન ધારી વાળા વ્યાસ પ્રભુલાલ જયશંકર ની દીકરી માયાબેન સાથે થયા છે.

બીજા પુત્ર અજય કુમાર ના લગ્ન ગઢડાના વ્યાસ પ્રભુલાલ કેશવલાલ ના પુત્રી વર્ષાબેન સાથે થયા છે. હરિભાઈ ના ભાઈ ભાઈ શંકર જામનગર જિલ્લામાં શિક્ષક તરીકે કામ કરતા તેમનું કુટુંબ જામનગરમાં રહે છે તેના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે તેના બે પુત્રો છે. એક પુત્ર શિક્ષક છે બીજા આયુર્વેદિક હોસ્પિટલ માં કામ કરે છે.



**શ્રી સોમનાથભાઈ મણિશંકર જોશી**

સ્વર્ગવાસ: 18-01-1997



**સાંતાબેન સોમનાથભાઈ જોશી**

સ્વર્ગવાસ: 08-03-1998



નલિનીબેન દિલીપભાઈ જોશી

સ્વર્ગવાસ: 20-03-2023

**થાણા દેવળી જોષી શાખા**



આણંદજી→ રઘુરામ→ મોનજી
ખીમજી---------------------------------------------------પીતાંબર
પ્રેમજી
કાનજી
કેશવજી-વલ્લભજી
અમૃતલાલ
રમેશચંદ્ર
નારણજી----------------------------------------------------------------------મંગળજી
મયારામ----------------------------------------------------ઓધવજી—મુળજી
ખોડીદાસ
જીવરામ----------------------દલપતરામ-----શાંતિલાલ----------છગનલાલ
ભુપેન્દ્ર
નાગરભાઇ
સુજન------રમેશ
શંકરલાલ---------રમેશ-------જયંતિલાલ
સમીર
ભુપેન્દ્ર-------ચંદ્રકાંત
નયન-પરાગ સુનિલ-પ્રણય
ભરત-અશોક સંજય-કમલેશ મનોજ-પ્રફુલ
રીંકલ
સુમિત-સ્નેહા વૈષ્ણવી-આરોહી
ભાવિન દિપેશ-મયુર
પ્રિયાંક
ક્રિશ્ન-કલ્પ
હેતલ-કલ્પના-આનંદ જતિન-હીના-સિધાર્થ
વિરાજ-દ્રષ્ટિ ટીયા-વિશ્વા નિત્યા-પાર્થ-પૃથ્વે
સુરેન્દ્ર-------નરેન્દ્ર-------મહેન્દ્ર------મુકુંદ-------પ્રવીણ
ગિરીશ-હરેશ
દેવદત-વાસુદેવ
દિપક-નિતિન
રવિ
બાલકૃષ્ણ
ધીરજલાલ---------------રમેશ---------------હસમુખ----------------રજની
સતિષ—--જયેશ-મીના-નીતા-ચેતના
અમિત-તૃપ્તિ
વિમલ-અલ્પેશ-સ્મિતા
દિવ્યેશ-કુલદીપ-ધરા-હિરલ
હર્ષિલ-નિધિ દેવાંશ-ત્રિશા
રુદ્ર-હિરવા
રાજ-નમ્રતા-મીશા

## (થાણા દેવળી બ્રાન્ચ)

આ શાખાના મુળ નારાયણજી જોષી થી મળેલું છે.

શ્રી નારાયણજી જોષી પીઠડ થી થાણાદેવડી ગયા તેમના લગ્ન નડાળા રાણપુરના વ્યાસ હરિશંકર રણછોડ ના બેન અચલ બેન સાથે થયા હતા. એટલે આ સ્થળાંતર થયું હશે તેમ માની શકાય. નારણજી જોશી ના મોટા પુત્ર મયારામ છેક છોટાઉદેપુર પહોંચ્યા અને ત્યાં લોજ વિશી નો વ્યવસાય કર્યો. માયારામ જોશી ના પુત્રો જીવનરામ,શાંતિલાલ, છગનલાલ, દલપતરામ નો ઉછેર ત્યાં થયો. જીવરામભાઈ ના લગ્ન હાપા ના પંડ્યા મગનલાલ રતનજી ના બેન સાથે થયા હતા તેમને સંતાનમાં પુત્ર નાગરદાસ છે. તે છોટાઉદેપુરમાં લોજ ચલાવે છે. તેના લગ્ન રાજકોટના મહેતા વિઠ્ઠલજી કાળીદાસ ની પુત્રી ગોદાવરી બેન સાથે થયા છે.

બીજા પુત્ર શાંતિલાલ તેના લગ્ન ના વ્યાસ મોરારજી નથુ ના પુત્રી સાથે થયા છે તેમને એક પુત્ર સુરેશ છે. છગનલાલ નું કુટુંબ હાલ કવાટ માં રહે છે. તેમના લગ્ન ઢસા ના ભટ્ટ પ્રાણજીવન ભાણજીના દીકરી દૂધી બેન સાથે થયેલા. તેમના પુત્ર શંકરલાલ કવાંટમાં ધંધો કરે છે તેના લગ્ન માલવણ હાલ અમરેલી ના મહેતા દામોદર મોહનલાલ ના પુત્રી સાથે થયા છે બીજા પુત્ર રમેશ પણ ત્યાં જ છે. ભાઈ દલપતરામ ના લગ્ન ધારી વાળા વ્યાસ અમૃતલાલ જયશંકર ના પુત્રી નીરૂબેન સાથે થયેલા એટલે દલપતરામ રાજકોટ આવ્યા અમૃતલાલ ભાઈ દવાખાનાની નોકરીમાંથી નિવૃત થયા તે પછી તે ચાર્જ નીરૂબેન ને આપેલો.



**શ્રી ઓધવજી નારણજી જોષી**



**શ્રી બાલકૃષ્ણ ઓધવજી જોષી**

જન્મ: 28-12-1925, સ્વર્ગવાસ:30-05-2000



**શ્રી ધીરજલાલ બાલકૃષ્ણ જોષી**

જન્મ: 20-08-1945 સ્વર્ગવાસ: 14-12-2009



**કમળાબેન બાલકૃષ્ણ જોષી**

સ્વર્ગવાસ: 14-01-2007



**શ્રી સતીષચંદ્ર ધીરજલાલ જોષી**

જન્મ: 18-08-1970  સ્વર્ગવાસ: 16-04-2021



**શ્રી હર્ષદરાય બાલકૃષ્ણ જોશી**

જન્મ: 19-01-1953  સ્વર્ગવાસ: 29-01-2023

દલપતરામ ને બે પુત્રો સુજન અને રમેશ. સુજન નું અવસાન યુવાન વયે થયું. રમેશ સરકારી સેવામાં છે.

આમ એક શાખા છોટાઉદેપુરમાં પહોંચી અને ત્યાં શિફ્ટ થઇ.

મયારામ જોશીના નાનાભાઈ ઓધવજી થાણા દેવડી માં રહેલા અને પોસ્ટ ખાતામાં કામ કરતા તેમના લગ્ન રાજ્યગુરુ ગોરધન અજરામર ના બહેન સાથે થયેલા તેમને એક પુત્ર બાલકૃષ્ણ છે.  તે પણ પોસ્ટ ખાતામાં કામ કરે છે તેના લગ્ન ધારીના વ્યાસ રતિલાલ જયશંકર ના પુત્રી કમળાબેન સાથે થયા છે. તેમના પુત્ર સુલતાનપુરમાં ગોઠવાયા છે એટલે આ કુટુંબ થાણા દેવડી છોડી સુલતાનપુરમાં શેટ થયું છે. તેમણે થાણા દેવડી માં પોતાના મકાન પણ વેચી નાખ્યા છે.

ત્રીજા ભાઈ મૂળજીભાઇ તેઓ પણ પોસ્ટ ખાતામાં કામ કરતા તેમના લગ્ન ઉટવડ ના ભટ્ટ નારણજી સુંદરજી ના દીકરી મોતીબેન સાથે થયેલા તેમને કોઈ સંતાન નથી.

ચોથા ભાઈ એ મંગળજી જોષી તેમના લગ્ન બીજી બ્રાહ્મણ જ્ઞાતિમાં આંબરડી ના રતનજી ના પુત્રી સંતોકબેન સાથે થયા. સંતોકબેન ના બે સંતાન શ્રી ખોડીદાસ અને જયાબેન.

મંગળજી જોષી ના અવસાન વખતે બાળકો નાના હતા. આસારામ ભાઈ તે વખતે વડોદરામાં એક બોર્ડિંગ માં રસોઇ કામ કરતા તેમણે આ કુટુંબને ત્યાં બોલાવી લીધું. સંતોકબેન કામે લાગ્યા ભાઈ ખોડીદાસ ભણ્યા અને શિક્ષક થયા. તેમના લગ્ન ઢસા ના ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના પુત્રી શાંતાબેન સાથે થયા. ખોડીદાસ ભાઈએ વડોદરામાં સારા શિક્ષકની નામના મેળવી તેમને એક પુત્ર ભુપેન્દ્ર છે. ખોડીદાસભાઇ નું અવસાન પણ યુવાન વયે થયું ભુપેન્દ્ર તૈયાર થઈ શિક્ષક બન્યા. તેના લગ્ન રાવલ ભાઈ શંકરના પુત્રી પ્રેમીલાબેન સાથે થયા છે ભુપેન્દ્ર ડભોઇમાં શિક્ષક છે અને ત્યાં જ રહે છે તેમણે પણ થાણા દેવડી ના

મકાન વેચી નાખ્યા છે. આમ આજે આ શાખાના કોઈ કુટુંબ નું નિવાસસ્થાન થાણા દેવડી માં નથી બધા બહાર નીકળી ગયા છે.

# પીઠડ નું એક વધુ જોશી કુટુંબ





શ્રી હરગોવિંદભાઈ જેઠાભાઇ જોશી    શારદાબેન હરગોવિંદભાઈ જોશી





શ્રી હરકાંતભાઈ હરગોવિંદભાઈ જોષી    શ્રી લાભશંકરભાઈ હરગોવિંદભાઈ જોશી

જન્મ:02-03-1950    સ્વર્ગવાસ:14-08-2010

સ્વર્ગવાસ: 03-03-2022

આ શાખા પીઠડ માં જ ખેતીના વ્યવસાયમાં હતી જેઠાલાલ ના પુત્ર હરગોવિંદના પુત્રોમાંથી એક તેમનાફઈબાના દીકરા મુગટલાલ સાથે મસ્કત તરફ ગયા છે. તેમણે ભક્તિનગર સોસાયટી માં મકાન બંધાવેલ છે. તેમને બે પુત્રો છે. પ્રવીણ અને સુરેશ બંને રેલવેમાં ગોઠવાયેલા છે. પ્રવીણ ના લગ્ન ઢસાના પંડ્યા રમણીકલાલ ખીમજી (અમદાવાદ) ના પુત્રી સાથે થયા છે. સુરેશ ના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા ગિરજાશંકર ત્રિભુવનની પુત્રી કુસુમબેન સાથે થયા છે.

ઈશ્વરલાલ અને પરષોતમ બંને મુંબઈ ગયેલા અને ત્યાં જ ગોઠવાઈ ગયા છે. પરસોત્તમ જોશી ગોરેગામ માં રહે છે ઇશ્વરભાઇ મલાડ માં રહે છે. તેમના લગ્ન ગોંડલના રાજ્યગુરુ વલ્લભરામ ની પુત્રી તારા બેન સાથે થયા છે. પરસોતમ ના લગ્ન રાજકોટના વ્યાસ ઉમિયાશંકર મુળજીના પુત્રી શારદાબેન સાથે થયા છે. ઇશ્વરભાઇ ના પ્રથમ લગ્નથી એક પુત્ર નિરંજન બીજા લગ્ન દક્ષિણી બેન સાથે કર્યા છે. તેને ત્રણ પુત્રો છે ઈશ્વરલાલ હાલ નિવૃત્ત છે તેના પુત્રો વ્યાપારમાં કામ કરે છે . પરસોતમ ને ત્રણ પુત્રો છે પરસોત્તમભાઈ હાલ નિવૃત્ત છે તેમના પ્રથમ પુત્ર દુબઈ ગયેલ છે.

એક વધુ શાખા




આ તદ્દન નાની શાખા છે. તેના જોડાણ મળ્યા નથી. લક્ષ્મીરામ જોશીને બે પુત્રીઓ હતી વાલી બેન ના લગ્ન વડાળા ના જટાશંકર ભીમજી સાથે થયેલા. શાંતાબેન ના લગ્ન ચાંદલી ના પંડ્યા કામેશ્વર જીવન સાથે થયા હતા. કામેશ્વર શિક્ષક હતા. તેમના એક પુત્ર કનકરાય વિજ્ઞાનના સ્નાતક થઈ સૌરાષ્ટ્ર રાજ્યની મદદ લઇ અમેરિકા ગયા છે અને ત્યાં સ્થિર થયા છે. શાંતાબેન પણ ત્યાં જ ગયા અને નવી દુનિયામાં રહ્યા છે.બીજી શાખા...




આ શાખા પણ નાની છે. તેનું જોડા પણ મળી શકતું નથી.

સંભવ છે કે થાણા દેવડી ગયેલ શાખાની નજીક હોય. શ્રી નથુભાઈ રાજકોટ આવેલા અને અનાથાશ્રમમાં રસોઈ કરતા એમને એક પુત્રી મણીબેન તેના લગ્ન વ્યાસ બાવાલાલ ગોવિંદજી સાથે થયા હતા. વેલજી જોશી પીઠડ માં જ રહેતા ખેતી કરતા તેમને પણ એક પુત્રી હતી જીવતીબેન તેના લગ્ન લતીપરના રતિલાલ શિવશંકર સાથે થયા હતા.

## પીઠડ ની એક વધુ શાખા




કાલિદાસ જોશીને બે પુત્રો દેવશંકર અને વાલજી તેમને પણ પીઠડ માં જમીન છે એટલે આ કુટુંબ પીઠડ માં જ રહે છે અને ખેતી તથા રસોઇ કામ કરે છે. દેવશંકર નિઃસંતાન ગુજરી  ગયેલ છે વાલજીભાઈ પણ સ્વર્ગસ્થ છે તેમને ત્રણ પુત્રો છે તેઓ પીઠડ માં જ રહે છે. અને ખેતી સંભાળે છે. રવિશંકર પણ સ્વર્ગસ્થ છે તેમને સુરેશ છે તે પિતાનુંકામ સંભાળે છે.

બીજા પુત્ર શાંતિલાલને દેવશંકર ભાઈએ દત્તક લીધેલા છે તેના લગ્ન દુધઇ ના મહેતા લક્ષ્મીશંકર ની દીકરી મંગળાબેન સાથે થયા છે શાંતિલાલ પણ ખેતી સંભાળે છે એમને ત્રણ દીકરા છે.

લક્ષ્મીશંકર પીઠડ માં જ રહે છે તેમણે લગ્ન કર્યા નથી.

**ઇસા મલીયા જોષી કુટુંબો** (ઢસા, ગોપાલગ્રામ, પીપરીયા, છોડવડી)

આશરે હજારેક વર્ષ પહેલા ગુજરાતના રાજા મુળરાજ સોલંકીએ ઉત્તર ભારતથી વિદ્વાન બ્રાહ્મણોને ગુજરાતમાં આમંત્રી ને અનેક ગામો બક્ષિસ કરેલા તે પૈકી સિહોર પંથકમાં ઇસમલી નામે ગામ હતું. તેમાં જોશી મહેતા અને ઠાકર કુટુંબોને જમીન મળેલી આવા ગામ અગ્રહાર  કહેવાતા. એનો અર્થ બ્રાહ્મણોને દાનમાં આપેલ ગામ નો ઉદ્દેશ ત્યાં મુક્ત રીતે વિધાઅભ્યાસ થઇ શકે તે હતો.

પછી તો પેઢીઓ વહી ગયેલ અને ઉથલપાથલ થઈ હશે.... પછીનો ઉપલબ્ધ ઇતિહાસ કહે છે કે જૂનાગઢ નજીક નાંદરખી જોષીપુરા પરબડી વગેરે ગામોમાં આ કુટુંબોને જમીન મળી હશે તેવો તેનો ઉપયોગ કરતા. આવા એક જોશી પરમાનંદ અઢારમી સદીની બીજી પચ્ચીસી ની આસપાસ નાંદરખી માં ગરાસ ધરાવતા હતા. બાજુના સંધિ ખેડૂતો સાથે જમીન બાબતમાં જગડો થયો હશે તેમાં શ્રી પરમાણદ વીરગતિ પામ્યા. તેમના પત્ની પુરી બાય ધોરાજી પાસેના મોટી પરબડી ગામે સતી થઇ ગયા. તેમનો પાળિયો નદીકાંઠે વર્ષો સુધી રહેલો. પરમાનંદ જોષીની ખાંભી નાંદરખી હતી. સતીમાં ના પાળીયા ઉપર પાછળથી છોડવળી વાળા કુટુંબે ડેરી બંધાવી. પછી ગામલોકોમાં ખૂબ શ્રધ્ધા જાગવાથી તેમણે આ સ્થાન નો વિસ્તાર કર્યો છે. અને નાંદરખી થી પરમાણંદ ભાઈ તથા તેના નાનાભાઈ ની ખાંભીઓ પરબડી લાવવામાં આવી છે. હાલ ત્યાં પરમા નંદેશ્વર મહાદેવનું મંદિર બનાવ્યું છે. આવા પૂર્વજોના વંશવારસો ની હકીકત જોઈએ. પરમાણંદ જોશીના પિતાનું નામ શામજી જોશી હતું.આ કુટુંબનું નામ એ મળે છે શામજી જોશીને ત્રણ પુત્રો હતા. પરમાણંદ રામજી અને કાનજી. કાનજી નંદરખી મુકામે વીરગતિ પામ્યા. તેમને સંતાન હતા નહીં. પરમાનંદને અને શામજી નો પરિવાર આગળ વધ્યો...

ઉપરોક્ત હકીકત પ્રમાણે નાંદરખી થી આ કુટુંબ ત્રીજી ચોથી પેઢીએ સ્થળાંતર કર્યું.

## ઇસા મલીયા જોષી કુટુંબો (ઢસા, રફાળા, ગોપાલગ્રામ, કોઠા પીપરીયા, છોડવડી, વેકરીયા)



કાળાભાઈ

રણછોડ

પ્રભુજી-----------------મૂળશંકર------------------શામજી

હર્ષદ-યશવંત-મુકેશ કિશોર-નર્મદાશંકર તુલજાશંકર

મનસુખલાલ

આણંદજી ------------------કેશવજી----------વીરજી------------લાલજી

હરદેવ----------------------હરજીવન

દામજી બાવાભાઈ

માવજી---લક્ષ્મીશંકર અમૃતલાલ

જગદીશ-દેવેન્દ્ર મણિશંકર છેલશંકર-----ગજેન્દ્ર------બીપીન-------વસંતરાય

હિમાંશુ સતીશ-વિરેન રાજુ જયેશ-આશિષ પરેશ-વિમલ હિતેશ


ગોવરધન
ગંગાધર
મયાશંકર
જટાશંકર
પ્રધુમન---નરેન્દ્રકુમાર---સતિષચંદ્ર-રાજનકુમાર---છેલશંકર---ગીરજાશંકર---પ્રફુલચંદ્ર
સૂજનકુમાર પ્રતાપરાય લલિતકુમાર
અરુણ-મુકેશ
ભરતકુમાર
રાજેન્દ્ર-વિપુલ ચેતન
બકુલભાઇ-મનોજકુમાર-શરદ-યોગેશ
યજ્ઞેશ-હરેશ-કિરીટ
કેયુર
અર્પનેશ આનંદ ગોપાલ
ઉમેશચંદ્ર------યશવંતરાય-------રમેશચંદ્ર--------દીજેન્દ્ર
તુષાર
નિતીન-સુનિલ-મુકેશ
મહેશ-ઉપેન્દ્ર
જયેશ
મયંક
ગૌરાંગ
માધવજી
પરમાનંદ
ઈશ્વર-હીરાલાલ-અંબારામ
પીતાંબર
બેચર
ભગવાનજી-કાલિદાસ
કાનજી
દિવેસ્વર ત્રિભુવન
દલપતરામ
જટાશંકર
ત્રંબકલાલ-વૃજલાલ-રામેશ્વર---માણેકલાલ
નર્મદાશંકર
કિશોર-હર્ષદ-----અરુણ---રાજેન્દ્ર
ધીરજલાલ
કિશોર-ભરત-દિપક-શૈલેષ
જયેશ-યોગેશ-ભાવેશ
કલ્પેશ રોશન-યોગેશ હિતેન જય-પુજા-અર્ચના
રાકેશ
ભાર્ગવ મૃણાલ દિવ્યેશ
જીતેન્દ્ર-બીપીન
પ્રેમલ ઋષિ-કશ્યપ
કાર્તિક-જયેશ
યશ-હેત
બિરજુ-ચેતન
પિયુષ-સાગર
આરવ
પરિક્ષીત
પરમ
યશવંત-ભાસ્કર-જયંતીલાલ-ભુપત-જીતેન્દ્ર-રાજેન્દ્ર-મહેશ-પ્રકાશ
મેહુલ---અંકુર
જૈમિષ-નુપુર
કાશ્વી

## નાનજી જોશી ની શાખા જોઈએ

નાનજી જોશી એ કોઠાપીપરીયા ધારી પાસે ટ્રાન્સફર કર્યું. ત્યાંથી તેમનો પરિવાર નજીકના ગામ રફાળા તથા વેકરીયા ગયો. નાનજી જોશી ના ભાઈ મહાદેવ ભેસાણ તાલુકાના છોડવડી ગામે ગયા તેમનો પરિવાર ત્યાં ગોઠવાયો.





**શ્રી પોપટલાલ નથુભાઇજોષી**

મુ. કોઠા પીપરિયા

વિદાય: 1939

જ્ઞાતીમાંથી સૌપ્રથમ અરબસ્તાન તરફ પ્રયાણ કરી મસ્કત માં જમાવટ કરી અન્ય કુટુંબીઓને ત્યાં ગોઠવનાર આ સાહસિક વડીલ



**શ્રી કેશવલાલ નારણજી જોષી**

પોરબંદર

પોરબંદરમાં વર્ષો સુધી શિક્ષક જીવન વિતાવી યશસ્વી કામગીરી બજાવી પોતાના પુત્રોને પણ સંસ્કાર અને શિક્ષણ આપી જીવનમાંથી સ્થિર કરનાર





**શ્રી અમૃતલાલ નારણજી જોષી**

**સ્વર્ગવાસ: 27-02-1974**

**લલિતાબેન અમૃતલાલ જોષી**

**સ્વર્ગવાસ: 17-12-2003**



મંજુલાબેન મનસુખલાલ જોશી

સ્વર્ગવાસ: 25-03-2023





**શ્રી રતિલાલ નારણજી જોષી**

જન્મ: 05-05-1909

સ્વર્ગવાસ: 23-07-1970

**વિજયાબેન રતિલાલ જોષી**

સ્વર્ગવાસ : 30-05-2010

**વંદનીય:-**

શાંતિલાલ, હર્ષદ, નયન, માલા, અમી, ભવ્ય

જોષી પરિવાર



**શ્રી માણેકલાલ દિવેશ્વર જોષી**

સ્વર્ગવાસ: 17-03-2012



**ચંપાબેન માણેકલાલ જોષી**

સ્વર્ગવાસ: 14-05-2009





**શ્રી નવલભાઈ દિવેશ્વર જોષી**

સ્વર્ગવાસ: 18-07-2013



શ્રી મયાશંકર નારણજી જોષી

જન્મ: 23-10-1918

સ્વર્ગવાસ: 28-12-1949



સવિતાબેન મયાશંકર જોષી

જન્મ: 18-03-1929

સ્વર્ગવાસ: 24-11-2004

વંદનીય:-

સુજન, નટવર, હંશાબેન, ઘનશ્યામ,વિમલ, જિગ્નેશ, રુદ્ર, કેયુરી, પ્રાપ્તિ

જોષી પરિવાર





શ્રી ડાહ્યાલાલ કેશવલાલ જોષી

જન્મ: 31-10-1934  સ્વર્ગવાસ: 11-09-2000

શ્રી યોગેશભાઈ ડાહ્યાલાલ જોષી

જન્મ: 18-06-1962 સ્વર્ગવાસ: 24-06-2021




વંદનીય:ગં.સ્વ. અનસૂયાબેન, ગં.સ્વ. વંદનાબેન, હેમાંગ, સુરભિ

ગં.સ્વ. જયશ્રીબેન, બિંદુબેન          જોશી પરિવાર

નાનજી જોશી નો પરિવાર ત્રણ પુત્રો હતા પરસોતમ દયારામ અને વશરામ પરસોતમ ને ચાર દીકરા નથુ ઝીણા લવજી અને કરસનજી. નથુ જોશીને બે પુત્રો પોપટલાલ અને નારણજી બંને રફાળા ગામ છોડી બહાર નીકળી ગયા. પોપટભાઈ સાહસિકતા તેઓ મુંબઈ કરાચી વગેરે સ્થળોમાં ફરી કોઈ વૈષ્ણવ શેઠિયા નો સંપર્ક સાધી મસ્કત ઉપડી ગયેલા. ત્યાં પૂજા સેવાના કામમાં ગોઠવાયેલા એમણે પછી પોતાના કુટુંબીજનોને(સસુર પક્ષ) ત્યાં બોલાવ્યા. જેમાંનું એક કુટુંબને પીઠડ જોશી હરિભાઈ નું હતું. તે કુટુંબ વર્ષો થી મસ્કત રહ્યું.

પોપટ ભાઈ એ બે ત્રણ વાર લગ્ન પ્રયોગ કર્યા. પણ પુત્ર પ્રાપ્તિ થઇ નહીં. પ્રથમ લગ્ન ચમારડી ખાતે કરેલ બીજા પીઠળના જોશી નારણજી ગૌરીશંકર ના પુત્રી રંભાબેન સાથે કર્યા. બે દીકરીઓ થઈ એક કૃષ્ણાબેન જેને ઢસા ના ભટ્ટ રેવાશંકર ત્રિકમજી ના પુત્ર કાંતિલાલ સાથે પરનાવ્યા હતા. બીજી દીકરી તે લક્ષ્મીબેન તેના લગ્ન પીઠડ ના જોશી જેઠાલાલ ભગવાનજી સાથે ફર્યા ત્રીજા લગ્ન ઢસા ના ભટ્ટ ત્રિકમજી ના પુત્રી દુધીબેન સાથે કરેલા પર તું બે વર્ષ બાદ તેનું નિસંતાન અવસાન થયું.

બીજા ભાઈ નારણજી પણ ગામડું છોડી પોરબંદર ગયા તેમના લગ્ન બાબરાના પંડ્યા અજરામર આનંદજીના દીકરી નંદુબેન સાથે થયેલા. તેમને પાંચ પુત્રો હતા.

કેશવલાલ શિક્ષક થયા. તેમના લગ્ન ઢસાના ભટ્ટ રેવાશંકર ત્રિકમજી ના પુત્રી ચંપાબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો હતા ઘણા ખરા પોરબંદરમાં શિક્ષણ ખાતા માં ગોઠવાઈ ગયા છે.

એક પુત્ર ડાયાલાલ ના લગ્ન ભટ્ટ નવલશંકર જીવરામ ના પુત્રી સાથે થયા તેમને એક પુત્ર થયેલ છે.

બીજા પુત્ર સુખલાલ ના લગ્ન ચામરડી કર્યા ના પંડ્યા પ્રાણજીવન છગનલાલ ના પુત્રી શાંતાબેન સાથે થયા છે.

ત્રીજાપુત્ર લાભશંકર ના લગ્ન અમદાવાદ નિવાસી મગનલાલ  મણિશંકર ના પુત્રી શોભાબેન સાથે થયા છે. હાલ પોરબંદર રહે છે. તેમના પુત્ર કમલેશ નિરમા કં માં લેબ ઇન ચાર્જ છે.

ચોથા પુત્ર મનહરલાલ ના લગ્ન નાગાજાર ના મહેતા દેવશંકર કાનજીના પુત્રી હર્ષિદાબેન સાથે થયા છે.

પાંચમા પુત્ર લલિત કુમાર ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નંદલાલ કેશવજી ના પુત્રી કિશોરી બેન સાથે થયા છે.

નારણજી ના જોષી પ્રથમ પુત્ર અમૃતલાલ ના લગ્ન ધારી (ચમારડી) મહેતા ભગવાનજી નરભેરામ ની પુત્રી લલીતા બેન સાથે થયા તેમને બે પુત્રો છે. સુનિલ અને દિલીપ. અમૃતલાલ સ્વર્ગસ્થ છે. અમૃતલાલ શિક્ષક હતા તેમના પત્ની પણ શિક્ષિકા છે .

માયા શંકર ના લગ્ન જામનગરના પંડ્યા મોનજી વિરજી ના પુત્રી સવિતાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે. સુજન, નટવર અને ઘનશ્યામ. મયાશંકર સ્વર્ગસ્થ થયા છે. ઘનશ્યામ ના લગ્ન પીઠડ ના જોષી હાલ મીઠાપુર મગનલાલ ખીમજીના પુત્રી હંસા ગૌરી સાથે થયા છે તેમને બે પુત્ર છે.

કામેશ્વર ના લગ્ન રાજકોટ મવા ના જોશી દામોદર શિવ શંકર ની પુત્રી હરગૌરી સાથે થયા. કામેશ્વર ની પાછળ કોઈ સંતાન નથી તેમનું અવસાન થયેલ છે.

રતિલાલ ના લગ્ન રાજકોટના રાવલ મનસુખલાલ ગંગારામ ના બેન સાથે થયા છે (ઘેલારામજી).  તેમને બે પુત્રોમાં શાંતિલાલ ના લગ્ન રાજકોટ (દૂધઈ) ના મહેતા છોટાલાલ ચત્રભુજ ના પુત્રી જયશ્રીબેન સાથે થયા છે તેમને એક પુત્ર

નયન છે. શાંતિલાલ એસટીમાં કામ કરે છે બીજા ભાઈ હર્ષદ છે આ ભાઈઓ પણ પોરબંદરમાં રહે છે.

નથુ જોશી ના બીજા ભાઈ ઝીણા નો વિસ્તાર નથી.

તે પછી ભાઈ લવજી ને બે દીકરીઓ એક ને જીવરામ સાથે પરણાવેલ. બીજાને શામજી લીલાધર સાથે પરણાવેલ.

પછી ના ભાઈ કરસનજી નો વિસ્તાર છે તે કોઠાવાળા પીપળીયા ગામે જઇ વસેલા તેના કાકા વશરામ જોશી પણ ત્યાં ગોઠવાઈ ગયા હતા કરસનજી જોશી ના બીજા લગ્ન લતીપુર ના વ્યાસ લીલાધર ભાણજી ના પુત્રી સાથે થયા હતા તેનાથી એક પુત્ર થયો તે ખીમજી. કરસનજી જોશી ના પ્રથમ લગ્ન નથી એક પુત્ર હતા તે ગૌરીશંકર.



**શ્રી હિરાલાલ ગૌરીશંકર જોષી**

કોઠાવાળા પીપરીયા જેવા નાના
ગામમાં પણ વ્યાપાર અને સાહસના
સંસ્કાર લઈ મુંબઈના વિશાળ ક્ષેત્રમાં
પ્રવેશી પોતાના પરિવારને તૈયાર કરનાર
સૌમ્ય અને સરળ વ્યક્તિત્વવાળા
શ્રી હીરાલાલ ગૌરીશંકર જોશી



**નર્મદાબેન હીરાલાલ જોષી**

શ્રી હીરાભાઈ ના ગૃહસ્થી જીવનને
હર્યું ભર્યું રાખી પોતાના સંતાનોને
તૈયાર કરી આત્મા શ્રધ્ધા અને
વિશ્વાસથી જીવન ધેય પ્રાપ્ત કરવાની
પ્રેરણા આપનાર ગૃહિણી.

ખીમજી કરાચી તરફ વ્યવસાય અર્થે ગયેલા તેના લગ્ન બાબરાના જાની ત્રિકમજી ના પુત્રી અમરત બેન સાથે થયેલા તેમને પુત્રી કાશીબેન હતા ખીમજીભાઇ તે પછી મસ્કત ગયા હતા ત્યાં થોડો વખત રહ્યા પછી તેમનું અવસાન થયું. કાશીબેન ના લગ્ન ઢસા ના ભટ્ટ કલ્યાણજી ભાણજી ના પુત્ર લાભ શંકર સાથે થયેલા પરંતુ નાની વયે જ કાશીબેન નું અવસાન થયું. ગૌરીશંકર ભાઈએ પીપરીયા ગામ માં જ થોડો થોડો વ્યાપાર શરૂ કર્યો તેમના લગ્ન ઢસાના ભટ્ટ ત્રિકમજી ના પુત્રી લાડુબેન સાથે થયેલ તેમને બે પુત્રો હીરાલાલ અને જીવનલાલ.

બંને પીપળીયા માં પિતાજીને વ્યાપારમાં મદદ કરતા પછી હીરાભાઈ એ મુંબઇ તરફ પ્રયાણ કર્યું. હીરાભાઈ ના લગ્ન રાજકોટના વ્યાસ ભુપતરાય શિવરામના બેન નર્મદાબેન સાથે થયેલા તેમને પાંચ પુત્રો છે. બધા મુંબઈમાં જુદા જુદા વ્યવસાય માં લાગેલા છે.

હીરાલાલ ભાઈ ના મોટા પુત્ર દિનકરરાય તેમના લગ્ન છોટાઉદેપુરના છોટાલાલ મકનજી ના પુત્રી ઈન્દિરા બેન સાથે થયા છે તેમને એક પુત્ર છે. બીજા પુત્ર મનસુખલાલ તેના લગ્ન મુંબઈ હાલ કચ્છ પંડ્યા લાલજીભાઈના પુત્રી મંજુલાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે.

ત્રીજા પુત્ર પ્રફુલકુમાર તેમના લગ્ન રાજકોટના રાજ્યગુરુ લાભશંકર વજેશંકર ના પુત્રી જશવંતી બેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.

ચોથા પુત્ર રમેશ કુમાર ના લગ્ન મહેતા હરિલાલ ના પુત્રી ઈન્દુબેન સાથે થયા છે રમેશભાઈ પોતાનો સ્વતંત્ર ધંધો કરે છે.

પાંચમા પુત્ર દીજેન્દ્રકુમાર ના લગ્ન હાલ વડોદરા વ્યાસ ડૉક્ટર ચુનીભાઇ કરુણાશંકર ના પુત્રી કિરણબેન સાથે થયા છે તેમને એક પુત્ર છે. દીજેન્દ્ર વિજ્ઞાનના સ્નાતક થયા છે અને હાલ એટોમિક એનર્જી વિભાગમાં કામ કરે છે. હીરાલાલ ભાઈ મુંબઈમાં પુત્રોના કુટુંબો સાથે નિવૃત્ત જીવન ગાળતા

તાજેતરમાં તેમનું અવસાન થયું છે. હીરાભાઈ ના નાનાભાઈ જીવનલાલ વતનમાં જ રહ્યા. એમના લગ્ન ચાડીયા ના પંડ્યા પ્રભુજી કરસનજી ના પુત્રી દિવાળીબેન સાથે થયા તેમને બે પુત્રો છે .

મોટા પુત્ર ભાલચંદ્ર ના લગ્ન હાલ અમરેલી મહેતા દામોદર મોહનલાલ ના દીકરી અનસૂયા બેન સાથે થયા છે તેમને એક પુત્ર કપીલ છે ભાલચંદ્ર શિક્ષક છે અને તેમના પત્ની પણ શિક્ષિકા છે બંને વતનમાં જ નોકરી કરે છે. જીવનલાલ ભાઈ ના બીજા પુત્ર જયેશકુમાર પણ શિક્ષક થયા છે તેના લગ્ન ઢસાના ભટ્ટ નંદલાલ ગોપાલજીના પુત્રી શોભાબેન સાથે થયા છે શોભાબેન પણ શિક્ષિકા છે. બંને જણા પીપરીયા નજીક સરકારી સેવામાં ગોઠવાયા છે.

**વશરામભાઈ નાનજીભાઈ** જે કોઠાપીપરીયા ગામે ગયા તેની હકીકત જોઈએ.




વશરામ જોશીને બે પુત્રો ગંગારામ અને દુર્લભજી ગંગારામ જોશી નાલગ્ન રાવકી ના વ્યાસ મીઠા કાળાના બેન સાથે થયેલા તેમને બે પુત્રો મોટા પુત્ર કલ્યાણજી ને ધારી ના વ્યાસ કાલિદાસના પુત્રી વેણી બેન સાથે પરણાવેલ તેમને એક પુત્રી ચતુરાબેન. વેણી બેન નર્સિંગ કામ કરતા. ચતુરા બેન શિક્ષિકા થયા હતા તેના લગ્ન રાવલ માંનશંકર સાથે થયેલા.



**શ્રી પ્રાણભાઈ ખીમજીભાઈ જોષી**

સ્વર્ગવાસ:- 16-10-2014

શિક્ષક તરીકે જીવન શરૂ કરી

વ્યવહારિક અને કુશળતાપૂર્વક

કૌટુંબીક વ્યવહાર ચલાવી પુત્રો ને

જીવન નું જ્ઞાન આપનાર પિતા.



**વનીતાબેન પ્રાણભાઈ જોષી**

સ્વર્ગવાસ:- 30-03-2016

અનેક સદગુણો થી હર્યું ભર્યું જીવન

જીવી, સંતાનોને ઉચ્ચ સંસ્કારો આપી

સાદગી ભર્યું જીવન જીવી જનાર.

વંદનીય:-

ભરતભાઈ પ્રાણભાઇ જોષી

શૈલેષભાઈ પ્રાણભાઈ જોષી

ગંગારામભાઈ ના બીજા પુત્ર ખીમજીભાઇ તેઓ પીપરીયા માં રહ્યા અને ત્યાંના બારખલીદાર નું કામદારૂ કરતાં રહ્યા. તેમના પ્રથમ લગ્ન હડાળા ના રાવલ કુટુંબમાં થયેલા તેની પુત્રીઓ જયાબેન અને શાંતાબેન. ખીમજીભાઈ ના બીજા લગ્ન ઢસાના ભટ્ટ વિઠ્ઠલજી ત્રિકમજી ના પુત્રી કાશીબેન સાથે થયા. ખીમજીભાઇ ને પાંચ પુત્રો છે સૌ જુદે જુદે ધંધે લાગેલા છે. મોટા પુત્ર રમણીકલાલ અમદાવાદ ગયા અને ત્યાં ચા કંપનીમાં ગોઠવાઈ ગયા હજુ તેમાજ નોકરી કરે છે.

દુર્લભ જોશી ના લગ્ન પીઠડ ના જોશી નરભેરામ શિવલાલ ના પુત્રી સાથે થયા દુર્લભજી જોશીને એક પુત્ર મોહનલાલ તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા આશારામ કાલિદાસના પુત્રી સરસ્વતી બેન સાથે થયેલા.

મોહનલાલ પણ આમતેમ રસોઈ વગેરે વ્યવસાયમાં હાથ અજમાવી પછી શિક્ષણ ખાતા માં જોડાઇ ગયેલા અને શિક્ષક તરીકે નિવૃત્ત થયા. તેમને બે પુત્રો છે ખીમજીભાઈ ના મોટા પુત્ર રમણીકલાલ ના લગ્ન પાનસડા હાલ અમદાવાદના પંડ્યા પ્રાણજીવન રતનસિંહના પુત્રી જયાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.

જીતેશ ના લગ્ન ભટ્ટ ભીખુભાઈ કાંતિલાલ ની પુત્રી રેખાબેન સાથે થયા છે. બીજા પુત્ર પ્રાણલાલ ના લગ્ન લતીપુર ના વતની વ્યાસ વજેશંકર શામજી ની દીકરી વનીતાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે પ્રાણલાલ ભાઈ શિક્ષક છે. ત્રીજા પુત્ર ચંદુલાલ ના લગ્ન રાજકોટના રવિશંકર મનજી મહેતા ની પુત્રી વિજયા બેન સાથે થયા છે ચંદુલાલ પીપરીયા માં પોસ્ટ, ગામોટુ વગેરે કરે છે તેમને ત્રણ પુત્રો છે.

ચોથા પુત્ર ગુણવંતરાય ના લગ્ન ગોપાલગ્રામ ના ભટ્ટ નંદલાલ ગોપાલજી ના દીકરી મૃદુલાબેન સાથે થયા છે તેઓ શિક્ષક છે.

પાંચમા પુત્ર કિશોર કુમાર ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં કર્યા છે તેઓ રાજકોટમાં વિરાણી સ્કૂલ માં આચાર્ય છે તેને એક પુત્ર છે.

મોહનલાલ જોશી ના બે પુત્રો માંથી ભાઈ મગનલાલ ના લગ્ન પીપરટોડા ના વ્યાસ પોપટલાલ શામજી ની પુત્રી સાથે થયા છે તેમને બે પુત્રો છે.

બીજા પુત્ર નવલ શંકર ના પ્રથમ લગ્ન ઊંટવડ ના ભટ્ટ જટાશંકર લાલજી ના પુત્રી સરસ્વતી (શારદા) બેન સાથે થયા. તેમને એક પુત્ર થયેલું તેનું નામ ગિરીશ છે. પછી શારદાબેન ના અવસાન થયેલ તેમણે બીજા લગ્ન જામનગર ઝાલાવાડી બ્રાહ્મણ કુટુંબમાં કરેલ છે તેમનું નામ પ્રેમિલા બેન છે. તેમને એક પુત્ર નિલેશ છે.

**દયારામ નાનજી જોશી**ના વિસ્તારની હકીકત જોઈએ.




દયારામ ભાઈ વેકરીયા ગામે ગયેલા ત્યા વ્યવસાય કરતા તેમના પુત્ર પણ ત્યાં જ રહ્યા. તેમના પુત્ર રણછોડ જોશીએ પોરબંદર તરફ પ્રયાણ કર્યુ ત્યાં વ્યવસાયમાં લાગ્યા અને પોતાના ત્રણ પુત્રોને પણ ગોઠવ્યા આમ ગામડામાંથી શહેર તરફ ગુજરાન માટે સ્થળાંતર કર્યું.

**રણછોડ જોશીના કુટુંબના કુટુંબ ની વિગત** શામજી જોશી ના લગ્ન કંડોરણા નામ ભટ્ટ ત્રંબકલાલ પુંજભાઇ ની પુત્રી સાથે થયા તેમને એક પુત્ર તુલજા શંકર. બીજા પુત્ર મૂળશંકર ના લગ્ન રાજકોટ વ્યાસ લાલજી કાનજી ના પુત્રી શાંતાબેન સાથે થયા તેમને બે પુત્રો છે કિશોર અને નર્મદા શંકર.

ત્રીજા પુત્ર પ્રભુજી ના લગ્ન ચાડીયા ના પંડ્યા હરિલાલ છગનલાલ ની પુત્રિ મધુબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો હર્ષદ યશવંત અને મુકેશ છે.

શામજી જોશીના પુત્ર તુલજાશંકર ના લગ્ન ઢસાના પંડ્યા ભાઈશંકર ડાહ્યાભાઈ ની પુત્રી સુમનબાળા સાથે થયા છે તેમના પુત્ર મનસુખ લાલ ના લગ્ન રાજકોટ વડાળા ના મહેતા રમણીકલાલ શિવશંકર ના પુત્રી વીણા બેન સાથે થયા.

આ કુટુંબના બધા સભ્યો પોરબંદર મુકામે ગોઠવાઈ ગયા છે પ્રભુજી ના પુત્ર હર્ષદ રાયના લગ્ન ઘેલારામજી ગ્રુપના પોપટલાલ વ્યાસ ની પુત્રી રંજન બેન સાથે થયા છે. હર્ષદરાઈ ના ભાઈ યશવંતરાય પણ ઘેલારામજી ગ્રુપમાં પરણ્યા છે.

મૂળશંકર ભાઈના પુત્ર નર્મદાશંકર ના લગ્ન રૈયા ના જોશી કુટુંબ માં સુધાબેન સાથે થયા છે.

પરમાનંદ જોશીના પૌત્ર ભાણજી નાનજી જોશી ની વિગત આપણે જોઇ ગયા.

**માવજી રામજી જોશી** ઢસા ગયા તેની હકીકત જોઈએ.



**શ્રી માવજીભાઇ રામજીભાઈ જોષી** **કમળાબેન માવજીભાઇ જોષી**

જન્મ:1897 વિદાય: 18-5-1961



**વીણાબેન બીપીનચંદ્ર જોષી**

સ્વર્ગવાસ: 25-01-2023




આણંદજી જોશીના બે પુત્રો હરદેવ અને હરજીવન.

હરદેવ ના દામજી અને હરજીવન ના બાવાભાઈ

શ્રી દામજી જોશી ઢશામાં થી સ્થળતાર કર્યું તેઓ બાબરામાં સરકારી નોકરીમાં દાખલ થયા. અને ઘરના મકાન બનાવી રહ્યા. તેમના લગ્ન પંડ્યા વીરજી આણંદજી ના પુત્રી સાથે થયા તેમના પુત્ર લક્ષ્મીશંકર અને બીજા લગ્ન પીઠડ ના જોશી કુટુંબમાં થયા. માવજીભાઈએ જે આફ્રિકા ગયા. જ્ઞાતી મા પ્રથમ ગ્રેજ્યુએટ થયા અને ત્યાં જય ધંધો અજમાવ્યો.

શ્રી બાબાભાઈ ઢશામાં જ રહ્યા અને વૈદ્ય તરીકે વ્યવસાય ચલાવ્યું. તેમના લગ્ન પીઠડ ના જોષી મોનજી ભાઈના દીકરી અંબાબેન સાથે થયા. બાવાભાઈ નું દીકરીઓવાળું ઘર હતું. તેમને એકંદર 10 દિકરીઓ અને એક પુત્ર અમૃતલાલ હતા.

અમૃતલાલ ના લગ્ન હડાણા ના રાવલ ના પુત્રી દિવાળીબેન સાથે થયા દામજીભાઈ વઢવાણ કેમ્પ માં સ્થાયી થયા હતા. જેથી અમૃતલાલ પણ ત્યાં ગયા. અને ત્યાંજ સ્થાયી થયા. અમૃતલાલ ભાઈ ને ચાર પુત્રો છે બધા વઢવાણ ખાતે સ્થિર થયા.

તેમના મોટા પુત્ર છેલ્લશંકર ના લગ્ન રાજકોટ દૂધઈના મેહતા ગૌરીશંકર ચત્રભૂજ ના દીકરી પુષ્પાબેન સાથે થયા. તેમને સંતાન માં એક પુત્ર રાજુ છે. બીજા ભાઈ ગજેન્દ્રકુમાર ના લગ્ન ચાડીયા ના મંછારામ ગોરધનભાઈ ના પુત્રી હંસાબેન સાથે થયા છે તેમને બે પુત્રો જયેશ અને આશિષ છે. ગજેન્દ્રભાઈ અરુણ સોસાયટીમાં મકાન બાંધીને રહે છે. રસોઈના કોન્ટ્રાક્ટર બન્યા છે ઉપરાંત મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકે પણ ચૂંટાઇ આવેલા.

ત્રીજા પુત્ર બીપીન ના લગ્ન બાલંભા ના જાની મનહરલાલ ના પુત્રી વીણાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે પરેશ અને વિમલ.

ચોથા પુત્ર વસંતરાય ના લગ્ન અમરેલીના પંડ્યા ભાનુશંકર ના પુત્રી હંસાબેન સાથે થયા છે તેમને એક પુત્ર હિતેશ છે વસંતરાય મિકેનિક છે.છેલશંકરભાઈ ના પુત્ર મહેશ કુમાર ના લગ્ન રાજકોટના ત્રિવેદી નવીનચંદ્ર દોલતરાય ની પુત્રી તૃપ્તિબેન સાથે થયા છે.

શ્રી દામજીભાઈ ના પુત્ર માવજીભાઈ નો જન્મ બાબરામાં ઇ.સવંત ૧૮૯૭ માં થયો તેમણે બાબરામાં રહીને middle school સુધીનું શિક્ષણ પૂરું કર્યું. તે પછી તેમના બહેનો પાસે રહીને આગળનો અભ્યાસ કર્યો.

સંભવ છે કે પાટણમાં તેમને ત્યાંની હાઈસ્કૂલના તે વખતના આચાર્ય ગુજરાતના જાણીતા કેળવણીકાર શ્રી કલ્યાણરાય નથુભાઈ જોશી નો પરિચય થયો હશે કલ્યાણરાય દ્વારિકા ના વતની હતા. તેજસ્વી અને જરૂરીયાત વાળા વિદ્યાર્થીઓને મદદ કરવાની વૃત્તિ શિક્ષકોમાં હતી. તે પ્રમાણે માવજીભાઈને

તેમણે શિક્ષણ માટે માર્ગદર્શન અને મદદ પણ કર્યા હશે કારણ કે આ કુટુંબ પરત્વે શ્રી માવજીભાઈ ને પરમ આદર હતો.

પરિણામે માવજીભાઈ ઉચ્ચ શિક્ષણ માટે વડોદરા તથા મુંબઈ ગયા વડોદરામાં તેમના બહેન રહેતા. માવજીભાઈ મુંબઈ વિદ્યાપીઠના બB.A તે પછી નોકરી માટે પ્રયત્ન કરતા આગાખાન સ્કુલ મોમ્બાસામા તેઓ 1924માં પ્રિન્સીપાલ તરીકે નિમાયા અને તેમણે આફ્રિકા ગમન કર્યું.

પછી ૧૯૨૭માં તેઓ કેળવણી ખાતામાં જોડાયા અને અલાદીના વિશ્રામ સ્કૂલ માં ૨૦ વર્ષ સુધી અધ્યાપન કાર્ય કર્યું.

શ્રી માવજીભાઈ ના લગ્ન બાબરાના જોશી કામેશ્વર ભવાનીશંકર ના પુત્રી કમળાબેન સાથે થયા.

તેમને બે પુત્રો શ્રી જગદીશ અને ભાઈ દેવેન્દ્ર.

માવજીભાઈ મોમ્બાસામાં ગુજરાતી સમાજ, બ્રહ્મ સમાજ તથા આર્ય સમાજ માં આગળ પડતો ભાગ લઇ તેની સેવાઓમાં સારુ વેગ આપેલો. મોમ્બાસા ના પથિક આશ્રમ માં તેમના બેન ઉજમબેન ની યાદ માં એક ઓરડો બંધાવી આપેલો.

તેમને શૈક્ષણિક સામાજિક સુધારા તથા ધાર્મિક સાહિત્ય લેખન નો પણ શોખ હતો તે અંગે પ્રકાશનો કરેલા છે.

૧૯૪૭માં તેઓ નિવૃત્ત થયા તે પછી તેમણે મોમ્બાસા પ્રિન્ટિંગ પ્રેસ શરૂ કરેલું અને તેમાં પ્રગતિ કરતા કવર બનાવવાનું કારખાનું પણ ચાલુ કરેલું.

૬૪ વર્ષની વયે મોમ્બાસામાં તેમનું અવસાન થયું ઇ.સંવત 1961 શ્રી માધવજીભાઈ અને ત્રણ પુત્રીઓ છે શ્રી માધવજીભાઈ ના પુત્રોએ ધંધાનો વિકાસ કર્યો છે અને નાયરોબી માં પણ તેની શાખા ખોલી છે. તેમના મોટા

પુત્ર જગદીશભાઈ ના લગ્ન દુધઇ ના મહેતા શાંતિલાલ પ્રભાશંકર ના પુત્રી જયાબેન સાથે થયા છે.

જગદીશભાઈ જયાબેનને એક પુત્ર અને એક પુત્રી છે પુત્ર હિમાંશુ અમેરિકા ટેક્સાસ યુનિવર્સિટી ની બિઝનેસ મેનેજમેન્ટ ની સ્નાતક પદવી ધરાવે છે અને નાયરોબી માં એક સારી પેઢીમાં કામ કરે છે.

બીજા ભાઈ દેવેન્દ્રને બે પુત્રો છે મોટા સતીશ યુકેમાં અર્થશાસ્ત્રના ગ્રેજ્યુએટ થયા છે નાયરોબી નું પ્રેસ ચલાવે છે. નાના ભાઈ વિરેન પણ બિઝનેસ મેનેજમેન્ટ ની ડિપ્લોમા ધરાવે છે. બીજા ભાઈ દેવેન્દ્રને બે પુત્રો છે મોટા સતીશ યુકેમાં અર્થશાસ્ત્રના ગ્રેજ્યુએટ થયા છે નાયરોબી નું ચલાવે છે નાના ભાઈ વિરેન પણ બિઝનેસ મેનેજમેન્ટ ની ડિપ્લોમા ધરાવે છે. મોમ્બાસામાં હાલ ઇમ્પોર્ટ એક્સપોર્ટ નો ધંધો કરે છે.

# કેશવજી માવજીભાઇ જોશી પરિવાર





**શ્રી ગંગાધર ગોવર્ધન જોષી**

જન્મ-20-3-1865

જ્ઞાતિના પ્રથમ શિક્ષક બની વર્ષો સુધી ઢસા ગામ ની શિક્ષણ સેવા કરી પોતાના કુટુંબને ઉચ્ચ શિક્ષણ આપી સંસ્કાર અને સુજનતા નો વારસો આપી જનાર વિશાળ ગંગાધર કુળના સ્થાપક.



**શ્રી મયાશંકર ગંગાધર જોષી**

ઢસા જેવા નાના ગામમાં પણ દરબાર શ્રી ગોપાલદાસ જેવાના સંસ્કાર લક્ષી વાતાવરણમાં જીવન ઘડતર કરી ઉચ્ચ સંસ્કાર શિક્ષણ અને સામાજિક વ્યવહાર કુશળતા પ્રાપ્ત કરી તેનું સીચન કુટુંબમાં કરી પુત્રોને ઉચ્ચ શિક્ષણ આપ્યું કૌટુંબિક વિકાસ સાધના કરી રાજકોટમાં નિવૃત્ત જીવન ગાળી ત્યાં જ વિદેહી થનાર.



**દિવાળીબેન મયાશંકર જોષી**

ગંગાધર કુળ ના કુળલક્ષ્મી બની કુટુંબ વિસ્તાર કરી ઢસાગામ માં સુંદર ગૃહિણી જીવન જીવી, પોતાના સંતાનોને ઉચ્ચ સંસ્કાર આપી, ઉત્તરાવસ્થા રાજકોટમાં અત્યંત નિસ્પૃહી અને ધાર્મિક ચિંતનમાં વિતાવી વિદાય લેનાર માતૃશ્રી દિવાળીબેન મયાશંકર જોશી

જન્મ દશેરા 1951,  વિદાય 27-9-1983



**સમજુબેન જટાશંકર જોષી　　　જટાશંકર ગંગાધર જોષી**

આજીવન કુશળ કેળવણીકાર તરીકે, સફળ સ્કાઉટર સ્પોર્ટ્સમેન તથા નિવૃત્તિ સમયમાં રાજકોટના જ્ઞાતિ સમાજને સામાજિક સેવા માં મદદ કરનાર, કુટુંબ વત્સલ, સ્વમાની જીવનના પાઠ ભણાવનાર વડીલ શ્રી જટાશંકર ગંગાધર જોશી અને તેમને ગૃહસ્થ જીવનમાં ખૂબ જ સુંદર સાથ આપનાર કુટુંબના વાત્સલ્ય મૂર્તિ સમજુબેન જટાશંકર જોશી.

જટાશંકર ભાઈ ગંગાધર જોશી જન્મ નારિયેળી પૂનમ ૧૯૫૮

વિદાય 23-12-1981

હવે માવજી જોશી ના બીજા પુત્ર કેશવજી નો વિસ્તાર જોઇએ કેશવજી જોશી ચીતલ ના મહેતા ખોડીદાસ મુળજી ના બહેન સાથે પરણેલા તેમનાથી તેમને પુત્ર તે ગોવરધન. તેમના લગ્ન ચમારડી ના મહેતા મેઘજી હિરજી ના બહેન સાથે થયેલા તેમને પુત્ર ગંગાધર. ગંગાધર ઢશામાં જ પાંચ ધોરણ ભણી છઠ્ઠુ ધોરણ બગસરામાં પૂરું કરી રાજકોટ ની સેન્ટર ટ્રેનિંગ કૉલેજની પરીક્ષા પાસ કરી કોલેજમાં દાખલ થયા શિક્ષક થયા. અને ઢશામાં જ શિક્ષક બન્યા. તેમના લગ્ન હડાણાના રાવલ ત્રિક્રમજી મેઘજીના પુત્રી જુઠી બેન સાથે થયા તેમને બે પુત્રો મયાશંકર અને જટાશંકર.

મોટા પુત્ર મયાશંકર ઢશામાંજ સ્થાયી થયા અને વેપાર શરૂ કર્યો તેમના પ્રથમ લગ્ન બાબરાના જાની કુટુંબમાં થયા તેમને એક પુત્રી ચંચળબેન હતા એના લગ્ન બાબરાના જોશી મંછારામ ભવાનીશંકર ના પુત્ર પ્રાણલાલ સાથે થયા પરંતુ એક પુત્રીના જન્મ પછી ચંચળબેન નું અવસાન થયું.

મયાશંકરભાઈ ના બીજા લગ્ન આકડીયા ના જોશી હિરજી ના પુત્રી દિવાળીબેન સાથે થયા.

મોટા પુત્ર પ્રધુમન ને આયુર્વેદિક પાઠશાળા પાટણમાં અભ્યાસ માટે મોકલ્યા હતા તેમના લગ્ન ચાડિયાના પંડ્યા પ્રભુજીભાઈના પુ-0ત્રી કાશીબેન સાથે થયા.  પ્રધુમન નો યુવાન વયે અવસાન થયું.

બીજા પુત્ર નરેન્દ્ર કુમાર તેમણે બી.એ સુધી ઉચ્ચ શિક્ષણ લીધું તેમના લગ્ન બાબરાના જોશી દયારામ ભવાનીશંકર ના પુત્રી હરકુંવર સાથે થયા તેમને બે પુત્રો છે સુજન કુમાર અને પ્રતાપરાય.  નરેન્દ્ર ભાઈ એજન્સીમાં રેવન્યુ શાખા માં નોકરી કરતા પછી સૌરાષ્ટ્ર સરકાર અને પછી ગુજરાત સરકાર માં કામ કરતા ડેપ્યુટી કલેકટર થયા અને લાંબી સર્વિસ પછી નિવૃત્ત થયા.

ત્રીજા પુત્ર સતિષચંદ્ર પણ ઉચ્ચ શિક્ષણ મુંબઈમાં લીધું બી.એસ.સી થયા પછી શિક્ષક થયા બી.ટી પદવી લીધી. એજન્સીની શિક્ષણ શાખા માં જોડાયા અને

જુદી જુદી પદવીઓ પછી ડેપ્યુટી ડાયરેક્ટર પદેશી નિવૃત થયા. તેમના લગ્ન ઢસાના ભટ્ટ ગોપાલજી હરિશંકર ના પુત્રી સવિતા ગૌરી સાથે થયા છે તેમને એક પુત્ર લલિતકુમાર છે. બન્ને ભાઈઓ રાજકોટમાં રહે છે.

ચોથાભાઈ રાજન કુમાર મુંબઈની નેશનલ મેડિકલ કોલેજમાંથી એલ.સી.પી. એસ ની પદવી લઈ ડોક્ટર થયા છે. એમના લગ્ન ધારીના વ્યાસ અમૃતલાલ જયશંકર ના પુત્રી ધન વિદ્યા સાથે થયા છે રાજનભાઈ પણ રાજ્યની વૈદકીય સેવામાં જોડાઈને છેલ્લે ગાંધીનગરના સિવિલ હોસ્પિટલમા RMO તરીકે સેવા બજાવી નિવૃત્ત થયા છે તેમના મોટા પુત્ર બકુલરાય એમ.ડી થઈ પોતાનું બાળક આરોગ્ય ચિકિત્સાલય આણંદમાં ચલાવે છે ત્યાં નિવૃત્ત થઈને રહે છે. રાજનભાઈ થી નાના પાંચમા ભાઈ છેલશંકર તેમને યુવાન અવસ્થામાં જ પરદેશ જવાની તક મળી ગઈ. એડનની બેસ કંપનીમાં જોડાયા તેમના લગ્ન ડોક્ટર રતિલાલ રામેશ્વર ના પુત્રી હીરાબેન સાથે થયા છે છેલભાઈ ઘણા વર્ષ આફ્રિકા રહી પરત ભારત આવ્યા થોડો વખત હૈદરાબાદ માં ધંધો કર્યો પછી અમેરિકા ઉપડી ગયા તેમને બે પુત્રો છે અરુણ અને મુકેશ .

છેલભાઈ થી નાનાભાઈ છઠાભાઈ તે ગિજુભાઈ તેમણે પણ સરકારી ટેકનીકલ શાખામાં જોડાઈને વર્ષો સુધી સેવા કરી. છેલે ભાવનગરની એન્જિનિયરિંગ કોલેજના રજિસ્ટ્રાર આ પદેથી નિવૃત્ત થયા છે. તેમના લગ્ન થાણાંદેવડી ના જોશી ખોડીદાસ મંગળજી ના પુત્રી અને અનસુયાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે યજ્ઞેશ,હરેશ અને કિરીટ.

સૌથી નાના ભાઈ કે પ્રફુલભાઈ તે ભણીને બેન્કિંગ વ્યવસાયમાં ગોઠવાયા અને કચ્છની જિલ્લા સહકારી બેંકમાં હાલ વર્ષોથી મેનેજર પદે હતા. તેમના લગ્ન જોષી ગણપતરામ નારણસંકર ના પુત્રી બિંદુબેન સાથે થયા છે તેમને એક પુત્ર ભરતકુમાર છે.

જટાશંકરભાઈ એ પણ એ જમાનામાં મેટ્રિક થઈ ગાયકવાડ શિક્ષણ ખાતા માં નોકરી સ્વીકારી હતી. તેમના લગ્ન ખાંભાના વ્યાસ પ્રાણશંકર લવજી ના પુત્રી સમજુબેન સાથે થયા. તેમને સંતાનમાં ચાર પુત્રો છે જટાસંકર ભાઈ નિવૃત્ત થઈ રાજકોટમાં રહે છે. તેમના મોટા પુત્ર અને ઉમેશચંદ્ર શિક્ષક થયા વર્ષો સુધી અમરેલીની ગર્લ્સ હાઈસ્કૂલના આચાર્ય પદે રહી નિવૃત્ત થયા તેમના લગ્ન ઉપાધ્યાય હીરાલાલ પ્રાણજીવન ના પુત્રી ઉર્મિલા બેન સાથે થયા છે તેમને એક પુત્ર તુષાર છે. ઉમેશભાઈ અમરેલીમાં નિવૃતિ જીવન ગાળે છે.

બીજા ભાઈ યશવંતરાય તે રાજ્યની આરોગ્ય સેવામાં જોડાયા. વર્ષો સુધી સેવા આપી નિવૃત્ત થયા તેમના લગ્ન પોરબંદર ના રાજ્યગુરુ નાનાલાલ મણિશંકર ના પુત્રી રમાગૌરી સાથે થયા છે.

ત્રીજા ભાઈ રમેશચંદ્ર બેન્કિંગ સેવામાં જોડાયા અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેંક માં વર્ષો સુધી સેવા આપી નિવૃત્ત થયા એમના લગ્ન ચાડિયા ના પંડ્યા જયશંકર ભાણજી ના પુત્રી દુર્ગાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે. રમેશભાઈ પણ અમરેલીમાં જ પોતાના મકાનમાં નિવૃત્તિ જીવન ગાળે છે. ચોથા ભાઈ દીજેન્દ્ર એમ.એસ.સી થઈ જામનગરની મેડિકલ કોલેજની શિક્ષણ શાખા માં જોડાયા છે એમના લગ્ન ડૉ રતિલાલ રામેશ્વર ના પુત્રી જ્યોત્સ્ના સાથે થયા છે તેમને પુત્ર જયેશ છે.

જટાશંકર ભાઈ એ ધારી મા વસવાટ કરેલો પછી રાજકોટ આવ્યા મયાશંકરભાઈ ના બધા પુત્રો ઢસા ની બહાર નીકળી ગયા એટલે ઢસાના વસવાટની કોઈ ઉપયોગીતા રહી ન હોવાથી તે રહેણાકના મકાનો કાઢી નાખ્યા.

હવે મયાશંકર ભાઈ ના ત્રીજી પેઢી નો વિકાસ જોઈએ.

નરેન્દ્ર ભાઈ ના મોટા પુત્ર સુજનભાઈ ગુજરાત સરકાર દ્વારા અમેરિકા ઉચ્ચ અભ્યાસ માટે મોકલવામાં આવેલા તેમણે ત્યાં રહી phd ની પદવી પ્રાપ્ત કરી

રાજ્યના ખેતીવાડી ખાતા માં ઉચ્ચ હોદ્દા ઉપર સેવા બજાવી હાલ ખેતીવાડી નિયામક પદે તેઓ કામ કરે છે અને ગાંધીનગરમાં પોતાના મકાનમાં રહે છે. ડો. સુજનભાઈ ના લગ્ન ના ડર્બન ના જોશી ગણપતરાય નારણશંકર ના પુત્રી દમયંતી બેન સાથે થયા છે તેમને બે પુત્રો છે રાજેન્દ્ર અને વિપુલ.

બીજા પુત્ર પ્રતાપરાય બેન્કિંગ સેવા માં ગોઠવાયા છે રાજકોટ જિલ્લા સહકારી બેંકમાં હાલ સેવા બજાવે છે તેમના લગ્ન જામનગરના ઉપાધ્યાય માંનશંકર ખોડીદાસ ના પુત્રી રંજનબેન સાથે થયા છે તેમને એક પુત્ર છે ચેતનકુમાર. ડોક્ટર રાજનભાઈ ના મોટા પુત્ર બકુલરાય સુરતના અનાવીલ કુટુંબમાં પરણ્યા છે. ભારતીબેન પણ એમડી છે. બીજા પુત્ર મુકેશ આયુર્વેદ ડૉક્ટર ની પદવી ધરાવે છે તેમના લગ્ન જામનગર ના વ્યાસ પ્રભાશંકર સામજી ના પુત્રી હર્ષાબેન સાથે થયા છે તેમને એક પુત્ર કેયુર છે. તેઓ પણ આણંદમાં શીસુ માંગલ્યમાં કામ કરે છે . રાજનભાઈ ના ત્રીજા પુત્ર શરદકુમાર એમ.એસ થયા છે. કાન,નાક ગળાના સર્જન છે હાલ બારડોલી માં સેવા આપે છે. તેના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે. ચોથા પુત્ર યોગેન્દ્ર મિકેનિકલ એન્જિનિયરિંગ ની પદવી ધરાવે છે વિદ્યાનગરની શિક્ષણ સંસ્થામાં અધ્યાપક છે તેના લગ્ન પણ જામનગર પ્રભાશંકર શામજી ના પુત્રી નયનાબેન સાથે થયા છે તેમને પુત્ર અયનેશ છે.

નરેન્દ્ર ભાઈ ના મોટા પુત્ર સુજનકુમાર ને બે પુત્રો છે મોટા રાજેન્દ્ર ભાઈ બી.કોમ થયા છે અને સ્વતંત્ર ધંધો કરે છે તેમના લગ્ન મુંબઈ વાસી વ્યાસ શિવલાલ કેશવલાલ ના પુત્રી હિમાક્ષીબેન સાથે થયા છે.

સતિષભાઈ ના પુત્ર લલિતકુમાર રાજકોટમાં જ રંગ રસાયણ નો વેપાર કરે છે તેમના લગ્ન જામનગર ના ઉપાધ્યાય ધીરજલાલ વાલજી ના પુત્રી પારૂલબેન સાથે થયા છે.

ડોક્ટર રાજનભાઈ ના પુત્ર ડોક્ટર શરદકુમાર મુંબઈમાં રહેતા ડોક્ટર પંડ્યા ના પુત્રિ સાથે પરણાવ્યા છે.

છેલભાઈના મોટા પુત્ર અરુણકુમાર અમેરિકામાં છે તેમના લગ્ન આણંદમાં રહેતા અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે બીજા પુત્ર મુકેશ પણ અમેરિકામાં છે તેમણે ત્યાં જ અમેરિકન બેન સાથે લગ્ન કરેલ છે

ગિજુભાઈ જોશી(સહયોગ પરિવાર) ના પરિવાર ની સંપૂર્ણ માહિતી

આ લિંક દ્વારા જોઈ શકાય..
https://drive.google.com/file/d/1y6t9cxkaaTDTSLzedTzv-Z-3JqeYjxQY/view?usp=drivesdk



શ્રી ગિજુભાઈ મયાશંકર જોશી   અનુબેન ગિજુભાઈ જોશી

જન્મ:23-08-1926 સ્વર્ગવાસ:28-03-2023  જન્મ:01-07-1929 સ્વર્ગવાસ:17-04-2007









સવિતાબેન સતીસચંદ્ર જોશી

સ્વર્ગવાસ: 13-11-2023

ગિજુભાઈ ના મોટા પુત્ર યજ્ઞેશ કુમાર હાલ ભાવનગર પોલીટેકનિક માં અધ્યાપક છે. તેમના લગ્ન અમરેલીના જોશી વિનુભાઈ પરસોતમ ના પુત્રી ચંદાબેન સાથે થયા છે તેમને એક પુત્ર આનંદ છે ભાઈ યજ્ઞેશ બી.ઇ થઈ હાલ ભાવનગરના પોલિટેકનિક માં અધ્યાપક છે. ગિજુભાઈ ના બીજા પુત્ર હરેશકુમાર તે એન્જિનિયર હોય રાજ્યની સેવામાં ગોઠવાયા છે તેમના લગ્ન રાજકોટના જોશી બાબુલાલ દામોદર ના પુત્રી નયનાબેન સાથે થયા છે તેમને ગોપાલ નામે એક પુત્ર છે.

ત્રીજા પુત્ર કિરીટકુમાર બીકોમ થયા છે અને હાલ ભાવનગર મા રહી મેડિકલ ક્ષેત્ર માં દવા ની એજન્સી માં કામ કરે છે તેમના લગ્ન જાની ગુણવંતરાય હાલ મસ્કત ના પુત્રી ભારતીબેન સાથે થયા છે.

ભાઈ પ્રફુલકુમાર ને એક પુત્ર ભરતકુમાર છે તેણે હોમિયોપેથી માં ડોકટરની પદવી લીધી છે અને ગાંધીનગરમાં પોતાનું દવાખાનું ચલાવે છે તાજેતરમાં લખપત થી કાશ્મીરમાં લેહ સુધી મોટરસાયકલ પર સાહસ પ્રવાસ કરી આવ્યા છે કચ્છમાં તેનું બહુમાન થયું.

જટાશંકર ભાઈ ના મોટા પુત્ર ઉમેશભાઈ ના એક પુત્ર તુષારકાંત છે તે ગ્રેજ્યુએટ થઈ બેંક ની સેવામાં જોડાયા છે તેમના લગ્ન જોષી હર્ષદરાય રતિલાલ જોશીના પુત્રી સ્મિતાબેન સાથે થયા છે તેમને એક પુત્ર કપિલ છે બીજા ભાઈ યશવંતરાય ના મોટા પુત્ર નીતિનકુમાર એ રાજ્યની આરોગ્ય શાખામાં કામ કરે છે તેમના લગ્ન વ્યાસ નરોતમ કેશવલાલ ના પુત્રે ચંદ્રિકા બેન સાથે થયા છે તેમને એક પુત્ર ગૌરાંગ છે.ચંદ્રિકાબેન વિકાસ ખાતામાં આહાર યોજના માં કામ કરે છે તે ગ્રેજ્યુએટ છે.

યશવંતભાઈ ના બીજા પુત્ર સુનિલ યાંત્રિક છે તેના લગ્ન કાલાવડ ના રમણીકલાલ હરખશંકર ના પુત્રી મીતાબેન સાથે થયા છે.

ત્રીજા ભાઈ રમેશચંદ્ર ના મોટા પુત્ર મહેશકુમાર મુકબધીર  છે એના લગ્ન ચીતલ ના રહીશ બાબુભાઈ ના પુત્રી મીરાબેન સાથે થયા છે તેણે દરજીકામ હસ્તગત કર્યું છે. નાનાભાઈ ઉપેન્દ્ર પણ મુકબધીર છે તે બેંકમાં સેવા આપે છે.

# વીરજી જોષી નો પરિવાર



માવજી
વિરજી
માધવજી----------------------------------------------------પરમાનંદ
ઈશ્વર-હીરાલાલ-અંબારામ
પીતાંબર----------------------- બેચર
ભગવાનજી-કાલિદાસ
કાનજી
દિવેસ્વર ત્રિભુવન દલપતરામ---------જટાશંકર
ત્રંબકલાલ-વૃજલાલ-રામેશ્વર---માણેકલાલ---------નર્મદાશંકર કિશોર-હર્ષદ-----અરુણ---રાજેન્દ્ર
ધીરજલાલ કિશોર-ભરત-દિપક-શૈલેષ જયેશ-યોગેશ-ભાવેશ કલ્પેશ રોશન-યોગેશ હિતેન જય-પુજા-અર્ચના
રાકેશ ભાર્ગવ મૃણાલ દિવ્યેશ જીતેન્દ્ર-બીપીન પ્રેમલ ઋષિ-કશ્યપ
કાર્તિક-જયેશ યશ-હેત બિરજુ-ચેતન પિયુષ-સાગર આરવ
પરિક્ષીત પરમ
યશવંત-ભાસ્કર-જયંતીલાલ-ભુપત-જીતેન્દ્ર-રાજેન્દ્ર-મહેશ-પ્રકાશ
મેહુલ---અંકુર
જૈમિષ-નુપુર કાશ્વી



શ્રી દલપતરામ કાનજીભાઈ જોશી   હેમકુવરબેન દલપતરામ જોશી

સ્વર્ગવાસ: 12-02-1987   સ્વર્ગવાસ: 19-04-2022



**શ્રી જોશી જટાશંકર કાનજી**

જન્મ: 13-12-1940 સ્વર્ગવાસ: 18-05-2012



**શ્રી યશવંતરાય દલપતરામ જોશી**

જન્મ: 13-12-1940 સ્વર્ગવાસ: 18-05-2012

વીરજી જોશી પણ ઢશામાં જ રહેતા તેમના બે પુત્રો માધવજી અને પરમાનંદ માધવજી ને ત્રણ પુત્રો હતા પરંતુ તેનો વિસ્તાર ન હતો નાના પુત્ર અંબારામ નું યુવાન વયે અપ મૃત્યુ થયેલું.

ઢશામાં બ્રાહ્મણોની ચોરાસી નું ભોજન હતું અંબારામ કોઈ સંબંધીના પૈસા લઈ બગસરા થી ઢસા આવતા હતા સાથેના ભરોસા વાળા એક વાણંદ મિત્રની દાનત બગડી અને સરભંડા તથા શીલાણા ગામ વચ્ચે એક ખેતરમાં અંબારામ નો તેણે ખૂન કર્યું તપાસ થઈ વાત પકડાઈ. બ્રાહ્મણ કુટુંબોને મોટો આઘાત લાગ્યો અંબારામ ને સુરાપુરા તરીકે જાહેર કર્યા તેમની માનતા અને પૂજા આ કુટુંબો હજુ આસ્થાથી કરે છે.

પરમાનંદ જોશીના પુત્ર બેચર ઢસા માં રહેલા. ઘણા લાંબો વખત નહીં. તે વ્યવસાય અર્થે બહાર નીકળી ગયેલ. તેમના લગ્ન પાળ ના ભટ્ટ સુંદરજી મુળજી ના પુત્રી સાથે થયા. તેમના પુત્ર કનુભાઈના લગ્ન ચાડિયા ના પંડ્યા પ્રભુજી પુરુષોત્તમ ના મોટા પુત્રી સાથે થયેલા. સસુર કુટુંબમાં કોઈ પુરુષ ન હોવાથી કનુભાઈ ચાડીયા રહેલા પછી મધ્યપ્રદેશ તરફ ઉપડી ગયા તેમના બે પુત્રો દલપતરામ અને જટાશંકર પણ ત્યાં જ મોટા થયા અને વ્યવસાયી થયા. બંને ભાઈઓના લગ્ન બાબરાના જોશી કેશવલાલ દયારામના દીકરીઓ સાથે થયા. દલપતરામ ખોરીયાર રોડ ઓરિસ્સામાં ગયા. જટાશંકર મહાસમદ મધ્યપ્રદેશમાં ગોઠવાયા. બંનેનો કુટુંબ વિસ્તાર થયો તેમના શાળા ના કુટુંબો પણ એ બાજુ ગોઠવાયા છે કસ્તુરબેન પણ ત્યાં જ છે. દલપતરામના આઠ પુત્રો અને જટાશંકર ના ચાર બધા ત્યાં જ ગોઠવાઈ ગયા છે.

પરમાનંદ જોશી ના બીજા પુત્ર પીતાંબર. પીતાંબર ના પુત્ર ભગવાનજી હતા તે પણ ઢસા થી બહારની નીકળ્યા છે. તેમના પુત્ર દીવેશ્વર શિક્ષક થયા. દીવેશ્વરભાઈ ના બીજા લગ્ન પ્રસંગના ભટ્ટ કુટુંબ માં હરી બેન સાથે થયા હતા. તેમના પ્રથમ લગ્ન મેહતા ભોળા ખોડાના દીકરી સાથે થયેલા તેમના બે પુત્રો ત્રમ્બકલાલ અને વૃજલાલ. દીવેશ્વરભાઈને પાચ પુત્રો. પ્રથમ બે પુત્રોના

અવસાન થયા છે. ભાઈ રામેશ્વર સરકારી વૈદકીય સેવામાં છે તેઓ હાલ પાલનપુર હોસ્પિટલ માં કામ કરે છે તેમના લગ્ન પનસડા હાલ અમદાવાદ પંડ્યા પ્રાણજીવન રતનજી ના પુત્રી આનંદીબેન સાથે થયા છે. માણેક ભાઈ અમરેલીમાં પોસ્ટ ખાતામાં કામ કરે છે તેમના લગ્ન પીઠળ ના ભટ્ટ જયંતીલાલ સવજી ના પુત્રી ચંપાબેન સાથે થયા છે નાનાભાઈ નર્મદાશંકર પણ અમરેલીમાં રહી રસોઈના કોન્ટ્રાક્ટ રાખે છે. તેમના લગ્ન પીપરટોળાના વ્યાસ પોપટલાલ સામજી ની પુત્રી હીરા ગૌરી સાથે થયા. ભગવાનજી જોશી ના બીજા પુત્ર કાલિદાસ હતા તેમના પુત્ર ત્રિભુવન પણ શિક્ષક હતા તેઓ નિવૃત્ત થઈ ઢશા માં રહેલા તેમને કોઈ પરિવાર હતો નહીં. આમ આ શાખા નો વિસ્તાર પણ બહાર ચાલ્યો ગયો.

દિવેશ્વરભાઈ ના મોટા પુત્ર ત્રંબકલાલ ને જાની જીવરામ કાળીદાસ ના પુત્રી સાથે પરણાવે લા તેમને સંતાનમાં એક પુત્રી મનહર બાળા થયેલ. તેના લગ્ન ચાળીયા ના પંડ્યા જયશંકર ભાણજી સાથે થયા.

ત્રીજા પુત્ર રામેશ્વર ને ત્રણ પુત્રો છે ભરત, દીપક અને શૈલેષ.

ભરતના લગ્ન પાળ રૈયા ના ભટ્ટ મગનલાલ ઉમિયાશંકર ના પુત્રી રમાગૌરી સાથે થયા છે તે વૈદકીય કામ કરે છે.

દીપક ના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ નંદલાલ સુંદરજી ના પુત્રી સાથે થયા છે દિપક ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં કામ કરે છે.

માણેકલાલ ના બે પુત્રો જીતેન્દ્ર અને બીપીન. જીતેન્દ્ર ના લગ્ન ચરખાના પંડ્યા મોહનલાલ દુર્લભજી ની દીકરી સાથે થયા છે.

ઈશામલીયા જોશી ની બધી શાખાઓ અહીં પુરી થઇ.....



આનંદીબેન રામેશ્વરભાઈ જોશી

સ્વર્ગવાસ: 11-11-2023

## બાબરાના જોષી કુટુંબો

બાબરામાં વસેલ જોશી કુટુંબોએ ક્યાંથી અહીં સ્થળાંતર કર્યું તેની કોઇ વિગત મળતી નથી. તેની મળેલી માહિતી પ્રમાણે ભવાનીશંકર જોશી બાબરામાં રહ્યા હશે તેમના પત્નીનું નામ ડાહીબેન હતું.








કાન્તાબેન મગનલાલ જોશી

સ્વર્ગવાસ: 11-08-2023



**પરેશભાઇ નવીનચંદ્ર જોષી**

સ્વર્ગવાસ: 03-11-2020

દયારામભાઈ એ જ્યોતિષવિદ્યામાં નામના મેળવી હતી. એક સારા જ્યોતિષી તરિકે બાબરા પંથકમાં તે જાણીતા હતા. કાઠી દરબારો અને રજવાડાઓના તે રાજ જ્યોતિષ હતા. જેતપુર પીઠડીયા દરબારમાં તેમનું સારું માં હતું. તેઓ બાબરામાં સ્થાયી થયા મકાન બાંધ્યા અને વસવાટ કર્યો. તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું. અંગરખો અને હાલારી પાઘડી પહેરતા તેમના બે લગ્ન થયેલા પ્રથમ લગ્નથી એક પુત્ર થયા તે કેશવલાલ.

બીજા લગ્ન પાનસડાના પંડ્યા જગજીવનભાઈના ફઈબા ના દીકરી મીઠીબેન સાથે થયેલા તેમના ત્રણ પુત્રો લક્ષ્મીશંકર, બાલ કૃષ્ણ અને ચમનલાલ તથા ત્રણ પુત્રીઓ સંતોકબેન, પ્રાણકુંવરબેન અને હરગૌરી. મોટા પુત્ર કેશવલાલ એ બાબરામાં જ રહીને જુદા જુદા વ્યવસાય કરેલા તેમના લગ્ન ઢસાના જોશી બાવાભાઈ હરજીવન ના પુત્રી કસ્તુરબેન સાથે થયા.

કેશુભાઈના અવસાન બાદ તેમના પુત્રો વજુભાઈ અને કાંતિલાલ મધ્ય ભારત અને ઓરિસ્સા તરફ તેના બનેવીઓ હતા ત્યાં જઈને ગોઠવાયા છે.

આમ આ શાખા બાબરા છોડી બહાર ચાલી ગઈ છે.

દયારામ ભાઈ ના બીજા પુત્ર લક્ષ્મીશંકર તેમણે સરકારી રેવન્યુ ખાતામાં નોકરી માં ગોઠવાય ને જુદા જુદા ગામોમાં સેવા બજાવી છેલ્લે જુનાગઢ હતા અને ત્યાં જ નિવૃત્ત થઇ ને રહેલા. તેમના લગ્ન ચમારડી ના પંડ્યા કાનજી ના પુત્રી રેવાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો દુર્ગાશંકર, નવીનચંદ્ર અને રમેશ. આ ભાઈઓ જૂનાગઢ જિલ્લામાં જુદા જુદા સરકારી ખાતામાં ગોઠવાઈ ગયા છે. દુર્ગાશંકર ના લગ્ન લતીપુર ના જોશી ખીમજી નાગેશ્વર ના પુત્રી પ્રસન્નાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે મોટા પુત્ર મહેશ ના લગ્ન પોરબંદર મા થયા છે દુર્ગાશંકર ફોરેસ્ટ ખાતા માંથી નિવૃત્ત થયા છે.

તેનાથી નાના ભાઈ નવીનભાઈ ઉર્ફે બટુકભાઈ નો જુનાગઢ મા જન્મ થયો ને ઉચ્ચ અભ્યાસ સાથે NCC કમાંડર તરીકે કામ કર્યું, નવીનચંદ્ર ના લગ્ન લતીપુર

જોશી જેઠાલાલ નાગેશ્વર ના પુત્રી ત્રિગુણા બેન સાથે થયા છે. ત્યાર બાદ અમરેલી જીલ્લા મા તલાટી મંત્રી તરીકે 1965 મા નિમણૂક થયેલ.

તેમના લગ્ન ત્રિગુણાબેન જેઠાલાલ જોશી સાથે થયેલા. તેમને 3 પુત્ર અને 2 પુત્રીઓ છે.

મોટી પુત્રી જયશ્રીબેન ના લગ્ન ખિલોસ ના પ્રવીણચંદ્ર ત્રંબકલાલ પંડયા સાથે થયા. બીજી પુત્રી સંધ્યાબેન ના લગ્ન છોટાઉદેપુર ચંદ્રેશ ચિતરંજનભાઈ જોશી સાથે થયા.

મોટા પુત્ર મુકેશ ના લગ્ન વડાળી ના અમૃતલાલ પ્રાણશંકર જોશી ની દીકરી સોનલબેન સાથે થયેલા. તેમને બે પુત્ર મિલન અને મહેક છે.

મિલન msc nurshing નો અભ્યાસ કર્યો, તેમના લગ્ન રાજુલા નિવાસી ઘનશ્યામભાઈ નટવરલાલ જોશી ની પુત્રી મોનિકાબેન સાથે થયેલા.

બીજા પુત્ર મહેક ના લગ્ન કેશોદ ના અનિલભાઈ હરજીવનભાઈ જોશી ની પુત્રી દિપાલીબેન સાથે થયેલા.

મુકેશભાઈ એ ITI નો અભ્યાસ કરીને પ્લાસ્ટિક ફેકટરી શરુ કરેલ ભાઈ પરેશ અને હિતેષ સાથે લાંબો સમય ધંધો ચલાવ્યા બાદ મંદિ આવતા ફેકટરી બંધ કરવી પડી. ત્યારબાદ 2000 ની સાલ ના સફર-વેરાવળ શિફ્ટ થયા, 2007 માં રાજકોટ શિફ્ટ થઈ construction લાઇન માં જમ્પ લાવી અને રાજકોટ માં મકાન બનાવ્યા.

બીજા પુત્ર  પરેશભાઈ ના લગ્ન રાજકોટ નિવાસી ભુપેદ્રભાઈ જયંતીલાલ જોશી ના દીકરી ભાવીશાબેન સાથે થયેલા. ત્રીજા પુત્ર હિતેષભાઈનુ નાની વયે અવસાન થયેલ.

ત્રીજા ભાઈ રમેશ ના લગ્ન રાજકોટના પંડ્યા ઈચ્છાશંકર વેલજી ના દીકરી ચંદ્રિકા બેન સાથે થયા છે તેમને બે પુત્રો છે. ભાઈ રમેશ પોસ્ટ ખાતામાં કામ

કરતાં. તેમનું અવસાન થયા બાદ તેમના પત્ની ચંદ્રિકાબેન ને ટપાલ ખાતામાં નોકરી મળી છે હાલ રાજકોટની ભક્તિનગર પોસ્ટ ઓફિસમાં કામ કરે છે. લક્ષ્મીશંકર ભાઈ થી નાના બાબુભાઈ. તેમણે પિતા-માતાની સેવા કરી અને બાબરામાં જ રહ્યા. તેમના લગ્ન નગર પીપળીયા ના મહેતા બાવાલાલ મોરારજી ના પુત્રી લલીતાબેન સાથે થયેલા તેમને પુત્રોમાં રમેશ અને મનસુખ છે. ભાઈ રમેશ ના લગ્ન લતીપુર ના જોશી મૂળશંકર નાગેશ્વર ના પુત્રી હંસાબેન સાથે થયા.

ભાઈ મનસુખલાલ ના લગ્ન ગોંડલ ના પંડ્યા દામજી ગાંગજી ના પુત્રી સાથે થયા.

ચોથાભાઈ ચમનલાલ તેમના લગ્ન ઢસાના પંડ્યા મૂળશંકર ગાંગજી ના પુત્રી અનસૂયાબેન સાથે થયા.

શ્રી ચમનલાલ થોડા વખત મુંબઇ ગયા તેમને ધંધે લગાડવા. શ્રી મૂળશંકર ભાઈએ મુંબઈમાં પ્રયત્નો કર્યા પરંતુ સફળતા મળી નહીં પછી તેઓ બાબરા પરત આવી પરચુરણ કામ કરતા પછી શિક્ષણ ખાતા માં ગોઠવાઈ ગયા અને છેવટે તેમાંથી જ નિવૃત્ત થયા. તેમને ચાર પુત્રો છે પ્રવિણકુમાર, ભરતકુમાર રાજુ અને કાળુ. હાલ બાબરામાં શ્રી દયારામ ભાઈ ના મકાનો છે. બે ભાઈ બાલુભાઇ અને ચમનભાઈ ના કુટુંબો ત્યાં રહે છે .

દયારામ ભાઈ થી નાના ભાઈ મંછારામભાઈ. તેમણે વર્ષોસુધી એજન્સી ની મેનેજમેન્ટ શાખામાં કામ કરેલું નાના રજવાડાઓમાં જ્યારે રાજાના વારસ સગીર હોય ત્યારે તે તાલુકાના વહીવટ માટે એજન્સી તરફથી મેનેજરો ગોઠવવા માં આવતા. વારસદાર પુખ્ત ઉંમરના થાય ત્યારે સરકારી મેનેજમેન્ટ ઉઠાવી લેવાતું અને વહીવટ ગીરાસરદારને સોપતું. આવા મેનેજમેન્ટમાં મંછારામભાઈ એ જુદા જુદા દરબારોની જાગીરોના વહીવટ કર્યા હતા. મેનેજરનું પદ અગત્યનું ગણાતું તાલુકા નું વહીવટ એ ચલાવતા. મંછારામભાઈ

નું વ્યક્તિત્વ હતું પ્રકૃતિ શાંત અને સરળ હતી. કુશળ વહીવટકર્તા કોઠાસૂઝથી વહીવટ ચલાવતા તેમના લગ્ન ચરખાના પંડ્યા પરસોત્તમ ભીમજી નાબેન કડવીબેન સાથે થયેલા.

તેમને બે પુત્રો મોટા પુત્ર યુવાન વયે અવસાન થયેલું બીજા પુત્ર પ્રાણલાલ. મંછારામભાઈ ને ત્રણ પુત્રીઓ પ્રાણલાલ ના પ્રથમ લગ્ન ઢસાના જોશી મયાશંકર ગંગાધર ના પુત્રી ચંચળબેન સાથે થયા. ચંચળબેન એક પુત્રી મૂકી સ્વર્ગવાસી થયા. પુત્રી પણ ગુજરી ગયેલ. પ્રાણલાલભાઈ ના બીજા લગ્ન હડમતિયાના પાઠક કુટુંબમાં વજીબેન સાથે થયા તેને એક પુત્ર મગનલાલ. મંછારામ ભાઈ ના અવસાન પછી પ્રાણલાલ ભાઈ જુદે જુદે સ્થળે કામ ધંધો કરતા રહ્યા અને તેમનું પણ અવસાન થયું ત્યારે મગનલાલ ની ઉંમર નાની હતી તેથી માતા-પુત્રને સંઘર્ષ કરી આગળ વધવું પડ્યું. હિમતપૂર્વક ભાઈ મગનલાલે જામનગર, રાજકોટ જેવા શહેરોમાં જુદી જુદી પ્રવૃત્તિ કરી રાજકોટમાં પાનની દુકાન ગોઠવી છે. મગનલાલ ના લગ્ન પીઠડ ના મહેતા વૃજલાલ લક્ષ્મીશંકર ના પુત્રી સાથે થયા છે તેમને એક પુત્ર અજય છે.

મંછારામભાઈ ના ભાઈ કામેશ્વર જોશી પણ બાબરામાં જ રહેતાં તેમણે આજુબાજુ ના ગામો માં પોલીસ પટેલગીરી કરી કુટુંબ નિર્વાહ ચલાવ્યો તેમના લગ્ન જાની અંબાશંકર રામજી ના બેન ઉજમબેન સાથે થયેલા તેમને ત્રણ પુત્રો. દલપતરામ, ચુનીલાલ અને ધીરજલાલ. ભાઈઓ એ બાબરા છોડ્યું. દેસાવર ખેડ્યો આફ્રિકા પ્રયાણ કર્યું.




કામેશ્વર જોશી ના મોટા પુત્ર દલપતરામ છોટા ઉદેપુર ગયા તેમના લગ્ન રાજ્યગુરુ કુટુંબમાં થયેલા તેમનું નામ કાશીબેન હતું તેમને એક પુત્ર અંબિકા પ્રસાદ છે . અંબિકા પ્રસાદ ના લગ્ન અલીયાબાડા ના પંડ્યા લાલજી ભગવાનજી ની પુત્રી ત્રિવેણી બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

બીજા ભાઈ ધીરજલાલ ના લગ્ન રાણપ-નડાળા ના વ્યાસ દેવકૃષ્ણ હરિશંકર ના પુત્રી ભાગીરથીબેન સાથે થયા ધીરુભાઈ આફ્રિકાથી પરત આવી બાબરામાં રહે છે તેમને બે પુત્રો છે દિનકર અને ભગવતી. ભાઈ દિનકર મસ્કત ગયેલ છે તેના લગ્ન લતીપુર ના વ્યાસ લવજી ડાયાભાઈ ના પુત્રી પ્રવિણાબેન સાથે થયા.

શ્રી ચૂનીભાઈ પણ આફ્રિકા ગયેલા તેમના લગ્ન માલવણ ના મહેતા શ્યામજી મૂળજી ના પુત્રી હેમકુવરબેન સાથે થયા. ચુનીભાઇ ને ચાર પુત્રો છે.

છેલ્લા પુત્ર જલજ ના લગ્ન વ્યાસ ભાલચંદ્ર અમૃતલાલ ના પુત્રી જયશ્રીબેન સાથે થયા છે બીજા ભાઈઓ ના લગ્ન આફ્રિકાના કુટુંબોમાં થયા છે તેઓ ત્યાં જ વસી ગયા છે.

ભાઈ વિજય ના લગ્ન લતીપુર અમદાવાદના વ્યાસ જયશંકર વિશ્વનાથ ની પુત્રી વત્સલાબેન સાથે થયા છે તેને બે પુત્રો છે.

દયારામભાઈ ના ચોથા ભાઈ શામજી જોશી તેઓ પણ બાબરામાં રહેલા તેમને એક પુત્ર હતા ભાઈ કૃપાશંકર. તેમણે મુંબઈ આસન જમાવેલું અને ત્યાં

જ રહ્યા ત્યાં જ તેમનું અવસાન થયું. તેમના લગ્ન લતીપુર ના મેહતા ત્રિભુવન ખીમજી ના પુત્રી સાથે થયા હતા. કૃપાશંકર ભાઈએ આ પત્નીના અવસાન બાદ અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં લગ્ન કરેલું તેનાથી તેમને એક પુત્ર નલિન થયેલ, તેની વિગત મળતી નથી બાબરા નું કુટુંબ સમય જતાં અન્ય સ્થળોમાં પથરાઈ ગયું.

## ઉમરાળી ના જોશી કુટુંબ...



અજરામર
રાઘવજી
સુંદરજી
હિરજી----------------------------------કાનજી→કેશવજી
માવજી-----------કલ્યાણજી
મકનજી-------------------- મોહનલાલ
નાનાલાલ-રતિલાલ ગણપત-લાભશંકર
દુર્ગેશ-મંછા-વિજય-હરિશંકર-ચંદ્રકાંત-વસંત-----કમલેશ-રાજેશ-અનુ
જીતેન્દ્ર નીરજ
પ્રફુલ-જનક હિમાંશુ-સોનલ દિપક-સ્મિતા પ્રશાંત-પારુલ-અલ્કા સુનિલ-હિરેન
મહેન્દ્ર-----ગિરીશ----લલીત
શોહિલ-સીમા જીનેશ રિતિક-જાહ્નવી જાનવ ધ્યેય-કર્તવ્ય હેતવી
રાકેશ-જીગ્નેશ-કુલદીપ મયુર-સાગર
ડોલી
મીલન-જ્યોતિ-મનીષા-નેહલ
ચંદુ-ભાનુ---હર્ષદ---ધીરજ-અનીલ-પ્રફુલ
બીપીન-મીરજ બ્રિજેશ જતીન સાહિલ
દિવ્યેશ
લાભશંકર--------કાંતિલાલ-----------દામજી--------રમણીક------રસિક----ભાનુ
કિરીટ યશવંત-હરેશ-બીપીન-પ્રદીપ અતુલ-દિપક-જયેશ જીતેન્દ્ર
સાગર-નિરાલી અમીત









ચંદનબેન વસંતરાય જોશી

સ્વર્ગવાસ: 15-09-2022



**હર્ષિદાબેન ચંદુલાલ જોષી**

સ્વર્ગવાસ: 29-04-2021

રાજકોટથી દક્ષિણમાં સરધારી ધારા આવેછે ત્યાં હલેન્ડા ગામ થી નજીક ઉમરાડી ગામ આવેલું છે આ આ કુટુંબના વડવા ઉપલેટા પાસે ડાડુકામાં રહેતા તેમના યજમાન ડાંગર અટકના આહીર લોકો હતા. તે ઉમરાળી રહેવા ગયા સાથે આ બ્રાહ્મણ કુટુંબને પણ લેતા ગયા. એ રીતે આ કુટુંબ ઉમરાળી માં ગોઠવાયું તેના કુટુંબીઓ વાડાસડા માં રહે છે તેમના કુળદેવી વાડાસડામાં છે આ કુટુંબને પણ ખેતી મળેલી પછી તેમાંથી વેપાર તરફ વળ્યા. પશુપાલન નો મુખ્ય વ્યવસાય હોવાથી ધી નો વેપાર થતો. હિરજી જોશીને બે દીકરા માવજી અને કલ્યાણજી તેઓ ધી નો વેપાર કરતા. માવજી જોશી ના પુત્રો ખેતી માં ગોઠવાયા છે તથા સ્થાનિક રસોઇ કામ પણ કરે છે માવજી જોશી ના લગ્ન પીઠળ ના જોશી ભગવાનજી કાલિદાસના પુત્રી જીવતીબેન સાથે થયા તેમને બે પુત્રો રતિલાલ અને નાનાલાલ. રતિલાલ ના લગ્ન લતીપુર ના વ્યાસ મોહનલાલ પ્રભુજી ની પુત્રી પ્રભાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે. નાનાલાલ ના લગ્ન બાળા ના લાલજી ભગવાનજી પંડ્યાના પુત્રી સાથે થયા તેમને છ પુત્રો છે.

કલ્યાણજી ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયેલા તેમના બે પુત્રો છે તેમાંના ગણપતરામ ના લગ્ન લતીપુર (કાલિકટ) ના વ્યાસ હરિલાલ નથુરામ ની પુત્રી ગુણવંતી બેન સાથે થયા તેમને એક પુત્ર જીતેન્દ્ર છે.

ભાઈ ગણપતરામ એ અમદાવાદ અને રાજકોટ રહી અભ્યાસ કર્યો પછી ગ્રેજ્યુએટ થયા અને સરકારી નોકરીમાં ગોઠવાયા તેઓ રેવન્યુ ખાતામાં જોડાયા છે ભક્તિ નગર સોસાયટીમાં તેમને મકાન બનાવ્યા છે હાલ તેઓ જામનગર બદલ્યા છે. તેમના ભાઈ લાભશંકર ડોકટર થયા છે. તેમના લગ્ન ઠાકર કાશીરામ ના પુત્રી રેણુકા બેન સાથે થયા છે. ડોકટર લાભશંકર હાલ જામનગરમાં રહે છે અને પોતાનું ક્લિનિક ચલાવે છે.

કેશવજી જોશી ના લગ્ન થાળદેવડી ના જોશી નારણજી ના પુત્રી કંકુબેન સાથે થયા છે.

કેશવજી જોશીને બે પુત્રો મકનજીભાઈ અને મોહનભાઈ. મકનજીભાઈ ઉમરાળી હાજર રહ્યા ત્યાં વેપાર,ખેતી અને યજમાન વૃતિ સંભાળતા. આસપાસના ગામડામાંથી ઘી એકઠુ કરી. રાજકોટમાં મોહનભાઈ ને પહોંચાડતા. મોહનભાઈ ની ઘી કાટા માં દુકાન હતી તેમણે આ વેપાર વર્ષો સુધી ચલાવ્યો.

તેમના લગ્ન રાજકોટ પીઠડ પંડ્યા વેલજી જેઠાભાઇ ની પુત્રી રળિયાત બેન સાથે થયા મોહનભાઈ ને પાંચ પુત્રો મોટા પુત્ર તે દુર્ગેશભાઇ તેમણે જીવનનો પ્રારંભ ઇજનેર ખાતા માં પ્રવેશ કરીને કર્યો અને સ્વપ્રયત્ને તથા ખૂબ સરળ કામગીરીથી ઉતરોતર પ્રમોશન મેળવતા ગયા અને ઓફિસર બન્યા ડેપ્યુટી એન્જિનિયર પદેથી નિવૃત્ત થયા.

દુર્ગેશભાઇ ના લગ્ન લાઠી નિવાસી પંડ્યા મણિશંકર રૂગનાથ ના પુત્રી પ્રભાબેન સાથે થયા છે તેમને બે સંતાનો છે એક પુત્ર અને એક પુત્રી પુત્ર ભાઈ પ્રફુલ ને તૈયાર કરી ધંધામાં ગોઠવ્યા છે. મોટર સ્પેરપાર્ટ ની દુકાન રાજકોટમાં શરૂ કરી પછી હવે મુંબઈમાં તેનો વિકાસ કર્યો છે. મુંબઈમાં પણ રહે છે. દુર્ગેશભાઇ નિવૃત્તિ લીધા પછી સમાજ સેવાની દિશામાં પડ્યા છે સમાજ પાસેથી જે લીધું એ તેને વિના વેતને વાનપ્રસ્થાશ્રમ મા કરવું એ એક આધુનિક તપ કહેવાયું છે.

તે પ્રમાણે તેમને જ્ઞાતિ સમાજ માં સમસ્ત બ્રહ્મ સમાજ માં અગ્ર સેવાઓ આપી છે તેમનું યાદગાર કામથી શ્રી પ્રગટેશ્વર મહાદેવ ના પુનરૃદ્ધાર નું છે. આ કામ ઉપર લઇ વર્ષોથી અધૂરું રહેલું કામ હતું એ સાકાર થયું મંદિર સુધીનો પાકો રસ્તો નદી પર crossway અને ફંડ ફાળા કરીને ત્યાં ઊભા કરેલ મકાનો એ જગ્યાની રોનક ફેરવી નાખી છે.  આ વિસ્તારનું એક રમણીય સ્થાન બનાવ્યું છે.

તે ઉપરાંત શિવરાત્રી પ્રસંગે અવાર-નવાર મેળા ઉત્સવ વગેરે પ્રસંગો કરી તેનું માહાત્મ્ય વધારવાના પ્રયત્નો કર્યા છે મંદિરને સમરાવી થોડું વિશાળ બનાવ્યું છે પાણીની સુવિધા થઈ છે. વીજળી પણ પહોંચી છે. અને આ જગ્યાની માલિકી અંગેનો હક્કો વિશે ઉઠતા દાવા વગેરેનો નિકાલ પણ ટ્રસ્ટની તરફેણમાં આવેલ છે. આ જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી પ્રગટેશ્વર મહાદેવ ની આ પ્રવૃત્તિ યશસ્વી બની છે શ્રી દુર્ગેશભાઇ તે યશના અધિકારી છે.

થોડા સમય પહેલાં તેઓ યુરોપ અમેરિકા યાત્રા પણ કરી આવ્યા હવે પોતાના મકાનમાં રાજકોટમાં નિવૃત્ત જીવન પસાર કરે છે તેમણે તેમના બીજા ભાઈઓને વ્યવસાયિક બનાવ્યા છે ઉપરાંત અન્ય જ્ઞાતિ યુવાનોને પણ રસ્તે ચડાવેલ છે ૧૯૮૭માં તેમનું કિડનીની બિમારીમાં અવસાન થયું.

મકનજી જોશી ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા તેમના મોટા પુત્ર લાભ શંકર ઉમરાળી માં કર્મકાંડ અને રસોઇનું કામ કરે છે તેના લગ્ન જામનગર ના પંડ્યા પ્રભાશંકર સામજી ના પુત્રી હીરાબેન સાથે થયા તેમને સંતાન નથી. તેમણે નાના ભાઈના પુત્ર મુકેશને દતક લીધેલ છે.

બીજા ભાઇ કાંતિલાલ કુવાડવા માં રહે છે તેના લગ્ન બાબરાના જાની લાભ શંકર કાનજી ના દીકરી હીરાગૌરી સાથે થયા છે.

ત્રીજા ભાઈ દામજી શિક્ષક છે તેના લગ્ન બાબરાના જાની લાભશંકર કાનજી ના પુત્રી લીલીબેન સાથે થયા છે.

પછી ના ભાઈ રમણીકલાલ ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં કરેલ છે.

પછી ના ભાઈ રસિકલાલ ના લગ્ન મતવા ના ભટ્ટ અંબાલાલ વલ્લભજી ની પુત્રી રસીલા બેન સાથે થયા.

ભાનુશંકર ના લગ્ન નાગાજાર રાજકોટના મહેતા બળવંતભાઈ કાનજીભાઈ ની પુત્રી સાથે થયા.

મોહનભાઈના બીજા પુત્ર હરિશંકર ના લગ્ન ઉટબેટ શામપર દુધઇ ના મહેતા વૃજલાલ લક્ષ્મીશંકર ના પુત્રી નિર્મલાબેન સાથે થયા તેમને પુત્ર હિમાંશુ છે. પી.ડબ્લ્યુ.ડી કામ કરે છે.

ચંદ્રકાંત ના લગ્ન રાજકોટ પીઠળ ના જોશી નાનજી વિઠ્ઠલજી ની પુત્રી નિર્મળા બેન સાથે થયા છે તેમને પુત્ર દીપક છે ગ્રેજ્યુએટ થયેલ છે.

વસંતરાય ના લગ્ન પડધરી ના મોઢ બ્રાહ્મણ કુટુંબમાં ચંદનગૌરી સાથે થયા તેમને પુત્ર પ્રશાંત છે. વસંતરાય પણ એ ડબલ્યુ ડી માં કામ કરે છે.

કમલેશભાઈ ના લગ્ન ધ્રોલ ના ઝાલાવાડી કુટુંબ પ્રીતમલાલ રવિશંકર ના પુત્રી દક્ષાબેન સાથે થયા છે તેમને સુનિલ, હિરેન એમ બે પુત્રો છે. દુર્ગેશભાઇ ના પુત્ર પ્રફુલ ના લગ્ન ઝાલાવાળી જામનગર નિવાસી જયસુખલાલ ના પુત્રી રશ્મિ બેન સાથે થયા છે તેમને એક પુત્ર સોહીલ છે.

# પ્રકરણ 8

## ઠાકર કુટુંબો

ઠાકર કુટુંબમાં બે વિભાગ છે એક કનડા ઠાકર બે ઇંગોરાળીયા ઠાકર. કનડા ગામ સિહોર પાસે છે ત્યાંથી આવેલા તે કનડા ઠાકર તરીકે ઓળખાયા છે અને ઇંગોરાળા ગામ ચીતલ પાસે છે ત્યાંથી આવેલા ઇંગોરાળીયા ઠાકર તરીકે ઓળખાય છે.

એમ કહેવાય છે કે ઠાકોરો નું એક જૂથ રાણસીકી પાસે આવેલ વિંજીવડ ગામ માં રહેતું આ કાનડા ગ્રુપ હતું. ત્યાંથી ખીરસરા પાસે વડવાળી વાજડી ગામે આવ્યા. તેમાં રાઘવજી ઠાકર તેમના મામા પંડયા પ્રજારામ કણકોટ ગામે રહેતા તેના પડોસ માં વાજડી ગામે રહેવા ગયા. વાજડી માં કણબી ખેડૂતો ભાવિક યજમાનો હતા.આ યજમાનોની ઉદારતા વિશે શ્રી રેવાશંકર ભાઈ ઠાકર લખાવે છે કે અમારા રાઘવજી દાદા માંદા પડ્યા અંતકાળ નજીક લાગ્યો કુટુંબમાં બાળકો જેવું તૈયાર થયા ન હતા. તેમને આ ચિંતા મુંઝવણ થતી હતી યજમાનો એ આ જોયું તેમણે દાદા ને પાણી આપી કહ્યું દાદા જીવને સદગતિ કરો. કુટુંબનો ભાર અમારા પર તેની ચિંતા ન કરો અને તેમણે દેહ છોડી દીધો યજમાને આ પણ પૂરું કરી બતાવ્યું .

**ઠાકર કુટુંબ....**


નારણજી
દેવજી
અંદરજી
નાનજી
રાઘવજી--------------પ્રભુજી------------- વાલજી
મયાશંકર-----વિઠ્ઠલજી----કલ્યાણજી
માણેકબેન-સંતોકબેન
ગોવિંદજી-નાકેશ્વર-માધવજી
ગૌરીશંકર-પ્રાણજીવન
વજેરામ
વજીબેન
જટાશંકર---------------------રેવાશંકર-અમૃતલાલ-હરિશંકર-જીવરાજ--પુરુષોતમ--નવલશંકર
નવીનત---------------રાજેન્દ્ર-----મહેન્દ્ર
પ્રવીણચંદ્ર
શશીકાંત- મહેશ-હર્ષદ
કૌશિક-બીપીન
હિતેષ-નરેશ
પિયુષ-ધીમંત સંજય-ચિરાગ
જીગ્નેશ---હિરેન
નિતીન
જતીન-----સુનિલ
મનીષ-રાકેશ
સમીર
રવી સાગર-રિધ્ધિ હેલી-નુપુર-સ્પંદન પરેન
જાનવી-નમન પલક---મીત
જશ-વશીષ્ઠ
શુભમ
કેવલ-અભિષેક પૂર્વી-ધ્રુવી-માધવ પ્રિયાંશી
ચંદ્રકાંત--------------માનશંકર----------------------યોગેશ
રાજેશ-----------------નૈનેશ---------------વીમલ--------------રશ્મીન-ભરત-કશ્યપ-રેખા
કોમલ-ગૌતમ-કમલેશ-નિલેષ સંદીપ-લીના-જ્યોતિ-વૈશાલી મનીષ-પાયલ-જતિન મયુરી-રાજ જયદીપ
યશવંત-------------------દક્ષા-ઇલા-ફાલ્ગુની-ટ્વીંકલ
યોગિતા-ભુમિ-દક્ષેશ

રાઘવજી દાદા ના મોટા દીકરા મયાશંકર નો સંબંધ વડાળા ગામના મહેતા મહાદેવ ભવાનીશંકર ની પુત્રી મોંઘીબેન સાથે થયેલા અને દીકરી જીજી બેન નો મહેતા અજરામર મહાદેવ સાથે થયેલા. આ બંને લગ્ન પ્રસંગ ગામલોકોએ ઉકેલ્યો હતો.

વીંજીવડ નો ગરાસ આ કુટુંબે એક વિધવા દીકરી પ્રભુજીભાઈના દીકરી માણેકબેન અને સોંપીને ત્યાંથી સ્થળાંતર કરેલું.

માણેકબેન ના લગ્ન ચમારડી ના પંડ્યા વશરામભાઈ ના દિકરા સાથે કરેલા. કણકોટ ગામ માં કોઈ વેપારી ની દુકાન ન હતી તેથી રાઘવજીભાઈ ના બીજા પુત્ર વિઠ્ઠલભાઈ એ ચાંદલી ના દોમડીયા કુટુંબ સાથે ભાગીદારી કરી વેપારની શરૂઆત કરી. તેમાં તે વખતના રાજકોટ ના ઠાકોર સાહેબ લાખાજીરાજ નું પ્રોત્સાહન મળ્યું હતું કણકોટ માં વેપાર સારો ચાલ્યો એકવાર ગામડામાંથી હજારેક મણ ઘઉં વજેમાં આવ્યા તેના ગાડા ભરી રાજકોટ વેચવા માટે વિઠ્ઠલ ભાઈ જતા હતા ઘોડાધાર પાસે તેઓ ગાડામાંથી ઉછડી પડ્યા અને પગ ઉપરથી ગાડા નું પૈડુ ફરી ગયું. મહિના સુધી પથારીવશ રહેવુ પડ્યું.ઘઉં વેચવા માટે રાજકોટના દલાલે વધુ ભાવ ની આષા માં રાખી મૂક્યા.

પ્રથમ વિશ્વ યુદ્ધની શરૂઆત થઇ ચૂકી હતી પરંતુ ઘઉંના બજાર ગગડયા અને છેવટે તેનો નિકાલ કરતા ખોટ ખાવી પડી. વિઠ્ઠલભાઈ માં વ્યાપારી વૃત્તિ સાથે પરદુ:ખભજંન વૃતી પણ હતી. દુષ્કાળ વખતે ખાણોમાં રાખેલું અનાજ કાઢી લોકોને વહેચેલું. કોઈને ખરે વખતે મદદ જોઈતી હોય ત્યારે એ વિના સંકોચ આપતા .

રાજકોટના મહેતા હીરજી જેઠાભાઈ રાજકોટ રાજ્યના ઇજનેરી વિભાગમાં નોકરી કરતા તે તેમના ખાસ મિત્ર હતા દુષ્કાળ વખતે રાહત કામો નીકળેલા તેમાં હીરજીભાઈ દ્વારા ઘણા લોકોને વિઠ્ઠલભાઇએ રાહત કામમાં લગાડેલા.

રાજકોટમાં સવજી વાલજી ની ધર્મશાળા માં ચમારડી નું વ્યાસ કુટુંબ શિવરામ સામજી નું ગોઠવાયેલું તેમણે સાથોસાથ એક વીસી પણ ચાલુકરેલી.

શ્રી વિઠ્ઠલભાઈ એ કાઠીયાવાડ પરગણા માંથી રાજકોટ કામકાજે આવનાર કોઇ પણ જ્ઞાતિ જન ને ધર્મશાળા ની વીસી માં જમાડવા અને તેનું ખર્ચ તેઓ ચૂકવશે તેવી સૂચના શિવરામભાઈ ના પત્ની રંભાંબેન ને આપી રાખેલી. તેમની આ આતિથ્ય ભાવના હતી કુદરતે તેમને સુંદર મજબૂત શરીર આપ્યું હતું રોજ બ્રહ્મમુહૂર્તમાં ઊઠીને પૂજા વિધિમાં બેસતા 24 ગાયત્રી મંત્રની માળા કર્યા પછી ભોજન લેતાં અને રાજકોટ કણકોટ 9 માઇલ એક કલાકમાં ચાલી નાખતા.

જ્યારે સૌરાષ્ટ્રમાં મરકી નો ભયંકર રોગચાળો ફેલાયો ત્યારે અનેક માનવીઓ તેના શિકાર બન્યા હતા લોકો ઘર છોડીને વાડી ખેતરોમાં રહેવા ચાલ્યા ગયા હતા. કણકોટ માં પણ એ જ સ્થિતિ હતી તે વખતે વિઠ્ઠલભાઈ એકલા ત્યાં રહ્યા અને સમગ્ર ગામની ચોકી કરી અને અનેકને મંઝિલ સુધી પહોચાળવવામાં સતત મદદ કરી હતી.આ પીડ પરાઈ જાણનાર જવામર્દ આદમીનું 1945માં અવસાન થયું. તેમણે જપ, યજ્ઞ અને આસન સિધ્દ્ધિને પ્રતાપે વચનસિધ્દ્ધિ મેળવી હતી તેના ઘણા દ્રષ્ટાંતો જોવા મળ્યા હતા.

વિઠ્ઠલભાઇના વડીલબંધુ તે મયાશંકર તેમને બે પુત્રો ગૌરીશંકર અને પ્રાણજીવન તેમનો વિસ્તાર નથી ગૌરીશંકર ગુજરાત તરફ આજીવિકા માટે ગયેલા ત્યાં તેમનું અવસાન થયું.  નાનાભાઈ પ્રાણજીવન નો સંબંધ ઢસાના રેવાશંકર વિઠ્ઠલજી ની પુત્રી સાથે કરેલો પરંતુ લગ્ન પહેલાં તેમનું પાવાગઢ ઉપર મહાકાળીનું અનુષ્ઠાન કરતા હતા તેમાં નવમા દિવસે નીચે ઉતર્યા ત્યારે અવસાન થયુ.



**શ્રી જટાશંકર વિઠલજી ઠાકર**

કણકોટ જેવા નાના ગામમાં મોટા થઇ
રાજકોટ શહેરમાં પ્રબળ પુરુષાર્થ ખેડી,
અજબ કાર્યશક્તિ સેવાભાવ અને કર્તવ્ય
નિષ્ઠા થી બેંકની સર્વિસમાં નીચેથી છેક
ઉપર ચીફ કેશિયર બનનાર પ્રમાણિક
અને નિષ્ઠાવાન કાર્યકર.



**શ્રી રેવાશંકર વી. ઠાકર**

શિક્ષક તરીકે જીવન શરૂ કરી
વ્યવહારિક અને સામાજિક જીવન
માં કુશળતાપૂર્વક કુટુંબીક વ્યવહાર
ચલાવી જ્ઞાતિ સમાજ સેવાની તમન્ના
અને ધગશ સેવનાર અદ્દભુત યાદ
શક્તિ ધરાવનાર આ ગ્રંથના લેખક
શ્રી રેવાશંકર ભાઇ



**શાંતાબેન હરીશંકર ઠાકર**

વિદાય 1981

હરિશંકર ઠાકરના ગૃહસ્થાશ્રમ ને શોભાવી પિતૃગૃહે થી ધાર્મિક અને કરુણારસના ગીતોનો વારસો મેળવી ને ભાવી પેઢી ને આપ્યો. શિક્ષક જીવન દરમિયાન બાળકોને સંસ્કાર આપ્યા. એવા કુટુંબ વત્સલ ગૃહિણી.



**સુશીલાબેન પ્રવીણકુમાર ઠાકર**

અનેક સદગુણો થી ભર્યું ભર્યું જીવન જીવી સૌને અદભુત મમતા લગાડી ટૂંક સમયમાં જીવનલીલા સંકેલી લઇ વિદાય લીધી.



**શ્રી પ્રભાશંકર વલભજી ઠાકર**

દૂધઈ જેવા નાના ગામમાં થી આગળ વધી સરકારી સેવા મેળવી, કુટુંબને સ્થિર કરી અને ઉચ્ચ શિક્ષણ અપાવનાર કુટુંબપ્રેમી વડીલ શ્રી પ્રભાશંકર વલ્લભજી ઠાકર.



**રળિયાતબેન પ્રભાશંકરભાઈ ઠાકર**

પ્રભાશંકરભાઈના કુટુંબને વત્સલતાથી વધારી પુત્રોને ઉચ્ચ સંસ્કાર અને શિક્ષણ અપાવનાર માતા.






**સરલાબેન નવનીતરાય ઠાકર**

જન્મ : 01-06-1945 સ્વર્ગવાસ : 11-05-2014

**વંદનીય:** હિતેષ, નરેશ, રવી, સાગર, રિધ્ધિ





**શ્રી મહેન્દ્રભાઈ જટાશંકર ઠાકર**

જન્મ:23-09-1955, સ્વર્ગવાસ: 18-05-2011

**સુસીલાબેન નવલશંકર ઠાકર**

સ્વર્ગવાસ: 14-12-2023



શ્રી કૌશિકરાય નવલશંકર ઠાકર

સ્વર્ગવાસ: 16-09-2023

જટાશંકર ભાઈ એ જીવનનો પ્રારંભ કણકોટ માં વિલેજ પોલીસ તરીકે કરેલો પછી રાજકોટની યુનિયન બેન્ક માં દાખલ થયા. અને તેમાં ઉતરોતર પ્રગતિ કરતા કરતા યુકો બેંકના ચીફ કેસીયર તરીકે પહોચ્યા. તેમની કારકિર્દી દરમિયાન અન્ય જ્ઞાતિ બંધુ ને પણ બેંકમાં ગોઠવ્યા હતા એમના લગ્ન ભટ્ટ પ્રેમજી સુંદરજી ના પુત્રી નર્મદાબેન સાથે થયા. લગ્ન પછી તેમણે શિક્ષિકાની નોકરી પણ સ્વીકારી.

બંને જણા નિવૃત્ત થઈ રાજકોટ માં જ રહ્યા તેમના પુત્રોમાં ભાઈ નવનીત હાપા રેલવે સ્ટેશન માં ફીડર તરીકે નોકરી કરે છે. નવનીત ના પત્ની સરલા બેન માલવણ ના મહેતા જટાશંકર ના પુત્રી રેલવે હોસ્પિટલ માં નોકરી કરે છે. રાજેન્દ્ર પણ બેન્ક ઓફ ઇન્ડિયા માં જોડાયા અને તેમાં ચાલુ છે.

રાજેન્દ્ર ના લગ્ન મોરબી તાલુકામાં મંત્રી તરીકે નોકરી કરતાં ઠાકર શિવશંકર પ્રભાશંકર ના પુત્રી ભારતીબેન સાથે થયા છે.

મહેન્દ્ર ઇજનેરી કચેરીમાં ગોઠવાયા છે મહેન્દ્ર ના લગ્ન સમઢીયાળા ના પંડ્યા મોહનલાલ ચત્રભુજ ના પુત્રી ઈન્દુબેન સાથે થયા છે.

રેવાશંકર ભાઈએ ૧૯૩૦માં સેન્ટર ટ્રેનિંગ કૉલેજની પ્રવેશ પરીક્ષા પાસ કરી તે જમાનામાં શિક્ષકની નોકરી મેળવવા માટે ડેપ્યુટી ઈન્સ્પેકટર ની કચેરીમાં ઉમેદવારી કરવી પડતી. આવી ઉમેદવારી એકાદ મહિનો કર્યા પછી રેવાશંકરભાઈ ને ત્રંબાની શાળામાં મહેતાજી નો હુકમ મળ્યો. ત્યાં છ માસ નોકરી કર્યા બાદ કાનાનોર મલબાર ની ગુજરાતી મહાજન સ્કૂલમાં નોકરી સ્વીકારી ત્યાં ગયા. આ સંસ્થામાં ખૂબ લોકપ્રિય બન્યા હજુ લગ્ન થયા ન હતા એટલે તે માટે પરત આવ્યા. પરંતુ કૌટુંબિક સંજોગોને કારણે ફરી કાનાનોર જઈ શકાયું નહીં.

દરમિયાન અમદાવાદમાં શ્રી પ્રાણજીવન ભાઈ સાથે ધંધામાં જોડાયા વળી વિઘ્ન આવ્યું અમદાવાદમાં હુલ્લડ થયા. લોજ ની ગરાગી ઘટી. ધંધો ઘાટા માં

પડ્યો છૂટા થયા. અમદાવાદની શાળામાં નોકરી કરી ટ્યુશનો કર્યા પછી રાજકોટ આવી ગયા. સૌરાષ્ટ્ર રાજ્યની સ્થાપના થઇ હતી શિક્ષણ મંત્રી શ્રી બળવંતરાય મહેતા એ બહાર ગયેલા સૌરાષ્ટ્રના પ્રાણવાન શિક્ષકોને પાછા ખાતા માં સમાવી લેવાની નીતિ શરૂ કરી હતી.

તેમાં રેવાશંકરભાઈને પણ ખાતા માં પ્રવેશ મળી ગયો રાજકોટ અને આસપાસ કામ કર્યા કર્યું અને વય મર્યાદા પહોચતા નિવૃત્ત થયા. રેવાશંકર ભાઈના લગ્ન પાનસડા ના પડ્યા જગજીવનભાઈ ના પુત્રી ઉજમબેન સાથે થયા છે તેમને સંતાનમાં એક પુત્ર ભાઈ પ્રવિણકુમાર છે. તેઓ ટેલિફોન સેવામાં દાખલ થઈ હાલ તેમાં સારી પદવી પર પહોંચ્યા છે તેમને ત્યાં પણ બે પુત્રો છે જીગ્નેશ અને હિરેન.

ત્રીજા ભાઈ હરિશંકર ભાઈ એ 7 ધોરણ પુરા કરી કારકુન તરીકે રાજકોટની રેવન્યુ કચેરીમાં દાખલ થયા આ કામગીરી દર વર્ષે આઠ માસ ચાલતી તેમણે ત્રણેક વર્ષ આ સેવા બજાવી તેમના કામમાં ચોક્કસઈ અને ચીવટ જોઈને મામલતદાર શ્રી સાહેબે તેમને ક્લાર્ક તરીકે લઈ લીધા.

તેમને સૌરાષ્ટ્ર રાજ્ય થયા પછી આ કાર્ય ધરખેડ નોંધણી વગેરેનું આપવામાં આવેલો અનેક ગામોમાં ફરીને આ કામ તેમણે કરેલું છે. અને તેમની યાદદાસ્ત પણ એવી તીવ્ર હતી. પ્રવાસમાં જતા ત્યારે પાણી પણ સાથે રાખતા નોકરી રાજકોટ કરતા પરંતુ નિવાસસ્થાન કણકોટ હતું. કંડોરણા બદલી થઈ પછી પાછા રાજકોટ આવી ગયા ફરી લોધીકા બદલી થઈ. પ્રમોશનમાં નાયબ મામલતદાર થયા અને ત્યાંથી નિવૃત્ત થયા. તેમના લગ્ન પાળ-રાજકોટ નિવાસી ભટ્ટ દેવશંકર નથુભાઈ ના પુત્રી શાંતાબેન સાથે થયેલા તેમના મોટા પુત્ર સાણંત પસાર થયા પણ શિક્ષકની નોકરી પસંદ ન કરી અને ઉધોગ માં જોડાયા. તેમના મામાના દીકરા શશીકાંત સાથે ભાગીદારી કરી હતી. પછી પોતાનું જુદું કારખાનું શરૂ કર્યું. એમના પુત્રો આ કામમાં ગોઠવાયેલા છે ભાઈ

ચન્દ્રકાન્ત પોતે મહુડીના ઉપસરપંચ તરીકે કામ કરતા હતા. હમણાં તાલુકા પંચાયતના સભ્યો ચૂંટાયા છે.

હરિભાઈ ના બીજા પુત્ર યોગેશ પણ રીક્ષા રીપેરીંગ ધંધો કરે છે પરંતુ હાલ તે કણકોટ માં રહે છે અને સરપંચ બન્યા છે. પરસોત્તમભાઈ નાની વયે અમદાવાદ ગયેલા અને પ્રાણજીવનભાઈ ની લોજ માં જોડાયા. આકામ માં તેઓ આગળ વધ્યા છે અને મોટા રસોઈના કોન્ટ્રાક રાખે છે. અમદાવાદમાં ઘરના મકાનો બનાવ્યા છે અને છોકરાઓને ટ્રાન્સપોર્ટ ના ધંધામાં ગોઠવ્યાં છે. તે ફ્લોર મિલ ચલાવે છે. પરસોતમ ભાઈ ના લગ્ન થાળાદેવડી જોષી ઓધવજી નારણજી ના પુત્રી જયાબેન સાથે થયેલા તેમને ત્રણ પુત્રો છે શશીકાંત,મહેશ અને હર્ષદ. શશીકાંત અને મહેશ ટ્રાન્સપોર્ટ સંભાળે જ અને હર્ષદ flormil સંભાળે છે.

શશીકાંત ના લગ્ન પીઠડ-ધારીના જોશી લાભશંકર મણિશંકર ના પુત્રી પ્રજ્ઞાબેન સાથે અને મહેશ ના લગ્ન પીઠડ ના જોશી જટાશંકર મોરારજી ના પુત્રી કુંદનબેન સાથે થયા છે. પછી રાજકોટમાં laxmi lodge-કાઠિયાવાડ લોજ માં જોડાયા. પછી પોતાની લોજ પણ બનાવી અપના ઘર પછી એ કાઢી નાખી અને માત્ર રસોઈના કોન્ટ્રાક્ટ રાખે છે.

ઉપરાંત તેમના બે દિકરા કૌશિક અને બીપીન પણ ટ્રાન્સપોર્ટ નું કામ કરે છે એક દુકાન પણ ચાલુ કરેલી છે નવલભાઇ ના લગ્ન રૈયા ના જોશી મોહનલાલ ત્રિભુવન ના પુત્રી સુશીલાબેન સાથે થયા છે. મોટા પુત્ર ના લગ્ન દુધઈ નિવાસી મહેતા વૃજલાલ ની દીકરી પ્રભાબેન સાથે થયા છે અને બીપીન ના લગ્ન દુધઇ ના મથુરદાસ ગૌરીશંકર જે હાલ રાજકોટમાં રહે છે તેની દીકરી ભાવનાબેન સાથે થયા છે હાલ તેઓ ગાંધીગ્રામ સોસાયટીમાં પોતાના મકાનમાં રહે છે. વાલજી ઠાકોર નુ કુટુંબ વાગુદડ અને રાજકોટમાં રહેતું તેમના મોટા પુત્ર ગોવિંદજી વાગુદડ નું ગામોટુ કરતા માધવજીભાઈ મહાજનના પોલીસ તરીકે

કામ કરતા .પશુ-પંખી તરફ ધ્યાન રાખતાં. તે પછી વાગુદડ ના પોલીસ પટેલ થયા તેમનો વિસ્તાર વધ્યો નથી.

બીજા ભાઈ નકેશ્વર સન્યાસી તરીકે જ જીવન જીવ્યા હતા તેમનો પણ કોઈ વિસ્તાર નથી. ગોવિંદજી ભાઈ ના પુત્ર વજેરામ પોલીસખાતામાં જોડાયેલ. વજેરામ ના લગ્ન પરષોત્તમ ગંગાધર પંડ્યા કંડોરણાવાળા ના બેન મોંઘીબેન સાથે થયેલા. સંતાનમાં તેમણે એક પુત્રી હતી તેનું નામ જીવીબેન. તેમને લતીપુર ના જોશી જેઠાલાલ વેલજી સાથે પરણાવેલા.

## ઠાકોરો નું બીજું ગ્રુપ ઇંગોરાળીયા ઠાકર છે.

વિઠ્ઠલજી

મોનજી--------------------- વલ્લભજી--------------------- રણછોડ

દુર્લભજી -------------------રેવાશંકર

ભવાનીશંકર—ઓધવજી

જયસુખલાલ

દિલિપ

તેજસ-નીસા

કામેશ્વર--------------------પ્રભાશંકર------------------ઉમિયાશંકર--ભાઈશંકર

ગણપત-----------વિશ્વનાથ-ભાનુશંકર શિવશંકર---વનમાળી-------વસંત-ભાલચંદ્ર દલપત

જગદીશ-દિનેશ-ઉષા-પુષ્પા જયેશ વિનાયક-પરેશ સૂર્યકાંત------જયંત અનુપ—મેહુલ

ધૈર્ય આદિત્ય-રિધ્ધિ-ડીમ્પલ યાજ્ઞિક ક્રિષ્ના-ગુંજન-હર્ષ-અક્ષય આસ્થા-વરેણ

અજય-------------યોગેશ

કૃપા-અમી-વિવેક માતંગી-નિયતિ

હેમતલાલ--------------------વસંતરાય

શૈલેષ---અભય પ્રફુલ્લ

યશ-નિરાલી દર્શિલ પ્રિન્સ-ખુશી



સ્વ.શિવશંકર પ્રભાશંકર ઠાકર સ્વ.મુક્તાબેન શિવશંકર ઠાકર



શ્રી પ્રભાશંકર વલ્લભજી ઠાકર



શ્રી વસંતલાલ પ્રભાશંકર ઠાકર

સ્વર્ગવાસ: 12-11-2018



શ્રી ભાનુશંકર કામેશ્વરભાઈ ઠાકર

સ્વર્ગવાસ: 22-08-2020



શ્રી દિલીપભાઇ ભવાનીશંકર ઠાકર

સ્વર્ગવાસ: 27-08-2022

ઇંગોરાળા ગામ બાબરા અને ચીતલ ની વચ્ચે છે ત્યાં આ કુટુંબ રહેતું હતું ભાઈઓનું જૂથ હતું તેમની પાસે એક ઊંમદા ઘોડી તેમણે ઉછેરી હતી ત્યાંના કાઠી દરબારો ની આંખો માં વસી ગઈ. તેમણે ઘોડી ની માગણી કરી પરંતુ બ્રાહ્મણોએ તે આપી નહીં છેવટે તકાદો થતાં બ્રાહ્મણોએ તો ગામના ચોરા નો આશ્રય લઈ ત્યાં આસન જમાવ્યું, એક ભાઈએ ગરાસીયા ઓ પાસે જઈને જણાવ્યું કે ચોરામાં અમારી ઘોડી સુતી છે લઈ આવો. પહેલા ત્યાં ગયા અને સૂતેલા છ ભાઈયો ને ખતમ કર્યા. આ પ્રસંગ દંતકથા રૂપે ચાલે છે પરંતુ આજે ઇંગોરાળા ગામના ચોરામા ઠાકર કુટુંબની છ ખાંભીઓ ઉભી છે આ કુટુંબ આ ગામનું પાણી પીતા નથી. આ કુટુંબની માહિતી વિઠ્ઠલજી ઠાકર થી જાણવા મળી છે તેમના ત્રણ પુત્રો મોનજી વલ્લભજી રણછોડ હતા.

મોનજીના બે પુત્રો દુર્લભજી કરાચી પહોંચેલા અને ત્યાં કસ્ટમ ઓફિસર તથા તેના પુત્ર ભુદરજી હતા તે પણ કસ્ટમમાં નોકરી કરતા ઉતરાવસ્થામાં તેઓ રાજકોટ આવ્યા દુર્લભજી ઠાકર ના લગ્ન જોષી કાળા ગોપાળજી ના દીકરી રંભાબેન સાથે થયેલા.

ભુદરજી ના લગ્ન ચમારડી નિવાસી વ્યાસ પીતાંબર મકનજી ની પુત્રી જય કુવાર સાથે થયેલા તેમનો વિસ્તાર નથી.

મોનજી ભાઈ ના બીજા પુત્ર રેવાશંકર ભાઈએ પોતાની કારકિર્દી કીર્તનકાર તરીકે શરૂ કરેલી. સુંદર પરી કથાઓ તથા આખ્યાનો વાર્તાઓ કરતા સુરીલો અવાજ હતો એટલે સંગીત પણ જમાવતા આ કામમાં તેના પુત્ર નાથુભાઈ હાર્મોનિયમ બજાવતાં અને બનેવી દયારામ જાની તબલા બજાવતા.

આ ધંધામાં તેમણે સારી ખ્યાતિ મેળવી અને રાજકોટ નરેશ લાખાજીરાજ ના પ્રીતિપાત્ર બન્યા અનાથ આશ્રમ તથા વૃધ્ધાશ્રમ રાજ્ય તરફથી કથાવાર્તા સંભળાવા જતા. તેમના લગ્ન પીપરીયા ના જોશી કરસનજી પરસોતમ ના પુત્રી ઝવેરબેન સાથે થયા હતા તેમને બે પુત્રો નાથુભાઈ અને કાસીરામભાઈ તથા

બે પુત્રીઓ નવલ બેન અને કાશીબેન હતા. ઝવેરબેન ના અવસાન બાદ રેવાશંકર ભાઈએ બીજા લગ્ન કર્યા હતા તેમને તેનાથી એક પુત્ર જયસુખ અને પુત્રી તરલીકા થયા છે.

નાથુભાઈ નું અવસાન નાની વયે થયું હતું ભાઈ કાશીરામ એ રાજકોટમાં શિક્ષક તરીકે આરંભ કર્યો પછી 44-45 માં તેઓ મોમ્બાસા ગયા અને ત્યાં સરકારી સંસ્થામાં સંગીત અને વ્યાયામ શિક્ષક થયા. પછી કોલેજના રજિસ્ટ્રાર થયા હતા. પછી નિવૃત્ત થઈ રાજકોટ પરત આવી રાજકોટમાં મકાન લઈ રહે છે. તેમના લગ્ન બાબરાવાળા જોશી માવજી દામજી ના પુત્રી સાથે મોમ્બાસા માં થયા છે. તેમના પુત્ર હેમન. હેમન BE સિવિલ છે. રાજકોટમાં પોલિટેકનિક માં લેક્ચરર તરીકે કામ કરે છે કાશીરામભાઈ બે દીકરીઓ છે રેણુકાબેન ને ઉમરાળી ના જોશી લાભશંકર કલ્યાણજી સાથે પરણાવ્યા છે તેઓ ડોકટર છે અને હાલ જામનગરમાં પોતાનું ક્લિનિક ચલાવે છે.

બીજી દીકરી ભગવતીને ધારીના વ્યાસ વૃજલાલ પુત્ર જગદીશ સાથે પરણાવેલ છે જે ઇલેકટ્રીક બોર્ડ માં એન્જિનિયર છે.

રેવાશંકરભાઈ ના ત્રીજા પુત્ર જયસુખલાલ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક હતા તેઓ પણ પછીથી મોમ્બાસા ગયા. નાયરોબી ની એક બેંકમાં જોડાયા પછી કાલટેક્ષ પેટ્રોલ કંપની માં ગોઠવાયા પછી ઝામ્બિયામાં લુસાકા ગામે બદલ્યા પછી આફ્રિકા છોડી લન્ડન ગયા તેમના લગ્ન આફ્રિકામાં રહેતા દલપતરામ રેવાશંકર ના પુત્રી સાથે થયા. લન્ડન માં કાલટેક્ષ માં જ હતા. પછી કુવૈતમાં બદલ્યા ફરી લન્ડન આવ્યા છે અને હજુ ત્યાં જ કામ કરે છે. તેમનો એક પુત્ર કૈલાશ ઇલેકટ્રોનિક ના ઇજનેર તરીકે નોકરી કરે છે હાલ આ કુટુંબ યુ.કે.માં રહે છે.



વલ્લભજી ઠાકર દૂધઇ માં રહેલા તેમના પુત્ર કામેશ્વર અલીયાબાડા માં શિક્ષક હતા તેમણે વડાળાં ના મહેતા ત્રિભુવન ની પુત્રી સાથે લગ્ન કરેલા તેમના પુત્રો માં ગણપત રસોઈના કામમાં જોડાયા હતા અને અમદાવાદમાં કામ કરી હાલ જામનગરમાં આ વ્યવસાય કરે છે. તેના લગ્ન જોષી જેઠાલાલ ભગવાનજી ના પુત્રી સાથે થયા છે.

વિશ્વનાથ હાલ દુધઈ માં રહે છે અને ગામોટુ કરે છે.

ભાનુશંકર જામનગરમાં પોસ્ટ ખાતામાં કામ કરે છે.

શ્રી પ્રભાશંકર જામનગરમાં રાજ્યમાં તલાટી તરીકે કામ કરતા તેમના મોટા પુત્ર શિવશંકર પણ તલાટી થયેલા. હાલ તે નિવૃત્ત થઇ મોરબી માં મયુર નગરમાં રહે છે.

બીજા પુત્ર વનમાળી રસોઈનું કામ કરતા. ત્રીજા પુત્ર વસંત મોરબી પાસે નેસડામાં આચાર્ય હતા હાલ મોરબીમાં રહે છે. સૌથી નાના ભાલચંદ્ર આયુર્વેદિક કોલેજ માંથી પદવી લઈ સરકારી ખાતામાં દાખલ થયા અને ક્રમે ક્રમે તેમાં આગળ વધી હાલ ડેપ્યુટી ડાયરેક્ટર તરીકે અમદાવાદમાં ફરજ બજાવે છે. તેમના લગ્ન ચાડિયા નિવાસી પંડ્યા ભાઈશંકર મકનજી ના પુત્રી સુધાબેન સાથે થયા છે.

ઉમિયાશંકર ના પુત્ર દલપત. તે રેલવેમાં નોકરી કરતા ઉમિયાશંકર ભાઈના લગ્ન પીઠડ ના જોશી વાલજી કાળાના બેન સાથે થયેલા. દલપત ના લગ્ન મતવાના ભટ્ટ ભવાનીશંકર ના પુત્રી સાથે થયેલા એમને પરિવાર નથી.

ભાઈ શંકર ઠાકર પડધરીમાં પોસ્ટમેન હતા તેના લગ્ન ઉમરાળી ના જોશી માવજી વીરજી ના પુત્રી ઊજમબેન સાથે થયા છે.

રણછોડ ઠાકર રાજકોટ આવેલા તેમણે કલ્યાણ સોસાયટી પાસે ખેતીવાડી કરેલી. એમના લગ્ન પીઠડ ના જોશી કાળાભાઈ ની દીકરી રામબાઈ સાથે

થયેલા તેમના બે દીકરા હતા. ભવાનીશંકર અને ઓધવજી. ભવાનીશંકર ના લગ્ન ચમારડી ના પંડ્યા કાનજીભાઈ ના બેન અંબાબેન સાથે થયેલા. અંબાબેન ને સંતાન ન હોવાથી તેમણે બીજા લગ્ન સત્તાપર માં કર્યા. ભવાનીશંકર રાજકોટ રાજ્યના શિક્ષણ ખાતા માં જોડાયેલા હલેડા માં આચાર્ય તરીકે હતા. નિવૃત્ત થઈને રાજકોટમાં મનહર પ્લોટ ના ચોરા સામે પોતાના મકાનમાં કરિયાણાની દુકાન આવેલી. તેઓ રાજકોટ સ્ટેટ માં ગોબલર તથા સ્કાઉટીંગ પ્રવૃત્તિમાં પણ આગેવાની ભર્યું ભાગ લેતા. ભવાનીશંકર ના પુત્ર દિલીપ થયા તેઓ રાજકોટમાં સરકારી નોકરીમાં છે તેના લગ્ન મૂળ ઢસા પંડ્યા ભાનુશંકર મોહનલાલ ની પુત્રી સરોજબેન સાથે થયા છે. ઓધવજી ના લગ્ન અલિયાબાડા ના પંડ્યા કલ્યાણજી ના દીકરી સાથે થયા હતા તેમનો વિસ્તાર નથી.

ઇંગોરાળીયા ઠાકરનું એક કુટુંબ ઢોલરા ગામ માં રહેતું હતું. તેનુ જોડાણ દુધઇ ના કુટુંબ સાથે હતું.

આણંદજી ઠાકર ઢોલરા માં રહેતા તેમને બે પુત્રો દયારામ અને મયારામ આ બંને ભાઈઓને પુત્ર ન હતા.

દયારામ ઠાકરને પુત્રીઓ હતી.

ઉજમબેન ના લગ્ન પીઠડમાં ભટ્ટ હરિશંકર ગોવિંદજી (તેમના પુત્રો બચુભાઇ આચાર્ય વગેરે)

સાકરબેન ના લગ્ન પીઠળ ના જોશી ખીમજી જેરામ સાથે થયા હતા.

રંભાબેન ના લગ્ન પીઠડ ના જોશી પ્રભાશંકર કાળાભાઈ સાથે થયેલા.

ચોથી દીકરી કસ્તુરબેન ના લગ્ન ચાંદલી વાળા ભટ્ટ ત્રિકમજી કાલિદાસ સાથે થયા હતા.

ઠાકર મયારામ ને એક પુત્રી હીરાબેન. તેના લગ્ન રાજકોટ જોષી ત્રિભુવન ગોપાલજી ના પૌત્ર જયંતીભાઈ મગનલાલ સાથે કરેલ. જયંતીલાલ પણ અપુત્ર અવસાન પામ્યા તેઓ શિક્ષણ ખાતા માં કામ કરતા અને રાજકોટમાં પુજારા પ્લોટ માં પોતાનું મકાન બનાવ્યું હતું. ઠાકરો ના કુળદેવી તુલજા ભવાની રાજકોટ મનહર પ્લોટ માં ભવાનીશંકર રણછોડઠાકર ના મકાન માં બિરાજે છે.

## પ્રકરણ નવ મું

## પાઠક કુટુંબો

પાઠક એટલે યજ્ઞકાર્યમાં મંત્રોનું પઠન કરનાર ભૂદેવ. જેમણે આ કાર્યમાં પ્રાવીણ્ય મેળવ્યું એમની સાથે પાઠક અટક પછીથી જોડાઈ ગયેલી લાગે છે. આપણી જ્ઞાતિમાં પાઠક કુટુંબોની સંખ્યા મર્યાદિત છે જામનગર જિલ્લામાં આવેલ હડમતીયા ગામે આ કુટુંબ વસેલું . સંભવ છે કે બાડાના પંડ્યા કુટુંબના આકર્ષણથી આ કુટુંબ આ તરફ આવેલા હોય તેમના વડવા વિશે વિગત મળતી નથી એટલે મૂળ વતન નક્કી થઈ શકતું નથી પરંતુ જાણીતા વડવા હરિરામ પાઠક ની હકીકત ઉપલબ્ધ છે.

તેમનું કુટુંબ હાલારના હડમતીયા ગામ માં ગોઠવાયું હરિરામ પાઠકના લગ્ન પસાયા ના મેઘજી ઉપાધ્યાય ના બેન સાથે થયા. તેમને બે પુત્રો મોનજી અને દામજી. દામજી પાઠક પુરુષાર્થી હતા તેમણે હડમતીયા માં વેપાર ગોઠવી પોતાના કુટુંબને સ્થિર કરેલ તેમણે બે વખત લગ્ન કરેલા એક લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ જાદવજી નાનજી નાબેન નાથીબેન સાથે થયા. આ લગ્નથી બે પુત્રો થયા જયશંકર અને દુર્લભજી. દામજીભાઈ ના બીજા લગ્ન ઢસાના પંડ્યા ડાયાભાઈ મેઘજી ની પુત્રી કાશીબેન સાથે થયા તેના બે પુત્રો ઈશ્વરલાલ અને ઇન્દુપ્રસાદ દામજીભાઈ હડમતીયા છોડીને પુરુષાર્થ કરવા વડોદરા પહોંચેલા ત્યાં મીઠાઈ ફરસાણ ની દુકાન જમાવેલી તેમાં તેમના સાળા ભાઈશંકર તથા નટવરલાલ પણ ગોઠવાયેલા પછી તેમના પુત્ર દુર્લભજી નું અવસાન થતાં આ કારભાર બંધ થયો. દામજીભાઈ ના મોટા પુત્ર જયશંકર ના લગ્ન રાજકોટના જોષી ત્રિભુવન ગોપાલજી ના પુત્રી પ્રભાબેન સાથે થયેલા.



**શ્રી મોનજી હરિરામ પાઠક**

સમગ્ર પાઠક પરિવાર ની વંદના...હ. ખીમજીભાઈ પાઠક તથા મુક્તાબેન ખી. પાઠક બાબુલાલ તથા હંસાગૌરી, હેમતલાલ જસુમતીબેન, શાસ્ત્રી કનૈયાલાલસરોજબેન, નરેન્દ્રકુમાર, રસીલાબેન નીતિનકુમાર, દક્ષાબેન

# પાઠક કુટુંબનો આંબો ....



મકનજી
હરિરામ
મોનજી
દામજી
લક્ષ્મીશંકર---મણિશંકર---ડાયાલાલ----------ખીમજી
જયશંકર-દુર્લભજી-ઈશ્વરલાલ-ઇન્દુપ્રસાદ
ગુણવંત-ભઈલો
મુગટ
મોતીલાલ-રમેશ-કાંતિલાલ
પ્રબોધ-કિરીટ
અશ્વિન-બાબુ
દિલિપ-યોગેશ-રાજેશ-ભાવેશ
પ્રેમશંકર----હેંમતલાલ-----કનુ-નરેન્દ્ર-નીતીન
ચિંતન
તેજસ
દિપક
અશોક-જીતુ-કીર્તિ
ભરત-કાળુ-ધર્મેશ
જસ્મીન
સત્યમ
મિતુલ
માનવ-પ્રિયા
નૈત્રી

પરંતુ જયશંકર લગ્ન પછી થોડા વખતમાં જ ગુજરી ગયા પછી પ્રભાબેન નર્સિંગ નો અભ્યાસ કરી રાજકોટની સરકારી હોસ્પિટલમાં લાંબા સમય સુધી સેવા કરી નિવૃત થયા. અને તાજેતરમાં સ્વર્ગસ્થ થયા.

દામજીભાઈ ના બીજા પુત્ર દુર્લભજી ના લગ્ન દુધઇ ના ઠાકર દુર્લભજી મોનજી ના પુત્રી જમનાબેન સાથે થયા. દુર્લભજી પણ યુવાન વયે નિસંતાન ગુજરી ગયા જમનાબેન અભ્યાસ કરી શિક્ષક થયા અને રાજકોટમાં નોકરી કરી નિવૃત્ત થયા છે.

ત્રીજા પુત્ર ઈશ્વરલાલ ગોંડલમાં સ્થાયી થયા અને ત્યાંની સુપ્રસિદ્ધ લાઈબ્રેરી ના ગ્રંથપાલ તરીકે વર્ષો સુધી સેવા આપી ગ્રંથાલય નું સુંદર સંચાલન કરવા બદલ પારિતોષિક પ્રાપ્ત કર્યું અને હવે નિવૃત થયા છે. તેમના લગ્ન પીઠળ-રાજકોટના જોષી પ્રભાશંકર ઉમિયાશંકર ના પુત્રી મુક્તાબેન સાથે થયા છે ઈશ્વરભાઈને બે પુત્રો છે પ્રબોધ અને કિરીટ.

ભાઈ પ્રબોધ આરોગ્ય ખાતામાં કામ કરે છે તેના લગ્ન ચાડીયા-પ્રાચીના પંડ્યા દેવશંકર લાલજી ના પુત્રી નીલમબેન સાથે થયા છે. ભાઈ કિરીટ ના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

ઇશ્વરભાઇ થી નાનાભાઈ રાયપુરમાં રહે છે વર્ષોથી તેઓ ત્યાં સ્થાયી થયા છે અને ડેરી તથા પ્રેસનું કામકાજ કરે છે તેના લગ્ન પીઠડ-અમદાવાદના જોષી પ્રેમશંકર ગૌરીશંકર ના પુત્રી સાથે થયા છે તેને ત્રણ પુત્રો છે.

મોનજીભાઈ નું પરિવાર જોઈએ મોનજીભાઈ હડમતીયા માં જ રહેતા તેના લગ્ન ઈશ્વરીયા ના વ્યાશ દેવનંદન ભાઈ ના પુત્રી સાથે થયા. તેઓ હડમતીયા વેપાર કરતા તેમને ચાર પુત્રો થયા તેઓ જુદા જુદા વ્યવસાય માં ગોઠવાયા. કોઈ શિક્ષક થયા તો કોઈએ વ્યાપારમાં નસીબ અજમાવ્યું. મોટા મણિશંકર શિક્ષક થયેલા તેના લગ્ન થાવરીયાના વ્યાશ તુલસીભાઈ લીલાધર ની પુત્રી જેકુવરબેન સાથે થયા. તેમને એક પુત્ર મુગટલાલ તે જોડીયા મસ્ત ઉધોગ

ખાતામાં કામ કરે છે. મુગટલાલ એ ત્રણ વખત લગ્ન કર્યા તેના પ્રથમ લગ્ન ખાંભાના વ્યાસ મગનલાલ પ્રાણશંકર ની પુત્રી હંસાબેન સાથે થયા બીજા લગ્ન અલીયા બાડા ના પંડ્યા કામેશ્વર ની પુત્રી કાંતાબેન સાથે થયા ત્રીજા લગ્ન પીઠડ ના જોશી વાલજી કાળા ની પુત્રી સાથે થયા.  તેને બે પુત્રો અશ્વિન અને બાબો.

બીજાભાઈ લક્ષ્મીશંકર હડમતીયા માં રહીને કંદોઈની દુકાન ચલાવતા તેના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા કામેશ્વર મેઘજી ના પુત્રી સાથે થયા. તેમને સંતાન નથી તેમણે બીજા લગ્ન ખાનકોટડા ના મહેતા અમૃતલાલ મોરારજી ની બેન શિવકુવરબેન સાથે કર્યા, તેને બે દીકરા ગુણવંત અને ભઈલો.

ગુણવંત કર્મકાંડને કામ કરે છે તેના લગ્ન રાવકી મેટોડા ના વ્યાસ મોહનલાલ મીઠાની પુત્રી સાથે થયા. ભાઈલા ભાઈ સારડા ચલાવવાનું કામ કરે છે.

શ્રી ડાહ્યાલાલ શિક્ષક થયા હતા તેના લગ્ન પાતામેઘપર ના ભટ્ટ શિવરામ પ્રેમજી ના પુત્રી અમૃતબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર મોતીલાલ રાજકોટ આવીને કે.રસિકલાલ ના કારખાનામાં કામ કરે છે. મોતીલાલ ના લગ્ન ચાંદલી ના પંડ્યા મકનજી જીવન ની પુત્રી દયાબેન સાથે થયા તેને ચાર પુત્રો છે. તેઓ પણ કે.રસિકલાલ માં કામ કરે છે.

મોતીલાલ હાલ સ્વર્ગસ્થ છે ડાયાભાઈ ના બીજા પુત્ર રમેશ ના લગ્ન લતીપુર-રાજકોટના મહેતા છોટાલાલ દુર્લભજી ની પુત્રી સાથે થયા.

ત્રીજા પુત્ર કાંતિલાલ છે.  મોનજીભાઈ ના ચોથા પુત્ર ખીમજીભાઈ તેમણે વેપારમાં ઝંપલાવ્યું જાહેર સેવા ક્ષેત્રે પણ કામ કરેલ તેના પહેલા લગ્ન દુધઈ રાજકોટના ઠાકર દુર્લભજી મોનજી ની પુત્રી ગોદાવરીબેન સાથે થયા તેનાથી એક પુત્ર તે પ્રેમશંકર. તેના લગ્ન લતીપુર વણથલીના ઉપાધ્યાય દલપતરામ વાલજી ના પુત્રી હંસાબેન સાથે થયા.  ખીમજીભાઈ ના બીજા લગ્ન

નગરપીપળીયા ના પંડ્યા ત્રિભુવન મેઘજી ની પુત્રી મુક્તાબેન સાથે થયા. તેના ચાર પુત્રો હિંમતલાલ, કનૈયાલાલ, નરેન્દ્ર અને નીતિન.

હિંમતલાલ હડમતીયા માં વેપાર કરે છે. તેના લગ્ન અમરેલીના રાજ્યગુરુ મંછારામ ગોરધનદાસ ની પુત્રી જસુબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે. ભરત અને બીજા બે.

કનૈયાલાલ બી.એ થયા છે સંસ્કૃતની પરીક્ષાઓ પાસ કરી શાસ્ત્રી થયા છે અને કર્મકાંડનું કામ કરે છે તેના લગ્ન ભટ્ટ ખરાશંકર મગનલાલ ની પુત્રી સરોજબેન સાથે થયા તેને એક પુત્ર જયેશભાઈ છે. નરેન્દ્ર બેડેશ્વર મા વહાણવટા ની પેઢીમાં નોકરી કરે છે. તેના લગ્ન પીઠળના જોશી રતિલાલ નારણજી ની પુત્રી રસીલાબેન સાથે થયા. નિતીન પણ ખાનગી સર્વિસમાં છે તેના લગ્ન થાણાદેવળી ના જોશી (છોટાઉદેપુર) સુરેન્દ્ર શાંતિલાલ ના પુત્રી સાથે થયા તેને એક પુત્ર જયેશ છે.



મુક્તાબેન ખીમજીભાઈ પાઠક

સ્વર્ગવાસ: 29-10-2023

## પંડયા કુટુંબો



આ જ્ઞાતી  સમૂહમાં પંડ્યા કુટુંબ નો વિસ્તાર પણ મોટો છે.

કાઠીયાવાડ પરગણામાં જોઈએ તો ઢસા, ચાડીયા, ચરખા, બાબરા, કંડોરણા, સમઢીયાળા વગેરે મુખ્ય કેન્દ્ર ગણાવી શકાય.

હાલાર પરગણામાં પીઠળ,લતીપુર, નગરપીપળીયા, રાજકોટ, અલિયાબાડા જામનગર ના મુખ્ય કેન્દ્રો ગણાવી શકાય.

આપણે ક્રમવાર અભ્યાસ કરીશું .

## ઢસા ના પંડયા કુટુંબ



કાળા
અજરામર
જીણા-નાગજીભાઇ
રાઘવજી
મેઘજી
ગાંગજી
ખીમજી
ગણપતરામ-હરિલાલ
ભાઇશંકર-રમણલાલ-કનૈયાલાલ-દુર્ગાશંકર
પ્રવીણ---પ્રફુલ-ઘનશ્યામ-કિશોર-બાલકૃષ્ણ મુકેશ
વિનોદ
પ્રકાશ
દિપક
મનીષ-હર્ષદ રાજેશ----હરેશ
હસમુખ-દિનેશ
તુષાર આશિક
અમીષ-ઝરણા દર્શન-માહિ
ડાયાલાલ
રૂગનાથ
અંબાશંકર----મોહનલાલ----ભાઇશંકર-----નટવરલાલ
મણિશંકર
નવનીતરાય-ભાનુશંકર
વસંતરાય-મહેન્દ્ર
હરિવદન-ઉમેશ-સુભાષ
વ્રજલાલ-નર્મદાશંકર-હિંમતલાલ
હરેશ-અનિલ
ભાસ્કર-યોગેશ-જીતુ
રોનક
કિરીટ-યોગેશ-નિતીન શૈલેષ-કૌશિક
પ્રમોદ-જીતેન્દ્ર -કિરીટ-અતુલ-શૈલેષ
આશિષ-ચિંતન
સંદીપ સમીર રોહન રાહુલ યશ
મૂળશંકર
વલ્લભજી
દામજી
શુભશંકર-નરેન્દ્ર-દિનુભાઇ
ગજેન્દ્ર
જગદીશચંદ્ર
બીધીન-મુકેશ પપ્પુ-પિન્ટુ
કિશોર-નિતીન



**જયાબેન નાગજીભાઇ પંડયા**

સ્વર્ગવાસ: 02-06-2015

વંદનીય:

પંડયા પરિવાર



**શ્રી નવનીતલાલ મોહનલાલ પંડ્યા**

નાની વયે પ્રબળ પુરુષાર્થ અનેમહેનતથી જામનગરમાં ઇન્કમટેક્ષ સલાહકાર તરીકેની માતબાર પેઢીનું સર્જન કરનાર કુટુંબ વત્સલ, યુવાન વયે વિદાય લેનાર સેવાભાવી સજ્જન.

ઢશામાં અન્ય બ્રાહ્મણ કુટુંબની માફક આ કુટુંબ પણ આવ્યું હશે ઝીણા પંડ્યા ઢશા માં રહેતા તેમના ત્રણ પુત્રો માંથી રાઘવજીભાઇ ઢસા દરબારની વસો ગામ ની હવેલી માં સેવા કરતા. એટલે તે ગુજરાતના પાટીદારો કુટુંબ થી પરિચિત થયેલા. બીજા બે પુત્રો ઢસામાં જ રહેલા અને વડીલોના વ્યવસાયમાં ગોઠવાયેલા. મેઘજીભાઈ ના મોટા પુત્ર ડાયાલાલભાઈ એ અભ્યાસ અભ્યાસ કરી રાજકોટની સેન્ટર ટ્રેનિંગ કૉલેજમાં તાલીમ લઇ શિક્ષક બની જામનગર રાજ્યમાં નોકરી સ્વીકારેલી. તેમણે આ નોકરી વર્ષો સુધી જુદે જુદે સ્થળોએ કરી.  આ રીતે આ યુવાન પણ ઢસા બહાર નીકળી ગયા.

ગાંગજી ભાઈ ના મોટા પુત્ર મૂળશંકરભાઈ પણ પ્રાથમિક શિક્ષણ ઢશામાં પૂરું કરી મુંબઈ ઉપડી ગયા. ત્યાં નામા નું કામ હસ્તગત કરી જુદા-જુદા ટ્રસ્ટમાં મહેતાજી તરીકે ગોઠવાઈ ગયા. તેમના નાના ભાઈ વલ્લભભાઈ અગ્રેજી ભણેલા. અને શિક્ષક થયેલા. પરંતુ નાની વયે ગુજરી ગયા. આમ પંડ્યા કુટુંબના નબીરાઓ ઢસા છોડી બહારની દુનિયામાં પુરુષાર્થ કરવા નીકળી ગયેલા.

## ખીમજીભાઈ રઘવાજીભાઈ નો પરિવાર

રાઘવજીભાઇ અને એક પુત્ર ખીમજીભાઈ અને એક પુત્રી દિવાળીબેન. ખીમજીભાઈ ના લગ્ન નાત પટેલ કુટુંબમાં લાડુબેન સાથે થયા હતા. દિવાળી બેન ને જામનગર ઉપાધ્યાય વાલજી મૂળજી સાથે પરણાવેલા.

ખીમજીભાઈએ પિતા ને પગલે જીવનનું આરંભ કર્યો પરંતુ તેમના પુત્રોએ એક નવી દિશામાં પગલા માંડ્યા.





શ્રી રાજેશભાઈ પ્રફુલ્લભાઈ પંડયા

સ્વર્ગવાસ: 04-10-2023

આ પુત્રોએ નાટકની દુનિયામાં પ્રવેશ કર્યો મુંબઈની દેશી નાટક સમાજ અને આર્યનૈતિક નાટક સમાજમાં તેમણે પ્રવેશ મેળવ્યો. અને ભાઈ હરિલાલ રમણલાલ કુશળ નટો તરીકે પંકાયા હતા પછી જુદી-જુદી કંપનીઓ બદલાવી અને સ્વતંત્ર સાહસ પણ કર્યું. ખીમજીભાઇ પછી આ પુત્રોની દેખભાળ ના કામમાં રોકાયેલા રહેતા. નાટ્યકલા નો ધંધો નટો ની અમુક ઉંમર સુધી જ શ્રેય અને પ્રેય આપે છે. પછી અગત્યતા ઓછી થાય છે અને કલાકારોનું પાછલું જીવન જરા આકરો જતું હોય છે.

આ ભાઈઓના ખ્યાલમાં આ વાત હતી જ બીજા ભાઈઓને અન્ય વ્યવસાય માં રોકવા પણ ખીમજીભાઈ એ પ્રયત્ન કર્યા. વડાળા ગામે ખેતી પર પ્રયોગ પણ કરી જોયો ન ફાવ્યા અને પછી તો તેમની પણ ઉંમર વધતી ચાલી એટલે ભાઈઓના પરિવાર અન્ય વ્યવસાય માં ગોઠવાવા લાગ્યા. જ્યાં અનુકૂળતા મળી ત્યાં વસી ગયા એક બે કુટુંબ અલિયાબાડા તો એકાદ મહુવા પાલીતાણા તરફ તો એકાદ અમદાવાદ મુંબઈમાં વેચાઈ ગયા.

ખીમજીભાઈ ના એક પુત્રી લલીતાબેન તેમને પીઠડ વાળા જોશી દામજી બેચર સાથે પરણાવ્યા. ભાઈ ગણપતરામ ને તે કુટુંબમાં પરણાવ્યા હતા. સામ સમું સગપણ હતું.

ગણપતભાઇ ને પાંચ પુત્રો થયા. ખીમજીભાઈ ના બીજા પુત્ર હરિભાઈ ના લગ્ન કંડોરણા અમદાવાદના પંડ્યા નર્મદાશંકર કેશવજી ની પુત્રી કાંતાબેન સાથે થયા અને બે પુત્રીઓ છે.

ત્રીજા પુત્ર ભાઈશંકર ના લગ્ન વ્યાસ ભીમજી પોપટના પુત્રી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે એક પુત્ર મુકેશ છે. તેના લગ્ન લતીપરના ઉપાધ્યાય અરવિંદ મોહનલાલ ની પુત્રી સાથે થયા બીજા ભાઈ હસમુખ શિક્ષક છે ત્રીજા ભાઈ દિનેશ છે.

ચોથા પુત્ર રમણલાલ ના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા હતા તેમને એક પુત્ર વિનોદ છે રમણભાઈ સ્વર્ગસ્થ છે વિનોદ ના લગ્ન ઇતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે તે મુંબઈમાં ધંધો કરે છે.

પાંચમાં કનૈયાલાલ અલીયાબાડા રહેતા તેના લગ્ન પીઠડ ના જોશી નાનજી ગૌરીશંકર ના પુત્રી સાથે થયા છે તેમને એક પુત્ર છે પ્રકાશચંદ્ર. તેના લગ્ન પીઠડ રૈયા ના જોશી નટવરલાલ મોહનલાલ ની પુત્રી સરલા બેન સાથે થયા પ્રકાશચંદ્ર સર્વે ખાતામાં કામ કરે છે તેમને એક પુત્ર છે.

ખીમજીભાઈ ના છઠ્ઠા પુત્ર દુર્ગાશંકર હાલ રાયપુર ખાતે રહે છે . એના લગ્ન ચમારડી રાજકોટના રહેતાં મૂળશંકર હીરજી ના પુત્રી મટુબેન સાથે થયા. તેમને એક પુત્ર દીપક છે. તેના લગ્ન પીઠડ ના ધારીના જોશી સોમનાથ મણિશંકર ની પુત્રી દક્ષાબેન સાથે થયા તેમને એક પુત્ર આશિક છે.

ખીમજીભાઈ ના કુટુંબમાં ભાઈ ગણપતરામ ના પુત્રોમાં ભાઈ પ્રવિણકુમાર વિદ્યુત બોર્ડમાં સર્વિસ કરે છે. તેમના લગ્ન અમદાવાદના દંતવૈદ્ય હરિભાઈ ના પુત્રી રમાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

બીજા પુત્ર પ્રફુલ શિક્ષક થયા છે. અને ધારી તાલુકામાં સર્વિસ કરે છે.

ત્રીજા પુત્ર ઘનશ્યામ જાફરાબાદમાં સિમેન્ટ ફેક્ટરીમાં કામ કરે છે. તેના લગ્ન ગોપાલ ગ્રામ ના ભટ્ટ કૃપાશંકર વિઠ્ઠલજી ના દીકરી મધુબેન સાથે થયા છે. ચોથા પુત્ર કિશોર વિદ્યુત બોર્ડ માં કામ કરે છે હાલ ચલાલા ખાતે છે તેના લગ્ન ઇતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

પાંચમા પુત્ર બાલકૃષ્ણ વિદ્યુત બોર્ડમાં છે તેના લગ્ન પર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે.

આ કુટુંબ કોઈ પ્રસંગે ઢસા આવતું. લાડુબેન પ્રતિભાશાળી વ્યક્તિત્વ ધરાવતા હતા પછીથી તેમણે ઢસા ના મકાનો વેચી નાખ્યા.

## મેઘજી ઝીણા નો પરિવાર

મેઘજી પંડ્યા ના લગ્ન રાણપર ના વ્યાસ રણછોડ જીવનના પુત્રી કેસરબેન સાથે થયેલા તેમને બે પુત્રો હતા ડાહ્યાલાલ અને રૂગનાથ.

મેઘજી પંડ્યા ના મોટા પુત્ર ડાહ્યાભાઈનો પરિવાર જોઈએ.

ડાયાભાઈના લગ્ન હડાણાના રાવલ કુટુંબમાં થયા હતા તેમનું નામ પાર્વતી બેન હતું તેમને ચાર પુત્રો. મોટા પુત્રો અંબાશંકર નું નાની વયે અવસાન થયું તેમને બાબરાના મંછારામ જોશી ના મોટા પુત્રી શિવકુવરબેન સાથે પરણાવેલા તેમને સંતાન નથી.



ભાઈ મોહનલાલ ના લગ્ન બાબરા દયારામ જોષીના દીકરી પ્રાણકુવર બેન સાથે થયેલા.

મોહનલાલ મુંબઈમાં નોકરીએ લાગેલા આશાસ્પદ યુવાન હતા. પરંતુ તેમનું પણ યુવાનીમાં અવસાન થયું. તેમને બે પુત્રો નવનીતરામ અને ભાનુશંકર. ડાયાભાઈ નિવૃત્ત થઇ મુંબઈની ઉપડી ગયા હતા. તેમણે ઇન્કમટેક્સ સલાહકાર માણેકલાલ એન્ડ કંપનીમાં જોડાઇને ઘણા વર્ષ નોકરી કરી. યુવાન પુત્રો અને વ્યવસ્થિત કરવાનું બાકી હતું તેમનામાં અથાક કામ કરવાની શક્તિ હતી તારદેવ ઉપર એક રૂમમાં તેઓ રહેતા. મોહન ભાઈ ના અવસાન પછી તેના પુત્ર નવનીતલાલ ને મેટ્રિક પૂરું કરાવી થોડો વખત શિક્ષક બનાવ્યા નવનીત ભાઈ ના લગ્ન ઢસા ના ભટ્ટ પ્રાણજીવન ભાણજીના પુત્રી મુક્તાબેન સાથે થયા છે.

દરમિયાન દાદાની પણ ઉંમર વધતી ચાલી કંપનીએ તેમને અમદાવાદની શાખામાં ફેરવ્યા નવનીતલાલ ને અહીંથી ઇન્કમ ટેક્સ અંગેના કામમાં રસ લેતા કરી પરીક્ષાઓ પસાર કરતા તે ખાતામાં દાખલ કર્યા. થોડા વર્ષ નોકરી કર્યા પછી તેમણે સ્વતંત્ર પ્રેક્ટિસ જામનગરમાં ચાલુ કરી પંડ્યા એન્ડ કંપની શરૂ કરી હતી.

નવનીતરાય થી નાના ભાઈ ભાનુશંકર તૈયાર થઈ સરકારી ખાતામાં ગોઠવાયા અને વેરાવળમાં વર્ષો સુધી નોકરી કરી નિવૃત્ત થયા તેમના લગ્ન જામનગરના ભટ્ટ નરભેરામ માધવજી ની પુત્રી સાથે થયા તેમને બે પુત્રો છે.

ડાયાભાઈ પછી વૃધ્દ્ધ થયા છેલ્લે ઢસામાં આવી રહ્યા તેમના બે પુત્રો ભાઈશંકર અને નટવરલાલ. ભાઈ શંકર ના લગ્ન રાજકોટના મહેતા રેવાશંકર જેઠાના પુત્રી પ્રભાબેન સાથે થયા. થોડો વખત તેમણે ઢશામાં પરચુરણ વેપાર કર્યો પછી વડોદરા જઇ તેમના બનેવી દામજી પાઠકની કંદોઈની દુકાન માં ગોઠવાયા.

ભાઈ નટવરલાલ ના લગ્ન પોરબંદર ના વ્યાસ ભીમજી પોપટના દીકરી હેમકુવર સાથે થયા શ્રી પાઠકે વડોદરા છોડ્યું એટલે આ ભાઈઓ પણ નીકળ્યા ભાઈશંકર ઢશામાં રહ્યા અને નટવરલાલ મુંબઈ ગયા અને ત્યાં ગોરધનદાસ હોસ્પિટલના વ્યવસ્થાતંત્રની નોકરીએ લાગ્યા.

શ્રી ભાઈશંકર પણ લાંબુ જીવન જીવ્યા નહીં તેમનું ઢસા માં જ અવસાન થયું કુટુંબ પર તકલીફ આવી. ધીમે ધીમે ભાઈશંકર ભાઈના પુત્ર વસંતલાલ અને મહેન્દ્ર તૈયાર થયા. નોકરીએ લાગ્યા. મહેન્દ્ર ક્ષિશક થયા છે અને ઢશા માં જ રહી નોકરી કરે છે. તેના લગ્ન પોરબંદરના જોશી રતિલાલ નારણજીના પુત્રી મધુબેન સાથે થયા. તાજેતરમાં ભાઈ મહેન્દ્ર નું નાની વયે દુખદ અવસાન થયું. વસંતલાલ તેના કુટુંબ સાથે રાજકોટમાં ગોઠવાયા છે તેના લગ્ન પોરબંદરના શામજી રણછોડ જોશીના પુત્રી જશવંતી બેન સાથે થયા છે.

ભાઈ નટવરલાલ અને તેમનો પુત્રો પછી હોસ્પિટલની સેવા છોડી જુદા વ્યવસાયમાં મુંબઈના પરાઓમા ગોઠવાઈ ગયા છે. નવનીતભાઈએ જામનગરમાં ઇન્કમટેક્ષ સલાહકાર તરીકે સારું નામ મેળવ્યું પરંતુ કમનસીબે તેમનું પણ યુવાન વયે અવસાન થયું. તેમના પુત્રો અભ્યાસ કરી આગળ વધ્યા છે મોટા પુત્ર પ્રમોદકુમાર ઈલેક્ટ્રીક એન્જીનીયર થઇ મુંબઈમાં સારી નોકરી પર છે. એના લગ્ન વ્યાસ નરોત્તમ કેશવલાલ ના પુત્રી દમયંતી બેન સાથે થયા છે. બીજા ભાઈઓ પણ નોકરીમાં ગોઠવાઈ ગયા છે. બે ભાઈઓ અતુલ અને કિરીટ ક્રિકેટમાં પણ રણજી ટ્રોફીમાં પસંદગી પામીને નામના મેળવી છે. અને સારી નોકરીમાં લાગી ગયા છે.



**મધુબેન મહેન્દ્રભાઈ પંડયા**

**જન્મ:- 15-12-1946**

**સ્વર્ગવાસ:- 9-4-2021**

મહેદ્રભાઈ નુ નાની વયે અવસાન થતા મધુબેને સમાજ ના રીત-રિવાજ, વ્યવહાર, સંતાનોનુ ભરણ પોષણ, સંતાનોનુ શિક્ષણ અને ઉચ્ચ સંસ્કાર આપી જીવનનું ઘડતર કર્યું.

**વંદનીય:-**

જ્યોતિબેન મુકેશકુમાર જોષી

ભાવનાબેન અમિતકુમાર પંડયા

રક્ષાબેન હિરેનકુમાર ઉપાધ્યાય

નવનીત ભાઈ ના બીજા પુત્ર જીતેન્દ્ર ના લગ્ન રાજકોટના જોશી મનસુખલાલ પ્રભાશંકર ના પુત્રી સાથે થયા. કિરીટ ના લગ્ન વ્યાસ નરોત્તમ ના કેશવલાલ ની પુત્રી સાથે થયા. ભાનુભાઈ ના પુત્ર હરેશ ના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે. હરેશ મેડિકલ સ્ટોરમાં નોકરી કરે છે. ક્રિકેટર અતુલ ના લગ્ન ચાડીયા નામ પંડ્યા કનુભાઈ ભુદરજી ના પુત્રી સાથે થયા છે.

નટવરલાલ ભાઈ ના નાના પુત્ર સુભાષ ના લગ્ન રાણપર રાજકોટ ના વ્યાસ અમૃતલાલ દેવકૃષ્ણ ના પુત્રી જ્યોતિબેન સાથે થયા છે. તેઓ રાલીજ ઇન્ડિયામાં સર્વિસ કરે છે. તેમના મોટા પુત્ર ઉમેશે આંતર જ્ઞાતિય લગ્ન કર્યા છે અને તેઓ સ્વતંત્ર વ્યવસાય કરે છે.

રૂગનાથભાઈ ઢશા માંથી બહાર નીકળ્યા અને તેમના ફઇના દીકરા ભટ્ટ દેવશંકર નથુભાઈ જે પાળ દરબારના કામદાર હતા તેમના સહકારથી પાળ તાલુકાના જુદા જુદા ગામે પોલીસ પટલાઈ કરેલી. રાજકોટ નજીક ઘંટેશ્વર ગામે તે ઘણો વખત રહ્યા પછી માખાવડ માં પણ રહેલા. તેમની સાથે તેમના પુત્રી વેણીબેન ના પુત્ર (જે નાત પટેલ કામેશ્વર ભાઈના પુત્ર હરિલાલ થાય તેને) રાખેલ આમ તેમણે માખાવડ માં ઘણા વર્ષો પસાર કર્યાં. તેમના પુત્ર મણીભાઈ ગોંડલ સ્ટેટ માં સર્વે ખાતામાં કામ કરતા. અને તેમના મકાન પણ ગોંડલમાં હતા. તે પછી તેમણે લાઠી સ્ટેટ માં સ્થળાંતર કરી અને ત્યાં લાંબા સમય સુધી નોકરી કરી. તેના લગ્ન નાત પટેલ માવજી ભવાનીશંકર ના પુત્રી શામકુંવરબેન સાથે થયા. મણીભાઈને ૩ પુત્રો. મોટા પુત્ર ચુનીલાલ તેમણે પણ જરીફ નું કામ કરેલું. તેમના લગ્ન જોશી મોહનલાલ કેશવજી ના પુત્રી મંછાબેન સાથે થયેલા તેમને કોઈ સંતાન નથી તેઓ હાલ સ્વર્ગસ્થ છે.

બીજા ભાઈ નર્મદાશંકર તેઓ ભાવનગર જઇને ખાનગી દવાખાનામાં કમ્પાઉન્ડર તરીકે ગોઠવાયા. વર્ષો સુધી સેવા કરી હાલ નિવૃત થયા છે અને વૈદ્ય સેવા કરે છે તેમના લગ્ન વ્યાસ ભીમજીભાઇ પોપટ ના પુત્રી મનોરમાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે કિરીટ, યોગેશ અને નીતિન.

કિરીટકુમાર બાંધકામ ખાતામાં કામ કરે છે તેના લગ્ન રાજકોટ મનુભાઈ ત્રિકમજી ભટ્ટ ના દીકરી સાથે થયા છે.

યોગેશકુમાર બેન્કિંગ સેવા માં છે તેમના લગ્ન જેતપુરના ઘેલા રામજી કુટુંબમાં જયસુખલાલ ડાહ્યાભાઈ ને ત્યાં થયા છે.

નીતિનકુમાર પણ બેંકમાં છે તેના લગ્ન જૂનાગઢ ખાતે થયા છે.

ત્રીજા પુત્ર હિંમતભાઈ પણ જરીફ ખાતામાં જ કામ કરતા હાલ નિવૃત્ત થયા છે અને રાજકોટમાં રહે છે. તેના લગ્ન બાડાના પંડ્યા ભાઈશંકર ઓધવજી ના પુત્રી મંગળાબેન સાથે થયા.

તેમને બે પુત્રો છે શૈલેષ અને કૌશિક શૈલેષ જિલ્લા પંચાયતમાં નોકરી કરે છે કૌશિક રીક્ષા વાહક છે.

શૈલેષ ના લગ્ન કાલાવડના જોશી સુરેશ લક્ષ્મીશંકર ના પુત્રી શોભનાબેન સાથે થયા. આ બહેનનું ગયે વર્ષે કમળામાં અવસાન થયું. તે પછી શૈલેષકુમાર ના બીજા લગ્ન અમદાવાદમાં ઈતર બ્રાહ્મણ કુટુંબમાં કર્યા છે.

મણીભાઈને એક પુત્રી પ્રભાબેન જેના લગ્ન રાજકોટમાં શ્રી દુર્ગેશ મોહનલાલ જોશી સાથે થયા.

ત્રીજા પુત્ર **ગાંગજીભાઈ ઝીણાભાઈ** નું પરિવાર જોઈએ.

ગાંગજીભાઈ બે લગ્ન થયેલા પ્રથમ લગ્નથી બે પુત્રો મૂળશંકર અને વલ્લભજી. ગાંગજીભાઈ ના બીજા લગ્ન ગોંડલના રાજ્યગુરુ કુટુંબમાં થયેલા. તેના પુત્ર દામજીભાઈ મૂળશંકરભાઈ મુંબઈમાં વર્ષોથી સ્થાયી થયા. તેમના લગ્ન કંડોરણા ના ભટ્ટ કુટુંબમાં મુળીબેન સાથે થયા હતા. તેમના મા સેવાભાવના હંમેશા જોવા મળતી. કોઈનું કામ કરવામાં તેમને આનંદ થતો.

તેમના ભાઈ વલ્લભજી અંગ્રેજી ભણ્યા હતા. તેના લગ્ન જોશી ભવાનીશંકર ગોપાલજી ના પુત્રી કાશીબેન સાથે થયા હતા. તેમનું નાની વયે અવસાન થયું નાનાભાઈ વલ્લભભાઈ ને એક પુત્ર ગજેન્દ્રભાઈ હતા. તેમને મૂળશંકરભાઈ એ તૈયાર કર્યા. જે ઈલેક્ટ્રીક વાયરીંગ વગેરેનું કામ કરતા થયા હતા. તેમના લગ્ન ધ્રાફા ફોજદાર શ્રી પ્રાણજીવન ભાઈ ભટ્ટ ના પુત્રી સવિતાબેન સાથે થયા છે. તેઓ હાલ મુંબઈમાં જ પોતાના કુટુંબ સાથે રહે છે. હમણાં તેમનું અવસાન થયું.

મૂળશંકર ભાઈ ને ત્રણ પુત્રો



મોટાભાઈ શુભશંકર મેટ્રિક પૂરું કરી મુંબઇ નોકરીએ લાગ્યા. તેમણે જાફરાબાદ માં સતિષભાઈ પાસે રહી મેટ્રિક પૂરું કરેલું. તે પછી આદર્શગ્રામની ભાવના મૂર્તિમંત કરવા ઢશામાં જ પ્રયોગશીલ બનેલા આદર્શ ઘેલા યુવાન

હતા. પરંતુ કૌટુંબિક જવાબદારીએ તેમને એ બધુ છોડી મુંબઇ જવું પડ્યું તેમના લગ્ન ભટ્ટ કલ્યાણજી-ભાણજી ઢસાવાળા ના પુત્રી દુર્ગાબેન સાથે થયા. શુભશંકર એક રંગવાળાને ત્યાં નોકરી માં રહેલા. તેમાંથી તેમને તેનો કસબ સમજાઈ જતા પછી પોતે જ એ ધંધો ઊભો કર્યો. શુભશંકરે ધીમે ધીમે ધંધો જમાવ્યો. અને તેમાં મામા નું કુટુંબ તથા પોતાના ભાઈઓને પણ ગોઠવ્યા. મૂળશંકર ભાઈએ ખેતીવાડી માં મકાન રાખેલું ત્યાં રહેતા મૂળશંકરભાઈ વાનપ્રસ્થ થવાના કોડ સેવતા હરદ્વાર તરફ ગયેલા યોગીક ક્રિયાઓ પર તેમને શ્રધ્ધા હતી. પુત્રો અને તેમની સારી સ્થિતિમાં આનંદ પામી તેઓ અવસાન પામ્યા.

ભાઈ શુભશંકર પણ યુવાન વયે ઉપડી ગયા તેમને ત્રણ સંતાન છે .

ભાઈ નરેન્દ્ર ના લગ્ન ભટ્ટ મુગટલાલ પ્રાણજીવન ના પુત્રી મનુબેન સાથે થયા દુર્ગાબેન કાર્યભાર સંભાળી નાના પુત્ર બિધીન ને તૈયાર કર્યો. તેમના લગ્ન શ્રી કે જી ભટ્ટ ના પુત્રી ઉષાબેન સાથે થયા છે. ઉષાબેન શિક્ષણક્ષેત્રની ઉચ્ચ પદવીઓ પ્રાપ્ત કરી તે ક્ષેત્રમાં સેવા કરે છે. બિધીનકુમારે ધંધો પુનઃ ચાલુ કર્યો છે તેઓ ચેમ્બુરમાં રહે છે.

નાના ભાઈ વિનુભાઈ આરબ દેશમાં ગયા છે એક ખ્રિસ્તીબેન સાથે ગૃહસ્થાશ્રમી બનીને રહે છે. તેમના બા ઢશા માં રહેતા અને ત્યાં જ ગુજરી ગયા તેમની ઉત્તરક્રિયા માં દીનુભાઈ આવેલા. ઢસા નુ મકાન હજુ રાખ્યું છે. વચ્ચે ગજેન્દ્રભાઈ પણ થોડા વખત ઢસા રહેવા આવ્યા હતા, તેમના પુત્ર બહેરા મૂંગા છે. પરંતુ ઈલેકટ્રીક વ્યવસાયમાં કામ કરે છે તેમના લગ્ન પણ એવી જ કન્યા સાથે કર્યા છે. તેમને બોલતા બાળકો છે.

ગાંગજી પંડ્યા ના ત્રીજા પુત્ર દામજીભાઈ તેમના લગ્ન ઢસા ના ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના દીકરી ગુલાબબેન સાથે થયા. તેમણે પોતાનું નિવાસસ્થાન ગોંડલ બનાવેલું અને પ્રેસમાં નોકરી કરતા તેમને એક પુત્ર છે જગદીશચંદ્ર. તે ગોંડલમાં રહે છે. તેઓ કલરની લાઈનમાં કામ કરે છે. તેના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે તેને એક પુત્ર છે.

# ચાડીયા ના પંડ્યા કુટુંબ

ગોપાલ ગ્રામ ઢસા થી ત્રણેક કિલોમીટર દૂર ચાડીયા ગામ છે. તે ગાયકવાડી હકુમત નું હતું .આ ગામે પણ આ બ્રાહમણ કુટુંબો શઇકા પહેલા આવ્યું હશે આજે તો તેનો મોટો વિસ્તાર થઇ ગયો છે. તેના ભાગ પાડી આપણે પરિચય કરીએ પ્રથમ લઈએ પુરુષોત્તમ પંડયા નો પરિવાર.


આત્મારામ
કલ્યાણજી
ભગવાનજી-જેરામ
જીવા જીણા
પુરુષોત્તમ
મકનજી-------------------------પ્રભુજી----------------------------છગનલાલ-કરસનજી
ભુદરજી---------------------------ભાઈશંકર---------------------------છોટાલાલ વાલજી
નવનીતરાય-કનુભાઈ---નાનુભાઈ-કિશોર પ્રફુલકુમાર-કિરીટ-પિયુષ---હર્ષ હસમુખ-કૃષ્ણચંદ્ર
હિરેન-નિલેશ ભરત-જયેશ ચિંતન રાજુ-હેમેન્દ્ર કૌશિક સનત મહર્ષિ સિધ્ધાર્થ-ઇંદ્રજીત
માનુષ રેખા-શીતલ-સોનલ પ્રીતિ-હિતેષ-મીના-પ્રવિણા
શ્રેયા-કેવીન
પ્રાણભાઈ---------------હરિભાઈ------------------ભીમજીભાઇ--------------------દેવશંકર
પ્રભાશંકર-કાંતિલાલ-ધનસુખ-પ્રફુલ-મહેન્દ્ર કૃષ્ણહર્ષ---------------રમેશ------------સુરેશ
જયેશ-પરેશ સમીર જય સંતોષ-પ્રીતિ કેતન-અશોક--------કૈલાશ----નીતા સુનિલ-સમીર-સોનલ
હર્ષદ કુતલ શીવમ યશ વિશ્વ વિવાન હિમાંશુ-નમ્રતા-નિલુતા શ્રેયા ગાયત્રી-શિવાંગી-મોના હિરવા-ઉરવા
હેમેન-જતીન-સ્વાતિ કલ્પના-જયશ્રી-લીના-પન્ના કેવલ-હેમાલી-ચાંદની ભીખુ----અશ્વિન-અશોક
હેતવ ક્રિશવ-વ્રીશાંક ધર્મેન્દ્ર-રાજેદ્ર આકાશ દર્શન
દિવેશ્વર--------------મથુર-------------દેવશંકર----------------------------મગનલાલ
બકુલ-----------ભરત અશોક-દેવેન્દ્ર-નૈના-હેમાંગી-ઇલા-દક્ષા
કૌશિક-ચેતન-હિરેન હિતેશ-જયેશ-વિમલ સચીન-સાવન
ડોલી-ઝરણા-જય વંશ-હિરલ પાર્થ-દેનવી મિલાપ-સુરભિ


મુકુંદ-------ચંપક--------------------મધુસુદન--------------------------------------ધનસુખ
ગીરીષ---------------------દીપક----------હરસુખ--------હરકાંત-------ભાસ્કર
દિપ્તી-આરતી-વિજય-પારુલ-મોહિત વિશાલ-હેતલ ભુમિ-કિંજલ-મીલન માર્ગી-જીગર સાગર-કેયુરી-હાર્દીક
વિરાજ-તીર્થા આરાધ્યા જૈમિલ-હિતાર્થ તૃષ્ણા
અશ્વિન---------------ધર્મેન્દ્ર---------સંજય---------------જિગ્નેશ
સ્વેતા-ભાવીક-વિશ્વા અંજુ-જય-અભિષેક વેદાંત-દેવાંશી
કાલિદાસ-------------------- ભાણજી------------------------ હિરજી
બે પુત્રિ
ભાઈશંકર------------------ ત્રંબકલાલ----------------------- જયશંકર
હરિપ્રસાદ
ગીજુભાઈ-------------નલિનકાંત----- -સુરેશ------દિનકર
જગદીશ----ધનશ્યામ-રોહિત-હર્ષદરાય અરુણ-રાજેશ-આશા-ઉષા પરેશ-રાધિકા હેતલ-જેસલ ધવલ-શીતલ
મંગલ-રાજલબેન મૃણાલ-ભાવિકા અલ્પા હીતાર્થ નેહા-પુજા-કલ્યાણી ધ્રુવ-કાહીની પ્રહાન
શ્લોક- કાવ્યાંશ રીંકલ-મહેક નિધીશ-ડેનીલ મિલન-રૈના-અંજુ
બળવંતરાય-----કિશોર
પંકજ-રાજેશ-રીટા સત્યેન-જલ્પા
પ્રાચી-સમર્થ
આસારામ----------- મોરારજી-------------- મહાશંકર
ચમનલાલ હરગોવિંદ બાલકૃષ્ણ---------------ધીરુભાઈ----------નંદકિશોર
બકુલ હિમતલાલ—તુલસી(તુષાર) ભરત-રક્ષા-સુધા-દિલીપ રોહિત-અશોક ભુપેન્દ્ર-----હરેશ
નીરજ મુકેશ-જયેશ રેખા-ચેતના-નલિન શિવાની-દિક્ષક સમીર-દર્શના નીરવ-કૃપાલ ચિરાગ-ચાંદની હર્ષ
મૌલિક-પુજા અવનિ-અનેરી-દેવ માનસી-જય ઋતમ-મિહિરા યશ્વિ ઇશાન્વિ-શિવમ હરશિધ્ધિ




પરસોત્તમ પંડ્યા ચાડિયા માં સ્થિર થયા હતા. તેમને ચાર પુત્રો મોટા પુત્ર મકનજીભાઈ ચાડીયા માં જ રહ્યા અને ગોરપદુ ચલાવ્યું તેમના લગ્ન લતીપુર જામનગરના વ્યાસ શામજી ડાયા ના બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો.

ભુદરજીભાઈ ભણીને શિક્ષક થયા. બીજા પુત્ર ભાઈશંકર પણ શિક્ષક થયા ત્રીજા પુત્ર છોટાલાલ દક્ષિણ ભારત તરફ નીકળી ગયા હતા.

મકનજી ભાઈ ગ્નાતી ના પ્રશ્નો માં રસ લેતા અને જ્ઞાતિ પટેલ ના સલાહકાર ગણાતા .તેમણે પુત્રોને તૈયાર કર્યા. તેમના બીજા ભાઈ પ્રભુજી હતા તેમને સંતાનમાં ત્રણ દીકરીઓ જ હતી. ત્રણેય જોશી કુટુંબમાં પરણાવેલ. મોટા

કાનજી બેચર સાથે, બીજા જીવનલાલ ગૌરીશંકર સાથે ત્રીજા પ્રદ્યુમન મયાશંકર સાથે.

ત્રીજા ભાઈ છગનલાલ પણ ચાડીયા માં જ રહેલા. તેમણે તેમના પુત્રોને ભણાવ્યા અને તૈયાર કર્યા. ચોથાભાઈ કરસનજી તેમને એક પુત્ર લાલજીભાઈ તે પ્રભાસપાટણ પાસે પ્રાચી તરફ નીકળી ગયા અને ત્યાં પ્રાચીને પીપડે ગોરપદું જમાવી દીધું. આજે તેમના પુત્રોને આ વારસો મળેલો છે.



**શ્રી મકનજીભાઈ પુરુષોતમ પંડ્યા**

ચાડીયા જેવા નાના શહેરમાં રહી
પુત્રોને શિક્ષણ અપાવી તૈયાર કરનાર
જ્ઞાતિ સેવામાં તત્પર અને ધાર્મિક
જીવન ગાળનાર,



**શ્રી ભાઈશંકર મકનજી પંડયા**

આજીવન સરળ, સૌમ્ય, નિષ્ઠાવાન
શિક્ષક તરીકે જીવન યાત્રા પૂરી
કરનાર અને પુત્રોને ઉચ્ચ કેળવણી
અપાવી તૈયાર કરનાર પ્રેમાળ વડીલ.





**શ્રી દિવેશ્વરભાઈ લાલજીભાઈ પંડયા** **વ્રજકુવરબેન દિવેશ્વર પંડયા**





મંજુલાબેન મુકુંદરાય પંડયા શ્રી મધુસુદન દિવેશ્વર પંડયા



શ્રી હરગોવિંદભાઈ મોરારજીભાઈ પંડયા જયાગૌરી હરગોવિંદભાઈ પંડયા



શ્રી મુકેશભાઇ હિમ્મતભાઈ પંડયા

સ્વર્ગવાસ: 18-01-2019



ભાનુબેન તુષારભાઈ પંડયા

જન્મ: 11-08-1946 સ્વર્ગવાસ: 15-04-1990



શ્રી ધર્મેન્દ્રકુમાર ધનસુખલાલ પંડયા



ઇલાબેન ભાષ્કરભાઈ પંડયા



શ્રી કૃષ્ણચંદ્ર છોટાલાલ પંડયા

સ્વર્ગવાસ: 18-10-2018



શ્રી હસમુખભાઈ છોટાલાલ પંડયા

સ્વર્ગવાસ: 18-04-2021




શ્રી હરિલાલ છગનલાલ પંડયા




વખતબેન હરિલાલ પંડયા



શ્રી પ્રભાશંકરભાઈ હરિલાલ પંડયા

સ્વર્ગવાસ: 26-02-2009



મૃદુલાબેન પ્રભાશંકર પંડયા

જન્મ: 07-03-1937 સ્વર્ગવાસ: 03-09-2020




**શ્રી ધનસુખભાઈ હરિલાલ પંડયા**




**નલિનીબેન ધનસુખભાઈ પંડયા**




**મૃદુલાબેન પ્રફુલભાઈ પંડયા**



**જયશ્રીબેન પરેશભાઈ પંડયા**

જન્મ: 14-08-1973 સ્વર્ગવાસ: 01-08-2020



શ્રી કૃષ્ણપ્રસાદ ભીમજીભાઇ પંડયા

જન્મ: 23-11-1934 સ્વર્ગવાસ: 18-04-2021



શ્રી રમેશચંદ્ર ભીમજીભાઈ પંડયા

જન્મ: 04-11-1937 સ્વર્ગવાસ: 04-06-2006



શ્રી સુરેશચંદ્ર ભીમજીભાઇ પંડયા

જન્મ: 04-09-1941 સ્વર્ગવાસ: 12-04-2014



શ્રી અશોકકભાઈ દેવશંકરભાઈ પંડયા

સ્વર્ગવાસ: 02-02-2009



શ્રી પ્રાણજીવનભાઈ છગનલાલ પંડયા



સવિતાબેન પ્રાણજીવનભાઇ પંડયા

સ્વર્ગવાસ: 26-09-2003



શ્રી દેવશંકરભાઈ છગનલાલ પંડયા

સ્વર્ગવાસ: 08-05-2004



લાભુબેન દેવશંકરભાઈ પંડયા

સ્વર્ગવાસ: 12-05-2014

મકનજીભાઈ ના મોટા પુત્ર ભુદરજીભાઈના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ નરભેરામ ના બહેન સંતોકબેન સાથે થયા હતા તેઓ શિક્ષક થયા. અને ચાળિયામાં નિવૃત્ત થયા. ભુદરજી ભાઈ ને ચાર પુત્રો છે. નવનીતભાઈ સુરત તરફ ગયા છે. મકનજીભાઈના એક પુત્રી સંતોકબેન હતા. તે વિધવા થયા પછી સુરતના નાગર કુટુંબમાં રસોઈ માટે ગોઠવાયેલા હતા. તેમણે ભાઈઓ ને તથા ભત્રીજાઓ ને સુરતમાં બોલાવ્યા. નવનીતભાઈ તથા કિશોરકુમાર એ રીતે પછી સુરતમાં જ વ્યવસાયી બન્યા છે.

નવનીત ભાઈ ના લગ્ન નાગાજાર ના મહેતા નાગજી બાવાભાઈ ના પુત્રી સાથે થયા છે તેમને સંતાનોમાં બે પુત્રો છે જે ભણીને તૈયાર થયા છે.

બીજા પુત્ર કનકરાય પોસ્ટ માસ્તર બન્યા છે તેમના લગ્ન પીઠડ વાળા હરિલાલ નાનજી જોષીના દીકરી ભારતીબેન સાથે થયા છે તેમને બે દીકરાઓ છે. એક તેના મામા સાથે મસ્કત ગયેલા છે.

ત્રીજા પુત્ર નાનાલાલ પણ શિક્ષક છે. તેમના લગ્ન ઢસા ના ભટ્ટ ગીરજાશંકર પ્રાણજીવન ના દીકરી સાથે થયા છે તે પણ શિક્ષિકા છે. બંને વતનમાં જ નોકરી કરે છે.

મકનજી ભાઈ ના બીજા પુત્ર ભાઈ શંકરભાઈ તેઓ શિક્ષક થયા તેમના લગ્ન દયારામ રાજ્યગુરુ ના દીકરી સરસ્વતી બેન સાથે થયા તેમને ચાર પુત્રો છે. મોટા દીકરા પ્રફુલ અલ્હાબાદની એગ્રી કોલેજમાં અભ્યાસ કરી ખેતીવાડી ગ્રેજ્યુએટ થઈ સરકારી નોકરીમાં લાગ્યા. તેમના લગ્ન જોશી નરેન્દ્રકુમાર મયાશંકર ના પુત્રી મંજુબેન સાથે થયા છે. મંજુબેન પણ ગ્રેજ્યુએટ છે તેવો સમાજ કલ્યાણ ખાતા માં નોકરી કરે છે . પ્રફુલભાઈ તે પછી બેન્કિંગ સર્વિસ માં જોડાયા અને તે પછી ઉચ્ચ હોદ્દા ઉપર ગોઠવાયા છે. પોતાના મકાન અમદાવાદમાં બનાવીને રહે છે તેમને એક પુત્ર કૌશિક છે. તે પણ ઈલેક્ટ્રોનિક્સના એન્જીનીયર થઇ નોકરી કરે છે.

ભાઈ શંકરભાઈ ભાઈ પ્રફુલ સાથે તે જુનાગઢ ખેતીવાડી ખાતા માં હતા ત્યારે જૂનાગઢમાં રહેતા પછી ત્યાં જ નિવૃત્તિ સમય ગાળ્યો.

તેમના એક પુત્ર કિરીટકુમાર લશ્કરમાં જોડાયા છે અને જુદે જુદે સ્થળે સેવા આપે છે.

ત્રીજા પુત્ર પિયુષ ડોક્ટર થયા છે અને હાલ માખિયાળામાં સર્વિસ કરે છે પિયુસ એ આંતરજ્ઞાતિય લગ્ન કરેલા છે.

કિરીટકુમાર ના લગ્ન વ્યાસ અમૃતલાલ દેવકૃષ્ણ ના પુત્રી કુમુદબેન સાથે થયા છે.

ભાઈ શંકરભાઈ ના ચોથા પુત્ર હર્ષદરાય ના લગ્ન ધારી હાલ અમરનગર વાળા વ્યાસ નાનાલાલ કેશવલાલ ના પુત્રી ભારતીબેન સાથે થયા છે. હર્ષદ રાય ડેરી ખાતામાં કામ કરે છે.

મકનજીભાઈ ના ચોથા પુત્ર છોટુભાઈ અને તેનું કુટુંબ ઓરિસ્સા માં ગોઠવાઈ ગયુ છે. તેના લગ્ન પાતામેઘપર ના મહેતા ચત્રભુજ મીઠાભાઇ ની પુત્રી સાથે થયા.

છગનલાલ પંડ્યા પણ ચાડિયા માંજ રહીયા. તેમણે દયારામ બાબરાના જોષીના દીકરી ભાગીરથી બેન સાથે લગ્ન કરેલા તેમના પરિવારમાં ચાર પુત્રો થયા.

મોટા તે પ્રવીણભાઈ તે શિક્ષક થયા અને વર્ષો સુધી સેવા આપી ચાડિયા માજ નિવૃત્ત થયા. તેમના લગ્ન ઢસાના પંડ્યા ડાયાલાલ મેઘજી ના પુત્રી સવિતાબેન સાથે થયા તેમને સંતાનમાં એક પુત્ર હર્ષદરાય છે.

હર્ષદરાય શિક્ષણ ની પદવી લઈ હાલ ચાવંડ માં હાઈસ્કૂલમાં શિક્ષક છે. પ્રાણભાઈ પણ ચાડિયા છોડી હર્ષદરાય પાસે રહેતા હર્ષદરાય ના લગ્ન

જૂનાગઢ ખાતે રહેતા વ્યાસ ભવાનીશંકર ભાણજી ની પુત્રી કૃષ્ણબેન સાથે થયા તે પણ શિક્ષિકા છે.

બીજા પુત્ર હરિભાઈ રેવન્યુ ખાતામાં તલાટી બનેલા અને જુદા જુદા ગામોમાં નોકરી કરેલી તેમના લગ્ન ચમારડી ના મહેતા શામજી ગોપાલજી ના પુત્રી વખત બેન સાથે થયેલા તેમના પરિવારમાં પાંચ પુત્રો છે.

મોટા પુત્ર પ્રભાકર ગ્રેજ્યુએટ થઈ કલોલ ની હાઈસ્કૂલમાં વર્ષોથી સર્વિસ કરે છે. પ્રભાકર ના લગ્ન ધારીના વ્યાસ કેશુભાઈના પુત્રી મનુબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે જયેશ અને પરેશ તેમણે ઉચ્ચ શિક્ષણ લીધેલું છે. હરિભાઈ ના બીજા પુત્ર કાંતિલાલ ગ્રેજ્યુએટ થયા છે અને મીઠાપુર ની હાઈસ્કૂલમાં વર્ષોથી નોકરી કરે છે. તેના લગ્ન પ્રાણજીવન રતનજી ના પુત્રી નંદનબેન સાથે થયા છે તેમના પુત્ર સમીર પણ ઉચ્ચ શિક્ષણ લઇ તૈયાર થઈ ગયા છે.

ધનસુખલાલ તે ત્રીજા પુત્ર તે એમ.એ થયા છે અને સેલટેક્ષ ખાતામાં હાલ ઓફિસર છે અને અમરેલી રહે છે. તેમના લગ્ન વ્યાસ શિવલાલ ના પુત્રી નિર્મલાબેન સાથે થયા છે.

ચોથા પુત્ર પ્રફુલ એન્જિનિયર થયા છે અને સરકારી ખાતામાં ગોઠવાયા છે. તેના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નરોત્તમ કેશવલાલ ના પુત્રી મધુબેન સાથે થયા.

પાંચમા પુત્ર મહેન્દ્ર પણ સરકારી નોકરીમાં છે તેના લગ્ન ધારીના વ્યાસ નાનાલાલ કેશવલાલ ની પુત્રી કોકિલા સાથે થયા છે.

હરિભાઈ નિવૃત્ત થઈ દામનગરમાં પુસ્તકાલય પ્રવૃત્તિ કરતા પછી અમરેલીમાં પુત્રો સાથે રહેતા ત્યાં જ તેમનું અવસાન થયું.

આ કુટુંબમાં બધા યુવાનોએ સારી કેળવણી પ્રાપ્ત કરી પ્રગતિ કરી છે. છગનભાઈ ના ત્રીજા પુત્ર ભીમજીભાઇ પણ શિક્ષક બન્યા અને વર્ષો સુધી સેવા કરી નિવૃત્ત થયા. તેમના લગ્ન પ્રાણજીવન નાગજી ભટ્ટ ના પુત્રી રુક્ષ્મણી બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. ભીમજીભાઇ ના ત્રણે પુત્રો ગ્રેજ્યુએટ છે અને હાઇસ્કૂલમાં શિક્ષકો છે.

શ્રી કનકરાય(કૃષ્ણહર્ષ) ઢસા જંકશન હાઈસ્કૂલમાં આચાર્ય છે બીજા ભાઈઓ અમરેલી જિલ્લામાં કામ કરે છે આ કુટુંબે અમરેલીને નિવાસ્થાન બનાવ્યું છે.

ચોથા પુત્ર દેવશંકર શિક્ષક હતા તેના લગ્ન ઈશ્વરીયા વ્યાસ કુટુંબમાં થયા છે દેવશંકર અમરેલી જિલ્લામાં નોકરી કરે છે ભાઈ કૃષ્ણહર્ષ ને ત્રણ પુત્રો છે કેતન, અશોક અને કૈલાશ. કૃષ્ણહર્ષના લગ્ન ઢસાના પંડ્યા મૂળશંકર ગાંગજી ના પુત્રી વિમળાબેન સાથે થયા છે. તેમના ત્રણેય પુત્રો એ ઉચ્ચ શિક્ષણ લીધું છે.

કૃષ્ણ કુમાર થી નાના ભાઈ રમેશચંદ્ર ના લગ્ન ના ભટ્ટ કલ્યાણજી-ભાણજી ના પુત્રી ઈન્દુબેન સાથે થયા છે. અને નાનાભાઈ સુરેશ ના લગ્ન પંડ્યા સુભશંકર મૂળશંકર ના પુત્રી શકુંતલાબેન સાથે થયા છે.

કરસનજી ભાઈ પણ ચાળિયામાં જ રહેતા તેમના લગ્ન મહેતા નરભેરામ ભાઈ ની બહેન સાથે થયેલા તેમના પત્નીનું અવસાન વહેલું થયેલું. એક પુત્ર લાલજીભાઈ મોસાળમાં મોટા થયા અને પછી પ્રભાસ પાટણ પાસે પ્રાચીને પીપળે જઇ ગોરપદું સ્થાપિત્ત કર્યું વર્ષો સુધી આ કામ કર્યું તેમના વંશવારસો એ આ વારસો ચાલુ રાખ્યો છે.

લાલજી ભાઈ ના લગ્ન પીપરીયા ના જોશી ગંગારામ ના પુત્રી સાથે થયા તેમને ચાર પુત્રો દીવેશ્વર, મથુરદાસ, દેવશંકર અને મગનલાલ.



શ્રી કાકુભાઈ (દેવશંકર) લાલજીભાઈ પંડ્યા



શ્રી બકુલરામ દેવશંકર પંડ્યા

સો વાર કાશી એક વાર પ્રાચી કહેવાતા પૂર્વવાહિની સરસ્વતી પ્રાચી તીર્થ નું મહાત્મય શ્રેષ્ઠ ગણાય છે. આ તીર્થને જીવંત અને પુણ્યશાળી રાખનાર તીર્થ પ્રાચી તીર્થગોર. પ્રાચિ તીર્થ નું મહત્વ આધુનિક માન્યતાઓ સામેનો સમન્વય ઊગતી પેઢીને પ્રેરણા આપે તેવા પ્રયત્નો શ્રી કાકુભાઈ ના છે.

આ સ્થાન નું દેવત્વ જાળવી રાખવાનું કાર્ય તીર્થગોર ની કુશળતા ઉપર છે. પિતૃ શ્રાધ્ધ એ આ તીર્થનું ખાસ મહાત્મય છે. તીર્થગોર તરીકે આધુનિક રીતરસમ ને અનુકૂળ થઈ સર્વ કર્મકાંડ પધ્ધતિ પૂર્વક કરાવનાર શ્રી કાકુભાઈ ને તેમના આ કામમાં સુપુત્ર ચિ. બકુલભાઈ સદાય મદદરૂપ રહ્યા છે.



**શ્રી મગનલાલ લાલજીભાઈ પંડયા**

જન્મ**:** 28-03-1925

સ્વર્ગવાસ: 02-09-1987

**તારાબેન મગનલાલ પંડયા**

જન્મ: 09-09-1937

સ્વર્ગવાસ: 08-01-2017

શિક્ષક તરીકે જીવન જીવી સાત્વિક પ્રેમાળ વાતાવરણમાં પ્રાચી તીર્થ માં નિવૃત્તિનો સમય પસાર કરી ત્યાંથી જ દેહોત્સર્ગ કરનાર વડીલ...

વંદનીય:

અશોક, દેવેન્દ્ર, નૈના, હેમાંગી, ઇલા, દક્ષા, સચીન, સાવન

પંડયા પરિવાર

દિવેશ્વર ના લગ્ન પાતામેઘપર ના મહેતા ચત્રભુજ મીઠાના દીકરી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે પ્રાચીમાં જ રહે છે.

મથુરદાસ ના લગ્ન ગોંડલના ના રાજ્યગુરુ ગૌરીશંકર લાલજી ની પુત્રી અન્નપૂર્ણાબેન સાથે થયા મથુરભાઈ નું નિસંતાન અવસાન થયું છે.

દેવશંકરના લગ્ન પાનસડા અમદાવાદના પંડ્યા પ્રાણજીવન રતનજી ના પુત્રી કંચનબેન સાથે થયા તેમને પ્રાચી માં સૌ કાકુભાઈ તરીકે જાણે છે.

તેમણે પ્રાચીમાં મકાન બનાવ્યા છે અને કુટુંબ સાથે રહે છે તીર્થગોર તરીકે નામના મેળવી છે. અનેક યાત્રાળુઓ ને પ્રીતિપાત્ર બન્યા છે.

દેવશંકરભાઈ ને બે પુત્રો છે બકુલચંદ્ર અને ભરતકુમાર.

બકુલચંદ્ર ના લગ્ન જામનગરના જોશી દામજીભાઈ બેચર ના પુત્રી પ્રમીલાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે.

ભરતકુમાર ના લગ્ન રાજકોટના મહેતા રતિલાલ દુર્લભજી ના પુત્રી મીનાક્ષી બેન સાથે થયા છે તેને ત્રણ પુત્રો છે.

લાલજી ભાઈ ના ચોથા પુત્ર ભાઈ મગનલાલ શિક્ષણ ખાતા માં જોડાયા છે તેમના લગ્ન હડાણા ના રાવલ મોહનલાલ ના પુત્રી હંસાબેન સાથે થયા તેમણે સંતાન ન હોવાથી મગનલાલ એ બીજા લગ્ન વ્યાસ ગીરધરલાલ મોરારજી ની પુત્રી તારાબેન સાથે કરેલા છે તેનાથી તેને સંતાનો છે.

મગનલાલ ના બીજા પુત્ર દેવેદ્ર ના લગ્ન કુવાડવા નિવાસી કાંતીલાલ મકનજી જોષી ની પુત્રી પુનમબેન સાથે થયા છે.

નૈનાબેન ના લગ્ન રાજકોટ નિવાસી મનસુખલાલ પ્રાણશંકર જોષી ના પુત્ર રાજેન્દ્ર સાથે થયા છે.

હેંમાગી બેન ના લગ્ન રાજકોટ નિવાસી કનકરાય વજેશંકર રાજયગુરુ ના પુત્ર જયવંત સાથે થયા છે.

ઈલાબેન ના લગ્ન જામનગર નિવાસી પ્રહલાદરાય પ્રભાશંકર પંડયા ના પુત્ર વિજય સાથે થયા છે.

દક્ષાબેન ના લગ્ન નગરપીપરીયા નિવાસી મહેન્દ્ર અમૃતલાલ પંડયા ના પુત્ર હરેશ સાથે થયા છે.

સચીન પંડયા ના લગ્ન બરોડા નિવાસી હીમાંશુ ચંન્દ્રવદનભાઈ વ્યાસ ની પુત્રી પ્રીયલ સાથે થયા છે.

સાવન પંડયા ના લગ્ન રાજકોટ નિવાસી રાજેશભાઇ બાબુલાલ જોષી ની પુત્રી ગાયત્રીબેન સાથે થયા છે

હંસાબેન શિક્ષિકા હતા તેમણે પછી સ્વપ્રયત્ને અભ્યાસ કરી વિકાસ ખાતામાં ઉતરોતર પ્રમોશન મેળવી ડી.ડી.ઓ.ના ચીટનીશ ની પદવી સુધી પહોંચ્યા છે. અને નોકરી કરી હાલ નિવૃત્ત થયા છે. જૂનાગઢમાં મકાન બનાવ્યું છે. ભાઈ મગનલાલ નું તાજેતરમાં અવસાન થયું છે.

ચાડીયામાં બીજી શાખા જીવાભાઈ ની છે તેનો વિસ્તાર જોઈએ....

**ચાડીયા ના પંડયા 2 કુટુંબ**



## ભાણજીભાઇ જીવાભાઇ પરિવાર...




**શ્રી હરિપ્રસાદ ભાઈશંકર પંડયા**

જન્મ: 24-09-1924

સ્વર્ગવાસ:22-10-1990

હરિપ્રસાદભાઈ એ ઉચ્ચ શિક્ષણ લઈ ને શિવરાજપુર માઇનસમાં વર્ષો સુધી નોકરી કરી.પુત્રો ને ઉચ્ચ શિક્ષણ આપી પગભર કર્યા.




**તારાબેન હરિપ્રસાદ પંડયા**

સ્વર્ગવાસ: 25-05-2007

સમાજ ના રીત-રિવાજ, વ્યવહાર, સંતાનોનુ શિક્ષણ અને ઉચ્ચ સંસ્કાર આપી જીવનનું ઘડતર કર્યું.

**વંદનીય:**

**પંડયા પરીવાર**




**ભારતિબેન જગદીશભાઇ પંડયા**

સ્વર્ગવાસ: 06-11-2010

એક કુશળ પ્રતિભાશાળી ગૃહિણી, તેમણે પોતાના સંતાનોને જીવનપથ બતાવ્યો. લાગણીશીલ અને પ્રતિભાશાળી વ્યક્તિત્વ ધરાવનાર.

**અંજલી.**

**પંડયા પરીવાર**



શ્રી કિશોરભાઇ જયશંકરભાઈ પંડયા

જન્મ: 27-10-1954 સ્વર્ગવાસ: 19-09-2017

ભાણજીભાઈ ના લગ્ન પાતામેઘપર ના ભટ્ટ જીવરામ પ્રેમજી ના બેન જશોદાબેન સાથે થયા હતા. તેમને ત્રણ પુત્રો ભાઈશંકર, ત્રંબકલાલ અને જયશંકર.

ભાણજી પંડ્યા ના ત્રણે પુત્રો શિક્ષકો થયા થોડી ખેતી પણ વિકસાવી હતી. ભાઈ શંકરભાઈ ના લગ્ન ઉપાધ્યાય વેલજીભાઈ ના બેન કસ્તુરબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં એક પુત્ર ભાઈ હરિપ્રસાદ છે. ભાઈ શંકરભાઈ વડીલબંધુ હોવાથી કુટુંબ વહેવારમાં બધી દોરવણી આપતા. વ્યવહારિક પ્રસંગોમાં પણ હાજરી આપતા તેમણે ચાળિયામાં ગામમાં રહીને નિવૃત્તિ લીધી. તેમના પુત્ર હરિપ્રસાદ ઉચ્ચ શિક્ષણ લીધું અને શિવરાજપુર માઇનસમાં વર્ષો સુધી નોકરી કરી. તેમના લગ્ન ધારીના વ્યાસ કરુણાશંકર ના પુત્રી તારાબેન સાથે થયા છે. તેમને ચાર પુત્રો છે. બધા સારું શિક્ષણ પ્રાપ્ત કરી વ્યવસાયી બન્યા છે. ત્રણ પુત્રો ઇજનેરો છે અને એક ભાઈ રોહિત દાંતના ડોકટર છે. બે ઇજનેરો મુંબઈ નાસિક માં સારી જગ્યા પર ગોઠવાયા છે સૌથી નાના ભાઈ હર્ષદરાય ઈલેકટ્રીક ઇજનેર છે. તે ઇલેકટ્રીક બોર્ડ ની સેવામાં છે. હરિપ્રસાદભાઈ એ નિવૃત્ત થયા પછી રાજકોટની કે એસ ડીઝલ કંપનીમાં પણ થોડા વર્ષ કામ કર્યું અને રાજકોટમાં જ મકાન ખરીદી વસવાટ કર્યો છે.

હરિપ્રસાદભાઈ ની દીકરીઓ પણ ગ્રેજ્યુએટ થયેલી છે તેમના મોટા પુત્ર જગદીશ ના લગ્ન ઈચ્છાશંકર ભાનુભાઈ રાવલ ના પુત્રી ભારતીબેન સાથે થયા છે . ડી.એમ.ઇ, ડી.ઇ.ઇ પ્રોડકશન મેનેજર તરીકે નિવૃત થયા. તેમને પુત્ર મંગલ અને પુત્રી રાજલ છે. મંગલ ના લગ્ન જ્યોતિબેન સાથે થયા.તેમને પુત્ર શ્લોક અને પુત્રી કાવ્યાંશ છે.
ભાઈ મંગલ સોફ્ટવેર કં. માં મેનેજર છે.
પુત્રી રાજલ ના લગ્ન નટવરલાલ નરભેરમ વ્યાસ ના પુત્ર શૈલેષ સાથે થયા.

બીજા પુત્ર ઘનશ્યામ ના લગ્ન હરકાંત પ્રા. ભટ્ટ ના પુત્રી મૃદુલા બેન સાથે થયા છે. તેઓ હિટ ટ્રીટમેંટ કન્સલ્ટેંટ ટેકનિકલ મેનેજર તરીકે કામ કરે છે. તેમને એક પુત્ર મૃણાલ અને પુત્રી ભાવિકા છે.
મૃણાલ ભાઈ સેંટ્રલ એક્સાઇઝ માં ફાઇનાન્સ મેનેજર છે. તેમને રીંકલ કે જે એલ. ડી એન્જિ અમદાવાદ માં અભ્યાસ કરે છે. અને મહેક પુત્રી છે.

ત્રીજા પુત્ર રોહિતકુમાર ના લગ્ન ભટ્ટ જેઠાલાલ ના પુત્રી લતાબેન સાથે થયા છે.

વ્યવસાયે ડેન્ટલ સર્જન છે. તેમને પુત્રી અલ્પા છે.

ચોથા પુત્ર હર્ષદરાય ના લગ્ન ભટ્ટ હરિપ્રસાદ પ્રાણજીવન ના પુત્રી પારુલ બેન સાથે થયા છે. તેઓ બી.ઇ ઇલેક્ટ્રિકલ ઇજનેર તરીકે સેવા આપે છે. તેમને પુત્ર હિતાર્થ છે જે કેમિકલ ઇજનેર છે તેના લગ્ન અર્પિતાબેન સાથે થયા છે. તેઓ પણ KNBC કુવૈત રિફાઇનરી માં DGM છે.તેમને બે પુત્ર નિધીશઅને ડેનીલ છે.

બીજા ભાઈ ત્રમ્બકભાઈ પણ શિક્ષક થયા વડોદરા રાજ્યની સેવામાં વર્ષો સુધી જુદા જુદા ગામોમાં જુદા જુદા હોદ્દાઓ પર યશસ્વી નોકરી કરી વય મર્યાદા આવતા નિવૃત્ત થયા. તેમના પ્રથમ લગ્ન ચિત્તલ ના પોપટભાઈ ભોળાભાઈ ના પુત્રી અમૃતબેન સાથે થયા હતા. તે એક પુત્ર ગિરજાશંકર ને મૂકી સ્વર્ગવાસી થયા. તે પછી ત્રમ્બકભાઈ નું બીજું લગ્ન ઢસાના ભટ્ટ કામેશ્વર હરિશંકર ના દીકરી ગોદાવરીબેન સાથે થયું. ત્રમ્બકભાઈ એ પણ પોતાના સંતાનોને ઉચ્ચ કેળવણી આપી તૈયાર કર્યા છે. ઉપરાંત અન્ય જરૂરીયાત મંદ વિધાર્થી ઓને મદદરૂપ બન્યા છે. તેમનામાં અન્યને ઉપયોગી થવાની એક સ્વાભાવિક લાક્ષણિકતા છે. એ રીતે ઘણાને માર્ગદર્શક બન્યા છે. તેમના મોટા પુત્ર ગીજુભાઈ વેટરનરી ડોકટર બન્યા. તેમના લગ્ન વ્યાસ અમૃતલાલ જયશંકર ના પુત્રી હેમી બેન સાથે થયા છે. તે રાજ્ય સેવામાં જોડાયા અને ક્રમે ક્રમે ડેપ્યુટી ડાયરેક્ટર ના જુદા સુધી પહોંચી નિવૃત્ત થયા હાલ અમદાવાદમાં રહે છે. ગીજુભાઈ ના એક પુત્ર ડો. થયા છે અને હાલ અમેરિકામાં છે.

બીજા ભાઈ નલિનકાન્તને પણડોક્ટર થયા છે. તેમણે પણ રાજ્ય સેવામાં જોડાયેલા અને ટંકારા, રાજકોટ વગેરે સ્થળોએ નોકરી બજાવી હાલ રાજકોટ સિવિલ હોસ્પિટલમાં કામ કરે છે. અને પોતાના મકાન બાંધી રાજકોટ વાસી બન્યા છે. તેમણે ગોંડલના બ્રાહ્મણ કુટુંબમાં લગ્ન કરેલ છે તેમના પુત્ર પરેશ હાલ મેડિકલ કોલેજમાં અભ્યાસ કરે છે. ત્રીજા ભાઈ સુરેશકુમાર પણ વેટરનરી ડોક્ટર થયા છે. તેમણે પણ ગોંડલના બ્રાહ્મણ કુટુંબમાં લગ્ન કર્યા છે થોડો વખત લશ્કરી સેવા માં કામ કરી રાજ્ય સેવામાં હાલ છે. તેઓ પણ એડી. ડાયરેક્ટર તરીકે અમદાવાદમાં કામ કરે છે. ચોથા પુત્ર દિનકર એન્જિનિયર થયા છે. અને તે પણ અમદાવાદમાં ગોઠવાઈ ગયા છે. અને ત્યાંના બ્રાહ્મણ કુટુંબમાં પરણ્યા છે. શ્રી ત્રમ્બકભાઈ અવાર-નવાર ચાળીયા કે પુત્રો પાસે અમદાવાદ-રાજકોટ રહે છે. હજુ ચાળીયા નું મૂળ ટકાવી રાખ્યું છે.

ભાણજી પંડ્યા ના નાના પુત્ર જયશંકર પણ શિક્ષક થયા હતા તેઓ પણ જુદા જુદા સ્થળોએ નોકરી કરી હવે નિવૃત્ત થયા છે. તેમના પ્રથમ લગ્ન માલવણ મહેતા શ્યામજી મૂળજીભાઈ ના પુત્રી કાશીબેન સાથે થયા હતા. તેમના થી તેમને બે પુત્રીઓ કૃષ્ણાબેન અને દુર્ગાબેન અને એક પુત્ર ભાઈ બળવંત છે. તે પછી તેમણે બીજું લગ્ન ત્રંબકલાલ દીવેશ્વર જોષીના દીકરી મનહરબેન સાથે કરેલું. તેમના સંતાનમાં ભાઈ કિશોર છે.

ભાઈ બળવંત ના લગ્ન ધારીમાં જોશી જટાશંકર ગંગાધર ના પુત્રી જ્યોતસના બેન સાથે થયા છે. શ્રી બળવંતરાય પોલીસખાતામાં જોડાયા છે અને હાલ અમદાવાદમાં CID ખાતામાં ઇન્સ્પેક્ટર છે. તેમને બે પુત્રો છે પંકજ અને રાજુ. કિશોરભાઈ અમરેલી મ્યુનિસીપાલટીમાં આરોગ્ય શાખા માં જોડાયા છે અને અમરેલીમાં રહે છે. જયશંકરભાઈ હાલ તેમની સાથે નિવૃત્તિ સમય ગાળે છે કિશોર ના લગ્ન રૈયાના જોશી પ્રેમશંકર ના પુત્રી ગીતાબેન સાથે થયા છે.

હવે કાલીદાસભાઈ નું પરિવાર જોઈએ....

## કાલીદાસભાઈ નું પરિવાર જોઈએ....





શ્રી આશારામભાઈ કાલિદાસ પંડયા



શ્રી ધીરજલાલ મહાશંકર પંડયા

જન્મ: 08-08-1933 સ્વર્ગવાસ: 02-03-2018



શ્રી બાલકૃષ્ણભાઈ મહાશંકર પંડયા

સ્વર્ગવાસ: 10-03-1995



વિજયાબેન બાલકૃષ્ણભાઈ પંડયા

સ્વર્ગવાસ: 07-09-2019



**શ્રી મોરારજી કાલિદાસ પંડ્યા**

વિદાય 1927

સૌમ્ય, સરળ સ્વભાવથી સૌની પ્રીતિ પ્રાપ્ત કરનાર એક આદર્શ શિક્ષક જેમણે કુટુંબના અનેકને તેની પ્રેરણા આપી એવા વડીલ ને વંદન...



**મણીબેન મોરારજી પંડ્યા**

વિદાય 8-12-1968

જાજરમાન વ્યક્તિત્વ પ્રેમાળ કુટુંબ વાત્સલ્ય અને કુશળ ગૃહિણી તરીકે ઊગતી પેઢીને પ્રેરણા આપી જનાર પૂ. માતુશ્રી ને વંદન

હ. હરગોવિંદ મો. પંડ્યા



**શ્રી મહાશંકર ભાઈ કાલિદાસ પંડ્યા**
ચાળીયા... વિદાય- 1980



**શ્યામબેન મહાશંકરભાઈ પંડ્યા**
વિદાય- 12-12-1980

સદાય સૌમ્ય અને સરળ સ્વભાવી નૈષ્ઠિક કાર્યક્ષમતા, સાદ્દૂ સત્વશીલ અને આદર્શ શિક્ષક તરીકેનું જીવન જીવી જનાર વડીલને વંદન....

પ્રસન્ન દાંપત્ય અને કુટુંબ વત્સલતા ઉગતી પેઢીમાં સંસ્કાર સિંચન કરનાર માતુશ્રીને વંદના...



શ્રી નંદકિશોરભાઈ મહાશંકરભાઈ પંડયા

જન્મ: 10-03-1931

સ્વર્ગવાસ: 07-01-2005



સુનંદાબેન નંદકિશોરભાઈ પંડયા

જન્મ: 13-08-1937

સ્વર્ગવાસ: 21-09-2002

કાલીદાસભાઈ ના લગ્ન ખાનકોટડા ના મહેતા દયારામ ભાઈ ની બહેન સાથે થયા તેમને ત્રણ પુત્રો આસારામ, મોરારજી અને મહાશંકર આ ગ્રુપમાંથી આશારામ ભાઈ એ બહાર પ્રસ્થાન કર્યું વડોદરાની લોહાણા બોર્ડિંગ માં રસોઇનું કામ મેળવ્યું અને વડોદરામાં વસવાટ કર્યો પછી ક્રમેક્રમે ભાઈઓ અને અન્ય સંબંધીઓને પણ રસ્તો બતાવ્યો. આસારામ ભાઈ ના લગ્ન થાણાદેવડી ના જોષી મંગળજીના પુત્રી સાથે થયા હતા. તેમને એક પુત્ર તે ચમનભાઈ તે વડોદરામાં જ મોટા થયા અને તે પછી ત્યાં જ થયા તેના લગ્ન હડાળા રાજકોટના રાવલ મૂળશંકર પ્રેમજીના દીકરી સાથે થયા તેમને એક પુત્ર બકુલ છે. તેના લગ્ન રાજકોટના જોશી લાભશંકર રામેશ્વર ના પુત્રી સાથે થયા તેમને એક પુત્ર છે.

શ્રી આશારામ થી નાના ભાઈ  મોરારજી અને મહાશંકર બન્ને ભાઈઓ શિક્ષક થયા મોરારજી ભાઇના લગ્ન ઢસાના ભટ્ટ હરિશંકર મીઠાના પુત્રી મણીબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં એક પુત્ર અને પુત્રીઓ છે પુત્ર ભાઈ હરગોવિંદ પણ શિક્ષક બની નિવૃત્ત થઇ ગયા છે તેના લગ્ન પીપરીયા ના જોશી ખીમજી ગંગારામ ની પુત્રી જયાબેન સાથે તૈયાર છે.

તેમને બે પુત્રો છે હિમતલાલ અને તુષાર. તુષાર ના લગ્ન ના પંડ્યા ગણપત ખીમજી ની પુત્રી સાથે થયા.

મોરારજી ભાઈ આદર્શ શિક્ષક હતા ખાદીના વસ્ત્રો પહેરતા શાંત ગંભીર સ્વભાવના હતા. શિક્ષક તરીકે તેમણે સારી નામના મેળવેલી તેમની યુવાનીમાં કહે છે કે તેઓ ટી.બીમાં સપડાયા હતા અને પછી તેમના સાળા શ્રી કામેશ્વર ભટ્ટ તેમને પંજાબમાં લઇ ગયેલા. મુલતાનમાં રહેલા. ત્યાંના હવા પાણી ખોરાક અને ઔષધિ થી તેમનું દર્દ દૂર થયેલું. એક ધારી દશક જેટલી નોકરી ખાંભામાં કરી હતી.

એક વાર ખાંભા થી મુસાફરી કરતાં હરામખોરો એ તેમના પર હુમલો કરેલો દિવસો સુધી પથારીવશ રહેવાથી પડેલું .પછી તેમની બદલી ચલાળા થયેલી. આ કર્મનિષ્ઠ શિક્ષકની ઉત્તમ સુવાસથી મહાશંકર ભાઈ પણ શિક્ષક બની રાજ્ય સેવામાં ગોઠવાયા હતા. તેમના લગ્ન ધારીના વ્યાસ હીરજી કાલીદાસના પુત્રી શ્યામબેન સાથે થયા હતા. મહાશંકર ભાઈ પણ સૌમ્યમૂર્તિ હતા. વ્યવસાય પરાયણતા એ જ લક્ષ્ય તેમણે રાખેલું. તેમના પુત્રોએ પણ ઉચ્ચ શિક્ષણ મળ્યું છે. બાલુભાઈ રાજ્યની રેવન્યુ સર્વિસ માં દાખલ થઈ મામલતદાર હોદ્દે કામ કરી નિવૃત્ત થયા છે અને અમરેલીમાં રહે છે.

તેમના લગ્ન જોષી લાભશંકર રામેશ્વર ના પુત્રી વિજયા બેન સાથે થયા છે બીજા ભાઈ ધીરુભાઈ રેલવેમાં જોડાયા છે અને તેઓ જેતલસર જંકશન માં રહે છે. તેના લગ્ન ઢસા ના .ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના દીકરી લાભુબેન સાથે થયા.

ભાઈ નંદકિશોર પણ રેલવેમાં નોકરી કરે છે હાલ ભાવનગર માં રહે છે તેના લગ્ન બાબરા જોશી લક્ષ્મીશંકર દયારામ ના પુત્રી ચંદનબેન સાથે થયા છે. બાલુભાઈ એક પુત્ર ભરતભાઈ ડોક્ટર થયા છે અને સરકારી નોકરીમાં છે. બીજા પુત્ર દિલીપ સરકારી સેવામાં છે .

નંદકિશોર ને બે પુત્રો છે ભુપેન્દ્ર અને હરેશ.

શ્રી ધીરજલાલ ની બે પુત્રો છે રોહિત અને અશોક. રોહિતકુમાર રેલવેમાં જોડાયા છે તેના લગ્ન મહેતા રતિલાલ ની પુત્રી ઉષાબેન સાથે થયા છે. અશોક ના લગ્ન રાજકોટના ભટ્ટ ગિરજાશંકર વાલજીની પુત્રી ભાનુબેન સાથે થયા છે તેવો રાજ્યની સેવામાં જોડાયા છે.

મોરારજીભાઇના પૌત્ર-ભાઈ હિંમતલાલ ના લગ્ન પીઠળ ના જોશી હરિલાલ નાનજી ના પુત્રી મેનાબેન સાથે થયા હતા. હિંમતલાલ રિક્ષા ચલાવવાનું ધંધો

રાજકોટમાં કરતા. તેમને બે પુત્રો છે. તેના બીજા ભાઈ તુષારકાન્ત અમરેલીમાં શિક્ષણ ખાતાની કચેરી માં કામ કરે છે.

ચાડીયા ના કાલિદાસ પંડ્યા કુટુંબની આ વાત અહીં પૂરી કરી...

## પીઠડ ના પંડ્યા કુટુંબ....

પીઠડ ગામ એટલે બ્રાહ્મણોનું ગરાસ નુ ગામ. ત્યાં જેમ જોશી કુટુંબો હતા તેમ પંડ્યા કુટુંબો પણ હતા.

તેમના મુખ્ય પુરુષ તરીકે હરિકૃષ્ણ પંડ્યા થી માહિતી મળે છે. તેમના પત્નીનું નામ હતું કલુબાય. આ કુટુંબ પણ ખેતી કરતું તેમના ખેતરમાં એક વર્ષ તેમણે લાલ જુવાર વાવેલી. પાક મજાનો ઉભો હતો. ડૂંડા ભરચક દાણા થી જુકેલા હતા. બાજુમાં પડાણા ગામ ના ગરાસીયા ની નજરે આ બ્રાહ્મણ નું ખેતર ચડ્યું. તેમને તેમાંથી જુવાર વાઢી જવાની દાનત થઈ અને તે પ્રમાણે તેમણે કર્યું પણ ખરું. કોઈએ કલુબાઇ ને ખબર આપ્યા કે તમારા ખેતરમાંથી ગરાસીયા ઓ જુવાર લણી જાય છે. કલુબાઇ બહાદુર હતા. ચોર ની પાછળ તેમણે હાથમાં એક ભાલો લઈ ને દોટમૂકી. પહેલા ભાગવા માંડ્યા અને ગામ ની અંદર ગુમ થઈ ગયા. કલુબાઈ નિરાશ થઈ ગયા. બીજો કોઈ રસ્તો સૂઝતો ન હતો એટલે કુરબાની-શરીર-ત્યાગ કરી દેવાનું વિચારી પેલો ભાલો પાદરમાં પોતાના જ ગળામાં મારી દીધો. અને ત્યાં જ ઢગલો થઈ ઢળી પડ્યા. લોકો દોડી આવ્યા. પરંતુ સમર્પણ થઈ ચૂક્યું હતું. લોકોને બ્રહ્મહત્યા જેવું પાપ ગામમાં થયું તેમ લાગ્યું. પસ્તાવો થયો.

પણ થવાનું હતું તે થઈ ગયું એક બહાદુર નારી નું બલીદાન લેવાઈ ચૂકયું હતું. ગામ ના થોડા લોકોના પાપે..

પંડ્યા કુટુંબે આ બલિદાન ને અમર બનાવ્યુ. અને તેમને કુળદેવી તરીકે ખેતરમાં સ્થાપીને મહાપદ આપ્યું. આજ સુધી આ ભાવના તેમના વંશજોએ ચાલુ રાખી છે. તેમાં પાનસડા, રાજકોટ, જામનગર, અમદાવાદ, નવસારી વાળા કુટુંબો છે. આ ઉપરાંત ઢસા વાળા પંડ્યા નું ગોત્ર અલગ હોવા છતાં તેઓ આ માતાજીને માને છે. અને પાનસડા માં જે સુરાપુરા છે. ત્યાં પણ જાય છે. આપણે આ હરિકૃષ્ણ (કલુબાઇ) નો પરિવાર જોઈએ.

**પીઠડ ના પંડ્યા કુટુંબ....**


હરિકૃષ્ણ
તુલસી-------------------------- કાળા
મહાદેવ
ગોવિંદજી
મકનજી
મુળજી----------------------------------------------------------- પરમાણંદ
મંગળજી
જેઠાભાઇ----------------------------------હરજીવન---------------પીતાંબર
નારણ--------------વેલજી
શિવરામ
મોહનલાલ-છગનલાલ-પ્રભાશંકર
પરસોતમ-લાભશંકર-ઈચ્છાશંકર
માવજી---ત્રિભુવન
ગિરીશ
ગિરીશ-નરેન્દ્ર-દિપક
ભુપેન્દ્ર
ભુદરજી
ચત્રભુજ
નિલેષ
જયદીપ જય હર્ષા-વિજય-પંકજ
ચંદ્રકાંત
ગુંજન
જિઆ-મનસ્વી
ઋત્વિકા-શિવમ
પ્રફુલ્લા-નલિની-વિશાખા
પુંજાભાઇ----------------------------------------------------- ભવાનીશંકર
ધનેશ્વર----------------------રતનજી--------દેવકૃષ્ણ
ઓધવજી
કલ્યાણજી—--------------માવજી
ભગવાનજી-જગજીવન-પ્રાણજીવન
શામજી
કેશવલાલ-માયાશંકર-ચુનીલાલ-ગણપત
અમૃતલાલ
અમૃતલાલ-રજનીકાન્ત
પ્રભાશંકર
રમેશ
હેમંત-જગદીશ-દેવાંગ
વિરલ
અમિત
ચીતરંજન
માર્કંડ------નટવરલાલ----------------પ્રહલાદ
ભરત---વિનય-મયુર
અજય-હિતેષ
વિજય---હેમાંશુ-----પરેશ
ભાર્ગવ-જીગર
પ્રદીપ-બાબો
રોનક-હર્ષ
ભૃગુલ
દક્ષેશ-હેમીલ
મેહુલ-કરણ
વિવેક



શ્રી ઇચ્છાશંકર વેલજીભાઇ પંડયા



કાન્તાબેન ઈચ્છાશંકર પંડયા

સ્વર્ગવાસ: 28-04-1999

હરેકૃષ્ણ પંડયા ની પાંચમી પેઢીએ થયા મકનજી. તેમના બે પુત્રો મુળજી અને પરમાણંદ. મૂળજીના મંગળજી. મંગળજી પંડ્યા ના ત્રણ પુત્રો જેઠાભાઇ,હરજીવન અને પીતાંબર,

આ પરિવારે પીઠડ માં રહી ખેતીના વ્યવસાયમાં જીવન વિતાવ્યું. તેમની પછીની પેઢી એ ધીમે ધીમે સ્થળાંતર કરવા માંડ્યું. જેઠાભાઇ ના વેલજીભાઈ અને નારણભાઈ. નારણજી ના લગ્ન ચમારડી રાજકોટના મહેતા હીરજી જેઠાભાઇ ના બેન સાથે થયા.

નારણભાઈ ને ત્રણ પુત્રો મોહનલાલ, છગનલાલ અને પ્રભાશંકર.

વેલજીભાઈ ના લગ્ન પીઠડ ના જોશી રૂગનાથ જાદવજી ના પુત્રી જડીબેન સાથે થયા.

વેલજી ભાઈ ને ત્રણ પુત્રો પુરષોત્તમ, લાભ શંકર અને ઈચ્છાશંકર.આ ભાઈઓ એ પીઠડ છોડ્યું અને રાજકોટ તરફ પ્રયાણ કર્યું.

પરસોત્તમભાઈ એ સરકારી નોકરીમાં ગોઠવાઇ વર્ષો સુધી સેવા કરી નિવૃત્ત થયા. તેમના પત્ની દિવાળીબેન પણ બાર્ટન ટ્રેનિંગ કોલેજ માં નોકરી કરી વય મર્યાદા થતાં નિવૃત્ત થયા. તેમણે તેમના ભાઈ પુત્ર ગિરીશ ને દત્તક લીધેલ છે. તેના લગ્ન હાપા ના પંડ્યા ગૌરીશંકર મગનલાલની પુત્રી સાથે થયા.

શ્રી લાભશંકર પણ રાજકોટમાં આવીને મ્યુનિસિપલ ઓકટ્રોય માં ગોઠવાયા હતા. તેમના લગ્ન પીલાવાઇ ના મુખ્યાજી હીરાલાલ ના દીકરી સરસ્વતીબેન સાથે થયા. લાભશંકરભાઇ તે પછી ઇરિગેસન ખાતામાં ભાવનગર જિલ્લામાં ગયા હતા. નિવૃત્ત થયા પછી રાજકોટમાં રહે છે. તેમના બે પુત્રો સર્વે ખાતામાં ગોઠવાયા છે. નરેન્દ્ર ના લગ્ન પીઠડ-સડોદર-સુરજકરાડીના જોશી અમૃતલાલ રતિલાલ ની પુત્રી સાથે થયા છે.

ત્રીજા ભાઈ ઈચ્છાશંકર રેલવે પોલીસ તરીકે દાખલ થઈ જમાદાર થયા હતા. અને સર્વિસ દરમિયાન માંદગીમાં પામ્યા. તેમને એક પુત્ર છે ભુપેન્દ્ર. તે ઇજનેરી ખાતામાં નોકરી કરે છે. તેના લગ્ન દૂધઈ-મોરબીના ઠાકર શિવશંકર પ્રભાશંકર ની પુત્રી સાથે થયા.

વેલજી પંડ્યાને એક દીકરી હતી. તેમનું નામ રળિયાતબેન તેમના પુત્ર દુર્ગેશ મોહનલાલ જોશી.

જેઠાભાઇ ના બીજા ભાઈ હરજીવન પંડ્યાને એક પુત્ર તે શિવરામ તેમનો વિસ્તાર નથી.

પીતાંબર પંડ્યા ના બે પુત્રો. માવજી અને ત્રિભુવન તેમણે પણ પીઠડ છોડી રાજકોટ તરફ સ્થળાંતર કર્યું.

માવજીભાઈ ને એક પુત્ર ભુદરજી. ત્રિભુવન પંડ્યાને પણ એક પુત્ર ચત્રભુજ તેમના લગ્ન ઢસા ના ભટ્ટ કુટુંબના મોંઘીબેન સાથે થયા. તેમના પુત્ર ચંદ્રકાંત તેઓ શિક્ષક થઇ રાજ્યસેવામાં ગોઠવાયા. અને પછી નિવૃત્તિ લીધી છે. તેમના લગ્ન ધારીના વ્યાસ પ્રભુલાલ જયશંકર ના પુત્રી સાથે થયા છે.

હવે પરમાણંદ પંડ્યાનો વિસ્તાર જોઈયે....






**શ્રી જગજીવનભાઈ રતનજી પંડ્યા**

જન્મ 1882 વિદાય 15-1-1974

પાનસડા જેવા નાના ગામમાં સર્વના પ્રિય બનનાર સેવાભાવી, કર્મ-કુશળ વડીલ ને વંદન...

પરમાનંદ પંડ્યાને બે પુત્રો પુંજાભાઈ અને ભવાનીશંકર. પણ પૈતૃક વ્યવસાય ચલાવતા રહ્યા. પછીની પેઢી એ વતન છોડી બહાર નશીબ અજમાવ્યું. પુંજાભાઈ અને ભવાનીશંકરના કુટુંબો આટકોટ પાસે આવેલા પાનસડા ગામે આવીને ગોઠવાયું.

પુંજાભાઈ ને ધનેશ્વર, રતનજી અને દેવકૃષ્ણ ત્રણ પુત્રો હતા. ધનેશ્વર પંડ્યા નું કુટુંબ વતન પકડીને રહેલું. તેમના પુત્ર કલ્યાણજી અને માવજી રાજકોટ આવ્યા. કલ્યાણજીભાઇએ કરણપરા ચોક માં કંદોઈની દુકાન અને દૂધ દહીં નો વેપાર ખૂબ નીતિમત્તા થી ચલાવ્યો. તેમના ચાર પુત્રો કેશવલાલ, દયાશંકર ,ચુનીલાલ અને ગણપત. ત્રણ પુત્રો અવસાન પામેલા છે. ભાઈ મયાશંકર યાત્રા સ્પેશિયલ કાઢતા. તેમને પણ એક પુત્ર હતો. પરંતુ તે પણ ગુજરી ગયેલ. એમના પત્ની રાજકોટના મુળજી અંબારામ વ્યાસ ના દીકરી મુક્તાબેન હતા. કલ્યાણજીભાઈ ના ચોથા પુત્ર ગણપતરામ સહકારી ખાતામાં નોકરી કરી હાલ નિવૃત્ત થયા છે. તેમને પુત્ર છે તેનું નામ રમેશ છે. યાંત્રિક ઉધોગમાં કામ કરે છે. શ્રી ગણપતની એક પુત્રી બેનચંદ્રિકા મ્યુનિસિપાલિટી શિક્ષણ સમિતિમાં ટાઇપીસ્ટ છે. તેના પતિ મહેતા મધુસૂદન પણ જિલ્લા પંચાયત શિક્ષણ સમિતિમાં કામ કરે છે.

માવજીભાઈ નવસારી પહોંચ્યા હતા. ત્યાં વ્યાપારમાં ગોઠવાયા હતા. તેમના લગ્ન રાવકી ના મહેતા ડાહ્યાભાઈ કાળા ના પુત્રી નર્મદાબેન સાથે થયેલા. તેમને એક પુત્ર અમૃતલાલ છે. તેમના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા ત્રિભુવન મેઘજીના દીકરી મંછાબેન સાથે થયા હતા. મંછાબેન નું અવસાન થતાં તેમણે નવસારીમાં જ અન્ય બ્રાહ્મણમાં મધુબેન સાથે લગ્ન કરેલા છે. તેમને બે પુત્રો છે. દેવાંગ અને હેમાંગ. શ્રી અમૃતલાલ અને સોની ગ્રુપનું એક મુખપત્રના તંત્રી તરીકે કામ કરેલું છે. તથા પિત્તળ ના કારખાનામાં પણ સર્વિસ કરેલી. પછી એક લોજ પણ ચલાવેલી. બંને પુત્રો સારી નોકરી માં લાગેલા છે. પોતે નિવૃત્તિ ભોગવે છે નવસારી ખાતે જ રહે છે. પંડ્યા રતનજીભાઈ પાનસડા માં રહેતા

વધાસીયા, કણબી તેમના યજમાન હતા. રતનજી ભાઈનું ઘર સ્વાગત માટે જાણીતું હતું. તેમના પુત્ર ભગવાનજી, જગજીવન અને પ્રાણજીવન. મોટા પુત્ર ભગવાનજી ગામડામાં ગોરપદા ઉપરાંત હવાલદારી પણ કરતા. તેમનું લગ્ન બાબરાના જાની અંબાશંકર ની ભાણેજ સાથે થયેલ. તેમને બે દીકરીઓ થયેલી પણ બચપણમાં જ ગુજરી ગયેલી. તેમણે પોતાનું શેષ જીવન પનસડા માં જ ગુજાર્યું.

જગજીવનભાઈ પણ યજમાનવૃતી કરતા અને સહી કરવા પૂરતું અક્ષરજ્ઞાન હતું પરંતુ ગણેલા ખૂબ. વ્યવહારિક પ્રસંગોમાં તેમની સુઝ અનોખી હતી. ખોડીદાસ ઉપાધ્યાય આટકોટમાં મામલતદાર હતા ત્યારે તેમને ત્યાં એક પ્રસંગમાં જ્ઞાતિ મા નવ સંબંધો થયેલા. આ સંબંધોની જાહેરાત થાય તે પહેલા ખોડીદાસ ભાઈને બા રળિયાત બહેને જણાવેલ કે મારા જગજીવનભાઈ પાનસડા  થી આવે છે પછી આ સંબંધો બોલાવવા.  તેની પાછળ જગજીવનભાઈ માં આવા કામોમાં રહેલી સૂઝ અને કુશળતા હતી.

રળિયાત બેન ના પિતાશ્રીનું મોસાળ પાનસડા હતું. જગજીવનભાઈ ને પુત્ર ન હતો તેમને ચાર દિકરીઓ મોટાબેન વિધા તેમને લતીપુર મહેતા છગનલાલ દુર્લભજી સાથે પરણાવેલા. તેમને કોઈ સંતાન નથી. તેઓ પણ પનસડા માં રહે છે. બીજા ઉજમબેન ઠાકર રેવાશંકર ભાઈ સાથે પરણેલા છે. ત્રીજા બેન સંતોકબેન વ્યાસ વજેશંકર શામજી સાથે પરણેલા છે. સૌથી નાના ચંપાબેન નગરપીપળીયા ગિરજાશંકર ત્રિભુવન સાથે પરણાવેલા. તેમને એક દીકરી થઈ અને તેમનું બંનેનું અવસાન થયું છે.

જગજીવનભાઈ ૧૯૬૭માં ઘરભંગ થયેલા તેઓ અપુત્ર હતા. તેઓ તેમના જમાઈ રેવાશંકરભાઈ સાથે રહેતા અને શેષ જીવન પણ ત્યાં જ પૂરું કર્યું. તેમની જ્ઞાતિ સંબંધો પરત્વે યાદગીરી ખુબ સુંદર હતી . આ બધી વાતો તેઓ ગૌરવ સાથે રેવાશંકરભાઈને કરતા.

જગજીવનભાઈ રાજકોટ રહ્યા ત્યારે પણ રોજ ધારેશ્વર મહાદેવના દર્શન કરવા જતા. પૂજા પાઠ કરતા પછી રેવાશંકરભાઈ સાથે જમતા. જમ્યા પછી થોડી વાતો બાદ ભાગવત નું વાંચન કરતા. તેમનો કંઠ બુલંદ હતો. અને હલક મીઠી હતી. શાસ્ત્રીય રાગો તથા હવેલી સંગીત તેઓ ગાતા અને ભજનોમાં ભાવવિભોર બની જતા. ઈશ્વરે તેમને ખૂબ ખડતલ કાયા આપેલી. છપ્પનીયા કાળ માં ગામમાં કુવા ઊંડા ઉતારવાનું કામ ચાલતું તે વખતે કાળા પથ્થર તોડવા નું કામ તેમની ભુજાઓ એ કરેલું.

તેમનામાં કેટલીક લાક્ષણિકતાઓ હતી. આંખ આવે ત્યારે તે જમાનામાં ચીમેડ ના ભરણ આંખમાં ભરતા. આ ભરણ આંજવાની કુશળતા તેમનામાં હતી. ઉપરાંત પશુપાલન દ્વારા તેમણે પશુઓની કઠણ પ્રસુતિ બચ્ચું આડુ હોય તો તે સરળતાથી પાર પાડવાની કળા પ્રાપ્ત કરેલી. ગામમાં એવા પ્રસંગે તુરત "ઓઘડ અદા" (તેમનું ચલણી ગામઠી નામ હતું) બોલાવતા. તેમનું શાંતિમય અવસાન રાજકોટ ખાતે થયું .

પ્રાણજીવનભાઈ પબસડા માં શાળા ન હોવાથી બાજુના ગામ નવાણીયામાં ભણ્યા. અને પછી શિક્ષક થયા તે પછી નજીકના ગામે મુખી થયા. પછી ભરૂચ જિલ્લાના જંબુસર ગામે પોલીસ ખાતામાં રાઈટર તરીકે જોડાયા. એક દિવસની વાત છે એક ગામડામાં કોઈ આપઘાત નો કેસ તપાસવા ફોજદાર અને પ્રાણજીવનભાઈ ગયા પંચનામું કર્યું. પછી જમવા બોલાવ્યા ભોજનમાં લાડુ નું મિષ્ટાન હતું. ફોજદાર જમવા બેઠા પ્રાણજીવન ભાઈ ને આ ભોજન અરુચિકર લાગ્યું. પાસે માનવ લાશ પડેલી અને લાડુ ઉડાડવા ગમ્યું નહીં. તેમણે પોતાની લાગણી વ્યક્ત કરી. ફોજદાર કહે તારાથી આ ખાતામાં નોકરી નહીં થાય પ્રાણજીવનભાઈ એ તુરત કાગળમાં રાજીનામું ધરી દીધું.

પછી અમદાવાદ ગયા. જાણીતા પાન ના વેપારી એચ.વી જોશી ની સાથે ભાગીદારીમાં જોડાયા. તે પછી સ્વતંત્ર બીજી દુકાન કરી ત્યાં તેમના બનેવી રેવાશંકર નરભેરામ ને બેસાડ્યા પછી અમદાવાદ છોડી પાનસડામાં વેપાર

શરૂ કર્યું. પરંતુ ફાવટ ન આવવાથી ફરી પાછા અમદાવાદ જઈ પાનની દુકાન રતનપોળ  ને નાકે શરૂ કરી. તે વખતે ચંદ્રવિલાસ હોટલ ની સામેના ખાંચામાં એક કનકેશ્વરી લોજ હતી તે વેચાવ હતી. તે પ્રાણજીવનભાઈ તથા ગૌરીશંકર ડાયાભાઈ એ ભાગીદારીમાં રાખી લીધી. અને તેનું નામ સત્યનારાયણ લોજ રાખ્યું.  43-44 માં બાલા હનુમાન પાસે એક રેશનીગ ની દુકાન પણ રાખી બંને પ્રવૃત્તિને પહોંચી શકાય તેથી તેમના જમાઈ શ્રી રેવાશંકર ભાઈ ને કાના નૂર થી ભાગીદારી કરવા બોલાવ્યા. લોજ રેવાશંકરભાઈને સોપી.

આવા સાહસો થી ભરપુર તથા રમૂજી સ્વભાવના શ્રી પ્રાણજીવન ભાઈ ના લગ્ન રીબડા નિવાસી રાજ્યગુરુ રવજીભાઈ ની પુત્રી હરિબેન સાથે થયા. તેમને એક દિકરો અમૃતલાલ બચપણમાં ગુજરી ગયેલ બીજા પુત્ર રજનીકાંત તેમને રાજકોટ યુકો બેન્ક માં કામ કરતા. જટાશંકર વી. ઠાકર તાલીમ માટે ગોઠવ્યા. ક્લિયરિંગ માં તેમને મોકલતા પરંતુ ટાઈફોડ ની બીમારી થતાં તે અમદાવાદ ગયા અને પછી રાજસ્થાની બેંકમાં ક્લિયરિંગ ક્લાર્ક તરીકે જોડાયા.  રાજકોટ નો અનુભવ ત્યાં ઉપયોગી થયો. હાલ આ બેંકમાં જ તેઓ ઉચ્ચ પદે પહોંચ્યા છે.

ભાઈ રજનીકાંત ના લગ્ન ગોંડલના રાજ્યગુરુ વલ્લભરામ ના પુત્રી જશવંતી બેન સાથે થયા છે તેમને વીરલ નામે એક પુત્ર છે.

# ભવાનીશંકરભાઈ ની શાખા જોઈએ.






શ્રી ભરતભાઈ માર્કન્ડભાઈ પંડયા

સ્વર્ગવાસ: 16-11-2023

તેમને એક પુત્ર ઓધવજી- થી તેમને પણ એક પુત્ર શામજી.

પાનસડા ના ભુદેવો શ્રાવણ મહિનામાં કાલાવડ તાલુકાના ગામડા ઓમા પાર્થેશ્વર ની પૂજા કરવા ઉપડી જતા. સામજી પંડ્યાને વાવડી ગામ માં બહુ ભાવિક યજમાનો મળી ગયા. તેમના આગ્રહથી તેમણે પોતાનું નિવાસસ્થાન વાવડી ફેરવ્યું અને ત્યાં જ રહ્યાં. પછી આ કુટુંબ જામનગર રહેવા ગયું અને સામજીભાઇ નાં પુત્ર પ્રભાશંકરભાઈએ ખીજડા મંદિર ની સેવા સંભાળી. તે પછી તેમણે પુરુષોત્તમજી ના મંદિર નું કામ સંભાળ્યું. આ મંદિર રાણી સાહેબે બંધાવેલું તેમાં રામેશ્વર મહાદેવ અને ઉમિયાજી ની પ્રતિષ્ઠા છે. તેની પૂજા પ્રભાશંકરભાઈ એ સંભાળી લોકો તેમને ભગત ના નામથી ઓળખે છે. પ્રભાશંકર ભાઈ ધર્મ પ્રેમી અને કુટુંબ વત્સલ હતા. તેમના બે બહેનો હતા મણીબેન અને વજીબેન. મણીબેન ના લગ્ન પીપરટોળા ભટ્ટ લક્ષ્મીશંકર સાથે અને વજીબેન ના લગ્ન અમદાવાદ વ્યાસ લવજીભાઈ ડાયાભાઈ સાથે થયેલા. બંને બહેનોના અવસાન બાદ પ્રભાશંકર ભાઈએ તેમના પુણ્યર્થે ભાગવત સપ્તાહનું આયોજન કરેલું . અવારનવાર આવા પારાયણો, યજ્ઞ તેઓ કરાવતા રહેતા.

પ્રભાશંકર ભાઈ ને ત્રણ પુત્રો છે.

માર્કંડ ભાઈ સર્વે ખાતામાં કામ કરે છે. માર્કંડ ભાઈ ના પુત્ર ભરતકુમાર પણ સરકારી સેવામાં ઇરીગેશન ખાતામાં છે. એક પુત્ર વિનયકુમાર હાપા માં રેલવે કેરેજ ખાતામાં ગોઠવાયા છે. માર્કંડભાઈના લગ્ન રાજકોટના ઠાકર જટાશંકર વિઠ્ઠલજી ના પુત્રી પદ્માબેન સાથે થયા છે.

પ્રભાશંકરભાઈ ના બીજા પુત્ર નટવરલાલ એરફોર્સમાં કામ કરે છે. તેમના લગ્ન પડધરીના ઉપાધ્યાય ભગવાનજી દેવશંકર ના દીકરી સુશીલાબેન સાથે થયા છે તેમને અજય અને હિતેષ બે પુત્રો છે. પ્રભાશંકર ભાઈ ના ત્રીજા પુત્ર તે પ્રહલાદ તે વૈધકીય ખાતામાં વેકસીનેટર છે. તેમના લગ્ન સડોદરા ના ડોક્ટર રતીલાલ

ભવાનીશંકર ના પુત્ર જયંતીલાલ ની પુત્રી મૃદુલા બેન સાથે થયા છે. તેમને વિજય, પરેશ અને હેમાંગ ત્રણ પુત્રો છે. જામનગરમાં શ્રી પ્રભાશંકર ભાઈ નું કુટુંબ આ રીતે ગોઠવાઈ ગયું છે. પ્રભાશંકર ભાઈનું તાજેતરમાં અવસાન થયું છે.

# ચરખાનું પંડ્યા કુટુંબ


ભીમજી
પુરુષોત્તમ
ભગવાનજી—ભોળાનાથ--------હીરજી---------દુર્લભજી—શામજી----પ્રભાકર
વૃજલાલ-બળરામ-ચીમનલાલ હિમતલાલ-કેશવલાલ-વિશ્વનાથ મોહનલાલ
કાંતિલાલ----ભરત
કિરીટ-મધુસુદન પ્રદીપ આરતી-ભારતી અશ્વિન હિમાંશુ-વીપુલ દીપક
મુકેશ-વિમલ નૈમિષ
અમિત
દેવાંગ રોહન આનંદ
વિવેક
જગદીશ-------ગુણવંત-------હર્ષદ------------------જયેન્દ્ર------મહેશ
જતિન-દિમી કેતન-મીના-નિશા જયશ્રી-રૂપા-બીના-ગાયત્રી સંદીપ આશિષ
અનિશ
મીત-વિધિ



શ્રી શામજીભાઈ પુરષોતમભાઈ પંડયા  સાન્તાબેન શામજીભાઈ પંડયા



શ્રી  મોહનલાલ દુર્લભજીભાઈ પંડયા

સ્વર્ગવાસ: 28-11-2022



શ્રી જગદીશભાઈ શામજીભાઈ પંડયા

જન્મ: 25-05-1932 સ્વર્ગવાસ: 09-01-2017



અનસૂયાબેન જગદીશભાઇ પંડયા

જન્મ: 07-10-1937 સ્વર્ગવાસ: 29-04-201



**શ્રી ગુણવંતભાઈ શામજીભાઈ પંડયા**

જન્મ: 26-07-1937 , સ્વર્ગવાસ: 16-04-1998



**શ્રી મહેશભાઈ શામજીભાઈ પંડયા**

જન્મ: 02-01-1955, સ્વર્ગવાસ: 08-12-2003

આ કુટુંબનું અસલ વતન સિહોર પાસે આવેલ ધાંધળી ગામ છે. તેમાં વર્ષો પહેલા એક ઓધવજી પંડ્યા રહેતા. ઓધવજી દાદા શરીરે ખૂબ ખડતલ અને નીડર વ્યક્તિત્વ વાળા હતા. તેઓ ગામ નું ગામોટું કરતા. ગામોટો ને તે જમાનામાં પોતાના યજમાનોની વહુ-દીકરીઓ ને તેડવા-મુકવા માટેનું કામ પણ સોપાતું.  ખેતીમાં ખૂબ પ્રવૃત રહેલ યજમાનો નું આ કામ, ગામતરે જવાનું કામ ગામોટો નિષ્ઠાપૂર્વક બજાવતા. ઓધવજી અદા ને એક યજમાનની દીકરીને સાસરે થી તેડી આપવાનું કામ સોપાયું. દીકરીને તેડીને તેઓ પાછા ફરતા હતા રસ્તો એક નદીની સાંકડી નેર માંથી પસાર થતો હતો. ત્યારે કોઈ લૂંટારા હોય તેમને પડકાર્યા. અદા સમજી ગયા. તેમણે કહ્યું અમે બ્રાહ્મણ છીએ તેની દીકરીને ન લૂંટાય. પહેલા પણ પહોંચેલા હતા. કહે તો દીકરી તમારા મોઢામાં ભલે થુકે અમે જવા દેઇસુ. લૂંટારાની આ કસોટી એ બંનેને મૂંઝવ્યા એ જમાનામાં એ બની શકે તેમ ન હતું. લૂંટારા કહે તો અદા તમે એક કોર ખસી જાવ અમને અમારું કામ કરવા દો. ઘરેણાં જટ કાઢવા માંડ.

ઓધવજીભાઈ એ જોઈ શક્યા નહીં તેમનું સોર્ય પોકારી ઊઠ્યું.  હાથની કડિયાળી ડાંગ લઈને ત્રણ જણાને ધરાશાયી કરી દીધા. પરંતુ એક ની પાસે તલવાર હતી તેણે અદાનું માથું ઉતારી લીધું. અને ભાગી ગયો.

કણબી ની દીકરી દોડીને દાદાને શંભાળ્યા . પણ એ તો ધામમાં પહોંચી ગયા હતા. દીકરી દોડતી નજીકના ગામે પહોંચી લોકોને ખબર આપ્યા. લોકોએ ભેગા થઈ ઓધવજી અદા ના દેહના અંતિમ સંસ્કાર કર્યા .આ સ્થળે સુરાપુરા ની ખાંભી ઊભી થઈ અને તેના વંશજો આજ સુધી વરઘોડિયા ની છેડા છોડી અહીં દાદા ને નમી ને છોડે છે. આવા ઓધવજી દાદાના વંશજોની આ શાખા છે.

પછી તો વર્ષો વીતી ગયા આજે આ શાખા નુ કુટુંબ ચરખા માં વસેલ છે. ચરખા બાબરા થી ત્રણ કિલોમીટર દૂર છે. આ ગામે આ કુટુંબના વડીલ ભીમજીભાઇ ના કાકા, બે નાના બાળકોને ખભા પર બેસાડીને કુટુંબ સાથે

આવેલા અને ત્યાં વસવાટ કર્યો. સમય જતાં ભીમજી પંડ્યા ગૃહસ્થી થયા અને તે પણ ચરખા માં જ વ્યવસાય કરવા લાગ્યા. કહે છે કે એક રાત્રે ભીમજી પંડ્યાને ઓધવજી દાદા સ્વપ્નમાં આવ્યા અને કહ્યું કે મારે તારા ઘરમાં બેસવું છે. ભીમજીભાઇ બીજે દિવસે તેમના પ્રતીકરૂપે લાકડાના ફળા તૈયાર કરાવ્યા અને તેની પ્રતિષ્ઠા પોતાના ઘરમાં કરાવી. ત્યારથી આ દાદા અહીં બિરાજે છે અને હાલ શ્રી પ્રભાકર ભાઈના મકાનમાં જ છે, પૂજા, નિવેદ, છેડાછેડી છોડાવવા પંડ્યા કુટુંબો હવે અહીં આવે છે. ભીમજીભાઇ ના પ્રપૌત્ર ભાઈ મોહનલાલ બાજુમાં રહે છે. તેઓ ચરખા માં જ શિક્ષક છે.

ભીમજી પંડ્યા ના પુત્ર પુરષોત્તમ પંડ્યા ચરખા માં રહ્યા પરંતુ તેમના પુત્રોએ સાહસ કરી મુંબઇ અને પછી બ્રહ્મદેશ તરફ પ્રયાણ કર્યું. પુરષોત્તમ પંડ્યા ના લગ્ન નડાળા રાણપુરના વ્યાસ હરિશંકર ના દીકરી પાનબેન સાથે થયા હતા તેમને છ પુત્રો હતા. પુત્રોએ સાહસ ખેડી ને બ્રહ્મદેશ સુધી રંગૂન અને બીજા શહેરોમાં વ્યવસાય શોધ્યો. અને પછી થોડા વર્ષોમાં ઓરોએંટલ સ્ટેશનરી માર્ટ ના નામે એક સ્ટેશનરીની દુકાન પણ રંગૂનમાં ખોલી ભાઈઓનું જૂથ હતું ઘરના કામ કરનારા હતા. થોડા સમયમાં ધંધો સારા પાયા પર વિકસ્યો.

મોટા ભાઈ ભગવાનજીભાઈ ગાંધીજીના ભારત આગમન પછી એમણે શરુ કરેલી પ્રવૃત્તિના અભ્યાસી રહ્યા હતા. તેમના લગ્ન મેઘપરના મહેતા ચત્રભુજ મીઠાના પુત્રી મણીબેન સાથે થયા. તેં નવજીવન વાંચતા અને ગાંધીજી નો ઉપદેશ મનમાં ઉતારતા. તેમને આ પ્રવૃતિ માં શ્રદ્ધા જન્મી. ગાંધીજી સાથે રહીને તેમને સાથ આપવાની ઇચ્છા જાગી. તેમને પત્ર લખ્યો જવાબ આવ્યો આશ્રમી જીવન માટે પૂરી તૈયારી જરૂરી છે. ભગવાનજીભાઈ એ તૈયારી કરી અને પિતાજીની અનિચ્છા છતાં રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જોડાઈ ગયા.

બર્મા માં ભાઈઓ બરાબર ગોઠવાતા હતા. શ્રી ભોળાનાથભાઈએ ધંધા નો પ્રારંભ કર્યો પછી ક્રમેક્રમે બધા ભાઈઓ ત્યાં ગોઠવાતા ગયા. ભોળાનાથ ભાઈ અને દુર્લભજીભાઈ ના અવસાન થયા બંને ભાઈઓ ના લગ્ન ઢસાના જોશી

બાવાભાઈ હરજીવન ના પુત્રીઓ સાથે.  ભોળાનાથ ભાઈને સંતાન ન હતું. દુર્લભજીભાઈ ને એક પુત્ર મોહનલાલ છે.

બીજા ભાઈઓએ ધંધો ચલાવ્યો. ત્યાંની યુનિવર્સિટીમાં પણ એક શાખા ઊભી કરી હતી. ભાઈ પ્રભાકર અને મદદમાં ભગવાનજીભાઈ ના પુત્ર વજુભાઈ પણ તૈયાર થયા હતા. પ્રભાકરભાઈ પાનસડા ના પ્રાણજીવન ભાઈના પુત્રી પાર્વતી બેન સાથે પરણ્યા હતા.

પરંતુ બીજુ વિશ્વયુધ્ધ શરૂ થતા બર્મા માંથી ભારતીયોએ હિજરત શરૂકરી તે રીતે આ કુટુંબ પણ ભારતમાં પરત આવ્યું.

હીરજીભાઈ એ રાજકોટમાં દુકાન શરૂ કરી. હીરજીભાઈ ના લગ્ન રાવલ કુટુંબમાં રાવલ રવિશંકર ના પુત્રી કમુબેન સાથે થયા.

શામજીભાઈ અમરેલીમાં ગોઠવાયા શામજીભાઈ ના લગ્ન ના વ્યાસ મોરારજી નથુ ના પુત્રી શાંતાબેન સાથે થયા.

ભાઈપ્રભાકર અમદાવાદમાં સ્થિર થયા. ભગવાનજીભાઈ તો સત્યાગ્રહ આશ્રમ સાબરમતી માં રહ્યા હતા. લડત પૂરી થતાં તેઓ અન્ય રચનાત્મક ક્ષેત્રોમાં જતાં તેમના મોટા પુત્ર વજુભાઈ રાયપુર મુકામે ગોઠવાયા બીજું કુટુંબ અમદાવાદ હતું.

યુધ્ધ પછી આ કુટુંબ પણ વીખરાયું. હીરજીભાઈ ધંધામાં ન ફાવતા ઉત્તર ભારત તરફ રચનાત્મક પ્રવૃત્તિ ભૂદાન સેવાના કામમાં જોડાઈ ગયા. હાલ ત્યાં આજે સેવા કાર્ય કરે છે.

તેમના મોટા પુત્ર હિંમતલાલ સીલોન માં થોડા વર્ષ નોકરી કર્યા બાદ હાલ બેંગલોર ખાતે ગોઠવાયા છે. હિંમતલાલ ના લગ્ન જોશી જટાશંકર ગંગાધર ના પુત્રી મંદાકિની બેન સાથે થયા છે.

બીજા પુત્ર કેશવલાલ શિક્ષણ ખાતા માં છે અને ભાઈ વિશ્વનાથ સહકારી ખાતાઓમાં સેવા આપે છે. ભાઈ કેશવલાલ ના લગ્ન ઉપાધ્યાય હીરાલાલ પ્રાણજીવન ના પુત્રી વિમળા બેન સાથે થયા છે. અને વિશ્વનાથ ના લગ્ન જોશી બાબુલાલ દામોદર ના પુત્રી સુશીલાબેન સાથે થયા છે.

દુર્લભજીભાઈ ના પુત્ર મોહનલાલ શિક્ષક થયા છે. તેના લગ્ન ઢસાના ભટ્ટ નંદલાલ ગોપાલજીના પુત્રી સુશીલા બેન સાથે થયા છે. અને મૂળ વતન ચરખા માજ શિક્ષક તરીકે સેવા આપે છે. તેમને એક પુત્ર દીપક છે. તે પણ બી.કોમ થઈ નોકરીમાં ગોઠવાઈ ગયા છે. તેના લગ્ન બાળાના પંડ્યા જયંતીલાલ બળદેવદાસ ના પુત્રી કીર્તિબેન સાથે થયા.

શામજીભાઈ અમરેલીમાં રહ્યા તેમના પુત્રો બહારગામ ઉપડી ગયા. ભાઈજગદીશ પ્રાણજીવનભાઈ ની દીકરી અનસુયા સાથે પરણેલા છે. અને ભાયાવદર માં લિપ્ટન ટી સર્વિસમાં કામ કરે છે. જયેન્દ્ર અને મહેશ અમરેલીમાં સ્થિર થયા છે. એક હર્ષદભાઈ મદ્રાસમાં છે. ગુણવંતભાઈ બંગાળ તરફ છે. ગુણવંતભાઈ ના લગ્ન જાની લાભશંકર ભગવાનજી ની પુત્રી સાથે થયા છે હર્ષદ ના લગ્ન પંડ્યા દિવેશ્વર મયાશંકર ના પુત્રી સાથે થયા છે.

પ્રભાકરભાઈ અમદાવાદમાં સ્થિર થયા તેમનું કુટુંબ ત્યા છે.તેમનું કુટુંબ ત્યા સ્થિર થતાં કાંતિલાલ પણ અમદાવાદમાં જ ગોઠવાયા. તેમના લગ્ન ધારીના અભ્યાસ પ્રભુલાલ ના પુત્રી કુંદનબેન સાથે થયા છે. કાંતિભાઈ ને બે પુત્રો મુકેશ અને વિમલ. મુકેશભાઈ ના લગ્ન જામનગરના શાંતિભાઈ ની પુત્રી ઇલાબેન સાથે થયા છે. મુકેશ હૈદરાબાદ તરફ ધંધો કરે છે. બીજા પુત્ર ભરતકુમાર ઇજનેર થઈ અમેરિકા ગયા છે. ભરતકુમાર ના લગ્ન ડો. રતિલાલ જોષીના પુત્રી પ્રમોદાબેન સાથે થયા છે.

ભાઈ ભરતકુમાર કુટુંબ સાથે અમેરિકામાં સ્થિર થયા છે. પ્રભાકરભાઈ હાલ રાજકોટમાં મકાન લઈ નિવૃત્તિ સમય ગાળે છે. ભગવાનજીભાઈ પછી જુદા

જુદા રચનાત્મક કામો કરતા ગ્રામ સેવા કરતા રહ્યા છે. તેમના મામાનું ગામ રાણપર. ત્યાં પણ તેમણે મુકામ રાખી ગ્રામ સેવા કરી. તેમના બીજા પુત્ર ભાઈ બલરામ જાણીતા સાહિત્યકાર રામનારાયણ પાઠક ના કુટુંબમાં લગ્ન થી જોડાયા છે. તે ઉચ શિક્ષણ લઇ નાઇજીરીયા સરકારની સેવામાં ઉપડી ગયેલા હમણાં તેઓ ત્યાંથી છૂટા થઈ કુટુંબ સાથે અમદાવાદમા સ્થિર થયા છે. તેમના એક ભાઈ ચમનલાલ ખાદી બોર્ડમાં સેવા કરતા અને આશ્રમના નિવાસ સ્થાનમાં રહેતા તેમનું અવસાન થયું તેમનું કુટુંબ ત્યાં જ છે.

ભગવાનજીભાઈ હજુ પ્રવૃત્તિશીલ છે. ૯૭ વર્ષ ઉપર નું આયુષ્ય થયું છે ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ ના અવશેષ સમા એ હજુય એકધારું સનિષ્ટ જીવન જીવી રહ્યા છે. જ્ઞાતિનું તેઓ ગૌરવ છે. હાલ તેઓ રાયપુર રહે છે/

વજુ ભાઈ ને બે પુત્રો છે. મોટા કિરીટકુમાર વીમા નિગમ માં કામ કરે છે. તેના લગ્ન પંડ્યા કનૈયાલાલ ખીમજી અલિયાબાડા ના પુત્રી સાથે થયા છે. નાના મધુસુદન અમેરિકામાં સ્થિર થયા છે. તેમના લગ્ન જોષી છેલ્લશંકર મયાશંકર ના પુત્રી રેખાબેન સાથે થયા છે. શ્રી છેલશંકરનું સમગ્ર કુટુંબ અમેરિકામાં સ્થાયી થયું છે.

ચરખા માં કુટુંબના જુના મકાન છે. એકમાં ઓધવજીદાદા બીરાજે છે. બીજામાં ભાઈ મોહનલાલ અને તેનું કુટુંબ રહે છે. આ રીતે આ મોટા કુટુંબના સભ્યો વતનથી દૂર વસી ગયા છે. પરંતુ ઓધવજી દાદા સૌને કુટુંબ યાત્રા કરાવે છે.

ઘેલારામજી જ્ઞાતિના કેટલાક અન્ય કુટુંબો પણ આ દાદાને માને છે અને તેમના દર્શાને આવે છે.

## ચમારડી પંડયા જૂથ....

આણંદજી

અજરામર—જગજીવન— ------------------વીરજી------------------ભગવાનજી---પરસોતમ

પ્રાણજીવન-ઓધવજી-----છગનલાલ ભવાનીશંકર મોહનલાલ

લાભશંકર

બળવંત------ મનસુખલાલ------ કૃષ્ણલાલ------ સુભાષ

સુનિલ-જયેશ રાજેશ-ભાવેશ પરેશ-હેતલ વિકેશ-તેજસ

કાંતિલાલ-------------મુગટલાલ

મધુ-----રાજેશ----ધીરજલાલ જીતેન્દ્ર-અશ્વિન-અનિલ-બીપીન-અજય-અતુલ

વિપુલ-સુરેશ ચેતન-વિજય ભાવીક ચિરાગ

વ્રજલાલ---------નંદલાલ-------ચંદ્રકાંત

જયેશ-પ્રદીપ-જીતુ-નાનો

## ચમારડી પંડયા બીજુ જૂથ....




## ચમારડી પંડયા ત્રીજુ જૂથ....





**શ્રી પ્રાણભાઈ જગજીવન પંડ્યા તથા ભાગીરથીબેન પ્રાણભાઈ પંડ્યા**

બાબરા જેવા નાના ગામમાંથી આત્મશ્રધ્ધા અને સુજબુધ્ધિ થી બહાર નીકળી આરબ દેશ તરફ પ્રયાણ કરી મસ્કત બંદરમાં ધીકતો ધંધો જમાવનાર બંધુ બેલડી પ્રાણજીવન જગજીવન તથા છગનલાલ જગજીવન. પ્રાણજીવનભાઈ નો વારસો હજુય ત્યાં સારો ધંધો કરે છે અને અન્ય સગા વગેરેને ધંધે લગાડે છે. તેવા પુરુષાર્થી પુરુષ શ્રી પ્રાણજીવનભાઈ જગજીવન પંડયા તથા તેમના કુટુંબ વત્સલ ગૃહિણી શ્રીમતી ભાગીરથીબેન.



**શ્રી ભવાનીશંકર વીરજી પંડ્યા તથા તેમના ધર્મપત્ની શાંતાબેન**

બાબરામાં થી આફ્રિકા પ્રયાણ કરનાર સાહસિક મહેનતુ ખેલદિલ યુવાન

નાયરોબી માં ગોઠવાઇ કુટુંબને ત્યાં સ્થિર કરી સુંદર પાયો નાખનાર.



**શ્રી છગનલાલ જગજીવન પંડયા**

બાબરામાં થી મસ્કત તરફ પ્રયાણ કરી
ત્યાં ધંધો જમાવી યશસ્વી કારકિર્દી
પ્રાપ્ત કરી અને કુટુંબીઓને માર્ગદર્શન
અને મદદરૂપ બનનાર
શ્રી છગનલાલ જગજીવન પંડ્યા



**નવલબેન છગનલાલ પંડયા**

ગૃહિણી ગૃહ-સૂચ્યતે એ સૂત્ર અનુસાર
પોતાના સંતાનોને ધીરજ અને કર્તવ્ય
પરાયણ થા ના પાઠ શીખવનાર
કુશળ ગૃહિણી.

ચમારડી ગામ બાબરા થી નજીક થાય. ચમારડી ગામે પંડ્યા જૂથ રહેતું. તેમાંથી પછી તેઓ નજીકના મોટા ગામ બાબરા ગયા અને ત્યાં જુદા જુદા વ્યવસાય માં ગોઠવાયા. તેમાંના એક હતા આણંદજી પંડ્યા. આણંદજી પંડ્યા ના પુત્ર વીરજી પંડ્યા બાબરામાં સ્થિર થયા અને પછી એકાદ દરબાર નું કામદારૂ કરતા. સાથે થોડો વેપાર પણ કરી લેતા. બાબરામાં પોતાના મકાન બનાવી કુટુંબને સ્થિર કર્યું. તેમના લગ્ન શીશાંગ વાળા ભટ્ટ કુટુંબમાં થયાં તેમને સંતાનમાં એક પુત્ર ભવાનીશંકર અને ત્રણ પુત્રીઓ હતી.

બાબરામાં middle school હતી. એટલે ભવાનીશંકર ત્યાં અભ્યાસ પૂરો કરી અમરેલીની હાઈસ્કૂલમાંથી મેટ્રિક થયા અને પછી બાબરાના જોશી માવજી દામજી જે મોમ્બાસા ગયેલા તેમની પ્રેરણાથી તે પણ આફ્રિકા ઉપડ્યા. શ્રી ભવાનીશંકર ના લગ્ન ઢસાના જોશી બાવાભાઈ હરજીવન ના પુત્રી શાંતાબેન સાથે થયેલા.

ભવાનીશંકરભાઈ આફ્રિકામાં સારી રીતે ગોઠવાઈ ગયા અને વર્ષો સુધી ત્યાં રહ્યા આફ્રિકન દેશોને અંગ્રેજોથી સ્વરાજમળ્યું. તે પછી તેમનું કુટુંબ ઇંગ્લેન્ડ સ્થળાંતર કરી ગયું. ભવાનીશંકરભાઈને સંતાનોમાં ચાર પુત્રો અને પાંચ પુત્રીઓ હતી.

ભવાનીશંકર ભાઈનું નાયરોબી મા 1966માં અવસાન થયું. પછી બધુ કુટુંબ

ઇંગ્લેન્ડ ગયું. ભવાનીશંકર ભાઈ ના મોટા પુત્ર બળવંતરાય તેમના લગ્ન રાવલ કુટુંબના હીરાબેન મોહનલાલ સાથે થયા છે. હીરાબેન ઉચ્ચ શિક્ષણ લીધું છે. તેમના સંતાનોમાં બે પુત્રો સુનીલ અને જયેશ.

બીજા ત્રણે પુત્રોએ આફ્રિકામાં વસતા બ્રાહ્મણ જ્ઞાતિના કુટુંબોમાં જ લગ્ન કરેલા છે. અને બધા ભાઈઓ પોતાના કુટુંબ સાથે ઇંગ્લેન્ડમાં ગોઠવાઈ ગયા છે. બાબરામાં જૂના મકાનો પણ કાઢી નાખ્યા છે. એટલે આ શાખાના કોઈ મૂળ હવે બાબરા ખાતે રહેલ નથી.

ભવાનીશંકર ના મોટા પુત્રી વિધાબેન ધારી નિવાસી ભટ્ટ કામેશ્વરલાલ હરિશંકર ના પુત્ર બાલકૃષ્ણ ભાઈ સાથે પરણાવેલા છે. બીજા બહેન પુષ્પાબેન વ્યાસ ભીમજીભાઇ પોપટ ના પુત્ર સાથે પરણાવેલા છે. નરેન્દ્ર હાલ લન્ડન માં સ્થિર થયા છે. એક બેન હંસાને મહેતા દામોદર ભાઈ મોહનલાલ ના પુત્ર રમણીકલાલ સાથે પરણાવેલા છે. આ કુટુંબ હાલ અમેરિકામાં કેલીફોર્નિયા માં છે. તેમનાથી નાના બેન કપિલા પણ આફ્રિકામાં બ્રાહમણ કુટુંબમાં પરણેલા છે તેઓ પણ કેલિફોર્નિયા છે. સૌથી નાના બેન શકુંતલા ના લગ્ન પણ ઇતર ધર્મોમા થયા છે અને તેઓ પણ લન્ડન માં છે.

ભવાનીશંકર ના મોટા પુત્ર બળવંતરાય ના પુત્ર સુનિલકુમાર નું થોડા વર્ષ અગાઉ લેસ્ટર ખાતે મોટરકારમાં અકસ્માતમાં 23 વર્ષની યુવાન વયે કરુણ અવસાન થયું. તેવો હજુ અવિવાહિત હતા.

આમ સમગ્ર પરિવાર નું આ ચિત્ર છે. સાહસે શ્રી પ્રતિ વસિત તે ઉકતી અનુસાર શ્રી વીરજી પંડ્યાનું ટીમ ભારત બહાર વિદેશમાં જઇ ગોઠવાઈ ગયું ભવાનીશંકર ભાઈ યુવાન વયે આફ્રિકામાં નાયરોબી ખાતે બર્માશેલ કંપનીમાં ગોઠવાઇ ગયેલા.

## જગજીવન આણંદજીભાઈ ની વિગત..

આણંદજીભાઈના પુત્ર જગજીવનભાઈ તે ચમારડી માં જ રહેલા તેના પુત્રો પ્રાણજીવન અને છગનલાલ અને ઓધવજી.




પ્રાણજીવન ભાઈ અને છગનભાઇ બહાર નીકળ્યા અને થોડા વખત છગનભાઈ અમૃતસર ગયેલા પછી બન્ને ભાઈઓ મસ્કત ગોઠવાયા ત્યાં વેપાર અજમાવ્યું. અને સમારડી છોડી બાબરામાં વસવાટ કર્યો. અને મકાન બનાવ્યા.

પ્રાણજીવનભાઈ ના લગ્ન પીઠડ ના જોશી હરગોવિંદ જેઠાલાલ ના બેન ભાગીરથી સાથે થયા. તેમને બે પુત્રો છે કાંતિલાલ અને મુગટલાલ. કાંતિલાલ ના લગ્ન ઠાકર રેવાશંકર મોનજી ની પુત્રી તરલીકા સાથે થયા. શાંતિલાલ રાજકોટમાં રાષ્ટ્રીય શાળામાં નોકરી કરતા કે પછી મસ્કત ગયા અને ત્યાં પણ વેપાર જમાવ્યો.

તેમના ભાઈ મુગટલાલે પણ મસ્કત મા સારો વેપાર જમાવ્યો. મુગટલાલ ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ પોપટલાલ વીઠલજી કુટુંબમાં થયા છે. તેમણે મુંબઈ, રાજકોટ તથા ગોંડલમાં વસવાટ રાખ્યો છે. તેનો મસ્કત નો વેપાર તેમના પુત્રો ચલાવે છે. મુગટભાઈ એ ગોંડલ તાલુકાના છે ઈશ્વરીયા ગામ માં સ્કૂલ બંધાવી શ્રી કાંતિલાલ હાલ રાજકોટમાં રહી નિવૃત જીવન ગાળે છે.

કાંતિલાલ ના મોટા દીકરા મધુકુમાર ના લગ્ન માણાવદર ના ભટ્ટ મણિલાલ ની દીકરી મીનાક્ષીબેન સાથે થયા છે.

બીજા પુત્ર રાજેશ ના લગ્ન હરીલાલ નાનજીના પુત્રી નયનાબેન સાથે થયા છે. ત્રીજા પુત્ર ધીરજલાલ ના લગ્ન ભટ્ટ હિમંતલાલ લક્ષ્મીશંકર ની પુત્રી ભાવના બેન સાથે થયા છે. મુગટભાઈના પુત્ર જીતેન્દ્ર ના લગ્ન ભટ્ટ લાભશંકર કલ્યાણજી ના પુત્રી રક્ષાબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રીઓ છે.

બીજા પુત્ર અશ્વિન ના લગ્ન જામનગર ના પંડ્યા માર્કંડરાય પ્રભાશંકર ના પુત્રી મધુબેન સાથે થયા.

અનિલ ના લગ્ન ભટ્ટ પરસોતમ ત્રિકમજી ની પુત્રી સાથે થયા છે.

ચોથા પુત્ર બીપીન ના લગ્ન વાળા માં અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

પાંચમા પુત્ર અજય ના લગ્ન થયા નથી.

જગજીવન પંડ્યા ના પુત્ર છગનભાઈ ના લગ્ન મહેતા મોરારજી રૂપજી ના પુત્રી જીવતિબેન (નવલબેન) સાથે થયા. છગનભાઈ મસ્કત થી પાછા આવી ધારી મુકામે ભટ્ટ કામેશ્વર હરિશંકર ની સાથે ભાગીદારીમાં તેલનો ઘાણો શરૂ કર્યો હતો.

તેમને ત્રણ પુત્રો છે. વ્રજલાલે મુંબઈમાં વ્યવસાય કરેલ તેમના પુત્રો એ ચલાવે છે ભાઈ નું તાજેતરમાં અવસાન થયું છે. તેમનું લગ્ન માલવણ ના મહેતા જટાશંકર મોહનલાલ ની પુત્રી વિજયાબેન સાથે થયેલ. તેમને ચાર પુત્રો છે.

બીજા ભાઈ નંદલાલ તે સરકારી પોર્ટ ખાતામાં કામ કરે છે. હાલ ઊંચા હોદ્દા પર ગાંધીનગરમાં કામ કરે છે. તેના લગ્ન ગોપાલગ્રામ ના ભટ્ટ દેવશંકર પ્રાણજીવન ના પુત્રી અનસૂયા બેન સાથે થયા છે. નંદલાલભાઈ ને એક પુત્ર તુષાર છે તે બી.એસ.સી થયા છે. ત્રીજા ભાઈ ચન્દ્રકાન્ત સરકારી આરોગ્ય ખાતામાં નોકરી કરે છે. તેના લગ્ન બાબરાના જોશી ધીરજલા કામેશ્વર ની પુત્રી લતાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર વીરેન છે.

ત્રીજા ભાઈ ઓધવજીભાય ના લગ્ન ધારી મા વ્યાસ કાલિદાસ હીરજીના પુત્રી સંતોકબેન સાથે થયા. ઓધવજી નાની ઉંમરે ગુજરી ગયા. સંતોકબેન શિક્ષક થયા અને હાલ ધારીમાં નિવૃત્તિ જીવન ગાળે છે. એટલે ઓધવજી ભાઈનું પરિવાર નથી.

આણંદજી પંડ્યાના ત્રીજા પુત્ર ભગવાનજી ચમારડી ખાતે રહેલા તેમના લગ્ન કણકોટ ના ઠાકર રાઘવજી નાનજી ની પુત્રી કમરબેન સાથે થયા. તેમને એક પુત્ર મોહનલાલ હતા. ભગવાનજી પંડ્યા ગામોટું કરતા.

મોહનલાલ ના લગ્ન જાની મણિશંકર ત્રિકમજી નાબેન મણીબેન સાથે થયેલા તેમને એક પુત્ર લાભશંકર તેનું યુવાન વયે અવસાન થતાં આ વિસ્તાર અટકી ગયો.

આણંદજી ભાઈ ના એક પુત્ર પરષોત્તમ હતા. તેમને એક પુત્રી હતી. તેનું નામ સાકરબેન તેમને લતીપુર ના મહેતા ત્રિભુવન ભીમજી સાથે પરણાવેલા. તેનો પરિવાર છે.

અજરામર ને એક પુત્રી નંદુબેન હતા. જેના લગ્ન રફાળા ના જોશી નારણજી નથુ સાથે થયા.

ચમારડી માં બીજું પંડ્યા નું કુટુંબ વશરામભાઈ નું હતું.




વશરામભાઈ ના ત્રણ પુત્રો વશરામભાઈ ના લગ્ન પીઠળ ના જોશી અજરામર ના બેન સાથે થયા. કાળાભાઈના લગ્ન રફાળા ના જોશી નથુ પરષોતમ ની પુત્રી દેવુભાઈ સાથે થયા. તેમને ત્રણ દીકરીઓ પાનબાઈ કસ્તુરબેન સંતોકબેન પાનબાઈને ચાળિયામાં ગોરધનદાસ અજરામર સાથે પરણાવ્યા. તેમને એક પુત્ર તે મંછારામ અને પુત્રી કાશીબેન. કસ્તુરબેન ના લગ્ન રાણપર ના દેવકૃષ્ણ હરિશંકર સાથે થયા તેમના પુત્ર અમૃતલાલભાઈ વ્યાસ સંતોકબેન ના લગ્ન કણકોટ ના ઠાકર વિઠ્ઠલજી રાઘવજી સાથે થયા તેની વિગત ઠાકર કુટુંબમાં છે.

દેવશંકરભાઈ ને મયારામ કરી ને પુત્ર હતા તે મુંબઈમાં ભૂલેશ્વરમાં જ્યોતિષનું કામ કરતા. તેમણે બે-ત્રણ વાર લગ્ન કરેલા પરંતુ તેનું અપુત્ર અવસાન થયું. તેમણે પોતાની મિલકતનું વીલ-વસિયતનામું દેવડીયા ના ચીભડીયા તળના બ્રાહણ કુટુંબ માટે કરેલ. તેમણે નથુતુલસી જ્ઞાતિનું તેડું કરી મયારામભાઈની ઉત્તર ક્રિયા બાબરામાં કરીને લહાણું કરેલું.

ત્રીજા પુત્ર દયારામભાઈ ના લગ્ન વાડાસડા ના વ્યાસ કુટુંબમાં જમનાબેન સાથે થયા હતા. તેમને પરિવારમાં એક પુત્રી હીરુબેન જેના લગ્ન ગોપાલગ્રામ ના ભટ્ટ પ્રાણજીવન ભાણજી સાથે થયા તેની વિગત ભટ્ટ કુટુંબમાં છે. દયારામ ભાઈ ચમારડી છોડી માલવણ રહેવા ગયેલા અને ત્યાં કર્મકાંડ કરતા.

ચમારડી માં પંડ્યા મોરારજી નું કુટુંબ પણ છે.




કાનજીભાઈ ના લગ્ન ગોપાલગ્રામ ના જોશી બાવાભાઈ ના પુત્રી સંતોકબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રીઓ રેવાબેન, દયાબેન અને વજીબેન.

રેવાબેન ના લગ્ન બાબરા જોશી લક્ષ્મીશંકર દયારામ સાથે થયા.

દયાબેન ના લગ્ન મવાના જોશી દામોદર શિવશંકર સાથે થયા. વજીબેન ના લગ્ન લતીપુર ના જોશી હિમતલાલ વેલજી સાથે થયા. ત્રંબકલાલ ના લગ્ન રાજકોટ દુધઇ ના ઠાકર રણછોડ વિઠ્ઠલજી ની પુત્રી દિવાળીબેન સાથે થયા તેમને સંતાન નથી.

## સમઢીયાળા પંડ્યા કુટુંબ

સમઢીયાળા બાબરા તાલુકાનું ગામ છે ચરખા અને ઉટવડ થી નજિક છે. આ ગામ પાસે રામપુર ગામ છે. બન્ને નજીક નજીક ગામ છે.

## સમઢીયાળા પંડયા કુટુંબ...





શ્રી મોહનલાલ ચત્રભૂજ પંડયા

સ્વર્ગવાસ: 10-11-1992



લાભુબેન મોહનલાલ પંડયા

સ્વર્ગવાસ: 02-03-2014



શ્રી પ્રમોદભાઈ માધવજીભાઈ પંડયા

સ્વર્ગવાસ: 30-11-2023

ધનજી પંડ્યા મૂળ રામપુરમાં રહેતા આ ગામે બહારવટિયાઓનો જાસુ આવ્યો એટલે ગામલોકોએ ઘરવખરી ભરી બીજે ગામ ચાલ્યા જવા નિર્ણય કર્યો અને ગાડાઓ ભરીને ઉપડ્યા. ધનજીભાઈ નો સામાન કોઈએ ઉપાડ્યો નહીં તે એકલા બાકી રહ્યા. તેમણે એક કીમિયો કર્યો વાસાવડી ધાર તરફ જતે રસ્તે એક મોટા પથ્થર રસ્તા વચ્ચે મુકી દીધો. ગાડાઓ ચાલી શક્યા નહીં. પથ્થર ખેડૂતોથી હટાવી શકાયો નહીં. છેવટે ધનજી ગોર ને બોલાવ્યા સૌને તેની તાકાતની ખબર હતી. તેમનો સામાન ગામડાઓમાં ગોઠવ્યો. ધનજી ભાઈ આગળ ચાલ્યા અને પહેલા પથ્થરને ઉપાડી એક બાજુ હટાવી દીધો. ધનજી દાદા આવા પરાક્રમી હતા આવું પરાક્રમ કુટુંબના વંસજ તેમના પ્રપૌત્ર ચત્રભુજ ભાઈ એ પણ દાખવેલું.

કોટડાપીઠા ના તાલુકા ફોજદાર મકનજી જગજીવન હતા તેમનો મુકામ રામપુર હતો ત્યાં તેમનો એક દુશ્મન બાલોચ સુમારખાન તેમને મારવા આવ્યો. ચત્રભુજ પંડ્યા રામપુરના મુખી હતા. તેમણે આ જોયું તેઓ જમવા બેઠેલા તેમણે એકદમ ઊઠીને બાલોચ ની ખેંચેલી તલવાર પકડી લીધી બોલોચ તે છોડાવી શક્યો નહીં. બીજા હાથે બલોચ સાથે કુસ્તી કરી તેને પછાડયો. બલોચે છરી થી ચત્રભુજ ભાઈ ઉપર બે-ત્રણ પ્રહાર કર્યા પણ ચત્રભુજ ભાઈ એ પકડ ઢીલી કરી નહીં. દરમ્યાન એક આહીર જવાન આપલો આવી ચડ્યો તેને બલોચ ને પકડી ને બાંધી દીધો અને પછી તેને કોર્ટમાં મોકલી દીધો.

આ પરાક્રમ થી કોટડા દરબાર વાળા લખું હિપા તથા રાણીગ દાના, શિવા લાખા ખુશ થયા. તેમણે પોતાના ભાગીદારી ગામ સમઢીયાળા માં 5 શાંતિની જમીન ચત્રભુજ ભાઈ ને બક્ષિસ આપી. આ જમીનનો ભોગવટો આજે પણ તેના વંશાજો કરે છે.

ધનજીભાઈ ના પુત્ર મકનજી હતા. તેમના પુત્ર મોરારજી. તેના બે પુત્રો ચત્રભુજ અને પોપટલાલ.

ચત્રભુજ ના લગ્ન ધારી ના વ્યાસ રૂગનાથ ગંગારામ ના પુત્રી ઓતમબેન સાથે થયા તેમને બે પુત્રો મોહનલાલ અને માધવજી. ચત્રભુજ ભાઇ રામપુર મા મુખી તરીકે કામ કરતા. તેમના પુત્ર મોહનલાલે પણ ખેતી સંભાળેલી તેના લગ્ન જોશી દિવેશ્વર ભગવાનજી ના પુત્રી લાભ કુંવરબેન સાથે થયા તેમ 1ને બે પુત્રો છે દુર્ગાશંકર અને મુકેશ.

દુર્ગાશંકર ના લગ્ન લતીપર રાજકોટના જોશી જેઠાલાલ નાગેશ્વર ના પુત્રી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

ચત્રભુજભાઇના બીજા પુત્ર માધવજીભાઈના લગ્ન ગોપાલગ્રામ ના ભટ્ટ પ્રાણજીવન ભાણજી ના પુત્રી સવિતાબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે. મોટા પુત્ર મનસુખલાલ ના લગ્ન માલવણ ના મહેતા લાભ શંકર મોહનલાલ ની પુત્રી મધુબાળા સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે મનસુખલાલ પોસ્ટ ખાતામાં નોકરી કરે છે બીજા ભાઈઓ ખેતીમાં છે. બીજા ભાઈ રમેશ ના લગ્ન રૈયા (નવસારી) ના જોશી મણિશંકર મંગળજી ના પુત્રી રમાબેન સાથે થયા તેને ત્રણ પુત્રો છે. ત્રીજા હસમુખ ના લગ્ન વિભાપર (બાડા)ના પંડ્યા છગનલાલ દેવશંકર ના પુત્રી સાથે થયા તેને એક પુત્ર છે.

બીજા ભાઈઓ અભ્યાસ કરે છે પોપટલાલ ભાઈને કોઈ સંતાન નથી.

## અલીયાબાડા પંડયા કુટુંબ નાનજી → ભવાન → ધનજી

ડોસા

કુરજી

ધનજી

આણંદજી




પરષોતમ----------------------- દયારામ--------------- અજરામર
કલ્યાણજી-----------ઓધવજી
રામજી-----------------------------------------------------રેવાશંકર
અમૃતલાલ------------------પ્રભાશંકર
મગનલાલ
બાબુલાલ-ચંદુલાલ-----મનસુખલાલ----------------જયંતીલાલ
દિનકર------હેમંત-રમેશ-દલસુખ
મુકેશ વિજય
જયસુખ--------ભરત---રાજેશ
હરીશ-મનોજ
મનીષ-ચેતન ભાસ્કર-ચિરાગ
વીરેન પિયુષ-દિનેશ રીકીલ-કપિલ રવિરાજ
રુચિત-દિવ્યા-આરતી
બ્રિનીશ
શૈલેષ
કર્મ
કાવ્ય
પુજન આદિત્ય
હર્ષ
પ્રવીણ-------અરવિંદ-મહેન્દ્ર-મનહર-મહેશ
ગજેન્દ્ર-દિપક-જયેશ-અલ્કા
અમિત
જય
જીગર
ભાઈશંકર-------------------------હીરાલાલ—દુર્લભજી—મયાશંકર-મેઘજી
છેલશંકર------------------------હેમતલાલ
મહેન્દ્ર-------------હેમંતલાલ-------------વીજય
શિરીષ-----મુકુંદ------ગિરીશ
જીતેન્દ્ર
અશ્વિન-મનોજ-જ્યોતિષ
જયશ્રી-લલિત
જલ્પા-શિરીષ
જીગ્નેશ કલ્પેશ-ભદ્રેશ-જયેશ હિતેશ
વિરાજ
લીના-મનીષ રાધિકા નેહા-જાનવી-એકતા-માધવ ભવ્ય
હેત્વી
હરિશંકર--------------------------ખીમજી
દુર્લભજી--------- મહાશંકર-------- મેઘજી
ધીરજલાલ-------------------------ત્રંબકલાલ
પંકજ-હિતેશ-ગિરીશ-ભાવેશ
ગુણવંત-----હસમુખ-----------પ્રવીણ--------રમેશ
જય
ચંદ્રેશ-અતુલ પરેશ-શીતલ-નિલેષ-પુજા
ઋત્વી-રીયા
મોનિલ-શિવાંશ



લીલાધર--------------------- ભવાનીશંકર
દેવરામ
નથુ---------------- વીરજી
વેલજી
ગિરજાશંકર---------------------------મોનજી
ગોરધન------------------------------નરસિંહ-----------અચરતલાલ-----બળવંતરાય
મુગટલાલ-નવનીતરાય -જગદીશ-શશીકાંત-જીતેન્દ્ર ભુપેન્દ્ર-દિપક-પ્રફુલ ગિરીશ-પ્રવીણ-હરીશ કમલેશ
પરેશ-રાજેશ મનીષ-પિયુષ સુનિલ-રાકેશ વિજય હિરેન મૌલિક ચિંતન દુષ્યંત સૌરભ વિષ્ણુ-રુદ્ર
રોનક હેત
અર્થવ
કાંતિલાલ-કુંદનલાલ-રસિકલાલ
અશોક રુદ્ર મયુર
કુમાર પ્રિશા-જિલ
કૃપા-ધ્રુવ
પરષોતમ----------કાળાભાઈ---------------વૈજનાથ
મોનજી-----------નારણજી------------------------------------------ માવજી
રતિલાલ-જમનલાલ-પરશુરામ બળદેવભાઈ------------લાભશંકર-----------ગીરજાશંકર
ખોડીદાસ-રમેશકુમાર ચંદ્રકાંત-સુરેશ જયંતીલાલ-જયસુખ-પ્રફુલ ગુણવંત-મનસુખ હરીશ-જ્યોતિષ
સોનલબેન અંબરિષ ચિરાગ-મયુર ઋતા-પૂર્વી પારસ હર્ષ ભક્તિ-ભાર્ગવી
ડોલી-જીયા હારવી વંશ પ્રિયાંશ
ગીરીશ----પ્રકાશ કિશોર-વિનોદ-નિતીન મનીષ-પરેશ રાજેશ-હરીશ-સુનિલ-હિતેષ
જયદીપ-માલતી એન્જલ હાર્દિક-નિકુંજ નીશાંત વિરલ નિખિલ ભાવિક-વિધિ કોમલ-ઋચા
ક્રીશિવ જીનલ સિધ્ધાર્થ-વંશિકા



શ્રી મોનજી વીરજી પંડયા



વીજયાબેન મોનજી પંડયા



શ્રી કાંતિલાલ મોનજી પંડયા

સ્વર્ગવાસ: 15-02-1956



પુષ્પાબેન કાંતિલાલ પંડયા

સ્વર્ગવાસ: 06-01-1982

જામનગર નજીક નું શહેર હાપા થી બાળા થી કેટલાક કુટુંબો ત્યાં વસ્યા શાખા 3 અલીયાબાડા થી જામનગર આવેલું કુટુંબ....




આ જુઠાભાઇ ની શાખા છે. તેના ભવાનીશંકર તથા લીલાધર. ભવાનીશંકર ના નથુ અને વીરજી. વીરજી પંડ્યા ના ગિરજાશંકર અને મોનજી. પંડ્યા ગીરજાશંકર ના પુત્રો અલીયાબાડા થી જામનગર આવી વસ્યા.

મોટા પુત્ર ગોરધનભાઈ સંસ્કૃત પાઠશાળામાં રસોઈના કામમાં જોડાયા પછી તેમા આગળ વધી એક કુશળ કારીગર તરીકે નામના મેળવી મોટા કામો હાથ પર લેવા માંડ્યા. ઉપરાંત પરચુરણ મીઠાઈ દહીં, દૂધ વેચવા ની દુકાન પણ શરૂ કરી. તેમના લગ્ન ઉપરના મેતા પરસોતમ ખોડીદાસ ના પુત્રી કમળાબેન સાથે થયા.

ગોરધનભાઈએ ક્રિકેટ બંગલા રોડ ઉપર પોતાના મકાન બનાવ્યા છે તેમને પાંચ પુત્રો છે.

મુગટલાલ ના લગ્ન પાળ (રાજકોટ) હાલ રૈયા ના રહીશ ભટ્ટ મગનલાલ ઉમિયાશંકર ની પુત્રી નિર્મળાબેન સાથે થયા.

બીજા પુત્ર નવનીતરાય ના લગ્ન ચમારડી ના મહેતા ઉમિયાશંકર સામજી ના પુત્રી બાળાબેન સાથે થયા.

ત્રીજા પુત્ર જગદીશ ના લગ્ન પીઠડ(રાજકોટ) ના પંડ્યા ઈચ્છાશંકર વેલજી ના પુત્રી ભદ્રાબેન સાથે થયા.

શશીકાંત ના લગ્ન ના બીજા પુત્રી મંજુલાબેન સાથે થયા.

બીજાભાઈ નરસીદાસ અને અચરતલાલે આ ધંધામાં આગળ વધી રણજીત રોડ ઉપર એક હોટલ પણ ઊભી કરી ધિકતો ધંધો ચલાવ્યો. નરસિંહ ભાઈ ના લગ્ન બાબરાના જાની અંબાશંકરના પુત્રી શારદાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર ભુપેન્દ્ર ખેતીવાડી ખાતા માં નોકરી કરે છે. તેના લગ્ન પીપરીયા ના જોશી દુર્લભજી ના પુત્રી ગીતાબેન સાથે થયા છે તેમને પુત્ર છે.

ત્રીજા ભાઈ અચરતલાલ પણ રસોઇ કામ માં નિષ્ણાત હતા તેમણે પણ થોડો વખત હોટલ ચલાવી પછી છૂટા થઈ રસોઈના કોન્ટ્રાક્ટ પર કામ કર્યું.

તેમના લગ્ન લતીપુર પોરબંદરના વ્યાસ મોહનલાલ કાલિદાસના પુત્રી પુષ્પાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે.

ગીરીશકુમાર બી.કોમ થયા છે.

ચોથાભાઈ બળવંતરાય તેઓ શિક્ષક થયા છે. તેમના લગ્ન ખરીયાર રોડ (ઢસા) જોશી જટાશંકર કાનજી ના પુત્રી કુસુમબેન સાથે થયા છે તેમને પુત્ર કમલેશ છે.

ગીરજાશંકર ના ભાઈ મોનાજી. તેઓ બાડામાં રહ્યા. તેમના લગ્ન કંડોરણા (કચ્છ) ભટ્ટ મગનલાલ પુંજાભાઈ ની પુત્રી વિજયાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. એક પુત્ર કુંદનલાલ છે. તે સરકારી ખાતુ ફિશરી માં કામ કરે છે હાલ રાજકોટમાં ઉંચી પદવી પર કામ કરે છે. તેના પ્રથમ લગ્ન બાબરાના જોશી પ્રાણલાલ મંછારામ ની પુત્રી સાથે થયા. એક ભાઈ રસિકલાલ ખીમલીયા ગામે શિક્ષક છે તેમને એક પુત્ર ભોલારામ છે.

મનજીભાઈ ના મોટા પુત્ર કાંતિલાલ પણ સરકારી નોકરીમાં હતા તેમના લગ્ન લતીપુર જામનગર વ્યાસ મોહનલાલ પ્રભુજીના પુત્રી સાથે થયા તેને પુત્ર અશોક છે.

કાંતિલાલ નું અવસાન મોરબી રાજકોટ વચ્ચે રિક્ષામાં પ્રવાસ કરતા અકસ્માતમાં થયું.

હવે **પરસોત્તમ આણંદજી** પંડ્યા ની શાખા જોઈએ.

તેના પુત્ર લાધાભાઈ ને બે પુત્રો હરજીવન અને ભગવાનજી. હરજીવન ના પુત્ર રતનજી પણ બાડા માં રહેલા રતનજી પંડ્યા ના લગ્ન પીઠળ ના જોશી ઝીણાભાઈ ઈશ્વરના પુત્રી સાથે થયેલા. તેમને બે પુત્રો મગનલાલ અને ત્રબકલાલ.

મગનલાલ નજીકના ગામ હાપા ગયા. અને ત્રંબકલાલ ઠેબા ગામે ગયા મગનલાલ ના લગ્ન પીઠળ (થાણાદેવડી) ના જોશી મયારામ નારાયણ ની પુત્રી દુધીબેન સાથે થયા તેમને બે પુત્રો છોટાલાલ અને ગૌરીશંકર. ગૌરીશંકર જામનગર સાથે દૂધ લે-વેચનો ધંધો કરતા. તેના લગ્ન જામનગરના વ્યાસ વજેશંકર શામજી ના પુત્રી કંચનબેન સાથે થયા. શ્રી છોટાલાલ ના લગ્ન

લતીપુર ના વ્યાસ મણિશંકર પ્રભુજીની પુત્રી સાથે થયા. છોટાલાલ ને ચંદુ અને દિનેશ બે પુત્રો છે. ગૌરીશંકર ભાઈ ને ત્રણ પુત્રો છે પ્રવિણકુમાર, સતીશ અને પંકજ. હરજીવનભાઈ ની શાખા અહીં પુરી થઈ.

હવે તેના ભાઈ ભગવાનજીભાઈ ની શાખા જોઈએ.

ભગવાનભાઈ બાળા ખાતેજ રહેલા તેમના પુત્ર લાલજીભાઈ રાજકોટ આવ્યા અને 1938-39 માં રાજકોટમાં ઘી નો વેપાર શરૂ કરેલું જે થોડો વખત ચલાવી પાછા બાળા આવ્યા. તેમને ત્રણ પુત્રો મોટા પુત્ર જયશંકર ના લગ્ન ઉમરાળી ના જોશી કલ્યાણજી ના પુત્રી સાથે થયેલા. સંતાન માં તેમને એક પુત્રી. તેના લગ્ન લતીપર હાલ રાજકોટના વ્યાસ શશીકાંત હરિલાલ દંતવૈદ સાથે થયા.

બીજો ભાઈ ભુપતરાય તથા દલપતરાય પ્રાથમિક શિક્ષકો થયા છે. ભૂપતરાય ના લગ્ન રાજકોટના વ્યાસ ઉમિયાશંકર મુળજી ના પુત્રી દમયંતીબેન સાથે થયા તેમને બે પુત્રો છે. રજની અને રાજેશ.ત્રીજાભાઈ દલપતરાય પણ શિક્ષક છે તેના લગ્ન બાબરા-છોટાઉદેપુર ના જોશી દલપતરામ કામેશ્વરના પુત્રી સાથે થયા. તેમને બે પુત્રો છે. જગદીશ અને નીતિન.



**શ્રી કાંતિલાલ ત્રંબકલાલ પંડયા**

વિદાય- 3-5-2021

**પ્રભાબેન કાંતિલાલ પંડયા**

વિદાય- 29-4-2021



દમયંતીબેન ભૂપતરાય પંડ્યા

સ્વર્ગવાસ: 01-09-2022



મંજુબેન ચંદુલાલ પંડયા

સ્વર્ગવાસ: 09-01-2023

હવે પરસોત્તમ પંડ્યા ના ત્રીજા પુત્ર માધવજી ની શાખા જોઈએ.

માધવજી પંડ્યાને 3 પુત્રો પરસોતમ, કાળાભાઈ અને વૈજનાથ.

પરસોત્તમ પંડ્યા નો વિસ્તાર નથી. કાળાભાઈ ને બે પુત્રીઓ હતી.

# વૈજનાથ પંડ્યા નો વિસ્તાર જોઈએ.






શ્રી બળદેવભાઈ માવજીભાઈ પંડયા




વિજયાબેન બળદેવભાઈ પંડયા




શ્રી જયંતીભાઈ બળદેવભાઈ પંડયા




કુસુમબેન જયંતિભાઈ પંડયા







**શ્રી લાભશંકર માવજીભાઇ પંડયા** **કમળાબેન લાભશંકર પંડયા**



શ્રી ગુણવંતભાઈ લાભશંકર પંડયા

સ્વર્ગવાસ: 21-09-2023




**શ્રી રાજેશભાઈ મનસુખલાલ પંડયા**

**જન્મ: 08-02-1964 સ્વર્ગવાસ: 28-05-1996**



**ચંદ્રિકાબેન મનસુખલાલ પંડયા**

**સ્વર્ગવાસ: 23-09-2022**



શ્રી ગિરીશભાઈ ખોડીદાસ પંડયા

સ્વર્ગવાસ: 14-08-2023



ધનલક્ષ્મીબેન પ્રકાશભાઈ પંડયા

સ્વર્ગવાસ: 13-11-2022

# મુખ્યાજી શાખા

વૈજનાથ પંડ્યા વૈજનાથ પંડ્યા બાડા ગામ માં રહેલા તેમના મોટો પુત્ર મોનજી પંડ્યા બાડા છોડી બહાર નીકળેલા. તે સારું વ્યક્તિત્વ ધરાવતા અને કર્મકાંડમાં પણ તૈયાર હતા. બ્રાહ્મણોની જરૂર મંદિરોના પૂજારી તરીકે પડતી તેમાં વૈષ્ણવ સંપ્રદાયના મંદિરના ધીમે ધીમે પગ પસારો કરી મુખ્યાજી દરજ્જે એ પહોંચ્યા.

મનજીભાઇ ને ત્રણ પુત્રીઓ હતી. એકનું નામ પ્રભાબેન તેમના લગ્ન હાલ અમદાવાદ રહેતા હરિલાલ મણિશંકર સાથે થયેલા.

બીજા પુત્રીનું નામ ત્રિવેણીબેન તેમના લગ્ન રાજકોટના વ્યાસ ભુપતરાય શિવરામ સાથે થયેલા તેમને એક દીકરી દિનમણીબેન છે.

ત્રીજા પુત્રીનું નામ જડીબેન તેના લગ્ન પીઠળ પિલવાઈ ના જોશી હીરાલાલ કાલિદાસ સાથે થયા.

**બીજાભાઈ નારણજી** તેમણે પણ મુંબઇ તરફ પ્રયાણ કર્યું. અને એક મંદિરમાં મુખ્યાજી નું કામ સ્વીકાર્યું વર્ષો સુધી એ છીમી ચાલ માં રહ્યા અને આ કામ કર્યું તેમના લગ્ન પીઠડ પિલવાઈ ના જોશી કાલિદાસ દેવજી ની પુત્રી નર્મદાબેન સાથે થયેલા તેમને ત્રણ પુત્રો થયા. મોટા પુત્ર રતિલાલ તે મુંબઈમાં જ રહ્યા અને પ્રેસનું કામ શીખી લીધું.

મુંબઈ સમાચાર જેવા વર્તમાનપત્ર ની અંદર કમ્પોજીટર થયા. વર્ષો સુધી આ કામ કર્યું અને પછી નિવૃત્ત થયા તેમના લગ્ન ઢસાના ભટ્ટ ગોપાલજી હરિશંકર ના પુત્રી લલીતાબેન સાથે થયા.

રતિલાલભાઈ નિવૃત્ત થઈ થોડો વખત બાડામાં રહ્યા પછી પાછા મુંબઈમાં કાંદીવલી ખાતે નાના પુત્ર રમેશકુમાર સાથે રહે છે. રતિભાઈ ને બે પુત્રો મોટા

તે ખોડીદાસ. ખોડીદાસ મુંબઈમાં જ મોટા થયા પછી બહાર આવ્યા અને શિક્ષણ ખાતા માં ગોઠવાયા. અલિયાબાડા ની સંસ્થા માં શિક્ષક થયા.

તેમના લગ્ન ચાળીયાના રાજ્યગુરુ મંછારામ ગોરધનદાસ ના પુત્રી મધુબાલા સાથે થયા છે. બાડા માં આ કુટુંબ એ પોતાના મકાન બનાવ્યા છે. ખોડીદાસ નું કુટુંબ બાળા માં રહે છે. તેમને બે પુત્રો છે. મોટા પુત્ર ગિરીશ તેના લગ્ન ગોંડલ નિવાસી રાજ્યગુરુ પરિવાર મા ભાવનાબેન સાથે થયેલ. તેમને એક પુત્ર જય અને પુત્રી માલતી છે, માલતી ના લગ્ન નથુ મેહતા ના વંશજ બકુલભાઇ નારદભાઇ મેહતા ના પુત્ર સાથે થયેલ.

બીજા પુત્ર પ્રકાશ ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબ મા ધનલક્ષ્મીબેન સાથે થયા છે, અને અમદાવાદ સ્થિર છે. તેમને એક પુત્રી છે જે અભ્યાસ કરે છે.

રતિલાલભાઈ ના બીજા પુત્ર એ રમેશકુમાર. રમેશકુમાર મુંબઈમાં નોકરી કરે છે. તેના લગ્ન છોટાઉદેપુરના રહેતા જોષી મુગટલાલ નારાયણ શંકર ના પુત્રી રેણુકાબેન સાથે થયા છે.તેમને એક પુત્રી છે, જેના લગ્ન ઈતર જ્ઞાતી મા થયા છે. રમેશભાઈ વર્ષોથી મુંબઈ ડોમ્બીવલી મા એકલવાયુ જીવન જીવતા હતા.હાલ તે અમદાવાદ વૃધ્ધાશ્રમ મા રહે છે.

નારાયણજી મુખ્યાજી ના બીજા પુત્ર જમનાલાલ તેઓએ સમગ્ર જીવન મુંબઈમાં જ પૂરું કર્યું. કાપડની દુકાનમાં સેલ્સમેન તરીકે વર્ષો સુધી નોકરી કરી જમનભાઈ ખૂબ મિલનસાર સ્વભાવના અને સેવાભાવી હતા. તેમના લગ્ન મેઘપુર ના મહેતા ચત્રભુજ મીઠાના પુત્રી નંદુબેન સાથે થયેલા તેમને કોઈ સંતાન નથી. પતિ-પત્ની બન્નેના અવસાન થયા છે. જમનભાઈ એ કુટુંબની સેવા કરનાર એક આદર્શ વ્યક્તિ હતા.

નારણભાઈ ના ત્રીજા પુત્ર તે પરશુરામ તેમનું નાનપણ મુંબઈમાં જ પસાર થયું. તેમના લગ્ન સુકવડા (છોટાઉદેપુર) બેચરભાઈ અંબારામ ની પુત્રી સાથે થયા. પરશુરામ કલાકારનો જીવ છે તેમને જામનગરમાં ફોટોગ્રાફી સ્ટુડિયો પણ

કરેલો પછી જુદા જુદા વ્યવસાય હાથ પર લઈ હાલ ડોમ્બીવલીમાં મોટા પુત્ર ચંદુલાલ સાથે નિવૃત જીવન ગાળે છે. પરશુરામને બે પુત્રો છે. મોટા તે ચંદુલાલ તે ડ્રાફ્ટમેન થયા છે અને મુંબઈમાં કોઈ કંપનીમાં સર્વિસ કરે છે. તેના લગ્ન ચીતલ ના જાની ડાયાલાલ ની પુત્રી સાથે થયા છે. તેમને એક પુત્ર અંબરિસ, જેનુ આકસ્મિક અવસાન થયેલું હતુ અને પુત્રી કે જેના લગ્ન ઈતર બ્રાહ્મણ જ્ઞાતી મા થયેલા છે,

બીજા પુત્ર સુરેશકુમાર તેના લગ્ન રાજ્યગુરુ જયેન્દ્રપ્રસાદ વજેશંકર ના પુત્રી મીનાબેન સાથે થયા છે, તેમને બે પુત્રો ચિરાગ અને મયુર. ચિરાગ ના લગ્ન ઈતર જ્ઞાતી મા થયેલા છે અને એક પુત્રી છે.

મયુર ના લગ્ન ઈતર જ્ઞાતી મા થયા છે અને એક પુત્ર વંશ છે.

હવે **માવજીભાઈ વૈજનાથ** નો પરિવાર જોઈએ.

માવજીભાઈ ના લગ્ન પીઠડ ના જોશી જુઠાભાઇ જીવરામના પુત્રી પુરીબેન સાથે થયેલા.

માવજીભાઈ પણ મુખ્યાજી તરીકે ગોઠવાયેલા માવજીભાઈને ત્રણ પુત્રો. મોટા બળદેવદાસ તેમના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ ભવાનીશંકર બેચર ના પુત્રી વિજયાબેન સાથે થયેલા.

શ્રી બળદેવદાસ જુદા જુદા વ્યવસાય કરી બાળામાં સ્થિર થયા છે અને વ્યાપાર તથા રસોઈ વગેરેનું કામ કરે છે. તેમને ત્રણ પુત્રો છે. જયંતીલાલ જયસુખ અને પ્રફુલ.

મોટા પુત્ર જયંતીલાલ બાડામાં રહ્યા છે અને વેપાર ચલાવે છે. તેમના લગ્ન રૈયા ના (પીઠળ) જોશી પ્રભાશંકર ત્રિભુવનની પુત્રી કુસુમબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે કિશોર વિનોદ અને નીતિન.

કિશોર ના લગ્ન મહેતા મણિશંકર કલ્યાણજી ની પુત્રી શોભનાબેન સાથે થયા તે આયુર્વેદ યુનિવર્સિટી જામનગર માં કામ કરે છે, તેમને બે પુત્રો હાર્દિક અને નિકુંજ. નિકુંજ m-tech થઈ ને કંપની મા નોકરી કરે છે. નિકુંજ ના લગ્ન ધાગધ્રા મા ઈતર બ્રાહ્મણ કુટુંબ મા થયા છે. તેને એક પુત્ર ક્રિશિવ છે.

બીજા પુત્ર વિનોદ જે પાવર હાઉસમાં કામ કરે છે. તેને એક પુત્ર નિશાંત છે. જેના લગ્ન સમઢીયાળા ના રાજુભાઇ માધવજી પંડયા ની પુત્રી હેતલ સાથે થયા છે.નિશાંત વિન્ડ ફાર્મ ની કં. મા કામ કરે છે. પુત્રી પુજા ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબ મા થયા છે.

ત્રીજા પુત્ર નિતિન ના લગ્ન જામનગર ના વ્યાસ ચંદ્રકાંત નરભેરામ ની પુત્રી પ્રજ્ઞા સાથે થયા છે.તેમને પુત્ર વિરલ છે જે ITI મા અભ્યાસ કરે છે.

બળદેવભાઈ ના બીજા પુત્ર જયસુખલાલ ગ્રેજ્યુએટ છે. અને પેસ્ટીસાઈડ ની કંપનીમાં સર્વિસ કરે છે. તેમના લગ્ન ઢસા હાલ રાજકોટ રહેતા ભટ્ટ દિનકરરાય પ્રાણજીવન ની પુત્રી રેખાબેન સાથે થયા છે. તેમને બે પુત્રી છે. મોટી પુત્રી ઋતા ના લગ્ન જેતપુર નિવાસી મિલનકુમાર પંકજભાઈ મેહતા સાથે થયા છે. ઋતા HCG હોસ્પિટલ મા એડમીન છે. મિલનકુમાર ને પેસ્ટકંટ્રોલ ની કં. છે.

બીજી પુત્રી પૂર્વી કમ્પ્યુટર એન્જિ. મા ગોલ્ડ મેડલીસ્ટ છે. તેના લગ્ન રાજકોટ નિવાસી પંડયા કુનાલકુમાર યોગેશભાઈ સાથે થયા છે. બંને પોતાની કંપની સંભાળે છે. જેની બ્રાન્ચ દેશ અને વિદેશ મા છે.

બીજા ભાઈ પ્રફુલકુમાર ના લગ્ન નવલશંકર મૂળજીના પુત્રી પ્રવિણાબેન સાથે થયા છે.

બળદેવભાઈ થી નાના ભાઈ લાભશંકર ગુજરી ગયા છે. આ કુટુંબ રાયપુર મા રહે છે. લાભશંકર ના લગ્ન દામજી પાઠક ના પુત્રી કમળાબેન સાથે થયા છે. કમળાબેન ગુજરાતી સાળા ના પ્રિન્સિપાલ પદે રહ્યા હતા. તેના બે પુત્રો છે. મનસુખલાલ અને ગુણવંત. તેના બંને પુત્રો ઘરનો ધંધો કરે છે. મનસુખલાલ ના લગ્ન જામનગરના જોશી દામજી બેચર ના દીકરી ચંદ્રિકાબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. રાજેશ, હરીશ, સુનિલ અને હિતેષ.

રાજેશ નુ થોડા સમય પેહલાજ અવસાન થયુ છે, તેમને બે પુત્રી અને એક પુત્ર છે. પુત્રી મમતા અને શીતલ ના લગ્ન થઈ ગયા છે,પુત્ર નિખિલ ગવર્નમેંટ કોન્ટ્રાકટ લે છે .

હરીશ ને ત્યા પુત્ર ભાવિક અને પુત્રી વિધી છે જેઓ હાલ અભ્યાસ કરેછે.સુનિલ ને બે પુત્રી કોમલ અને રિયા છે. જેઓ હાલ અભ્યાસ કરેછે.હિતેષ ને ત્યા પુત્ર સિધ્ધાર્થ અને પુત્રી વંશિકા છે.

ગુણવંતરાય ના લગ્ન જોશી દલપતરામ કાનજી ખરીયાર રોડ વાળા ના પુત્રી રમાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે મનિષ અને પરેશ.

પરેશ RTO ઇન્સ્યોરન્સ એજેંટ છે. મનીષ બેંક મા નોકરી કરે છે.

ત્રીજા ભાઈ ગિરજાશંકર તલાટી મંત્રી તરીકે સેવામાં છે. તેમના લગ્ન જામનગરના ઉપાધ્યાય મગનલાલ વાલજી ના પુત્રી સમજુબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે જ્યોતિષ કુમાર અને હરીશકુમાર. જ્યોતિષકુમાર ટોરેન્ટ પાવર માથી સેવા નિવૃત થઈ હાલ જામનગર મા રહે છે. તેમને બે પુત્રી છે મોટી પુત્રી ભાર્ગવી ના લગ્ન જામનગર ના રાજેનકુમાર મહેશભાઇ વ્યાસ સાથે થયેલ છે.

બીજી પુત્રી કેનેડા છે, તેના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબ મા થયા છે.

બીજા પુત્ર હરીશભાઈ ને બે પુત્રી ને એક પુત્ર છે. મોટી પુત્રી હિરલ ના લગ્ન બરોડા ના કૃતાર્થકુમાર મહેશભાઇ મહેતા સાથે થયા છે, નાની પુત્રી વિધિ અને પુત્ર હર્ષ અભ્યાસ કરે છે.

**આણંદજી પંડ્યાના ત્રીજા પુત્ર ભાણજી પંડયા** નો પરિવાર જોઈએ.....





શ્રી મહેન્દ્રભાઇ હિરાલાલ પંડયા

જન્મ:27-09-1941 સ્વર્ગવાસ: 16-08-2009



શ્રી હેમતલાલ ભાઈશંકર પંડયા

સ્વર્ગવાસ: 05-08-2022

ભાણજી પંડ્યાને ત્રણ પુત્રો. પરસોતમ, દયારામ અને અજરામર.

પરસોતમ પંડયા નો પરિવાર નથી. દયારામ ના લગ્ન હડમતિયાના પાઠક કુટુંબમાં થયેલા.

તેમને સંતાનમાં બે પુત્રો કલ્યાણજી અને ઓધવજી. ઓધવજી ના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય નરભેરામ ના પુત્રી રંભાબેન સાથે થયેલા તેમને સંતાનમાં બે પુત્રો ભાઈશંકર અને હીરાલાલ.

ભાઈશંકર કર્મકાંડ શીખ્યા હતા. તેઓના લગ્ન પાળ ના ભટ્ટ પ્રેમજી સુંદરજી ના પુત્રી દિવાળીબેન સાથે થયેલા પ્રેમજી ભટ્ટ પછી રાજકોટ રહેતા.

ભાઈ શંકર પણ શહેર તરફ આકર્ષાયા અને રાજકોટ આવી વસ્યા. તેઓ કથા પારાયણ વગેરે પણ કરતા. તેમણે રાજકોટમાં રહીને પુત્રોને શિક્ષણ અપાવ્યું તેમને પણ બે પુત્રો છેલ્લેશંકર અને હેમતલાલ.

છેલભાઈ શિક્ષક થયા અને વર્ષોની નોકરી પછી નિવૃત્ત થયા તેમના લગ્ન પણ કણકોટ ના ઠાકર વિઠ્ઠલજી રાઘવજી ના પુત્રી હેમકુવર બેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે સિરીસ ,મુકુંદ અને ગિરીશ ત્રણેય ભાઈઓ જુદા જુદા વ્યવસાય માં લાગેલા છે.

શિરીષ ના લગ્ન પોરબંદરના જોષી મૂળશંકર રણછોડ ના પુત્રી પુષ્પા બેન સાથે થયા છે.

બીજા ભાઈ મુકુંદ ને પણ તે જ ઠેકાણે નાની બેન ચંદ્રિકાબેન સાથે પરણાવેલ છે.

ગિરીશ ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયેલા છે અને એક પુત્ર જીગ્નેશ.

મુકુંદ ને ત્રણ પુત્રો કલ્પેશ ભદ્રેશ અને જયેશ અને ગિરીશ ને એક પુત્ર હિતેશ છે.

હીમતલાલ પોતે ગ્રેજ્યુએટ થઈને શિક્ષક બન્યા. અને ઉતરોતર બઢતી મેળવી કેળવણી નિરિક્ષક તરીકે હાલ કામ કરતા પોતાના મકાન બનાવી મંગળા રોડ ઉપર રહે છે. તેમના લગ્ન પીપરિયા ના જોશી ખીમજી ગંગારામ ની પુત્રી લલીતાબેન સાથે થયા તેમને સંતાનમાં એક પુત્ર જીતેન્દ્ર કુમાર છે. તે પણ ગ્રેજ્યુએટ થયેલ છે. અને શિક્ષણ ખાતા માં જોડાયા છે. તેના લગ્ન નાગાજાર હાલ ધ્રોલ લાભશંકર કાનજી મહેતા ના પુત્રી સાથે થયા છે.

ઓધવજી જોશી ના બીજા પુત્ર હીરાલાલ બાળા મુકામે રહેલા છે અને શિક્ષક બન્યા. તેમના લગ્ન પીઠળ ના જોશી નાનજી ગૌરીશંકર ના દીકરી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. મહેન્દ્ર કુમાર ના લગ્ન સડોદરા ના ડોક્ટર રતિલાલ ભવાનીશંકર ના પુત્રી સાથે થયા છે મહેન્દ્રકુમાર પણ શિક્ષક થયા છે. હાલ શાળામાં નોકરી કરે છે જેને ત્રણ પુત્રો છે.

બીજા ભાઈ હેમતલાલ ના લગ્ન પીપરીયા ના જોશી ખીમજી ગંગારામ ના પુત્રી હર્ષિદાબહેન સાથે થયા છે. તેમને એક પુત્ર છે લલિત કુમાર .

બીજા પુત્ર વિજય કુમાર ના લગ્ન પિલવાઈ ના રણછોડજી ના પુજારી જોશી નારદલાલ હીરાલાલ ની પુત્રી સાથે થયા છે. તેમને એક પુત્ર છે શીરીશકુમાર.

## કલ્યાણજી દયારામ ભાઈ ની શાખા જોઈએ...






**શ્રી રેવાશંકરભાઈ કલ્યાણજી પંડ્યા**

સદા પ્રસન ભક્તિ પરાયણ વ્યવહારદક્ષ કુટુંબપ્રેમી વડીલને વંદન.



જોશનાબેન પ્રવિણચંદ્ર પંડ્યા

સ્વર્ગવાસ: 12-04-2023



મીનાબેન શૈલેષભાઈ પંડયા

સ્વર્ગવાસ: 05-07-2023

કલ્યાણજી પંડ્યાને બે પુત્રો રામજી અને રેવાશંકર. રામજી ના લગ્ન વડાળા ના મહેતા ભીમજી મહાદેવના પુત્રી સાથે થયા તેમને બે પુત્રો અમૃતલાલ અને પ્રભાશંકર.

**અમૃતલાલ** ના લગ્ન પાળ ના ભટ્ટ જીવરામ ના પુત્રી સાથે થયા છે. અમૃતલાલ પણ બાળા છોડીને જુદા જુદા વસવાટ કરતા રહ્યા છે. તેઓ પણ કુશળ રસોઇ કામ કરતા પછી તેઓ જામનગર જિલ્લાના પ્રસિધ્ધ હર્ષદ માતાજી ની જગ્યા માં એક ધર્મશાળા નો વહીવટ પણ કરતા. તેઓ જડેશ્વર મહાદેવ ની જગ્યા માં દર મહિને થતા ભંડારામાં રસોઇ કરવા ની માનદ સેવા કરતા.

અમૃતલાલ ભાઈ ને ચાર પુત્રો મોટા બાબુલાલ તેમણે જામનગરમાં મોટી ક્લબો ચલાવી પોતાનું નામ જાણીતું કરેલું. સાહસિક પ્રવૃત્તિ હોવાથી સાહસોમાંથી પસાર થયા. પરંતુ એમાં તેમણે જમીન વાડી વગેરે સંપત્તિ મેળવી અને જ્યારે દુષ્કાળનું એક વર્ષ આવ્યું ત્યારે પોતાના વાડામાં અનેક ગાયો માટે ખાવા-પીવાની વ્યવસ્થા કરી. ગાયોના પાણી માટે વાડામાં કૂવો ગાડતા હતા. કૂવો ગાડતા અકસ્માત થતાં તેમનું મૃત્યુ થયું. તેમના લગ્ન પીઠળના જોશી મોરારજી મોનજી ની પુત્રી નર્મદાબેન સાથે થયેલા. તેમને કોઈ સંતાન નથી પરંતુ ચંદુભાઈ ના પુત્ર મુકેશ ને દત્તક લીધેલ છે. તેમના મૃત્યુ બાદ પણ ગૌસેવા અભિયાન પ્રવૃત્તિ ચાલુ જ છે. મુકેશ ના લગ્ન બાબરાના જોશી ચુનીલાલ કામેશ્વર ની પુત્રી સાથે થયા.

બાબુલાલ થી નાના ચંદુલાલ. તે પણ રસોઇ કામ માં નિષ્ણાંત છે. દર વર્ષે તેઓ જૂનાગઢના ભવનાથના મેળામાં મફતનું રસોડુ ખોલી લોકોને જમાડે છે ચંદુલાલ ના લગ્ન રાણપર ના વ્યાસ દયારામ મીઠાના પુત્રી ભાનુબેન સાથે થયા છે. તેમને એક પુત્ર વિજય છે. વિજય ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

મનસુખલાલ હર્ષદ માતા ની જગ્યા માં પરચુરણ વેપાર ચલાવે છે. તેના લગ્ન દૂધઈ ના ઠાકર ભાઈશંકર વલ્લભજી ની પુત્રી વિમળાબેન સાથે થયા છે. તેમના

મોટા પુત્ર જયેશ ના લગ્ન થાળાંદેવડી ના જોશી બાલકૃષ્ણ ઓધવજી ના પુત્રી નિર્મળાબેન સાથે થયા. બીજા ભાઈ ભરતના લગ્ન અમદાવાદમાં કર્યા છે. જયંતીલાલ જામનગરમાં રહે છે તેમના લગ્ન પ્રાચી ના પંડ્યા દિવેશ્વર લાલજી ના પુત્રી સાથે થયા. તેઓ પરચુરણ વ્યવસાય કરે છે. તેના પુત્ર મનોજ ને અન્ય બ્રાહ્મણ કુટુંબમાં પરણાવેલ છે.

**પ્રભાશંકર પંડ્યા** રાજકોટમાં તથા જામનગરમાં કંદોઇ કામ કરતા. તેના લગ્ન લતીપુર ના મહેતા પરષોતમ ખોડાની પુત્રી શાંતાબેન સાથે થયા.

તેના મોટા પુત્ર પ્રવીણભાઈ જામનગરમાં રીક્ષા વાહક છે. તેના લગ્ન રાજકોટના વ્યાસ મણિશંકર મોરારજી ની પુત્રી જશવંતી બેન સાથે થયા. તેમને ગજેન્દ્ર દીપક અને જયેશ ત્રણ પુત્રો છે. બીજા પુત્ર અરવિંદ ના લગ્ન બાલાચડી ના બાબુલાલ ની પુત્રી જ્યોતિબેન સાથે થયા તેને એક પુત્ર અમિત છે.

**રેવાશંકર પંડ્યા** રસોઈ નું કામ કરતા. મલબારમાં કાનાનોર ખાતે પોરબંદરના શેઠ હેમરાજ પીતાંબર ની પેઢીમાં કામ કરતા. તેના લગ્ન દૂધઈ (રાજકોટ) ના ઠાકર રણછોડ વિઠ્ઠલજી ની પુત્રી રેવાબેન સાથે થયા. તેમને એક પુત્ર મગનલાલ રાજકોટમાં જ ભણ્યા અને પછી રાજકોટની વેપારી પેઢીઓમાં મુનીમગીરી કરી અને સ્થિર થયા છે. તેમના લગ્ન મેઘપર ના મહેતા ચત્રભુજ મીઠા ની પુત્રી દૂધીબેન સાથે થયા છે. તેમને ચાર પુત્રો છે.

**મગનભાઈ** ના મોટા પુત્રને જૂનાગઢના વ્યાસ ભવાનીશંકર ભાણજી ના પુત્રી સાથે પરણાવ્યા છે. દિનકરભાઇ રીક્ષા ચલાવે છે. તેમને ત્રણ પુત્રો છે. બીજા ભાઈ હેમતલાલ ને ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં પરણાવ્યા છે. તેમને બે પુત્રો છે. હેમતલાલ અને નાના ભાઈઓ મોટર ગેરેજમાં કામ કરે છે.

**અજરામર પંડયા** ની વિગત જોઈએ....






લાભુબેન ધીરજલાલ પંડયા

સ્વર્ગવાસ: 22-08-2022





શ્રી ત્રંબકલાલ દુર્લભજી પંડયા

જન્મ: 10-03-1930, સ્વર્ગવાસ: 13-07-2012

લલિતાબેન ત્રંબકલાલ પંડયા

સ્વર્ગવાસ: 03-10-2009



શ્રી ભાવેશભાઈ ધીરજલાલ પંડયા

સ્વર્ગવાસ: 25-04-2008

હરિશંકર પંડ્યાને એક પુત્ર દુર્લભજી. તેઓ પોસ્ટ ખાતામાં કામ કરતા તેમના બીજા પુત્ર મહાશંકર. તેઓ પણ પોસ્ટ ખાતામાં કામ કરતા. બીજા ભાઈ દુર્લભજી ને બે પુત્રો ત્રંબકલાલ અને ધીરજલાલ. ત્રંબકલાલ પોસ્ટ ખાતામાં કામ કરે છે. ધીરજલાલ શિક્ષક છે. તેના લગ્ન ચાડિયા ના પંડ્યા પ્રાણજીવન છગનલાલ ની પુત્રી ગિરજાબેન સાથે થયા છે.

ત્રંબકલાલ ના લગ્ન પાળ રાજકોટના ભટ્ટ ઉમિયાશંકર નથુ ની પુત્રી લલીતાબેન સાથે થયા. ત્રંબકલાલ ખીલોસ ગામ એ પોસ્ટ ખાતામાં કામ કરે છે.

**વલ્લભજી કરસનજી પંડયા...**





શ્રી છોટાલાલ કામેશ્વર પંડયા

સ્વર્ગવાસ: 16-05-1986



નિર્મળાબેન છોટાલાલ પંડયા

સ્વર્ગવાસ: 10-07-2013



શ્રી પ્રફુલ્લભાઈ છોટાલાલ પંડયા

સ્વર્ગવાસ: 02-12-2007



શ્રી ભૂપતરાય કામેશ્વર પંડયા

સ્વર્ગવાસ: 27-08-2023

હવે આ શાખા ની વિગત જોઈએ.....

શ્રી વલ્લભજી પંડ્યા બાળામાં જ રહીને બ્રાહ્મણ કર્મ કરતાં તેમને એક પુત્ર કામેશ્વર તેમના લગ્ન પીઠડ ના જોશી જેઠા લક્ષ્મીચંદ ની પુત્રી ઉજમબેન સાથે થયા તેમને ચાર પુત્રો છે. એમણે બાળા છોડી બહાર નસીબ અજમાવ્યું છે. મોટા પુત્ર એ રાજકોટ શિક્ષણ ખાતામાં નોકરી મેળવી પછી શાળાત થયા. અને શિક્ષક બન્યા. રાજકોટ ની જુદી જુદી શાળાઓમાં નોકરી કરી અને પછી નિવૃત્ત થયા. નિવૃત સમયમાં એમણે પરચુરણ ચીજવસ્તુની દુકાન શરૂ કરી છે. શ્રી કાશીરામ ના લગ્ન રાજકોટના ઉપાધ્યાય પ્રભાશંકર ભુદરજી ના પુત્રી સાથે થયા છે તેમને ચાર પુત્રો છે. ભરતકુમાર કોઈ વેપારી પેઢીમાં જોડાયા છે. તેમના લગ્ન રામા કુટુંબમાં થયા છે. બીજા પુત્ર હરિશંકર ના લગ્ન ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

ત્રીજા પુત્ર અશ્વિનકુમાર પોસ્ટ ખાતામાં નોકરી કરે છે.

ચોથા પુત્ર રમેશકુમાર ઈલેક્ટ્રીક વાયરમેન થયા છે.

કાશીરામભાઈ ના બીજા ભાઈ છોટાલાલ રાજકોટ પોલીસ ખાતામાં જોડાયા હતા. અને પછી તેમાંથી જ નિવૃત્ત થયા. હાલ શ્રી છોટાલાલ સ્વર્ગસ્થ છે. તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર શ્રી પ્રફુલ્લ ના લગ્ન માલવણ ના મહેતા જટાશંકર મોહનલાલ ની પુત્રી બેન તારા સાથે થયા. તેને એક પુત્ર અને બે પુત્રી છે.

મોટી પુત્રી ભાવના ના લગ્ન મુંબઈ માં થયેલા છે. નાની પુત્રી વર્ષા ના લગ્ન નથુ તુલસી મૂળ દૂધઈ ના સ્વ. વસંતભાઇ મગનલાલ મહેતા ના પુત્ર સ્વ હિતેશભાઇ સાથે થયેલા છે.

પુત્ર રાકેશ ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નાતી મા વીણાબેન સાથે થયેલા છે. તે હાલ મુંબઈ મા પ્રાઇવેટ કં. મા કામ કરે છે. તેમને પુત્રી શ્વેતા છે.

નાનાભાઈ અનિલ ના લગ્ન ભાવનગર વાસી નાત પટેલ નારદભાઈ રામેશ્વર ની પુત્રી ત્રિગુણાબેન સાથે થયા તેમને બે પુત્ર મનીષ અને રાહુલ છે.

મોટાપુત્ર મનીષ ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નાતી મા તેજલબેન સાથે થયેલ છે. અને m p shah medical college મા લેબ ટેકનિસીયન તરીકે કામ કરે છે.

બીજા પુત્ર રાહુલ ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નાતી મા અર્ચનાબેન સાથે થયા છે.

રાહુલ હાલ સરકારી પ્રા. શાળા મા શિક્ષક છે,અને અર્ચનાબેન પણ સરકારી પ્રા. શાળા મા શિક્ષક છે. અને જામનગર મા સ્થાયી થયા છે.

ત્રીજા ભાઈ અશોક ના લગ્ન જામનગર માં થયા છે. તેમને બે પુત્ર રામ અને લખન છે. મોટા પુત્ર રામ ના લગ્ન જામનગર નિવાસી મહેશભાઇ હરિભાઇ મહેતા ની પુત્રી મિતલબેન સાથે થયા છે. રામ આર્મી માથી નિવૃત થઈ જામનગર મા ડેરી ના વ્યવસાય મા જોડાયેલ છે. તેમને બે પુત્રી દેવાંશી અને પલક છે.

નાના પુત્ર લખન ના લગ્ન રાજકોટ નિવાસી દિલીપભાઇ બચુભાઈ ની પુત્રી શોભનાબેન સાથે થયા છે, રાજકોટ મા સ્કૂલ વાન નો વ્યવસાય કરે છે, તેમને એક પુત્ર વનરાજ અને પુત્રી ઉર્વશી છે.

કાશીરામ ભાઈના ત્રીજાભાઈ ઈશ્વરલાલ શિક્ષણ ખાતા માં જોડાયા છે. હાલ જામનગર પાસે વીજરખી ગામે શિક્ષક છે. તેમના લગ્ન નાગાજાર ના મહેતા દુર્ગાશંકર કાનજીના પુત્રી મંજુલાબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર રસિકલાલ તેમના લગ્ન વઢવાણ ના રાવલ ઈચ્છાશંકર ભાનુશંકર ના પુત્રી ઇલાબેન સાથે થયા છે. તેમને સંતાનમાં એક પુત્ર અને પુત્રી છે.

તેનાથી નાના ભાઈ કિરીટકુમાર જીવન વીમા નિગમ માં નોકરી કરે છે. કાશીરામ ભાઈના નાના ભાઈ ભૂપતલાલ. તેમના લગ્ન લતીપુર ના મહેતા ભૂપતલાલ હરજીવન ના પુત્રી સાથે થયા તેમને બે પુત્રો છે.

# દેવશંકર વલ્લભજી પંડયા ની વિગત ..




દેવશંકર શિક્ષક હતા. તેમને ત્રણ પુત્રો છગનલાલ, મંછારામ અને જીવાભાઇ. છગનલાલ વિભાપર માં રહે છે. તેના લગ્ન શિસાંગ ના ભટ્ટ મોહનલાલ ની બહેન સાથે થયા તેમને એક પુત્ર છે.

બીજા ભાઈ મંછારામ શિક્ષક થયા છે. તેના લગ્ન નગરપીપળીયા ના લાભશંકર ધનજી ની પુત્રી કાંતાબેન સાથે થયા છે.

ત્રીજા ભાઈ જીવાભાઈ અપરણિત છે. મંછારામ ના પુત્ર ભરતના લગ્ન ઉપાધ્યાય વ્રજલાલ વાલજી ના પુત્રી કપિલાબેન સાથે થયા. કપિલાબેન શિક્ષિકા છે.

## ચાંદલી નું પંડ્યા કુટુંબ

ચાંદલી લોધીકા થાણા નું ગામ છે. મુખ્ય વસ્તી ગરાસીયા છે. આ ગામે પંડ્યા કુટુંબ રહેવા આવ્યું.





**શ્રી કામેશ્વરભાઈ જીવનલાલ પંડ્યા**

**તથા તેમના ગૃહલક્ષ્મી શ્રી શાંતાબેન**

ચાંદલી જેવા નાના ગામ માં ઉગતી
પેઢીને શિક્ષણ આપનાર અને
પોતાના પુત્રને ઉચ્ચ સંસ્કાર ઉચ્ચ
કેળવણી આપી ધન્ય બનનાર પિતા.



**શ્રી કનકરાય કામેશ્વર પંડ્યા**

**તેમના ધર્મપત્ની પુષ્પાબેન**

ઉગતી વયે ઉચ્ચ શિક્ષણ માં આગવી
પ્રતિભા દર્શાવી આત્મબળે અમેરિકા
વધુ અભ્યાસ માટે જઈ, ત્યાં અવનવી
સિધ્ધિ મેળવી સ્થિર થનાર સાહસિક
યુવાન શ્રી કનકરાય કામેશ્વર પંડ્યા.



ધીરજબેન વૃજલાલભાઈ પંડયા

જન્મ: 16-08-1940

સ્વર્ગવાસ: 01-01-2022



ચંદ્રકાન્તભાઈ મકનજી ભાઈ પંડયા

સ્વર્ગવાસ: 17-01-2021

મુળજી પંડ્યા ચાંદલી માં રહેતા તેના ત્રણ પુત્રો જીવનલાલ, રાજારામ અને ગોરધન. જીવનલાલ પણ ચાંદલીમા રહ્યા. ગોરધન શિસાંગ ગયા. ત્યાના દરબારોના કામદાર થયા હતા.

મોટાભાઈ જીવનભાઈ ના દિકરા કામેશ્વર ના લગ્ન પીઠળ ના જોશી લક્ષ્મીરામ જુઠા ની પુત્રી શાંતાબેન સાથે થયા. કામેશ્વર ચાંદલી માં શિક્ષક તરીકે જોડાયા પછી જુદા જુદા ગામે નોકરી કરી અને નિવૃત્ત થયા. તેમને બે પુત્રો મોટા પુત્ર કનકરાય રાજકોટમાં રહીને સ્વપ્રયત્ને અભ્યાસ કર્યો. ગ્રેજ્યુએટ થયા. અને સૌરાષ્ટ્ર રાજ્યની લોન સ્કોલરશિપ લઈને તેઓ અમેરિકા વધુ અભ્યાસ માટે ગયા અને ત્યાં ખાસ પદવીઓ પ્રાપ્ત કરી. ત્યાં જ વ્યવસાયમાં લાગી ગયા છે. તેમના લગ્ન ડોકટર રતિલાલ રામેશ્વર જોશીના પુત્રી પુષ્પાબેન સાથે થયા છે. આ કુટુંબ હાલ અમેરિકા માં ગોઠવાયું છે.

નાનાભાઈ શરદ ના લગ્ન અન્ય બ્રાહમણ કુટુંબમાં થયા છે. શરદકુમાર પણ અમેરિકામાં ગોઠવાઈ ગયા છે શાંતાબેન પણ ત્યાં જ છે.

બીજા ભાઈ મોહનલાલ ના લગ્ન લતીપુર ના સામજી ડાયાભાઈ ની પુત્રી કાશીબેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી.

ત્રિજા ભાઈ મકનજી ચાંદલી માં રહીને કર્મકાંડ વગેરે વ્યવસાય કરતાં તેમના લગ્ન લતીપુર (પડધરી) ઉપાધ્યાય ભગવાનજી ના પુત્રી સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર વ્રજલાલ ચાંદલી માં રહે છે. અને એસટીમાં ડ્રાઇવર છે. તેના લગ્ન હડમતિયાના પાઠક ડાયાલાલ મોનજી ના પુત્રી ધીરજબેન સાથે થયા.

છેલશંકર એસ.ટીમાં કંડકટર છે.

ચંદ્રકાંત પણ એસ. ટી માં કામ કરે છે. છેલશંકર ના લગ્ન પાઠક ખીમજી મોનજી ના પુત્રી વિનોદબાળા સાથે થયા. તેમને બે પુત્રો છે.

ચંદ્રકાંત પણ ચાંદલી માં જ રહે છે. તેમના પત્ની નિરંજના બહેન. છેલશંકર રાજકોટમાં રહે છે.

વ્રજલાલ ભાઈના પુત્ર હરેશ કુમાર ના લગ્ન પીપરટોળા ના વ્યાસ ભાનુશંકર પોપટલાલ ની પુત્રી દર્શનાબેન સાથે થયા.

રાજારામ ભાઈ ને બે પુત્રીઓ માંથી રંભાબેન ના લગ્ન ઉપાધ્યાય વેલજીભાઈ સાથે થયા.

જડીબેન ના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય રાજારામ પ્રાગજી સાથે થયા.

બીજા ભાઈ ગોરધન મૂળજી ના લગ્ન કણકોટ ના ઠાકર ગોવિંદજી વાલજી ના બેન સાથે થયા.

તેમને એક પુત્રી અમૃતબેન જેના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય દીવેશ્વર હરજીવન સાથે થયા.

**નગરપીપળીયા/ કંડોરણા નું પંડયા કુટુંબ** ગંગાધર **(ઉખલિયા પંડયા)**



ગંગાધર-------------------------------કાનજી ------------------------- હરજીવન

પરસોતમ-------------------------- મયાશંકર            પ્રભાશંકર

ટકાશંકર      ઘેલાશંકર-લાભશંકર-------દિવેશ્વર--------------------શાંતિલાલ

પરમાનંદ-હીમીબેન  ઈન્દ્રવદન-ચંદ્રકાંત  લલિતચંદ્ર-કનકરાય-હસમુખરાય-રોહિત  અરવિંદ-યોગેન્દ્ર-કૌશિક

હિતેશ-ફાલ્ગુન          રાકેશ-હેમંત  જતીન-મયુર  ભૌમિક  દિવ્ય  સુશીલા

શિવાંશ  નીથિક

કેશવજી

જેઠાલાલ----------નર્મદાશંકર------------- જગજીવન

ચત્રભુજ      મણીલાલ-રમણીકલાલ    પુષ્પા-જયંતીલાલ

કાંતિલાલ          ઉલ્લાસ

પંકજ          રવિ-ક્રિષ્ના



## કંડોરણા ના પંડ્યા કુટુંબ

જામકંડોરણા ધોરાજી થી 10 કિલોમીટર દૂર આવેલું સુંદર કિલ્લાથી સુરક્ષિત ગામ છે. ગામ બહાર નદી છે. અગાઉ આ ગામ નવાનગર રાજ્યનું હતું. જીલ્લાની અંદર સમગ્ર ગામ વસેલું છે. હવે ધીમેધીમે જિલ્લાના કાંગરા ખરી રહ્યા છે અને બહાર પણ વસવાટ શરૂ થયો છે.

આ ગામ માં ભટ્ટ કુટુંબો તો હતા જ તેની સાથે પંડ્યા કુટુંબે પણ વસવાટ કરેલો. પંડ્યા કુટુંબના વડવામાં શ્રીનાથજી પંડ્યા થી માહિતી પ્રાપ્ત થાય છે આ પંડ્યા ને ઊખલિયા પંડયા કહેવાય છે. સિહોર પાસે ઉખલી ગામ છે તેના પરથી આ નામ પડ્યું લાગે છે.

## કંડોરણા નુ પંડયા કુટુંબ...



ગંગાધર પંડયા ના બે પુત્રો પરસોતમ અને દયાશંકર. પરસોત્તમદાસ ને એક પુત્ર ટકાશંકર હતા. તેમના લગ્ન લતીપુર (પસાયા) ના ઉપાધ્યાય મેઘજી ના પુત્રી મોતીબેન સાથે થયા. શ્રી ટકાશંકર પોસ્ટ ખાતામાં કામ કરતા તેમને એક પુત્ર પરમાનંદ તેઓ દવાની કંપની માં મુંબઈમાં કામ કરતા. તેમના લગ્ન લતીપુર ના મહેતા મૂળશંકર ખોડીદાસ ના પુત્રી નર્મદાબેન સાથે થયા તેમને કોઈ સંતાન નથી.

બીજા ભાઈ મયાશંકર પણ કંડોરણા માં રહેતા તેમના લગ્ન ખાનકોટડા ના મહેતા દયારામભાઈ રૂપસીના બેન મોતીબેન સાથે થયા. તેમને ચાર પુત્રો. આ પુત્રોએ મુંબઇ તરફ મીટ માંડી અને ત્યાં વ્યવસાય માટે ગોઠવાયા. મોટા પુત્ર ઘેલાશંકર એક ઉત્સાહી અને ક્રાંતિકારી યુવાન હતા. તેના લગ્ન ઉપાધ્યાય મુળજી રવજી ના પુત્રી પુરીબેન સાથે થયા.

બીજા ભાઈઓ શિક્ષક તરીકે ગોઠવાયા શ્રી લાભશંકર ના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય પોપટ સવજી ના પુત્રી રતનબેન સાથે થયા. લાભશંકર ભાઈ એ મુંબઈમાં નોકરી કર્યા બાદ કચ્છમાં નળીયા કોઠારા માં પણ શિક્ષક તરીકે ગયેલા.

તેમને બે પુત્રો ઇન્દ્રવદન અને ચંદ્રકાંત.

ચંદ્રકાંત ના લગ્ન ભટ્ટ મુગટલાલ પ્રાણજીવન ના પુત્રી હંસાબેન સાથે થયા ચંદ્રકાંત પણ મુંબઈમાં શિક્ષક તરીકે કામ કરતા. તાજેતરમાં તેમનું અવસાન થયું છે. ભાઈ દિવેશ્વર પણ શિક્ષક થયા તેમના લગ્ન હડમતિયાના પાઠક દામજી હરિરામ ના પુત્રી સાથે થયા તેમને ચાર પુત્રો છે.

લલિત કુમાર ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નરભેરામ ભવાનીશંકર ના પુત્રી ચંપાબેન સાથે થયા.

હસમુખ ના લગ્ન સામજિ પરષોત્તમ ચરખાવાળા ની પુત્રી સાથે થયા છે. રોહિતકુમાર ના લગ્ન મહેતા છોટાલાલ દુર્લભજી ના પુત્રી પન્નાબેન સાથે થયા

છે. ભાય શાંતિલાલ પણ શિક્ષક તરીકે ગોઠવાયેલા. તે પછી બોરીવલીમાં પોતાની સ્કૂલ પણ ચલાવેલી. તેમના લગ્ન પીપળીયા ના જોશી હીરાલાલ ગૌરીશંકર ના પુત્રી કંચનબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર અરવિંદકુમાર હાલ અમેરિકામાં વ્યાપાર કરે છે. તેમના લગ્ન ઢસા ના જોશી છેલશંકર મયાશંકર ના પુત્રી હંસાબેન સાથે થયા છે. હંસાબેન પણ ડબલ ગ્રેજ્યુએટ છે તેમને એક પુત્ર છે. તેનું નામ ભોમિક.

શાંતિભાઈ ના બીજા પુત્ર યોગેશકુમાર બેંકમાં હાલ અમદાવાદમાં નોકરી કરે છે તેમના લગ્ન ગઢડા ના ડોકટર વ્યાસ પ્રભુલાલ કેશવલાલ ના પુત્રી સાથે થયા જ તેમને એક પુત્ર દિવ્ય છે.

ત્રીજા પુત્ર કૌશિકકુમાર જર્મનીમાં કામ કરે છે. તેમણે ત્યાં લગ્ન કર્યા છે. હરજીવન પંડ્યા પણ કંડોરણા માં જ રહેતા તેમના લગ્ન રફાળા ના જોશી નથુ પરસોતમ ની બેન સાથે થયેલા. હરજીવન પંડ્યા જ્યોતિષ હતા. તે વિદ્યા તેના પુત્ર કેશવજી એ પણ મેળવેલી. કેશવજીભાઇ ના લગ્ન લતીપુર (મવા) ના જોશી શિવશંકર માધવજી ની બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો.

જેઠાલાલ ના લગ્ન પાઠક દામજી હરિરામ નાબેન મોતીબેન સાથે થયેલા.

શ્રી જેઠાલાલ મુંબઈમાં એક મંદિરમાં કામ કરતાં તેમને એક પુત્ર ચત્રભુજ તે કલકત્તા ગયેલા.

તેના લગ્ન પોરબંદરના રાજ્યગુરુ મણિશંકર આણંદજી ના પુત્રી સાથે થયા તેને એક પુત્ર કાંતિલાલ. તેના લગ્ન ઇન્દોરના ઉપાધ્યાય કુટુંબમાં થયેલા.

બીજા ભાઈ નર્મદાશંકર ના લગ્ન ઘેલારામજી માં થયેલા. પત્નીનું નામ મણીબેન. નર્મદાશંકર તેમના પુત્રો ભાઈ મણિલાલ તથા રમણીકલાલ સાથે અમદાવાદમાં રહેતા. થોડો વખત પહેલાં તેઓ દેવ થઇ ગયા. નર્મદાશંકર ભાઈ

ના ચાર બાળકોને તૈયાર કરવામાં તેમના પત્ની મણીબેન એ સારો પુરુષાર્થ કર્યો. બધાને ધંધે લગાડયા અને ગૃહસ્થી બનાવ્યા.

ભાઈ મણિલાલ અને રમણલાલ માંડવીની પોળમાં રહેતા. રમણલાલ અખંડાનંદ ની કચેરીમાં નોકરી કરતા. અને મણિલાલ એક પાનની દુકાન માં ગોઠવાયા. જેમાંથી ક્રમે ક્રમે અનુભવ પ્રાપ્ત કરી પોતાના પુરુષાર્થથી હસ્ત આસ્ટોડિયા ચકલામાં પોતાની પાનની દુકાન તેના મસાલાઓ વગેરેનું સારો વેપાર ચલાવે છે. અને મણિનગરમાં પોતાનો બંગલો બનાવીને રહે છે. ઉત્તમ પુરુષાર્થનું આ દ્રષ્ટાંત છે. મણીલાલ ના લગ્ન પાળ (રાજકોટ) ના ભટ્ટ છગનલાલ દેવશંકર ના પુત્ર નિર્મળાબેન સાથે થયા છે.

બીજા પુત્ર રમણલાલ ના લગ્ન પીઠળ જોષી શાંતિલાલ ત્રિભુવન ની પુત્રી મંજુલાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર ઉલ્લાસ છે. રમણલાલ હજુ અખંડ આનંદ કાર્યાલયમાં જ કામ કરે છે. ભાઈ ઉલ્લાસના લગ્ન રાજકોટના ઉપાધ્યાય દોલતરાય નવલશંકર ના પુત્રી રંજનબેન સાથે થયા છે. તેમને એક પુત્ર રવિ છે. ઉલ્લાસ સંગીત કાર્યોમાં સારો રસ દાખવે છે.

ત્રીજા ભાઈ ભગવાનજી પણ મુંબઈમાં જ ગોઠવાયેલા તેમના લગ્ન રાજકોટના વ્યાસ ભીમજીભાઇ પોપટના બહેન ઉજમ બેન સાથે થયા.

ભગવાનજીભાઇ પુત્ર જયંતીલાલ તેઓ તલાટી મંત્રી તરીકે કામ કરે છે. તેના લગ્ન નવાગામના નાત પટેલ રતિલાલ દામજી ના પુત્રી સાથે થયા.





**ભારતીબેન યોગેશકુમાર પંડયા**

**સ્વર્ગવાસ:08-10-2023**

**શ્રી દિવ્યકુમાર યોગેશકુમાર પંડયા**

**સ્વર્ગવાસ: 08-10-2023**

## નગરપીપળીયા નું પંડ્યા કુટુંબ

નગરપીપળીયા મૂળ ગોંડલ રાજ્ય નું ગામ છે. રાજકોટ થી 30 કિલોમીટર પશ્ચિમમાં કાલાવડ જતાં આવે છે. હાલ લોધિકા તાલુકાનું ગામ છે. ગામને પાદર નદી વહે છે. આ ગામે વસેલા પંડ્યા કુટુંબ મૂળ કંડોરણા થી અહીં યજમાનો સાથે આવેલા.

# નગરપીપળીયા નું પંડયા કુટુંબ





**ઝકલબેન પ્રેમજીભાઇ પંડયા**

સ્વર્ગવાસ: 17-10-1981



**શ્રી નાથાલાલ પ્રેમજીભાઇ પંડયા**

જન્મ: 08-01-1913

સ્વર્ગવાસ: 12-06-2003

એક આદર્શ શિક્ષક તરીકે સેવા સેવા કરી, સંતાનોમાં ઉચ્ચ સંસ્કાર અને ક્ષિક્ષણ આપી જીવન ની સાચી રાહ બતાવનાર એક આદર્શ પિતા.



**મુક્તાબેન નાથાલાલ પંડ્યા**

જન્મ- 20-12-1918 પાતામેઘપર

નિર્વાણ 25-7-1988 જામનગર

અમે આપના સદાય વહેતા અસ્ખલિત અને અખંડિત વાત્સલ્ય પ્રવાહના સાતત્યમાં રાચતા અને અંજલિ અર્પતા પરમ કૃપાળુ પરમાત્મા પાસે આપની વિદાય વેળાએ આપને ચીર શાંતિ પ્રાર્થીએ છીએ..

રમેશભાઈ, નિરંજનભાઈ, રજનીકાંતભાઈ, ગિરીશભાઈ, દિનેશભાઈ,

તેમજ સમગ્ર પરિવાર ના વંદન....



**શ્રી રમેશચંદ્ર નાથાલાલ પંડયા**

જન્મ:- 12-11-1936 સ્વર્ગવાસ:- 28-4-2021

પંડયા કુટુંબના વિશાળ વડલા ની એક મજબૂત શાખા, પુરુષાર્થથી સ્પેશિયલ સ્કૂલ ફોર બોય્સ સરકારી સંસ્થામાં નિવૃતિ સુધી સેવા બજાવનાર કર્મનિષ્ઠ, કુટુંબપ્રેમી, માનવતા પ્રેમી, હંમેશા ખુશમિજાજી, સંતાનો ને ઉચ્ચ શિક્ષણ અને માર્ગદર્શક રહેલા વડીલ ને વંદન...

**વંદનીય:-**

ગં.સ્વ. અનસૂયાબેન

મિલનભાઈ ,ભાવિનભાઈ,બીનાબેન,પ્રીતિબેન,ભાવનાબેન, જીજ્ઞાબેન, આરતીબેન, હેતાક્ષી, ધ્રુવી, જન્મેષ, જ્ઞેયા, હરિ શ્રી



## શ્રી નિરંજનભાઈ નાથાલાલ પંડયા

જન્મ:- 22-11-1938, સ્વર્ગવાસ:- 28-10-2005

સદાય સૌમ્ય અને સરળ સ્વભાવી નૈષ્ઠિક કાર્યક્ષમતા, સાદ્દૂ સત્વશીલ આદર્શ વ્યક્તિ તરીકેનું જીવન જીવી જનાર વડીલને વંદન....

વંદનીય:- ગં.સ્વ. પ્રવિણાબેન,અમિતભાઈ , હિરેનભાઈ , ભાવનાબેન શિલ્પાબેન , જુહી, મૌલિક



### પુષ્પાબેન નાથાલાલ પંડયા

જન્મ: 01-08-1938, સ્વર્ગવાસ: 27-03-2020



કડવીમા હરિશંકર પંડયા



લક્ષ્મીબેન કાશીરામ પંડયા



શ્રી અમૃતલાલ હરીશંકર પંડયા

સ્વર્ગવાસ:07-12-1987



શાંતાબેન અમૃતલાલ પંડયા

સ્વર્ગવાસ: 21-01-1997

વંદનીય:- પંડયા પરિવાર



**શ્રી હરિલાલ ત્રિભોવન પંડયા**



**શ્રી અનંતરાય હરિલાલ પંડયા**



**શ્રી અશોકકુમાર હરિલાલ પંડયા**

જન્મ: 18-01-1959 સ્વર્ગવાસ: 29-04-1980





**શ્રી ત્રિભુવનભાઈ મેઘજીભાઈ પંડ્યા**

કુશળ વેપારી ખેતીક્ષેત્રે પણ ઊંડી

સૂઝ ધરાવનાર વિશાળ કુટુંબના

વડીલ અને ગ્રામ્ય લોક જીવનમાં સારી

ચાહના મેળવનાર...

વંદના...

શ્રી હરિલાલ ત્રિભુવન પંડ્યા

ગિરજાશંકરભાઈ, મણિલાલભાઈ,

ગિરધરલાલભાઈ..

**અમૃતબેન ત્રિભુવનભાઈ પંડ્યા**

વિશાળ કુટુંબને આગળ લાવનાર

એક સારું જીવન જીવી જનાર અને

કુટુંબના માર્ગદર્શક, થોડુ ભણેલા પરંતુ

ધાર્મિક રીતે ગીતાજી ના શ્લોકો

કંઠસ્થ કરનાર એવા વડીલ...



**શ્રી ચંદ્રકાંતભાઈ અમૃતલાલ પંડયા**

**જન્મ:25-06-1943**

**સ્વર્ગવાસ:07-05-2021**



**પ્રભાગૌરી ગિરધરલાલ પંડયા**

**સ્વર્ગવાસ: 31-07-2023**

કલ્યાણજી પંડ્યા નગર પીપળીયા માં કરતા તેમને બે પુત્રો મેઘજી અને આણંદજી મેગીથી પંડ્યા ના લગ્ન થઈ ના મેતા મનજી ના દીકરી સાથે થયા હતા મેઘજીભાઈ પણ ગામમાં જ રહે અને પિતાનો ધંધો ચલાવતા આણંદ જીવાય પણ એ રીતે જ રહેલા મેઘજીભાઈ ને પાંચ પુત્રો

**પહેલા ભગવાનજીભાઈ** પણ નગરપીપળીયા માં રહેતા. તેમના લગ્ન હડમતિયાના પાઠક મોનજી હરિરામ ના બહેન ગોમતીબેન સાથે થયા હતા. તેમને એક પુત્રી રામકુંવરબેન તેમના લગ્ન રાજકોટના રાજ્યગુરુ વજેશંકર પ્રાગજી સાથે થયા. ભગવાનજીભાઈ આધેડ ઉંમરે ગુજરી ગયા તેમને પુત્ર ન હતા.

**બીજા ભાઈ ત્રિભુવને** પણ નગરપીપળીયા માં રહીને કુટુંબનો વિકાસ કર્યો ધીમે ધીમે જમીન મેળવી અને થોડો થોડો વ્યાપાર પણ શરૂ કર્યું. શરાફી ધંધો પણ વિકસાવ્યો તેમના બે લગ્ન થયેલા પ્રથમ લગ્ન જગામેડી ગામે થયા હતા. તેનાથી કોઈ સંતાન ન હતું. બીજા લગ્ન ઉપાધ્યાય મુળજી રવજી ના પુત્રી અમૃતબેન સાથે થયા તેમને પાંચ પુત્રો થયા અને ત્રણ પુત્રીઓ હતી.

મોટા પુત્ર હરિભાઈ એ શિક્ષણક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને બાજુના ગામ મોટા વડાલા માં શિક્ષક થયા. તેમના લગ્ન લતીપુર ના જોશી દામજી મોનજી ના દીકરી ભાનુબેન સાથે થયા. હરિભાઈ એ પોતાના સંતાનોને શિક્ષણ અપાવ્યું તેમને પાંચ પુત્રો છે. હરિભાઈએ મોટા વડાલા થી નિવૃત્તિ લીધી. અને ત્યાં જ નિવૃત્તિ સમયે પસાર કરે છે.

હરિભાઈ ના મોટા પુત્ર અનંતરાય. તેમણે પ્રારંભ પ્રાથમિક શિક્ષક તરીકે કર્યો પછી જાતે અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થયા. એમ.એ થયા અને ઉચ્ચ માધ્યમિક શાળાના શિક્ષક થયા. હાલ પડધરી હાઈસ્કૂલમાં સર્વિસ કરે છે. તેમના લગ્ન ઉપાધ્યાય પ્રભાશંકર ભુદરજી ના પુત્રી શારદાબેન સાથે થયા. શારદાબેન પણ

શિક્ષિકા છે. તેઓ પણ પડધરીની કન્યા તાલુકા શાળામાં આચાર્ય તરીકે નોકરી કરે છે.

તેમને સંતાનોમાં બે પુત્રો અને બે પુત્રીઓ છે. મોટા દીકરા નિલેશ હાલ આયુર્વેદિક કોલેજ માં અભ્યાસ કરે છે. અનંતભાઈ ની બંને દીકરીઓ ગ્રેજ્યુએટ થયેલ છે. મોટી દીકરી નયના ના લગ્ન પિલવાઇ ના જોશી નારદ લાલ ના પુત્ર પ્રફુલકુમાર સાથે થયા. જે હાલ રાજકોટમાં કાયદાની પ્રેક્ટિસ કરે છે.

બીજા ભાઈ અચરતલાલ બેંકિંગ ક્ષેત્રમાં જોડાયા છે. હાલ તે લેન્ડ મોર્ગેજ બેંકમાં કામ કરે છે. રાજકોટમાં રહે છે. તેમના લગ્ન જૂનાગઢના મહેતા હરગોવિંદ ઓધવજી ના પુત્રી અન્નપૂર્ણ બેન સાથે થયા છે. તેમને એક પુત્ર છે. ત્રીજા પુત્ર જયંતીલાલ પણ બેન્કિંગ ક્ષેત્રમાં છે. તેઓ ડિસ્ટ્રીક્ટ બેંકમાં સર્વિસ કરે છે. તેમના લગ્ન રાજકોટના જોશી નાનજી વિઠ્ઠલજી ના પુત્રી દુર્ગાબેન સાથે થયા છે.

ચોથા પુત્ર જગદીશકુમાર શિક્ષણ ક્ષેત્રમાં છે. તેમણે ખબર પુરુષાર્થ કરી એમ.એસ.સી, બી.એડ્ પદવીઓ મેળવી છે તેમના લગ્ન જોશી ગિરજાશંકર મયાશંકર ના પુત્રી મીનાક્ષીબેન સાથે થયા છે. તેમને એક પુત્ર સત્યેન છે. મીનાક્ષીબેન પણ બી.એસ.સી, બી.એડ થયા છે. અને હાલ જેતપુરમાં ગર્લ્સ હાઈસ્કૂલમાં શિક્ષિકા છે. જગદીશકુમાર સરસ્વતી હાઈસ્કૂલ જેતપુર માં કામ કરે છે.

પાંચમાભાઈ ભાઈ મુકેશ પણ ગ્રેજ્યુએટ છે. તે પરાપીપળીયા સ્કૂલમાં શિક્ષક છે. તેમના લગ્ન જોશી ચંદુલાલ મોહનલાલ ના દીકરી સ્મિતાબેન સાથે થયા છે. ત્રિભુવનભાઈ ના બીજા પુત્ર ગિરજાશંકર એ વતન માં જ રહી વ્યાપારમાં ગોઠવાયા. તેમણે જામનગરની સંસ્કૃત પાઠશાળામાં રહી સંસ્કૃત ની પરીક્ષાઓ પસાર કરી હતી. જ્યોતિષવિધામાં આગળ વધ્યા હતા. થોડા વખત તેમણે

મુંબઈમાં નોકરી કરેલી તેમનું અવસાન ૧૯૬૧માં થયું. તેમના પ્રથમ લગ્ન પાનસડા ના પંડ્યા જગજીવન રતનજી ના પુત્રી ચંપાબેન સાથે થયેલા. તેમને કોઈ સંતાન ન હતું. તેમના અવસાન પછી ગિરજાશંકરભાઈ ના બીજા લગ્ન પીલવાય ના જોશી હીરાલાલ કાલીદાસના પુત્રી કંચનબેન સાથે થયા. તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે. તેમના મોટા પુત્ર રમેશ રાજકોટમાં રહી ઓઇલ એન્જિનના પાર્ટ્સ બનાવવાનું કામ કરે છે. તેના લગ્ન ગોપાલગ્રામ ના ગિરજાશંકર પ્રાણજીવન ભટ્ટની પુત્રી દક્ષાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર છે બીજાભાઈ કિશોર વેપારી પેઢીમાં નોકરી કરે છે. રાજકોટમાં રહે છે. તેના લગ્ન મૂળ કવાટના જોશી ચીતરંજન કેશવલાલ ના પુત્રી અનિલા બેન સાથે થયા છે. ત્રીજા ભાઈ નરેન્દ્ર કેમિકલ ડિપ્લોમા ધરાવે છે. અને સ્થાનિક કારખાનામાં કામ કરે છે. ત્રિભુવનભાઈ ના એક પુત્ર રતિલાલ નું યુવાન વયે અવસાન થયેલ છે.

તે પછીના ભાઈ મણિલાલ તે નગરપીપળીયા માં ખેતી સંભાળે છે તેમના લગ્ન પીઠડ ના જોશી નાનજી ગૌરીશંકર ના દીકરી કાન્તાબેન સાથે થયા છે. એમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર બળવંતરાય વતનમાં છે અને કરિયાણાની દુકાન ચલાવે છે. તેના લગ્ન પોરબંદરના દેવશંકર ત્રિવેદી ઈતર બ્રાહ્મણ વર્તુળમાં થયેલ છે.

બીજા ભાઈ અતુલ સોનિકામ માં નિષ્ણાંત થયા છે. અને વડાળા માં વ્યવસાય કરે છે. તેને લગ્ન વ્યાસ દિનકરરાય જયંતીલાલ ના પુત્રી સાથે થયા છે.

કૌશિક બી.કોમ થયા છે. અને ભાઈઓને ધંધામાં મદદરૂપ થયા છે. ગિરધરલાલ શિક્ષક થયા છે. તેઓ પણ ધીમે ધીમે પુરુષાર્થ કરી ગ્રેજ્યુએટ થયા છે. તેમના લગ્ન જૂનાગઢના મહેતા હરગોવિંદ ઓધવજી ના પુત્રી પ્રભાબેન સાથે થયા છે. પ્રભાબેન પણ શિક્ષિકા છે. અને બંને જણ રાજકોટની શાળાઓમાં શિક્ષક ની સેવા બજાવે છે. ગિરધરભાઈ કિશોરસિંહ જી તાલુકા શાળા ના આચાર્ય છે.

તેમને સંતાનમાં બે પુત્રો અને ચાર પુત્રીઓ છે. મોટા પુત્ર યોગેશ બી.એસ.સી થયા છે. અને હાલ મેડિકલ રીપ્રેઝન્ટેટિવ તરીકે કામ કરે છે તેના લગ્ન અંતર જ્ઞાતિય થયા છે. ગિરધરભાઈ ની દીકરાઓ પણ ભણી ગણીને આગળ વધી છે 2 સી.પી ઇડી થયા છે. અને બંને શિક્ષિકાઓ છે.

**મેઘજીભાઈ ના ત્રીજા પુત્ર કામેશ્વર** તેઓ પણ વતનમાં જ હતા થોડો વખત મુંબઇ નોકરી માટે ગયેલા તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા લાલજી કરસનજી ના બેન શ્યામકુવર સાથે થયેલા. તેમને એક પુત્ર લાભશંકર તેના પ્રથમ લગ્ન ચાંદલી ના ભટ્ટ અમૃતલાલ શિવશંકર ના બહેન પ્રાણકુવર સાથે થયેલા.

તેમના બીજા લગ્ન રાવલ કૃપાશંકર પ્રેમજી ના પુત્રી મૈયાકુવર સાથે થયા છે લાભશંકર શરૂઆતમાં કરાચી તેમના સસરા પાસે ગયેલા. પછી પાકિસ્તાન થી પરત આવ્યા. અને શિક્ષણ ખાતા માં જોડાઈ ગયા. અને વર્ષો સુધી તેમાં સેવા કરી નિવૃત્ત થઇ નગરપીપડીયા માં નિવૃત્તિ જીવન ગાળે છે. તેમને એક પુત્ર લલિતકુમાર છે. તેના લગ્ન મતવાના ભટ્ટ લાભશંકર ના દીકરી કુંદનબેન સાથે થયા છે. લલિતકુમાર એ સહકારી ક્ષેત્રમાં આગળ વધી હાલ કોટડા સાંગાણી ખરીદ વેચાણ સંઘના મેનેજર તરીકે કામ કરે છે. તેમને એક પુત્ર છે.

**મેઘજી પંડ્યા ના ચોથા પુત્ર પ્રેમજીભાઈ**, તેમના લગ્ન બાબરા રાજકોટના રાજ્યગુરુ વજેશંકર પ્રાગજીના બેન સાથે થયા. પ્રેમજીના પુત્ર નાથાલાલ શિક્ષક થયા. અને રાજ્ય શિક્ષણ સેવા માં ગોઠવાયા. ધાંગધ્રા સાયલા વગેરે સ્થળોએ નોકરી કરી પછી નિવૃત્ત થયા. શ્રી નાથાભાઈ ના લગ્ન મેઘપર રાજકોટના ભટ્ટ જીવરામ પ્રેમજીના પુત્રી મુક્તાબેન સાથે થયા.

તેમને સંતાનમાં પાંચ પુત્રો મોટા પુત્ર રમેશ ભાઈ ઉચ્ચ શિક્ષણ લઈને રેલવે માં દાખલ થયેલા અને જામનગર લાઈનમાં સ્ટેશન માસ્તર હતા. તે પછી રાજ્યની સમાજ શિક્ષણ સેવામાં દાખલ થયા અને સ્પેશ્યલ સ્કૂલ ના આચાર્ય તરીકે જુદા જુદા સ્થળોએ નોકરી કરી. તેમના લગ્ન પનસડા (જામનગર) ના પંડ્યા

પ્રભાશંકર શામજી ની પુત્રી અનસૂયા બેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. રમેશભાઈ હાલ રાજકોટની સ્પેશિયલ સ્કૂલમાં સુપ્રિટેન્ડન્ટ હતા,હાલમાં તેમનુ અવસાન થયેલ છે. તેમના મોટા પુત્ર મિલન હોમીયોપોથી થયા છે. જામનગર માં પોતાનું દવાખાનુ ચલાવે છે.તેમના લગ્ન બિનાબેન સાથે થયા છે. તેમને 2 પુત્રી હેતાક્ષી, ગ્નેયા અને પુત્ર જન્મેષ છે. હેતાક્ષી ના લગ્ન થઈ ગયા છે, અને જેએમસી જામનગર મા કામ કરે છે.

બીજા પુત્ર ભાવિન સિવિલ એંજિનિયર છે. સરકારી contract લે છે. તેમના લગ્ન લતિપર ના કીરીટભાઈ વ્યાસ ની પુત્રી પ્રીતિબેન સાથે થયા છે, તેમને 2 પુત્રી ધ્રુવી અને શ્રી હરિ છે.

રમેશ ભાઈ ને 3 પુત્રી ભાવના, આરતી અને જીગ્ના છે.

નાથાભાઈ ના બીજા પુત્ર નિરંજન તેઓ આઈ.ટી.આઈ માં નોકરી કરે છે તેના લગ્ન ધારીના જોશી સોમનાથ મણિશંકર ની પુત્રી પ્રવિણાબેન સાથે થયા. તેમને 2 પુત્ર અને 1 પુત્રી છે. પુત્રિ શિલ્પા આરોગ્ય વિભાગ મા કામ કરે છે. પુત્ર અમિત જીઇબી મા કામ કરે છે.તેને 1 પુત્ર મૌલિક છે.બીજા પુત્ર હિરેન ગાંધીધામ મા કામ કરે છે.

ભાઈ રજનીકાંતે ધ્રાંગધ્રામાં રેડિયો ટેલિવિઝન ની દુકાન કરેલી. તેમના લગ્ન ચરખા ના પંડ્યા શામજી પુરુષોત્તમ ની પુત્રી રમાબેન સાથે થયા.તેમને 3 પુત્રી છે. ભાવિની, સુકેશા, હેતલ.

ગીરીશકુમાર શિક્ષક છે. તેમને અન્ય કુટુંબમાં લગ્ન કરેલા. તેમને 2 પુત્રી જિગીષા અને જહાનવી છે. બંને ના લગ્ન થઈ ગયા છે. અને IT કંપની મા એંજિનિયર છે.

દિનેશકુમાર ના લગ્ન જામનગર માં અન્ય બ્રાહ્મણ કુટુંબમાં થયેલ છે તેમને એક પુત્ર વિમલ અને પુત્રી હિરલ છે.

દિનેશભાઇ વીમલ ડેરી માથી રિટાયર્ડ થઈ ને જામનગર મા રહે છે. તેમના પુત્ર વિમલ ના લગ્ન નરપિપલિયા ના મધુકાન્તભાઈ મહેતા ની પુત્રી સ્મિતાબેન સાથે થયા છે. તેમને 2 પુત્ર ક્રીષ અને જોય છે.

વિમલ 7 વર્ષ થી ગ્રીશ દેસ મા મોબાઈલ કંપની મા કામ કરે છે.

પુત્રી હિરલબેન ના લગ્ન લતિપર ના હરકાન્તભાઈ મહેતા ના પુત્ર જિગ્નેશ સાથે થયા છે.

**આણંદજી કલ્યાણજી પંડ્યા**ને એક પુત્ર હરિશંકર તેમના લગ્ન ખાનકોટડા ના મહેતા દયારામભાઈ ની પુત્રી કડવીબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર કાશીરામ ના લગ્ન પીઠડ ના જોશી કલ્યાણજી જીવાની પુત્રી લક્ષ્મીબેન સાથે થયા. તેમને એક દીકરી હતી. તેમને મતવા જામનગર ના ભટ્ટ પ્રેમશંકર વિઠ્ઠલજી સાથે પરણાવેલા.

બીજા પુત્ર ગાંગજીભાઈ ના લગ્ન પીઠળ ના ભટ્ટ હરિશંકર ગોવિંદજી ની પુત્રી સાથે થયા. શ્રી ગાંગજીભાઈ મુંબઈ જઈને વેપારમાં નસીબ અજમાવ્યું. બજાર ગેટ સ્ટ્રીટમાં દુકાન ચલાવી. અને સારો વેપાર કરી થોડા વર્ષ પહેલા ગુજરી ગયા.

તેમને એક પુત્ર જમનલાલ છે. તેમના લગ્ન પીપરીયા ના જોશી જીવનલાલ ગૌરીશંકર ના પુત્રી શારદાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. આ પુત્રોએ ગાંગજીભાઈ નો ધંધો મુંબઈમાં સંભાળી લીધો છે. જમનલાલ ના પુત્ર મહેશે આંતરજ્ઞાતિય લગ્ન કરેલ છે.

ત્રીજા ભાઈ અમૃતલાલ તેઓ નગરપીપળીયા માં રહે છે. તેના લગ્ન રૈયા ના જોષી ત્રિભુવન મંગળજી ના પુત્રી શાંતાબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો છે. તાજેતરમાં તેમનું અવસાન થયું છે.

મોટા પુત્ર ચંદ્રકાંત એસ. ટી માં કામ કરે છે. તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા છોટાલાલ મકનજી ના પુત્રી સરોજબેન સાથે થયા તેમને બે પુત્રી અને 2 પુત્ર છે

પુત્રી જાગૃતિબેન અને પારૂલબેન, પુત્ર નીરવભાઈ ના લગ્ન રાજકોટ નિવાસી રાજેશભાઈ મોહનલાલ જોષી ની પુત્રી મનીષાબેન સાથે થયેલ છે. તેમને પુત્રી ધ્રુવી અને પુત્ર ક્રીશ છે.

બીજા પુત્ર મિલનભાઈ ના લગ્ન પ્રાચિ નિવાસી ગિરીશભાઈ મુકુંદભાઈ પંડયા ની પુત્રી દિપ્તીબેન સાથે થયા છે. તેમને પુત્રી શ્રુતિ અને ખુશી છે.

તેમના નાનાભાઈ નવીનચંદ્ર પણ એસ.ટી માં ગોઠવાયા છે. તેના લગ્ન સમઢીયાળા ના પંડ્યા માધવજી ચત્રભુજ ની પુત્રી મંજુલા બેન સાથે થયા. બીજા ભાઈઓ નગરપીપળીયા માં રહે છે. ભાઈ મહેન્દ્ર ના લગ્ન ધારીના જોશી સોમનાથ મણિશંકર ના પુત્રી કોકિલાબેન સાથે થયા.

જગદીશભાઈ ના લગ્ન દૂધઈ ના મહેતા લક્ષ્મીશંકર નારણજી ના પુત્રી મીનાબેન સાથે થયા તેમને બે પુત્રો છે.

ભાઈ અનિલ ના લગ્ન પીઠડ ના જોશી લાભશંકર ગિરજાશંકર ના પુત્રી સાથે થયા છે.

## આટકોટ નું પંડ્યા કુટુંબ..






## કણકોટ ના પંડયા કુટુંબ ...

પ્રજારામ-----પીતાંબર-----નવલશંકર



શ્રી રતિલાલ ભાનુશંકર પંડયા

સ્વર્ગવાસ: 19-06-1990



શ્રી ગણપતલાલ રતિલાલ પંડયા

સ્વર્ગવાસ: 13-02-2004



અન્નપુર્ણાબેન ગણપતલાલ પંડયા

સ્વર્ગવાસ: 19-09-2021



શ્રી રજનિકાન્ત ગણપતલાલ પંડયા

જન્મ: 24-01-1976, સ્વર્ગવાસ: 20-05-2021

અંબારામભાઈ ના પુત્ર ભાણશંકર ના લગ્ન નડાળા ના વ્યાસ મીઠાભાઇ રણછોડના પુત્રી પુરીબેન સાથે થયા. બીજા પુત્ર ભવાનીશંકર ના પુત્ર ભોળા શંકર ના લગ્ન વડાળા ના મહેતા દયાશંકર ડાયાભાઈ ના બેન વજીબેન સાથે થયા. તેમને કોઈ પરિવાર નથી. ત્રીજા પુત્ર જીવનભાઈ ના લગ્ન પીઠડ ના જોશી રામેશ્વર ઝીણાભાઈ ના બહેન જીવીબેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી. ભાણશંકરને ચાર પુત્રો તેમાં મોટા પુત્ર રતિલાલ ના લગ્ન ચાંદલી ના ભટ્ટ જીવરામ બેચર ના પુત્રી જયાબેન સાથે થયા. સ્વ.રતિલાલ ના ધર્મપત્નિ ગંગા સ્વ.જયાબેન સાથે અમદાવાદ શહેર માં આવિ સંતોષીમાતા મંદિર ની સ્થાપના કરી  અને મંદિર માં મહારાજ તરીકે સેવા આપી.

સ્વ.રતિલાલ ને એક પુત્ર  સ્વ.ગણપતલાલ અને તેમના ધર્મપત્નિ ગંગા સ્વ.અન્નપૂર્ણાબેન અને તેમના ૨ પુત્રો અને ૨ પુત્રીઓ

૧. જીતેન્દ્ર ૨. નયના ૩.સ્વ. રજનીકાંત ૪. જયશ્રી

જીતેન્દ્રભાઈ  હાલ માં ન્યૂઝ પેપર નો ધંધો કરે છે. તેમના ધર્મપત્નિ કીર્તિબેન દલપતરામ મેહતા (ચિતલ )વાળા ના પુત્રી અને તેમને ૨ પૂત્રો કૌશિક અને રવિ

મોટા પુત્ર કૌશિક હાલમાં મોતીલાલ ઓસવાલ સ્ટોક બ્રોકર માં સિનિયર ફિનાન્સિયાલ એડવાયઝર તરીકે ફરજ બજાવે છે. તેમના ધર્મપત્નિ ડિમ્પી તે સ્વ.ભૂપેશભાઈ દવે (અમદાવાદ) ના પુત્રી તે હાલ માં rehabilitation psychologists & Therapist તરીકે Self employed છે. ને તેમની એક પુત્રી પ્રિશા.

નાના પુત્ર રવિ તે હાલ માં ડેપ્યુટી મેનેજર તરીકે બજાજ અલિયાંઝ માં ફરજ બજાવે છે.

રતિલાલ ના બીજા ભાઈ મનસુખલાલ જામનગર રહે છે. અને કારખાનામાં કામ કરે છે. બીજા ભાઈઓ અમદાવાદના ગોઠવાયા છે. સુખદેવ રેલવેમાં કામ કરે છે.

રતિલાલ ના પુત્ર ગણપતરામ ના પત્ની અન્નપૂર્ણા બેન છે. તેમને બે પુત્રો છે. જીતેન્દ્ર અને રજનીકાંત કેન્દ્રના લગ્ન વડાળા ના મેતા ઉમાકાંત કેશવલાલ ની પુત્રી જ્યોતિબેન સાથે થયા.

# કણકોટ ના પંડ્યા

પ્રજારામ----પીતાંબર-----નવલશંકર

પ્રજારામ પંડ્યા કણકોટ માં કર્મકાંડ અને યજમાન વૃતી કરતા. તેમના પુત્ર પીતાંબર ના લગ્ન રાવકી ના વ્યાસ મીઠા કાળાભાઈ ના બેન મુળી બેન સાથે થયા. તેમને એક પુત્ર નવલશંકર તેના લગ્ન લતીપુર (પોરબંદર) વ્યાસ મોહનલાલ કાળા ભાઈ ની બેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી

## ભટ્ટ કુટુંબો

## ભટ્ટ કુટુંબો

આપણી જ્ઞાતિમાં ના ભટ્ટ કુટુંબો મૂળ વતન એક સંશોધન પ્રમાણે વિરમગામ પાસે નું માંડલ ગામ છે. કહેવાય છે કે તેઓ તે વખતે માંડલીયા રાવલ કહેવાતા પછી વર્ષો જતાં સ્થળાંતર કરતાં તેમાંના કેટલાક સૌરાષ્ટ્ર તરફ આવ્યા. અને જામનગરના ગામ જામકંડોરણા ગામે આવીને વસ્યા. રાજ્યાશ્રય મળતાં તેમને જમીન તથા મકાન વગેરે પણ મળેલા. આમાંના કેટલાક સારા કથાકાર હતા. એટલે ગામને ટીંબે કથાકાર તરીકે તેમને સ્થાપવામાં આવ્યા. તેના વંશજોને આ કથા વાંચવા ના હક **પાટલો** વારસામાં મળતું રહ્યું અને પછી તેઓ ભટ્ટજી તરીકે ઓળખાતા ગયા. આમ ભટ્ટ અટક તેમની સાથે ગોઠવાઇ ગઇ.

તેમનો મુખ્ય વ્યવસાય પુરાણો વાંચવાનું. તથા ગામના ધાર્મિક સ્થાનોમાં ધાર્મિક વ્યાખ્યાનો આપવાનું હોવો જોઈએ. રાજ્ય એ આપેલી જમીન પણ ગરાસ માં મળેલી. તે પણ યોગક્ષેમ નું સાધન હતું.

આપણે અગાઉ જુદી જુદી શાખાઓમાં જોયું કે દરેકમાં કોઈને કોઈ માતાજી કે સુરા પૂરા થયા છે. સામાન્ય રીતે ઉત્તમ ધેય માટે કે સાર્વજનિક હિત માટે પ્રાણત્યાગનાર વ્યક્તિની યાદ તાજી રાખવા અને તેનું બહુમાન કરવા આવી પ્રથા ચાલુ થયેલી લાગે છે. સ્ત્રીનું આવું બલિદાન હોય ત્યારે તેને માતાજી નું બિરુદ આપી સન્માનવામાં આવે છે. અને પુરુષ હોય તો તેને સુરાપુરા તરીકે પુજવવામાં આવે છે. પછી તે કાર્ય પેઢી દર પેઢી કથારૂપે ચાલતું રહે છે. અને નવપરણિત વર વધુ છેડાછેડી છોડવા ત્યાં આવી આશીર્વાદ પ્રાપ્ત કરે અને અન્ય માન્યતાઓ પણ પૂરી કરે એવી પરંપરા ચાલતી રહી છે.

ભટ્ટ કુટુંબોના આવા એક માતાજી કંડોરણા ખાતે છે.

માતાજીનું મૂળ નામ **જીવીમાં** છે.

તેમના કુટુંબની અન્ય કોઈ માહિતી મળતી નથી પરંતુ ચાલુ કહેવાથી વાત પ્રમાણે કંડોરણા એક નાગર અમલદાર આવ્યા. તેમણે જમીન મહેસુલ

ઉઘરાવવામાં આ ભટ્ટ કુટુંબના બ્રાહ્મણોને તાકીદ કરી બ્રાહ્મણ હંમેશા માનતા કે રાજ્ય કર માંથી મુક્ત છે. તે પ્રમાણે તેમણે દલીલો કરી પરંતુ પહેલા અમલદારે એ વાત ન માની અને નિયમ પકડી રાખ્યા અને કર ભરી દેવા દબાણ કર્યું.

બ્રાહ્મણોને માટે સ્વમાનનો પ્રશ્ન હતો. રાજ્યના અમલદાર સાથે તો સીધી રીતે ન લડી શકાય.

કુટુંબના વડીલ એવા જીવીમા અમલદારને સમજાવવા ગયા પણ એ ન પિગ્લ્યા. છેવટે જીવીમા એ  આત્મસમર્પણ નો રાહ લીધો. અને એક દાતરડા થી પોતાનું માથું જ કર પેટે વધારી દીધું.લે ભાઈ અમારો કર. હાહાકાર થઇ ગયો ભટ્ટ કુટુંબના આ માતાજી એ કરેલ સમર્પણ પછી તેના વંશજો માટે એક સ્મરણ બની રહ્યું.  ત્યાં તેમનું સ્મારક બનાવાયું અને દરેક કુટુંબ તેની માનતા અને પૂજા માટે ત્યાં આવે છે. અનેક વરવધૂ ઓએ છેડાછેડી છોડી માતાજીના આશીર્વાદ માગ્યા છે.

વર્ષો વીતી ગયા થાનક તદ્દન નાનું હતું. વંશજોને લાગ્યું કે તેનો વિસ્તાર કરીએ ડેરી ની બાજુ ની જગ્યા ખરીદી લેવાય અને પછી તેમાં જરૂરી સગવડો ઉભી કરી એક ઓરડો બંધાવ્યું. અહિયાં કુટુંબ સંમેલન યજ્ઞ વગેરે થયેલા અને સૌએ માતાજીના આશિષ મેળવવા પ્રયત્ન કર્યા હતા.

જેમ માતાજી, તેમ ભટ્ટ કુટુંબમાં એક સુરાપુરા પણ પૂજાય છે તેનું નામ જાણવા મળ્યું નથી. પરંતુ કંડોરણા થી થોડે દુર સોડવદર ગામ છે ત્યાં તેમની ખાંભી છે. કહેવાય છે કે એક સોની ની જાનમાં આ ભટ્ટજી ગયા હતા અને ત્યાં લુટારાઓ સાથે પનારો પડતાં તેમાં સોર્ય બતાવી વીરગતિ પામ્યા હતા. તેમનું આ સ્મારક છે. કંડોરણા વોટસો સુધી રહેનાર કુટુંબ પુંજા ભટ્ટ નું હતું.

## પુંજા ભટ્ટ ની માહિતી ...






**શ્રી ભાનુશંકર ત્રંબકલાલ ભટ્ટ**

કંડોરણા થી ઉત્તર ગુજરાતના વિસનગર જેવા ક્ષેત્રમાં સેવાક્ષેત્ર મેળવી જીવનની ધન્યતા પ્રાપ્ત કરી, ઉપલબ્ધ ઉપાર્જન નો ઉપયોગ, અન્નદાન, અતિથિ દેવો ભવ તથા પરોપકાર્થે કરનાર કુટુંબ પ્રેમી અને જ્ઞાતિ પ્રેમી ભાઈશ્રી ભાનુશંકર ત્રંબકલાલ પટ્ટી વિસનગર..

પુંજા ભટ્ટ કંડોરણા માં રહેતા તેમના મોટા પુત્ર ત્રંબકલાલ. તેમના લગ્ન લતીપુર ના મહેતા ખોડાભાઈ દેવરામ ની પુત્રી સાથે થયા હતા. ત્રબકલાલ સારા કથાકાર હતા તેમને સંતાનમાં પુત્ર હરિલાલ તેના લગ્ન રાજકોટના પંડ્યા કલ્યાણજી ધનેશ્વર ના પુત્રી હેમકુવર સાથે થયેલા. ભાઈ હરિલાલ કંડોરણા છોડી રાજકોટ આવી કલ્યાણજી ભાઈની દુકાનમાં કામે લાગ્યા હતા. પછી તેઓ અમદાવાદ ગયા ત્યાં વ્યવસાય કર્યો. અને હાલ નિવૃત્ત થઇ ને રહે છે. તેમના પુત્રો પણ અમદાવાદમાં જ ગોઠવાઈ ગયા છે. એક પુત્ર પગે અપંગ છે. તેઓ વિસનગરમાં કોઈ મંદિરમાં પૂજા કરે છે.

બીજા ભાઈ મોતીલાલ છે તેઓ સારા જ્યોતિષ છે. અને તેમણે આ વ્યવસાયમાં સારી નામના મેળવી છે હાલ તેઓ વિસનગર માં રહે છે. તેમના લગ્ન પોરબંદર વાળા જોશી રણછોડભાઈ ના પુત્રી સાથે થયા છે તેમનો પરિવાર પણ વિસનગરમાં જ સ્થાયી થયો છે. તેઓએ પોતાની જૂની અટક રાવલ ચાલુ રાખી છે.

પુંજા ભટ્ટ ના બીજા પુત્ર મગનલાલ કચ્છમાં ગયા હતા અને ત્યાં સ્થિર થયેલા તેમના એક પુત્ર વસંતરાય જામનગરના ધ્રાફા ગામમાં પંચાયત મંત્રી તરીકે હતા હમણાં નિવૃત થઈ હવે રાજકોટ આવીને પોતાના મકાનમાં રહે છે. તેમના લગ્ન નાગાજાર ના મહેતા કાનજી બાવાભાઈ ની પુત્રી સાથે થયા છે. વસંતરાય ના ભાઈ શંકરલાલ હાલ જામનગરમાં રહે છે. તેમના લગ્ન વ્યાસ મોહનલાલ પ્રભુજી ના પુત્રી કૈલાસબેન સાથે થયા છે.

જામકંડોરણા જે ભટ્ટ કુટુંબ નું મુખ્ય મથક વર્ષો પહેલા હતું. ત્યાં આજે કુટુંબનો કોઈ એકમ સ્થાયી રહેતો નથી. ઘણા ખરા બધા જ બહાર નીકળી ગયેલા છે.

શ્રી નરભેરામભાઈ ભટ્ટ અને તેમનું કુટુંબ હજુ કંડોરણા રહે છે. નરભેરામભાઈ ના પુત્ર કાંતિલાલ રાજકોટમાં નોકરી કરે છે. નરભેરામભાઈ ના એક ભાઈ ત્રિભુવનભાઈ છે. તેવો અમદાવાદ રહેતા. તેમના લગ્ન પીઠડ ના જોશી

વલ્લભજી કાળા ના બેન સાથે થયા. તેમને એક પુત્ર ભાઈ રામશંકર છે. રામશંકર ના લગ્ન લતીપર ના જોશી જેઠાલાલ વેલજી ના બહેન સાકરબેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી.

## ઉટવડ અને પાળના ભટ્ટ કુટુંબો



મુળજીભટ્ટ ના ભાઈ હીરજી હતા. તેના લગ્ન પાઠસડા ના પંડ્યા રતનજી પુંજા ની બહેન કડવીબેન સાથે થયા હતા. તેમને પુત્ર જયશંકર હતા. તેમને વાય નું દર્દ હતું. જેમાં તેમનું મૃત્યુ થયેલું. મુળજી ભટના સુંદરજી. તેમનો પરિવાર ચાલ્યો અને કુટુંબે સ્થળાંતર કર્યું. બે પુત્રો હરદેવ અને નારણજી ઉટવડ ગામ માં રહ્યા. બીજા ભાઈઓ બહારગામ ગયા.

સુંદરજી ભટ્ટ કંડોરણા થી ઉટવડ રહેવા આવ્યા તેના લગ્ન પાનસડા ના પંડ્યા પુંજા પરમાનંદની બેન મુળીબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો હતા. તેમાંથી હરદેવ ભટ્ટ તથા નારાયણ ભટ્ટ કુટુંબ ઉટવડ મા  રહ્યા. બાકીના પાળ ગામ માં ગયા. પાળ રાજકોટ થી નજીક છે.

## ઉંટવડ શાખા ...






**કમળાબેન તથા શ્રી જટાશંકરભાઈ લાલજી ભટ્ટ**

સ્વર્ગવાસ: 06-03-2011 સ્વર્ગવાસ: 25-08-2005

પ્રસન્ન દાંપત્યના આદર્શરૂપ વ્રતધારી, કર્મકાંડી, ઉપાર્જન ના દશમ અંશ ને જનસેવામાં વાપરનાર, નિષ્ઠાવાન જીવન જીવનાર શ્રી જટાશંકર લાલજી ભટ્ટ અને તેમના ગૃહસ્થ જીવનને શોભાવનાર શ્રી કમળાબેન જટાશંકર ભટ્ટ મુ. ઉટવડ, જીલ્લો રાજકોટ



જયાબેન હરસુખલાલ ભટ્ટ

સ્વર્ગવાસ: 16-08-2023

હરદેવ ભટ્ટ યજમાનવૃત્તિ કરતા. ઉટવડ થી નજીક માં પાનસડા ગામ તેમનું મોસાળ હતુ. હરદેવ ભાઇ ના લગ્ન વ્યાસ શામજીભાઈ ચમારડી ના બેન સાથે થયા હતા. તેમને ત્રણ પુત્રો હતા. ઉંટવડ માં તે ગોઠવાયા હતા.

ત્રિભુવન મોટા. તેમના લગ્ન નડાળા રાણપર ના વ્યાસ દેવકૃષ્ણ હરિશંકર ના બેન કડવીબેન સાથે થયા. તેમને એક પુત્રી હતી. તેમનું નામ નવલબેન, તેમના લગ્ન કંડોરણા ના મહેતા ઓધવજી સામજી સાથે થયા હતા.

બીજાભાઈ-કાનજી તેમના લગ્ન બાબરા રામજી જાનીના દીકરી સંતોકબેન સાથે થયેલા તેમની બે પુત્રો. મોહનલાલ અને જયંતીલાલ. કાનજીભાઈ પાળ પાસે પીપળીયા ગામે રહેવા ગયા. ત્યાં તે પોલીસ પટેલ હતા. તેમના પુત્ર મોહનલાલ ખાંભા ગામ ના પોલીસ પટેલ થયા હતા. મોહનલાલ ના લગ્ન ચેલાંના ભટ્ટ વલ્લભજી હીરજી ના પુત્રી મણીબેન સાથે થયા હતા તેમને એક પુત્ર હરસુખ છે. તેમના લગ્ન હાપા ના પંડ્યા મગનલાલ રતનજી ના પુત્રી સાથે થયા છે.

બીજા પુત્ર જયંતીલાલ રાજકોટમાં તેમના માતુશ્રી સાથે રહેતા. તેઓ મ્યુનિસિપલ માં નોકરી કરતા. પરંતુ હડકાયું કૂતરું કરડવાથી તેમનું અવસાન થયું હતું.

હરદેવ ભટ્ટ ના ત્રીજા પુત્ર લાલજીભાઈ ના લગ્ન પીઠળ ના મહેતા લક્ષ્મીશંકર ભાઈના કુટુંબમાં મણીબેન સાથે થયેલા. તેમના બે પુત્રો જટાશંકર અને કામેશ્વર. જટાસંકર ના લગ્ન રૈયા નિવાસી જોશી કરસનજી મંગળજી ના પુત્રી કમળાબેન સાથે થયા. શ્રી જટાશંકર ઉંટવડ માં જ રહે છે. તેઓ એક સારા કર્મકાંડી છે અને સાત્વિક બ્રાહ્મણ તરીકે આ પંથકમાં જાણીતા છે. બે ગામ નું ગામોટું કરે છે.

બીજા ભાઈ કામેશ્વર અલિયાબાળા માં રહે છે. તેમના લગ્ન રાજકોટના પંડ્યા કલ્યાણજી ધનેશ્વર ની પુત્રી પ્રભાબેન સાથે થયેલા.

જટાશંકર ભાઈના પુત્ર જગદીશ પોલીસખાતામાં જોડાયા છે. બીજા પુત્ર જનક રાજકોટ હાઉસિંગ બોર્ડમાં સર્વિસ કરે છે. જગદીશભાઈ ને ત્રણ દીકરા છે. સ્વ.હિતેશ, અશ્વિન અને સત્યમ . જગદીશભાઈ ના લગ્ન મતવા ના ભટ્ટ પરસોતમ  ભવાનીશંકર ની પુત્રી સાથે થયા છે.પુત્ર અશ્વિન ના લગ્ન ઉમરાળી નિવાસી કિરીટભાઇ રસીકલાલ જોશી ની પુત્રી ઉર્વશી સાથે થયા છે.તેમને એક પુત્રી શ્રુતિ છે.

જનક ના લગ્ન ચાંદલી ના પંડ્યા વૃજલાલ મકનજી ના પુત્રી સાથે થયા છે જનકભાઈ ને એક દીકરી પૂર્વી અને એક દીકરો આશિષ. આશિષ ના લગ્ન ભુજ નિવાસી પ્રવીણભાઈ જે. મહેતા ની પુત્રી ભુમિકા સાથે થયેલ છે.તેમને પુત્ર માહિર છે.

ત્રીજા પુત્ર સત્યમ ના લગ્ન હડમતીયા નિવાસી કિર્તિભાઈ બાબુલાલ પાઠક ની પુત્રી ખુશ્બુ સાથે થયા છે,તેને પુત્ર હિતાર્થ છે.

આમ ઉટવડ ખાતે થયેલ કુટુંબમાંથી ભાઈ જટાશંકર હાલ ત્યાં જ રહે છે

## પાળ નું કુટુંબ......દેવશંકર નથુભાઇ






**શ્રી પ્રેમજી સુંદરજી ભટ્ટ**

પાળ જેવા નાના ગામમાંથી રાજકોટ માં પ્રસ્થાન કરી પોતાનું યોગક્ષેમ ગોઠવી ઊગતી પેઢીને તૈયાર કરનાર પ્રતિભાશાળી વડીલ...



**શ્રી વાલજી પ્રેમજી ભટ્ટ**

રાજકોટમાં પ્રબળ પુરુષાર્થ ખેડી વ્યવસાય માં નિપુણ બની કાઠીયાવાડ સ્ટેશનરી માર્ટ જેવા સ્ટોર ચલાવી કુટુંબને સ્થિર કરી ઉચ્ચ કેળવણી આપનાર કુશળ વ્યાપારી અને સેવાભાવી સજ્જન.



**શ્રી દેવશંકરભાઈ નથુભાઈ ભટ્ટ**

રાજકોટ

મુત્સદી, કાર્યકુશળ, ગૃહસ્થ જ્ઞાતિ સેવામાં અગ્રણી કાર્યરત, પ્રભાવશાળી વ્યક્તિત્વ ધરાવનાર..



**શ્રી અમૃતલાલ દેવશંકર ભટ્ટ**

રાજકોટ

સાહસિક મોટર ચાલક તરીકે નામના મેળવનાર સદાય ઉપકાર સ્વભાવના અને સેવાભાવી કુટુંબ વત્સલ સજન.

સુંદરજી ભટ્ટ ના ત્રણ પુત્રો નથુભાઈ, નાનજીભાઈ અને પ્રેમજીભાઈ પાળ ગામે રહેવા ગયા ત્યાં તેઓ યજમાન વૃતી કરતા.

નથુ ભટ્ટ ના દીકરા દેવશંકરભાઈ રાજકોટમાં ભણીને તૈયાર થયા અને પાળ દરબારના કામદાર તરીકે જોડાયા. પાળ તાલુકાને પાંચ છ ગામ હતા શ્રી દેવ શંકરભાઈ એ કુશળતાપૂર્વક વહીવટ ચલાવેલો પછી રાજકોટ રાજ્યની સેવામાં જોડાયા અને ન્યાય ખાતામાં નોકરી કરતા. તેમનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હતું બોલચાલમાં કુશળ હતા. તેમને ઉપાસનામાં પૂરી શ્રધ્ધા હતી. ઘણી વાર તેઓ સાધનામાં બેસતા અને ધારી સિધ્ધિ, જ્ઞાતિના પ્રશ્નોમાં સારો લાભ લઇ તેનો નિર્ણય માં મદદ કરતા. જ્ઞાતિ સંમેલન માં અગ્રભાગ લેતા. તેમના લગ્ન પાતામેઘપર ના ભટ્ટ જીવરાજ પ્રેમજીના બેન રંભાબેન સાથે થયેલા. તેમના સંતાન માં મોટા દીકરા મોહનલાલ આસપાસના ગામડાઓમાં પોલીસ પટેલ થયેલા. પછી રાજકોટની કાપડ મિલમાં નોકરી કરતા તેમના લગ્ન બાળાના પંડ્યા ઓધવજી દયારામની પુત્રી સાથે થયા. તેમને સંતાનમાં એક દીકરી ચંપાબેન. જેને નાગાજારના મહેતા દેવશંકર કાનજી સાથે પરણાવ્યા છે.

ત્રીજા પુત્ર અમૃતલાલ મોટર ડ્રાઇવર નું કામ કરતા રાજકોટમાં સારો ધંધો ચાલતો. બે ગાડીઓ વસાવેલી. તે પોલીસ પાર્ટીને બહારવટિયા પકડવામાં મદદ કરી હતી.

નાગ મહંમદ નામના બહારવટિયાને પકડવા માટે ગમે તેવા અઘરા રસ્તા માં પણ એ મોટરોમાં પોલીસને લઈ જતા. એવા હિમતબાજ હતા. પરંતુ બહુ ટૂંકી માંદગી માં ૧૯૩૭માં જ તેમનું અવસાન થયું. તેમના લગ્ન રાવકી ના મહેતા ડાહ્યા કાળા ના પુત્રી કપૂર બહેન સાથે થયેલા તેમને ત્રણ પુત્રો છે. પ્રીતમલાલ લલિતકુમાર અને શશીકાંત. અમૃતલાલ ભાઈ ના અવસાન બાદ મહિનામાં જ કપૂરબેન પણ સ્વર્ગે સિધાવ્યા. બાળકો દાદા પાસે મોટા થયા.  મોટા દીકરા પ્રીતમલાલ ભણી શક્યા નહીં. તેઓ અમદાવાદ પ્રાણજીવન ભાઈની લોજમાં જોડાયેલા. પછી રાજકોટ આવી ને થોડો વખત લોજમાં કામ કામ કર્યું. પછી

ન્યૂ ઇન્ડિયા ઇન્સ્યોરન્સ કંપની માં નોકરી મળી ગઇ. ધીમે ધીમે તેમાં આગળ વધ્યા ત્યાં હાલ તેમને સારો પગાર મળે છે. તેમના લગ્ન ઠાકર રેવાશંકર ભાઈ ની પુત્રી બેન ચંદ્રકાંતા સાથે થયા છે. બહેન ચંદ્રકાંતા શિક્ષિકા છે હાલ નિવૃત્ત થયા છે. તેમને સંતાનમાં એક પુત્ર કમલેશ અને બે પુત્રીઓ છે ભાઈ કમલેશ જળ સંશોધન ખાતામાં નોકરી કરે છે. અને માસ્તર સોસાયટી માં પોતાના મકાનમાં રહે છે. ભાઈ કમલેશ ના લગ્ન માડીયા ના પંડ્યા બાલકૃષ્ણ મહાશંકર ના દીકરી સુધાબેન સાથે થયા તે પણ શિક્ષક છે. પ્રીતમ ભાઈ ના બીજા ભાઈ લલિતકુમાર પણ અમદાવાદ લોજ માં ગોઠવાયેલા પછી રાજકોટની સોરઠીયા બોર્ડિંગમાં નોકરીએ લાગ્યા. હાલ બેંક ઓફ બરોડા મા  નોકરી કરે છે. તેમના લગ્ન રૈયા ના જોષી પ્રભાશંકર ત્રિભુવન ના પુત્રી ઈન્દુબેન સાથે થયા છે તેમને એક પુત્રી છે નયના. તેના લગ્ન અમદાવાદના પંડ્યા નટવરલાલ રવિશંકર ના પુત્ર પ્રશાંત સાથે થયા છે.

ત્રીજા ભાઈ શશીકાંત પાળ થી રાજકોટ આવીને ઘડિયાળ ના કેઇસ ના કારખાના માં ગોઠવાયા પછી ઢેબર રોડ ઉપર તેમણે પોતાના ફઈબા ના દિકરા ચંદુભાઈ સાથે ભાગીદારીમાં શ્રી પ્રગટેશ્વર એન્જિનિયરિંગ નામની ફર્મ ઊભી કરી. પછી ભાગીદારી માંથી મુક્ત થઇ હાલ શ્રી શશીકાંત પોતે જ કારખાનું ચલાવે છે. તેમના લગ્ન ચમારડી ના મહેતા ઉમિયાશંકર શામજી ની પુત્રી મંગળાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. મોટાનું નામ જગદીશકુમાર તેના લગ્ન બાબરા નિવાસી હાલ મુંબઈ ભટ્ટ મહાશંકર અમૃતલાલ ની પુત્રી સાથે થયા છે.

બીજા પુત્ર પિયુષ છે બંને ભાઈઓ પિતાશ્રીને મદદ કરે છે. જગદીશભાઈ એક ટ્રક લઈને ટ્રાન્સપોર્ટ નું કામ કરે છે.

શ્રી દેવશંકર ત્રીજા પુત્ર દયાશંકર ને વિસ્તાર નથી. ચોથા પુત્ર છગનલાલ ને એક પુત્રી છે નિર્મળા. છગનભાઈના લતીપર ના ઉપાધ્યાય વેલજી મયારામ ની પુત્રી વેણીબેન સાથે થયા.

# ઉમિયાશંકર નથુભાઈ




પાળ ળમાં ગામ મોટું કરતા ઉપરાંત હરીપર મા પોલીસ પટેલ પણ થયેલા. તેમના લગ્ન ચાંદલી ના ભટ્ટ ત્રિકમજી કાળીદાસ ના બેન જકલબેન સાથે થયેલા. ઉમિયાશંકર ભાઈ ને બે પુત્રો મગનલાલ અને અમૃતલાલ. મગનલાલ ના લગ્ન રૈયા ના જોશી ત્રિભુવન મંગળજી ની પુત્રી સવિતાબેન સાથે થયા. શ્રી મગનલાલ અમદાવાદમાં કાપડ મિલમાં કામ કરતાં તેમને ત્રણ પુત્રો છે. શ્રી મગનલાલ રૈયા માં જ નિવૃત્ત થયા. તેમના પુત્રો પણ ત્યાં જ રહે છે.

બીજા પુત્ર અમૃતલાલ અમદાવાદમાં કામ કરે છે. હાલ ત્યાં રહે છે. તેમના લગ્ન લતીપૂરના હાલ અલિયાબાડા ના વ્યાસ હરિલાલ સામજી ના પુત્રી જયાબેન સાથે થયા છે.

## જીવરામભાઈ નથુભાઇ






**શ્રી જીવરામ નથુભાઇ ભટ્ટ**

રાજકોટમાં જીવન પ્રારંભ કરી કુટુંબ વ્યવસ્થા ગોઠવી પરંતુ યુવાન વયે પ્રભુના વહાલા, તેમના પુરુષાર્થી પુરુષ,



**મોંઘીબેન જીવરામ ભટ્ટ**

જીવરામભાઈ ની વિદાય પછી બે બાળકોને તૈયાર કરનાર પ્રબળ ધરાવનાર ગૃહિણી.

જીવરામભાઇ પાળ થી રાજકોટ આવ્યા અને જ્યુબિલી ગાર્ડન માં તે નોકરી કરતા. તેમના લગ્ન પાતામેઘપર ના મહેતા કુરજીભાઈ ની દીકરી મોંઘીબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં એક પુત્ર અને પુત્રી થયા.પુત્ર નું નામ નવલશંકર અને પુત્રીનું નામ રેવાબેન. ભાઈ નવલશંકર રાજકોટમાં રહીને ભણ્યા અને પછી પોરબંદરમાં શિક્ષક જીવન શરૂ કર્યું.

બચપણમાં તેમના પિતાનું અવસાન થયેલું તેથી તેમની નાની કંકુબેન જે મેઘપુર હતા ત્યાંથી દીકરી ના બાળકોને મોટા કરવા તથા તેને સથિયારો આપવા રાજકોટ આવ્યા. તેમણે કુટુંબને સ્થિર કરવા માટે સારો પુરુષાર્થ કર્યો એકલા પંડે રાજકોટ જેવા શહેરમાં તેમણે ટક્કર ઝીલી અને કુટુંબના આર્થિક પ્રશ્નો ઉકેલ્યા. અને નાના નવલ શંકર ને તૈયાર કર્યા. બંને ભાઈ બહેન ના લગ્ન પણ કર્યા પુરુષ સમુવડા થઈ કંકૂમા એ આ કાર્ય કર્યા.





**કમળાબેન નવલભાઇ ભટ્ટ**

શ્રી નવલભાઇ ભટ્ટના વિશાળ કુટુંબના ગૃહમાતા બનીને કુટુંબ વિકાસ કરનાર વત્સલ-પ્રેમાળ અને વ્યવહાર નીપૂણ ગૃહિણી..



**તુષાર જયંતકુમાર ભટ્ટ**

ઊગતી વયે અનેક આશાઓ જન્માવનાર આ તરુણ ઉવાન જે પચીસી પૂરી કરતા અગાઉ સંસાર છોડી પરલોક ગયા.





**ડૉ. જયંતભાઈ નવલશંકર ભટ્ટ**

જન્મ:- 3-11-1941, સ્વર્ગવાસ:- 8-10-2020

આજીવન તબીબી સેવા કરી સંતાનોને આદર્શ સંસ્કારો નું પાન કરાવનાર લાગણીસીલ પિતા, ભાઈયો ના મોભી. સમાજના બાળકો ને પ્રોત્સાહિત કરવા તુષાર & ત્રિગુણાબેન એજ્યુ. ટ્રસ્ટ ના નામથી દર વર્ષ પરિતોષિક આપતા એક સમાજસેવી.

કૃતજ્ઞ:-

પિયુષભાઈ, વર્ષાબેન, મિલનભાઈ, માધવીબેન

વિદિશા, વિશાલ, ઋચા

**ડૉ. વસંતભાઇ નવલશંકર ભટ્ટ**

જન્મ:- 16-12-1948

સ્વર્ગવાસ:- 14-9-2015

સ્વભાવે નેકદિલ, વિનમ્ર અને લોકોની સેવા માં પોતાનું જીવન ખપાવી દેનાર એક ઉત્તમ તબીબ. કુટુંબ વત્સલ અને માર્ગદર્શક, દિન દુખિયાના બેલી, સંતાનો માં સેવા અને જ્ઞાન ના બીજ રોપનાર એક આદર્શ પિતા.

કૃતજ્ઞ:-

અરુણાબેન,આનંદભાઈ, આરતીબેન,પાર્થ





**શ્રી રમેશચંદ્ર નવલશંકર ભટ્ટ**

સ્વર્ગવાસ: 20-05-2023

**શ્રી હસમુખભાઇ વાલજીભાઇ ભટ્ટ**

જન્મ:29-05-1935, સ્વર્ગવાસ: 08-01-2006

સદાય સૌમ્ય અને સરળ સ્વભાવી નૈષ્ઠિક

કાર્યક્ષમતા, સાદૃ સત્વશીલ આદર્શ વ્યક્તિ

તરીકેનું જીવન જીવી જનાર વડીલને વંદન....

કૃતજ્ઞ:-

કિશોરભાઈ, જગદીશભાઇ,

કેતન, શીતાંષ, નિતાબેન ભરતકુમાર

ઋત્વી, શિવમ, અપૂર્વ, કેવલ

ભટ્ટ પરિવાર

ભાઈ નવલશંકર ના લગ્ન અલિયાબાડા ના પંડ્યા રેવાશંકર કલ્યાણજી ના દીકરી કમળાબેન સાથે કર્યા અને રેવાબેન ના લગ્ન થયા બાડાના પંડ્યા રામજી કલ્યાણજી ના દિકરા અમૃતલાલ સાથે કર્યા.

ધીમે ધીમે ભાઈ નવલશંકર ટ્રેન થયા અને પોરબંદર રાજ્યમાં શિક્ષણ ખાતા માં એક સારા શિક્ષક તરીકે ઓળખાણ પામી અને નિવૃત્તિ પહેલા કેળવણી નિરીક્ષક પણ થયા. તેમને આયુર્વેદનો પણ શોખ હોવાથી તેની પરીક્ષાઓ પાસ કરી છે. અને તેની પ્રેક્ટિસ પણ કરે છે. પોરબંદરમાં તેઓએ કડિયા પ્લોટ માં પોતાના મકાન કર્યા છે અને હાલ ત્યાં રહે છે અને સામાજિક સેવા કાર્યોમાં સારો રસ લે છે.

તેમને પાંચ પુત્રો છે મોટા જયંતકુમાર ના લગ્ન લતીપુર ના મહેતા રવિશંકર ત્રિભુવન ની પુત્રી ત્રિગુણાબેન સાથે થયા છે. જયંતકુમાર વૈદકીય શાખામાં કામ કરે છે. તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે તુષાર, પિયુષઅને મિલન. તુષાર દવાખાનામાં કામ કરે છે. પિયુષભાઈ બિરલા કંપનીમાં કામ કરે છે. ભાઈ તુષાર નું તાજેતરમાં દુઃખદ અવસાન થયું છે.

બીજા પુત્ર રમેશભાઈ શિક્ષક છે. તેના લગ્ન જામનગરના પંડ્યા ગોરધનદાસ શર્મા ની પુત્રી સાથે થયા છે તેમને બે પુત્રો છે કેતન અને શ્રીકાંત.

ત્રીજા પુત્ર કિશોર ના લગ્ન રાવલ કુટુંબમાં થયા. કિશોરભાઈ દિવ માં બેંકમાં કામ કરે છે. અને તેમના પત્ની હંસાબેન ગ્રેજ્યુએટ થઈ શિક્ષકની નોકરી કરે છે તેમને એક પુત્ર વિજય છે હાલ કિશોરભાઈ ભાવનગર છે.

ચોથા પુત્ર વસંતરાય ડોક્ટર છે અને પાંચમા પુત્ર જગદીશકુમાર છે. વસંતરાય ના લગ્ન સુરેન્દ્રનગરના રાવલ ઈચ્છાશંકર ભાનુશંકર ના પુત્રી સાથે થયા છે. અને તેને એક પુત્ર આનંદ છે.  જગદીશ કુમાર ના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા અમૃતલાલ હરિશંકર ના પુત્રી ભારતીબેન સાથે થયા છે તે શિક્ષક છે અને પોરબંદરમાં જ નોકરી કરે છે તેમને એક પુત્ર છે પ્રિયેશ.

ઉંટવડ અને પાળ ના ભટ્ટ કુટુંબ નો વિસ્તાર આપણે જોયો. સુંદરજી ભટ્ટ ના બધાજ વંશજો પાળ છોડીને બહારગામ વસતા થયા છે. તેમનો વિસ્તાર રાજકોટ, અમદાવાદ અને પોરબંદરમાં સ્થાયી થયો છે.

**પ્રેમજી ભટ્ટ** નો વિસ્તાર જોઇએ.....






**શ્રી હસમુખભાઇ વાલજીભાઇ ભટ્ટ**

જન્મ:29-05-1935, સ્વર્ગવાસ: 08-01-2006

પ્રેમજી ભટ્ટ પણ રાજકોટ આવેલા. પ્રેમજી ભટ્ટ ના લગ્ન રાણપર નડાળા ના વ્યાસ દેવકૃષ્ણ હરિશંકર ના બેન પુરીબેન સાથે થયા. તેમને એક પુત્ર તે વાલજીભાઈ. વાલજીભાઈ એ રાજકોટમાં અભ્યાસ કરી તૈયાર થઈ વીમા કંપનીમાં નોકરી કરી. પછી તેમના મામા ના દિકરા અમૃતલાલ ભાઈ સાથે કાઠીયાવાડ સ્ટેશનરી માર્ટ નામે ધર્મેન્દ્ર રોડ ઉપર સ્ટેશનરીની દુકાન શરૂ કરી સારી પ્રગતિ કરી. ઘરના મકાનો કર્યા. તેમના લગ્ન પીઠડ ના મહેતા ત્રિભુવન ના પુત્રી કાશીબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે.

મોટાભાઈ ગિરજાશંકર ભણીને ગ્રેજયુએટ થયા અને સરકારી નોકરીમાં જોડાયા છે. તેમના લગ્ન ધારી ના વ્યાસ અમૃતલાલ જયશંકર ના પુત્રી પુષ્પાબેન સાથે થયા છે તેમને એક પુત્ર ભાવેશ છે. તે પણ બી.કોમ થઈ બેંકીગ સેવામાં જોડાયા છે.

બીજા ભાઈ હસમુખ શિક્ષક થયા છે. તેમના લગ્ન માલવણ ના મહેતા જયશંકર મોહનલાલ ની પુત્રી સરલાબેન સાથે થયા છે તે પણ શિક્ષિકા છે બંને મોંગણી ગામે નોકરી કરે છે તેમને એક પુત્ર છે નરેશ.

એક ભાઈ મૂળશંકર માનસિક રીતે તકલીફ છે.

દિનકરરાય હાલ મોર્કંડા મા વ્યવસાયી થયા છે. તેમના લગ્ન મોર્કંડા ના જોશી દલપતભાઈ ના પુત્રી સાથે થયા છે.

પાંચમા ભાઈ અરવિંદ ગ્રેજ્યુએટ થઈ બેંકીગ સેવામાં જોડાયા છે. તેના લગ્ન ધારીના વ્યાસ ભાલચંદ્ર અમૃતલાલ ના પુત્રી કોકીલાબેન સાથે થયા છે તેમને એક પુત્ર ધર્મેશ છે.

## ગોપાલ ગ્રામ ઢસા ના ભટ્ટ કુટુંબ

ઢસા માં સ્થાયી થયેલ ભટ્ટ કુટુંબ મૂળ જામકંડોરણા થી આ બાજુ આવેલ હશે. કહેવાય છે કે કંડોરણા થી શામજી ભટ્ટ જેતપુર ગામે આવેલા જેતપુર કાઠી ગરાસદાર નું ગામ હતું. એક કાઠી ગરાસિયા ધારી પાસે ઝર ગામ છે. ત્યાં શામજીભાઈ ભટ્ટ ને લઈ આવ્યા અને ત્યાંથી ત્રણ માઈલ દૂર થતા આ ઢસાગામ માં તેઓએ નિવાસ્થાન કર્યું. ઢસાગામ પણ અડધું કાઠી લોકોનું હતું આ રીતે સ્થળાંતર કરતા કરતા શામજીભાઈ ઢસા ગામે રહીને પોતાનું કુટુંબ નો વિસ્તાર વધાર્યું.

શામજી ભટ્ટ ને બે પુત્રો હતા તેમનો આંબો આ રીતે છે.

# ગોપાલ ગ્રામ ઢસા ના ભટ્ટ કુટુંબ...





**શ્રી હરિશંકરભાઈ મીઠાભાઈ ભટ્ટ**

ગોપાલગ્રામ

ખૂબ ખડતલ અને કસાયેલી કાયા
સદાય કાર્યરત અને આનંદી વડીલ
પુરુષાર્થ ભર્યું દીર્ઘ જીવન જીવી જનાર
વડીલ શ્રી હરિશંકરદાદા



**શ્રી જયંતકુમાર કૃષ્ણલાલ ભટ્ટ**

જન્મ 8-6-1947 વિદાય 25-2-1988
હરિશંકરદાદાના પપોત્ર ભરયુવાનીમાં
પ્રભુને પ્યારા બની જનાર આશાસ્પદ
ફિલ્મી કલાકાર 10 ગુજરાતી અને
એક મરાઠી ફિલ્મ બનાવનાર સોનબા
અને રૂપબા, અલખને ઓટલે, ગોરલ
ગરાસણી ના હીરો અને સંત હરિદાસ
માં મહેમાન કલાકારની ભૂમિકા અદા
કરનાર શ્રી જયંતકુમાર કૃષ્ણલાલ ભટ્ટ



**શ્રી ગોપાલજી હરિશંકર ભટ્ટ**

ઢસા ગોપાલગ્રામ

ઢસા જેવા નાના ગામમાં પણ સંસ્કૃતિ સભર ગામમાં કુટુંબને સ્થિર કરી પુત્રોને સાહસ અને કર્તવ્ય નિપુણતા ના પાઠ આપનાર, સમાજ સેવામાં આગેવાન મળતાવડા તથા સેવાભાવી સ્વભાવના પ્રેમાળ વડીલ..



**મુળીબેન ગોપાલજી ભટ્ટ**

ગ્રામજીવન ના કુટુંબ વત્સલ ગૃહસ્થી જીવન ના પાઠ સંતતિને શીખવનાર, સતત કર્તવ્ય શીલ, પ્રેમાળ અને આનંદી સ્વભાવના વ્યવહારદક્ષ ગૃહિણી.



**શ્રી કામેશ્વરલાલ હરિશંકર ભટ્ટ**

ઢસા ગોપાલગ્રામ

ઢસા જેવા નાના ગામમાંથી સાહસ કરી દેશાવરમાં પુરુષાર્થ ખેડી, કુટુંબની ઉપયોગી સેવા કરી, ઊગતી પેઢીને તૈયાર કરનાર ખૂબ પ્રેમાળ અને વ્યક્તિત્વ ધરાવનાર



**નર્મદાબેન કામેશ્વરલાલ ભટ્ટ**

શ્રી કામેશ્વર ભાઈના ગૃહસ્થ જીવનને સુઘડ સુંદર અને સમૃધ્ધ બનાવી સંતાનોને માતૃત્વ અને કુટુંબ ભાવના પ્રદાન કરનાર..




**શ્રી રતીલાલ કામેશ્વર ભટ્ટ**

'સાહસે શ્રી પ્રતિવસતી' એ ઉક્તિને ચરિતાર્થ કરનાર શ્રી રતિભાઇ એ નાના પ્રારંભથી મોટા ગવર્મેન્ટ કોન્ટ્રાક્ટ ટર તરીકે કામગીરી બજાવી વિશાળ કુટુંબની સમૃદ્ધિથી વિસ્તારી મુંબઈ જ્ઞાતિ સમાજના અગ્રણી બની સેવા બજાવી...




**જયાબેન રતિલાલ ભટ્ટ**

રતિલાલ ભાઈ ને આદર્શ ગૃહિણી તરીકે ગ્રહસ્ત જીવનમાં પુરો સાથ આપ્યો, સદાય હસમુખ, સરળ અને સૌમ્ય, જાજરમાન વ્યક્તિત્વ ધરાવનાર...



**શ્રી ગુણવંતરાય રતિલાલ ભટ્ટ**

જન્મ 2-2-1932, વિદાય 8-11-76

નિખાલસ નિર્મળ વ્યક્તિત્વ ધરાવનાર,

શિક્ષણ ક્ષેત્રમાં જીવન વિતાવનાર,

નાની વયે પ્રભુના પ્યારા થનાર

શ્રી રતિલાલભાઈ ના મોટા પુત્ર

ભાવાંજલિ કૃષ્ણબેન ગુણવંતરાય

લક્ષ્મીબેન ગુણવંતરાય

બિપિનકુમાર ગુણવંતરાય



**શ્રી દિનકર રાય રતિલાલ ભટ્ટ**

મુંબઈમાં પિતાના વ્યવસાય ક્ષેત્રે

ખૂબ જ સુંદર સાથ આપી

ખીલતી યુવાનીમા સ્વર્ગવાસી

બનનાર આશાસ્પદ યુવાન..

શામજી ભટ્ટ સારા વૈદ હતા. તેમને એ રીતે સારી જશરેખા હતી. ગ્રાહકો તરફથી તેમને પણ ઢસા માં મકાન તથા જમીન મળ્યા હશે.

તેમના પછી કુટુંબમાં એ વિદ્યા વિસ્તરી નહીં. ખેતી રહી, ઉપરાંત ગામ માં કર્મકાંડ વગેરેનું કામ કર્યું. મીઠા ભટ્ટ અને તેના ભાઈ હરજીવન આ કામમાં પ્રવૃત્ત રહેતા.

**મીઠા ભટ્ટ** ને ત્રણ પુત્રો રવજી, હરિશંકર અને ભાણજી. આ ભાઈઓ પાસે ખેતી હતી. ખેતર તથા વાડીઓ હતા. રવજીનું નાની વયે અવસાન થયું. તેમને પુત્રી જડીબેન હતા. તેના લગ્ન ધારીના વ્યાસ જયશંકર કાલિદાસ સાથે થયા. હરિ શંકરભાઈ ખૂબ ખડતલ, કસાયેલ અને મહેનતુ હતા. તેમના લગ્ન રફાળા ના જોશી નથુ પરસોતમ ના દીકરી અંબાબેન સાથે થયા. તેમને બે પુત્રો. ગામમાં નિશાળ તો થયેલી, એટલે દીકરાઓને તેમાં ભણાવેલ. અને પછી ઘરના કામમાં ગોઠવ્યા.

મોટા પુત્ર ગોપાલજી એ રીતે ઢશામાં જ રહ્યા. તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા હીરજીભાઈ ના પુત્રી મુળીબેન સાથે થયા હતા.

નાનાભાઈ કામેશ્વરલાલ સાહસિક હતા. તેમણે દેશાવર ખેડ્યો. તેમના લગ્ન ધારીના વ્યાસ ગૌરીશંકર હિરજી ના પુત્રી નર્મદાબેન સાથે થયા હતા.

શ્રી કામેશ્વરલાલ ઉત્તર ભારત, મુંબઈ, મધ્ય ભારત જુદી-જુદી નોકરી કરી ક્યાંક ભાગીદારી કરી એજન્સી લીધી. વર્ષો સુધી પંજાબમાં અમૃતસરમાં વ્યાપારી વ્યવસાયમાં ગોઠવાયા હતા. ઘરના યુવાન દીકરાઓ રતિલાલ નંદલાલ, કૃષ્ણલાલ, બાલકૃષ્ણ ને પણ અમૃતસર બોલાવી વેપારની તાલીમ આપી હતી. જલગાવ, મુંબઈ, સોલાપુર વગેરેની કાપડની મિલો સાથેની કામગીરીનો અનુભવ તેમણે મેળવ્યો હતો. પછી નવી પેઢી તૈયાર થતાં પોતે ધારીમા આવી નિવૃત્તિ સમયે રહ્યા હતા. સાથોસાથ એક નાની તેલ મીલ પણ ઊભી કરી હતી.

ગોપાલજી ભાઈના સમયનું ઢસા એટલે દરબાર ગોપાલદાસ નું ઢસા. અનેક પ્રવૃત્તિઓથી ધમધમતું. તેનો લાભ ગામ ને મળતો. લાંબા ટૂંકા પ્રવાસો, મહેમાનો અને બીજા કાર્યક્રમો નો લાભ ગોપાલજીભાઈ ને મળતો.

તેમના બે પુત્રોમાં મોટા પુત્ર નંદલાલભાઇ એ અમૃતસર જઇ જિંદગી નો પ્રારંભ કર્યો. તેમના પ્રથમ લગ્ન બાડા ના મુખ્યાજી નારણજીભાઈ ના પુત્રી સાથે થયા હતા. તેમનું અવસાન થયા પછી બીજા લગ્ન ધારીના વ્યાસ કરુણાશંકર ના પુત્રી ચંપાબેન સાથે થયા છે. નંદલાલ પછી પંજાબ છોડી ઢસા આવી સ્થાનિક વ્યાપારમાં ગોઠવાયા. ગામના સરપંચ પણ થયા. નાના પુત્ર શ્રી કૃષ્ણલાલ પણ અમૃતસરમાં ભણેલા. તેમને પ્રારંભથી જ વ્યાપારી વ્યવસાયમાં રસ વિકસાવ્યો હતો.

રતિલાલભાઈ એ જીવનનો પ્રારંભ પોરબંદરમાં દિવાળી ફઈબા ને ત્યાં રહી (વ્યાસ ભીમજી પોપટ ને ત્યાં) મેટ્રિક પાસ કરી. વેપારી પેઢીમાંથી કર્યું. મુંબઈમાં કેશવજી એન્ડ સન્સ ની પેઢીમાં નોકરી કરી. તેમના લગ્ન થાણદેવડી ના જોશી મંગળજી ના પુત્રી જયાબેન સાથે થયા. તેઓ ક્રમે ક્રમે આગળ વધ્યાં. સરકારી કોન્ટ્રાક લેવામાં ધ્યાન પડી ગયું. અને પછી સ્વતંત્ર ધંધો શરૂ કર્યું. વિશ્વયુદ્ધ શરૂ થયું અને તેમનું ભવિષ્ય ખુલી ગયું. દિલ્હી, સિમલા માં કામ ચાલતું હતું. મુંબઈમાં પણ હતું. મુંબઈ નું કેટલું કામ ભાઈ કૃષ્ણલાલે સંભાળ્યું હતું. વિકાસ ઝડપી હતો. પછી રતિલાલભાઈ મુંબઈ વાલ્કેશ્વરી માં વિજયમહલ મા રહેવા લાગ્યા. અને સારું કમાયા. તેમનો વિશાળ કુટુંબ વિસ્તાર છે. આઠ પુત્રો અને ચાર પુત્રીઓ રતીભાઈ અને તેમના પત્નીના અવસાન મુંબઈ ખાતે થયા.

મોટા પુત્ર ગુણવંતરાય શિક્ષક બનેલા તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા જયશંકર ભાણજી ના પુત્રી કૃષ્ણબેન સાથે થયા. કૃષ્ણાબેન શિક્ષિકા હતા. તેમણે પાછળથી પુરુષાર્થ કરી ઉચ્ચ ડીગ્રીઓ મેળવી. હાઇસ્કૂલના આચાર્ય થઈ હવે જૂનાગઢ માં નોકરી કરે છે. તેમના પુત્ર બીપીન ને પણ ગ્રેજ્યુએટ બનાવ્યા છે.

તે પણ જૂનાગઢમાં શિક્ષક છે. ભાઈ ગુણવંત યુવાન વયે સ્વર્ગસ્થ થયા. ભાઈ બીપીન ના લગ્ન પીઠળ ના જોશી મગનલાલ ના પુત્રી રેખાબેન સાથે થયા છે.

ભાઈ કૃષ્ણલાલ એ પણ વ્યાપારિક ક્ષેત્રે પ્રથમ ભાગીદારી પછી સ્વતંત્ર રીતે ઝંપલાવી મુંબઈમાં જમાવટ કરી. તેમના લગ્ન હડમતિયાના પાઠક દામજી ના પુત્રી શારદાબેન સાથે થયા છે. છેલ્લા વર્ષોમાં ફિલ્મ ક્ષેત્રે ઝુકાવ્યું છે. જેમાં કેટલીક ફિલ્મોના પ્રોડ્યુસર તરીકે જાણીતા થયા છે. આ વ્યવસાયમાં તેમના પુત્રો દિલીપભાઈ અને જયંતકુમાર મદદ કરે છે. દિલીપભાઈ અમેરિકા જઇને અભ્યાસ કરીને પરત આવેલા છે. નાના પુત્ર કિરીટે પણ અમેરિકા જઈ યંત્ર વિધા માં પ્રવીણ થઈ પોતાનો વ્યવસાય વિકસાવ્યો છે. કૃષ્ણલાલ ભાઈ ના ત્રણે પુત્ર ઉચ્ચ બ્રાહ્મણ કુટુંબમાં પરણેલા છે. તાજેતરમાં ભાઈ જયંત નું અવસાન થયેલ છે. તેમના પત્ની ગીતાબેન છે. તેમને સંતાન નથી.

નંદલાલભાઇ ના બે પુત્રો પૈકી મોટા પુત્ર હરકિશન બી.કોમ થઈ બેન્કિંગ સેવામાં જોડાયા છે. તેમના લગ્ન નગાજાર ના મેહતા દેવશંકર કાનજીના પુત્રી ઈન્દિરા બેન સાથે થયા છે. હાલ ભાવનગર સ્ટેટ બેંક ઓફ સૌરાષ્ટ્રમાં કામ કરે છે. નાના પુત્ર મહેશકુમારે વતનમા પિતાશ્રીને મદદરૂપ થવા વ્યાપારમાં ગોઠવવાનું પસંદ કર્યું છે. તેમના લગ્ન પણ નાગાજાર ના મહેતા દેવશંકર કાનજી ના બીજા પુત્રી કાશ્મીરા સાથે થયા છે.

કામેશ્વર ભાઈ બીજા પુત્ર ભાઈ બાલકૃષ્ણ પણ અમૃતસરમાં ભણીને તૈયાર થયા અને પિતાશ્રી પાસે રહી તેમને ધારીમાં ઉધોગમાં મદદ કરતા. પછી થોડો વખત આફ્રિકા નેરોબી રહિ આવ્યા. તેમના લગ્ન બાબરાના પંડ્યા ભવાનીશંકર વીરજી ના પુત્રી વિધાબેન સાથે થયા છે. તેમના સસુર બાબરા વાળા ભવાનીશંકર વીરજી પંડ્યા ત્યાં હતા. પછી ધારી આવી પોતાના વ્યવસાયમાં લાગ્યા. તે પછી રાજકોટમાં આવ્યા અને k.s. Diesels ની કંપનીમાં જોડાયા. જેમાં વર્ષો સુધી સેવા કરી નિવૃત્ત થયા. હાલ રાજકોટમાં જ પોતાના મકાનમાં રહે છે.

તેમના મોટા પુત્ર મુકેશ મિકેનિક છે. તેના લગ્ન પીપરીયા ના જોશી રમણીકલાલ ખીમજી ના પુત્રી પ્રફુલાબેન સાથે થયા છે. થોડો વખત આરબ દેશમાં જઈ આવી હાલ અમદાવાદમાં કામ કરે છે.

બીજા પુત્ર રાજુભાઈએ ફિલ્મ લાઇન પકડી છે. અને ચિત્રો ઉતારે છે. તેમણે આંતરજાતીય લગ્ન કરેલા છે.

રતિલાલ ભાઈ ના બીજા પુત્ર દિનકરરાય ના લગ્ન પીઠડ ના જોશી જટાશંકર પ્રભાશંકર ના પુત્રી જયશ્રીબેન સાથે થયેલા છે. ભાઈ દિનકરરાય નું નાની ઉંમરે અકસ્માતમાં અવસાન થયું. તેમને એક પુત્ર છે વિજય. બહેન જયશ્રીએ પુરુષાર્થ કરી અભ્યાસ કર્યો અને ગ્રેજ્યુએટ થયા. અને શિક્ષક તરીકે નોકરી મેળવી હાલ મુંબઈમાં જ કામ કરે છે. વિજયકુમાર દુબઈમાં ગોઠવાયા છે.

ત્રીજા ભાઈ યશવંત ના લગ્ન રાજકોટના રાવલ મનસુખલાલ મૂળશંકર ના પુત્રી ઇલાબેન સાથે થયા છે. ભાઈ યસવંત હાલ દુબઇમાં નોકરી કરે છે. તેમને બે પુત્રીઓ છે શીલા અને મીના.

ચોથાભાઈ કુંદનલાલ ના લગ્ન રાજકોટના જન્મશંકરભાઈ ના પુત્રી તિલોત્તમા સાથે થયા છે .ભાઈ કુંદનલાલ મુંબઈમાં જ વ્યવસાય કરે છે. તેમને એક પુત્ર જયેશ છે. પાંચમા પુત્ર નલીનભાઈ નંદવાણા બ્રાહ્મણ કુટુંબમાં પરણ્યા છે. બીજા બે નાના ભાઈઓ નરેશકુમાર તથા લલિતકુમારે આંતરજ્ઞાતિય લગ્ન કરેલા છે. અને તેઓ પણ દુબઈ વ્યવસાય અર્થે ઉપડી ગયેલ છે. છેલ્લા ભરતભાઈ પણ તેમની સાથે છે. હાલ તે મુંબઈ છે.

રતિલાલભાઈ ની ચાર દિકરીઓ કુમુદબેન, તરૂલતા, કોકિલા અને માધુરી. બાલકૃષ્ણ ભાઈ ના ત્રીજા પુત્ર સુનિલ બી.કોમ થયા છે અને રાજકોટમાં જ કામ કરે છે.

## પ્રાણજીવનભાઈ ભાણજીભાઇ નો પરિવાર




સ્વ. દેવશંકર પી. ભટ્ટ
સ્વ. પદ્માબેન ડી. ભટ્ટ
સ્વ. રમેશચંદ્ર ડી. ભટ્ટ
સ્વ.તા.૧૨/૧/૨૦૧૧ ને બુધાવાર
ગં.સ્વ. ઈન્દુબેન આર. ભટ્ટ
અતુલ આર. ભટ્ટ
તરૂબેન ચી. ભટ્ટ
તથા સમસ્ત ભટ્ટ પરિવાર ના જય શ્રી કૃષ્ણ



## શ્રી અતુલભાઈ રમેશચંદ્ર ભટ્ટ

સ્વર્ગવાસ:03-11-2023

ભાણજીભાઇ ઢશામાં ખેતી અને ગામોટુ કરતા. તેમના મોટા પુત્ર પ્રાણજીવન ભાઈ પણ એ જ વ્યવસાયમાં રહ્યા. તેમના લગ્ન ચમારડી ના પંડ્યા દયારામ વશરામ પુત્રી ધીરુબેન સાથે થયા હતા. નાના પુત્ર કલ્યાણજીભાઈ મેટ્રિક થઇ શિક્ષક બન્યા હતા. તેમના લગ્ન બાબરાના પંડ્યા વીરજી આણંદજી ના દીકરી શિવકુવરબેન સાથે થયા છે. વડોદરા રાજ્યની લાંબી સેવા કરી નિવૃત્ત થયા. હાલ તેમના પુત્રો સાથે મુંબઇ અને ઢશા માં રહે છે.

કલ્યાણજીભાઈ ને પાંચ પુત્રો છે. મોટા પુત્ર લાભુભાઈ થોડો સમય આફ્રિકા રહી આવ્યા. તેમના લગ્ન શ્રી ગોરધન જાનીના દીકરી ચંદનબેન સાથે થયા છે. હવે મુંબઈ રહીને વ્યવસાય કરે છે.

બીજા ભાઈ મધુસુદન સ્વતંત્ર ધંધો વિકસાવી મુંબઈમાં આગળ વધ્યા છે. તેના લગ્ન ઢસાના પંડ્યા મોહનલાલ ડાયાલાલના પુત્રી શ્રી કાંતાબેન સાથે થયા છે. નાનાભાઈ પણ તેમાં મદદ કરે છે. બધા ભાઈઓ તેમના કુટુંબો સાથે મુંબઈમાં જુદા જુદા સ્થળો માં રહે છે. ભાઈ પ્રભાકર ના લગ્ન ઉપાધ્યાય મણિશંકર ભગવાનજી ની પુત્રી સાથે થયા. ભાઈ નવીન ના લગ્ન ચીતલ ના જાની ડાયાભાઈ ની પુત્રી ગીતાબેન સાથે થયા છે. અને મનુભાઈ ના લગ્ન ચાડિયા ના પંડ્યા પ્રાણજીવન છગનલાલ ની પુત્રી સાથે થયા છે.

પ્રાણજીવન ભાઈ ને ત્રણ પુત્રો. મોટા પુત્ર દેવશંકરભાય શિક્ષક બન્યા હતા. તેમના લગ્ન ચાળીયા ના પંડ્યા આસારામ ભાઈ ના પુત્રી પદ્માબેન સાથે થયા છે. તેમણે શિક્ષક તરીકે સેવા આપી નિવૃત્તિ લીધી. તેમને ત્રણ પુત્રો છે. રમેશ કિશોર અને ભારત. ધારી માં મકાન છે. તેમના પુત્રો માંથી એક ભાઈ રમેશ ના લગ્ન ચરખાં ના પંડ્યા શામજી પરસોતમ ના પુત્રી સાથે થયા છે. તથા ભરતકુમાર ના લગ્ન નાગાજાર ના મહેતા કુટુંબમાં થયેલ છે. તે પણ સરકારી સેવામાં ગોઠવાયા છે.

પ્રાણજીવન ભાઈ ના બીજા પુત્ર ગિજુભાઈ ઢશામાં જ રહેતા. તેમના લગ્ન ચમારડી ના મહેતા ઉમિયાશંકર ના પુત્રી કુંદનબેન સાથે થયા હતા. તેઓ ત્યાંની સહકારી મંડળીમાં સેવા આપતા. તેમને ત્રણ પુત્રો છે. વ્રજલાલ, નરેશ અને મહેશ.

નાના પુત્ર દિનુભાઈ અભ્યાસ કરી રેલવે સર્વિસમાં ગોઠવાઈ ગયા છે. તેના લગ્ન ચરખાંના પંડ્યા પ્રભાકર પરસોતમ ના પુત્રી મંગળાબેન સાથે થયા છે. હાલ રાજકોટમાં રહે છે. અને પુત્રોને સારી કેળવણી આપી તૈયાર કરે છે. એક પુત્ર હિતેશ ઇજનેર બન્યા છે. અને સારી પેઢીમાં જોડાયા છે. દીનુભાઈ સતત પુરુષાર્થ થી આગળ વધ્યા છે. અને કુટુંબને સ્થિર કર્યું છે.

# કલ્યાણજી ભાણજી ભટ્ટ ની વિગત...






**શ્રી કલ્યાણજી ભાણજી ભટ્ટ** **શિવકુવરબેન કલ્યાણજી ભટ્ટ**

દીર્ઘ પ્રસન્ન દાંપત્યનું આદર્શ પૂરો પાળનાર આ વિધ્યમાન દંપતી આજે વિશાળ કુટુંબ વૃક્ષ ને વિસ્તારી શુભ આશિષ આપે છે.

ગ્રામજીવનના ગૃહસ્થી શરૂ કરી શિક્ષક તરીકે શ્રી કલ્યાણજીભાઈ લાંબી સેવા કરી નિવૃત્ત થયા છે. શ્રીમતી શિવકુંવરબેન પાંચ પુત્રો બે પુત્રીની ગૌરવશીલ માતા અને અનેક પૌત્ર-પૌત્રી ના દાદીમાં છે. બંને જણ પુનઃ વતનમાં નિવૃત જીવન ગાળે છે. અને અવાર-નવાર પૂત્રો અને પૂત્રવધુ ઓની સેવા પ્રાપ્ત કરે છે. શ્રી કલ્યાણજીભાઈ ગોપાલ ગ્રામ દરબાર સ્મારક ટ્રસ્ટ ના ટ્રસ્ટી ની સેવા આપે છે. ધન્ય ગૃહસ્થાશ્રમ





**શ્રી લાભશંકરભાઈ કલ્યાણજીભાઈ ભટ્ટ** **ચંદનબેન લાભશંકરભાઇ ભટ્ટ**

જન્મ:- 20-10-1919 જન્મ:- 1930

સ્વર્ગવાસ:- 29-11-2009 સ્વર્ગવાસ:- 9-8-2003

સ્વભાવે સૌમ્ય, સાહસિક અને કઈક કરી છૂટવાની ભાવના વાળા,આફ્રિકાથી આવી મુંબઈ માં વ્યાપાર શરૂ કર્યો, સંતાનો ને જીવન ના પાઠ ભણાવ્યા. ધાર્મિક અને યશસ્વી જીવન જીવી જનાર વડીલ.

પ્રસન્ન દાંપત્યજીવન અને પ્રેમાળ કુટુંબ વાત્સલ્ય, ઉગતી પેઢીમાં સંસ્કારો નું સિંચન કરનાર માતુશ્રીને વંદના...

કૃતજ્ઞ:-

જગદીશભાઈ,હંસાબેન, મહેશભાઇ,ઊર્મિલાબેન, સંજયભાઈ,શોભનાબેન

તૃષા, ચિન્મય,કોમલ, જિગ્નેશ,ગોપી, કૃપા, ઉર્મેશ,પ્રિયંકા, પાયલ, નિમિત, રીતિક્ષા, યુગ, ધારાંશ, પાર્ષવા



**શ્રી નવીનચંદ્ર કલ્યાણજીભાઈ ભટ્ટ**

જન્મ:-24-1-1930

સ્વર્ગવાસ:-27-12-2015

**ગીતાબેન નવીનચંદ્ર ભટ્ટ**

જન્મ:-12-11-1932

સ્વર્ગવાસ:-5-8-2006

નિખાલસ નિર્મળ વ્યક્તિત્વ ધરાવનાર, વ્યવસાય મા નિપુણ, નિષ્ઠાવાન જીવન જીવનાર, સંતાનોના માર્ગદર્શક એવા વડીલ.

કુટુંબ વત્સલ ગૃહિણી, સંતાનો ને જીવન ના પાઠ ભણાવનાર એક આદર્શ માતુશ્રી.

વંદનીય:-

**ભટ્ટ પરિવાર**



**શ્રી મહેન્દ્રભાઈ કલ્યાણજી ભટ્ટ**

જન્મ: 15-03-1936 સ્વર્ગવાસ: 08-12-2008

કૃતજ્ઞ:-

ભટ્ટ પરિવાર



**શ્રી પ્રભાકર કલ્યાણજી ભટ્ટ**

જન્મ:10-07-1932, સ્વર્ગવાસ: 27-10-2021



**મુક્તાબેન પ્રભાકર ભટ્ટ**

જન્મ:18-03-1934, સ્વર્ગવાસ:14-05-2019



**શ્રી ભરતભાઇ પ્રભાકરભાઈ ભટ્ટ**

જન્મ: 06-03-1956 સ્વર્ગવાસ: 08-01-2017

લાભશંકરભાઇ ને ત્રણ પુત્રો છે જગદીશ, મહેશ અને સંજય

જગદીશભાઈ ના લગ્ન નાગાજાર જામનગર ના મહેતા દુર્ગાશંકર કાનજી ના પુત્રી હંસાગૌરી સાથે થયા છે. તેમને બે પુત્રો છે. ચિન્મય અને જીગ્નેશ.

મહેશભાઈ તેના લગ્ન ઉપાધ્યાય વેણીશંકર વાલજી ના પુત્રી ઉર્મિલા બેન સાથે થયા છે તેમને એક પુત્ર ઉર્મેશ છે.

સંજયભાઈ તેના લગ્ન નાગાજાર ધ્રોલ ના કેશવલાલ કાનજીભાઈ મહેતા ની પુત્રી શોભનાબેન સાથે થયા છે.

મધુસુદન ભટ્ટ ને એક પુત્ર સુધીર છે. તેના લગ્ન હર્ષાબેન સાથે થયેલ છે. તેમને બે પુત્રો જય અને પ્રણવ છે.

નવીનચંદ્ર અને બે પુત્રો છે પંકજ અને અશ્વિન. પંકજ ના લગ્ન ઢસા ના પંડ્યા રમણલાલ ખીમજીના પુત્રી સાથે થયા છે. અશ્વિન ના લગ્ન રાજકોટના જોશી રમણીકલાલ લાભશંકર ની પુત્રી સાથે થયા છે.

પ્રભાકરભાઈ ને ચાર પુત્રો છે. ભરત, યોગેશ, રાજેશ અને મિનેશ

ભટ્ટ કુટુંબની હરજીવન ભટ્ટ ની શાખા જોઈએ તેમના પુત્ર ત્રિકમજી તે પણ ઢસા માં જ રહ્યા છે. તેમને ત્રણ પુત્રો વિઠ્ઠલજી, રેવાશંકર અને દુર્લભજી.

વિઠ્ઠલજીભાઈ એ પછી આખો ગુમાવેલી

એટલે ઢશામાં જ રહ્યા.રેવાશંકરભાઈ આસપાસના ગામે પોલીસ પટેલ જેવી કામગીરી કરતા. વિઠ્ઠલજીભાઈ ને બે પુત્રો વહેલા ગુજરી ગયા અમૃતલાલ અને શાંતિલાલ.

વચેટ શ્રી કૃપાશંકર સાહસિક હતા. તેમના લગ્ન પીઠળના જોશી જેઠાલાલ ભગવાનજી ના પુત્રી કાશીબેન સાથે થયા. તેમણે મુંબઈ પહોંચી રસોઈ કળામાં

પ્રાવીણ્ય મેળવ્યું. રામ ભરોસે હોટલ જેવી જાણીતી સંસ્થા માં નોકરી કરી થોડો વખત સ્વતંત્ર વ્યવસાય નો પ્રયોગ પણ કર્યો. પછી ઢસા આવીને રહ્યા.

તેમના બંને પુત્રો ભાઈ ગિરીશ અને રમેશ શિક્ષક થયા છે અને તે સેવામાં ચાલુ છે. ઢશામાં જ રહે છે. ગિરીશકુમાર ના લગ્ન પોરબંદરના રાજ્યગુરુ નાનાલાલ મણિશંકર ના પુત્રી કિરણબાળા સાથે થયા છે. તેમને બે પુત્રો છે. રમેશભાઈ ના લગ્ન પંડ્યા ગણપતરામ ખીમજી ના પુત્રી સાથે થયા.રેવાશંકરભાઈ ના પુત્ર કાંતિલાલ પણ ઢશામાં જ રહેલા. તેમના લગ્ન જોશી પોપટલાલ નથુ ના પુત્રી કૃષ્ણાબેન સાથે થયા હતા. તેમણે કંદોઈની દુકાન જેવું ચલાવેલું. તેમના પુત્ર ભીખુભાઈ તે અને તેમનો પરિવાર પણ હજુ આવો જ વ્યવસાય કરે છે. તેમના લગ્ન ચાળીયા ના પંડ્યા દેવશંકર છગનલાલ ના પુત્રી સાથે થયા છે.

આમ આ ભટ્ટ કુટુંબમાં હજુ તેમના મૂળ વતનમાં ટકી રહ્યું છે. કેટલાક સભ્યો બહાર નીકળી ગયા છે. છતાં મૂળ હજુ ત્યાં ટકાવી રાખ્યા છે. એકાદ સૈકા ઉપરનો સમય વીતી ગયો છે.

વિઠ્ઠલજી ભટ્ટ ના ભાઈ દુર્લભજી. તેમના પત્નીનું નામ પૂતળીબેન. તેમણે આખો ગુમાવેલી તેમની બે પુત્રીઓ હતી. એક હરિબેન દીવેશ્વર માસ્તર સાથે પરણ્યા. બીજા મોંઘીબેન પીઠડ ના પંડ્યા ચત્રભુજ સાથે પરણ્યા.

# ઢસા ની શાખા


ભીમજી
જટાશંકર
નાગજી
પ્રાણજીવન
મુગટલાલ------------કેશવલાલ----------------છબીલદાસ------------------------હરકાન્ત
રમેશ-હર્ષદ----ભરત જયેશ-કિશોર-રજની-વિનોદ મુકુંદ-હસમુખ----કમલેશ---મનોજ પ્રદીપ
બીના-સંજય-કોમલ મયુર-વિશાલ શ્રુતિકા દેવેન-ધારા હિના-પુનમ રાજ-શિવાની શેખર-કોમલ હિમા-હર્ષ મોનાલી-કેયૂર
દર્શિલ-શિવમ દ્વીસા-આરાધ્યા સૌમ્ય
શૈલ્ય
હિતેશ-આરતી-રાજ
ધર્માંશું



સ્વ.કેશવલાલ પ્રાણજીવન ભટ્ટ
જન્મ.તા:-૧૪.૦૮.૧૯૧૨ સ્વ.તા:-૨૫.૦૨.૨૦૦૦ મહાવદ-૬ શુકવાર

Studio Ratnadeep Rajkot
12-08-2015



સ્વ.મંગળાબેન કેશવલાલ ભટ્ટ
જન્મ.તા:-૦૯.૦૩.૧૯૨૫ સ્વ.તા:-૧૮.૧૨.૨૦૧૪ માગસર વદ-૧૧ ગુરૂવાર

Studio Ratnadeep Rajkot
12-08-2015



સ્વ. છબીલદાસ પ્રાણજીવન ભટ્ટ



સ્વ. હીરાલક્ષ્મી છબીલદાસ ભટ્ટ



સ્વ.હરકાંતભાઇ પ્રાણજીવનભાઇ ભટ્ટ
જ.તા.૦૨/૧૨/૧૯૨૨ સ્વ.તા.૧૮/૦૪/૧૯૯૭



સ્વ.પુષ્પાબેન હરકાંતભાઇ ભટ્ટ
જ.તા.૦૯/૧૨/૧૯૨૬ સ્વ.તા.૦૩/૧૨/૨૦૧૪



સ્વ. રમેશભાઈ મુગટલાલ ભટ્ટ
સ્વ.તા.૦૩/૧૨/૨૦૧૪



સ્વ. હસમુખરાય છબીલદાસ ભટ્ટ



સ્વ. મુકુન્દરાય છબીલદાસ ભટ્ટ



સ્વ ઈન્દુમતી મુકુન્દરાય ભટ્ટ



શ્રી હર્ષદભાઈ મુગટલાલ ભટ્ટ

સ્વર્ગવાસ: 26-08-2023

નાગજી ભટ્ટ ના લગ્ન વેકરીયા ના જોશી રણછોડ કાળાભાઈ ના બેન સાથે થયેલા. શ્રી પ્રાણજીવન ને એક બહેન જકલબહેન હતા. તે જોષી રામેશ્વર ઝીણાના પત્ની થયા.

આ શાખાના વડીલ શ્રી પ્રાણજીવન ભાઈ ઢસામા તથા વેકરીયા ગામે મોસાળમાં પણ રહેતા. તેઓ ભણીને સરકારી નોકરીમાં જોડાયા એટલે ઢસા છોડી દીધું.

પ્રાણજીવન ભાઈ ના લગ્ન સમઢીયાળા ના ચત્રભુજ મોરારજી ના બહેન ઝમકુ બેન સાથે થયેલા . પ્રાણજીવન ભાઈ એજન્સીની પોલીસ સર્વિસ માં દાખલ થયા હતા અને વર્ષો સુધી એજન્સીના જુદા જુદા થાણાઓમા નોકરી કરેલી. છેલ્લે ધ્રાફા થાણામાં રહેલા અને ત્યાંથી રિટાયર (નિવૃત) થયા હતા. એટલે ધ્રાફા ફોજદાર તરીકે જાણીતા થયેલ. નિવૃત્ત થયા પછી વડિયા દેવળી (જી.અમરેલી) માં પોતાના મકાન બનાવ્યા અને ત્યાં નિવૃત્ત જીવન ગાળ્યું. તેઓનું અવસાન તારીખ ૧૩ - ૦૩ - ૧૯૪૬માં થયેલ.

પ્રાણજીવન ભાઈ ના પિતાશ્રી નાગજી ભાઈ ના લગ્ન વેકરીયા ના જોષી રણછોડ કાળાભાઈ ના બેન ઓત્તમમાં સાથે થયેલા. પ્રાણજીવન ભાઈ ને એક બહેન જકલ બેન હતા. તે જોશી રામેશ્વર ઝીણાના પત્ની થાય. પ્રાણજીવન ભાઈ નેસંતાનોમાં ચાર (૪) પુત્રો અને ચાર(૪) પુત્રીઓ હતા.

તેઓ ના મોટા પુત્ર મુગટલાલ તે પણ પોલીસ ખાતામાં દાખલ થયા હતા. તેમના લગ્ન જોષી ખીમજી જેરામ ના દીકરી લાભ કુંવરબેન સાથે થયેલા. તેમને સંતાનોમાં મોટા પુત્ર રમેશ ભાઈ ના લગ્ન રાજકોટ નિવાસી માતા નર્મદાબેન પ્રેમજી ભટ્ટ તથા જટાશંકર વિઠ્ઠલજી ઠાકર ની પુત્રી કુંદનબેન સાથે થયેલ. રમેશભાઈ તથા કુંદનબેન  બંને જામવંથલી જીલ્લો જામનગર ખાતે તાલુકા શાળામાં પ્રિન્સિપાલની નોકરી કરી નિવૃત થઈ જામવંથલી માં જ નિવૃત્તિ જીવન ગાળેલ. સમાજ સેવા કરતાં કરતાં સમય પસાર કરતા. રમેશભાઈનું

તારીખ ૦૩ -૧૨ - ૨૦૧૪ ના રોજ સ્વર્ગવાસ થતા કુંદનબેન ભટ્ટ જામવંથલી માં જ સેવાકીય પ્રવૃતિઓ તેમજ શૈક્ષણિક પ્રવૃત્તિઓ કરતા કરતા પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છે.

મુગટ ભાઈ ના બીજા પુત્ર હર્ષદભાઇ જે સરકારના હેલ્થ વિભાગ માં સેનેટરી ઇન્સ્પેક્ટર તરીકે નોકરી કરેલ. જેમના લગ્ન પીઠડ નિવાસી કલ્યાણજી મહેતા ના દીકરી હર્ષાબેન સાથે થયેલ. તેમને સંતાનોમાં બે પુત્રી અને એક પુત્ર સંજય છે સંજયભાઇ જે બ્રાસપાર્ટના ફાઉન્ડ્રી બિઝનેસ, જામનગર ખાતે કરે છે. જેના લગ્ન રાજકોટ નિવાસી નાનાલાલ વ્યાસ ની પુત્રી ભાવના સાથે થયેલ છે. સંજયભાઈ ને બે પુત્રો છે. મોટો પુત્ર દર્શિલ જામનગર સ્થિત ન્યારા એનર્જી માં કેમિકલ એન્જિનિયર તરીકે કામ કરે છે. બીજો પુત્ર શિવમ હાલમાં ડિપ્લોમા કોમ્પ્યુટર માં અભ્યાસ કરે છે.

મુગટ ભાઈ ના ત્રીજા પુત્ર ભરતભાઈ જેમને બે પુત્રો છે મોટો પુત્ર મયુરભાઈ બિલ્ડિંગ કોન્ટ્રાક્ટર તરીકે અમદાવાદમાં કામ કરે છે. બીજો પુત્ર વિશાલ અંજાર કોટન મિલ માં મેનેજર છે.



પ્રાણજીવન ભાઈ ના બીજા પુત્ર કેશવલાલ ( જન્મ તારીખ ૧૪-૦૮-૧૯૧૨. અવસાન તારીખ ૨૫-૦૨-૨૦૦૦). પિતાશ્રી બ્રિટિશ ગવર્મેન્ટ માં ફોજદાર હોવાથી વારંવાર બદલીઓ થતાં ધોરણ પાંચ સુધીનો અભ્યાસ કરેલ અને યુવાન વયે તે પણ બ્રિટિશ ગવર્મેન્ટ માં પોલીસ ખાતામાં ભરતી થયેલ. ભારત આઝાદ થતા સૌરાષ્ટ્ર રાજ્યમાં ફરજ બજાવેલ ત્યારબાદ સૌરાષ્ટ્ર મુંબઈ માં ભળી જતા મહારાષ્ટ્ર પોલીસ તરીકે ફરજ બજાવેલ.ગુજરાત રાજ્ય અલગ થતા ગુજરાત પોલીસ તરીકે નોકરી કરી આસિસ્ટન્ટ સબ ઈન્સ્પેકટર તરીકે ના હોદ્દા પર થી નિવૃત્ત થયેલ.

કેશવલાલ ભાઈના લગ્ન જામનગર જિલ્લાના હડમતીયા ગામના રહીશ શિક્ષક શ્રી મણિશંકર મોનજીભાઈ પાઠક ની પુત્રી મુક્તાબેન સાથે થયેલા. તેમણે

ગુજરાતી ધોરણ ચાર સુધી અભ્યાસ કરેલો. તેમના સંતાનોમાં જયેશકુમાર,કિશોરકુમાર, રજનીકાંત, અને વિનોદ રાય ચાર પુત્રો તેમજ બે પુત્રીઓ છે. મુક્તાબેન નો જન્મ તા.૦૯-૦૩-૧૯૨૫ના અને  સ્વર્ગવાસ તા. ૧૮-૧૨-૨૦૧૪ ના રોજ થયેલ છે.

જયેશકુમાર પિતાશ્રીની બદલીપાત્ર નોકરી હોય અલગ અલગ સ્થળે થી પ્રાથમિક શિક્ષણ મેળવીને એસ.એસ.સી પાસ કરેલ. ત્યારબાદ પ્રાથમિક શાળામાં શિક્ષક તરીકે જોડાઈ ગયેલ. ચાલુ નોકરી દરમ્યાન એક્સટર્નલ પરીક્ષાઓ આપી એસ.વાય.બી.એ. સુધીનો અભ્યાસ પૂર્ણ કરેલ.તેમના લગ્ન રાજકોટ નિવાસી જેઠાલાલ ભટ્ટની પુત્રી વસંત બાળા સાથે થયેલ. તે પણ એસ.એસ.સી .પાસ હોઈ જૂનાગઢ કૃષિ યુનિવર્સિટી માં ક્લાર્ક તરીકે જોડાયેલ. નોકરી સમય પૂર્ણ થતા નિવૃત જીવન રાજકોટમાં પસાર કરે છે.

કિશોરકુમાર- પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કરી એસ.એસ.સી. પાસ કરી પોલીસ ખાતામાં ભરતી થયેલ. પોલીસખાતામાં વિશાળ અનુભવ મેળવી ખાતાકીય પરીક્ષાઓ આપી પી.એસ.આઈ તરીકે સ્થાન મેળવે. પી.એસ.આઇ .ના હોદ્દા ઉપર નિવૃત્ત થયેલા. હાલ રાજકોટમાં નિવૃત્તિ જીવન પસાર કરે છે. કિશોર કુમાર ના લગ્ન અમરેલી જિલ્લાના ચાડીયા નિવાસી મણિશંકર નરભેરામ રાજ્ય ગુરુ ના પુત્રી ઇન્દુમતી સાથે થયેલ છે. તેઓએ શૈક્ષણિક ક્ષેત્ર ની પરીક્ષા આપી શિક્ષણ ખાતા માં સેવાઓ આપેલ. શિક્ષિકા તરીકે નિવૃત્ત થઈ હાલ રાજકોટમાં કુટુંબ સાથે નિવૃત સમય પસાર કરે છે. કિશોરભાઈને સંતાનોમાં બે પુત્ર અને એક પુત્રી છે.

કિશોરભાઇ નો સૌથી મોટો પુત્ર હિતેશ કુમાર બીએ સુધીનો અભ્યાસ પૂર્ણ કરેલ છે હાલ રાજકોટની echjay steel કંપનીમાં પરચેજ વિભાગમાં સેવા આપી રહ્યા છે. તેના લગ્ન બકુલેશ ભાઈ નારદભાઈ મહેતાની પુત્રી ઉર્વશી સાથે થયેલ તેમણે પણ શિક્ષણમાં એચએસસી સુધીનો અભ્યાસ કરેલ છે.

તેમના સંતાનોમાં એક પુત્ર ધર્માંશું છે. જે હાલ ધોરણ પાંચ માં અંગ્રેજી માધ્યમમાં અભ્યાસ કરે છે.

કિશોરભાઈ નો બીજો પુત્ર રાજ જેમણે કોલેજ સુધી B.A. with Hindi વિભાગમાં અભ્યાસ પૂર્ણ કરેલ છે. જે હાલમાં આઇ. સી .આઇ .બેંક માં લોન વિભાગમાં ફરજ બજાવે  છે. તેમના લગ્ન બકુલેશ ભાઈ નારદભાઈ મહેતાની પુત્રી અશ્વિની સાથે થયેલ છે. અશ્વિની એમ.એ.બી.એડ ઉચ્ચતર ડિગ્રી ધરાવે છે.

કિશોરભાઈ ભટ્ટની પુત્રી આરતીબેન બીએ સુધીનો અભ્યાસ પૂર્ણ કરેલ છે. તેમના લગ્ન જામનગર જિલ્લામાં કલેકટર કચેરીમાં નાયબ મામલતદાર તરીકે ફરજ બજાવતા આનંદ કુમાર મુકેશભાઈ વ્યાસ સાથે થયેલા છે. તેમને સંતાનમાં એક પુત્ર અને પુત્રી છે.

કેશવલાલભાઈ ના ત્રીજા પુત્ર રજનીકાંતે કોલેજ નો B.A.સુધીનો અભ્યાસ પૂર્ણ કરેલ છે. તેમણે અભ્યાસ પૂર્ણ થતા વ્યવસાય પસંદ કરી જુદા જુદા ક્ષેત્ર નો અભ્યાસ કરી વ્યવસાયિક અનુભવ સાથે હાલમાં નિવૃત્તિ સમય રાજકોટમાં પસાર કરે છે. તેમના લગ્ન રાજકોટ નિવાસી પ્રતિભા બેન સાથે થયેલ છે. તેમને સંતાનમાં એક પુત્રી છે. કૃતિકા ભણવામાં તેજસ્વી હોય તબીબી ક્ષેત્ર પસંદ કરેલ. કોલેજકાળનો અભ્યાસ કરી તબીબી ક્ષેત્રે ડોકટર થવા વિવિધ ડિગ્રીઓ મેળવીને પૂર્ણ કરેલ. અભ્યાસ દરમિયાન એમડી જીસીઆરટી સર્ટિફિકેટ સાથે પ્રગતિ કરેલ છે. રાજકોટમાં ઈન્ડીયન મેડીકલ એસોસિએશન I.M.A. માં કમીટી મેમ્બર તરીકે પસંદગી પામેલ છે. તબીબી ક્ષેત્રે D.N.B. તથા N.A.M.S. જેવી ડિગ્રી ઓ થી સન્માનિત થયેલ છે. હાલ રાજકોટમાં તબીબી ક્ષેત્રે કાર્યરત છે.

કેશવલાલ ભટ્ટ ના ચોથા પુત્ર વિનોદ રાય બી.એ.ગ્રેજ્યુએટ નો અભ્યાસ પૂર્ણ કરી એરીગેશન ખાતામાં tracer તરીકે નિમણૂક પામી નોકરી મેળવેલ. નોકરી

સમય પૂર્ણ થતા નિવૃત્ત થઈ હાલ રાજકોટમાં નિવૃતિ સમય પસાર કરે છે. તેમના લગ્ન પાલીતાણા નિવાસી હરિલાલ કામેશ્વર મહેતા ના પુત્રી હર્ષા સાથે થયેલ છે. વિનોદ રાય ના પરિવારમાં એક પુત્ર દેવેન તથા એક પુત્રી ધારા છે. દેવેને કોલેજ નો અભ્યાસ પૂર્ણ કરી કોમ્પ્યુટર એન્જિનિયરિંગનો અભ્યાસ પૂર્ણ કરેલ. હાલમાં અમદાવાદની E.infosys કંપનીમાં સિનિયર એન્જિનિયર ના હોદ્દા પર કામ કરે છે. તેમની પુત્રી ધારા બીબીએ ગ્રેજ્યુએશન કરેલ છે. ડી.એલ.એડ  ઉચ્ચતર તાલીમ લીધેલ છે. હાલમાં સેન્ટ મેરી હાઇસ્કુલ માં ડ્રોઇંગ ટીચર તરીકે કાર્ય કરે છે. હાલમાં ભારતીય કલાકાર સંઘ ગુજરાત મહિલા પકોષટ માં જિલ્લા ઉપાધ્યક્ષ તરીકે પદવી સંભાળે છે. ધારાના લગ્ન રાજકોટ નિવાસી નારદલાલ પ્રાણલાલ ત્રિવેદી ના પુત્ર ગૌરાંગ સાથે થયેલ છે.

પ્રાણજીવન ભાઈ ના ત્રીજા પુત્ર છબીલભાઈ પણ પોલીસ ખાતામાં જ દાખલ થયેલ. સબ ઇન્સ્પેકટર થઈને નિવૃત્ત થયેલ. તેઓના લગ્ન પંડ્યા મૂળશંકર ગાંગજીના પુત્રી હીરાલક્ષ્મી સાથે થયેલ. છબીલભાઈ નિવૃત્ત થયા બાદ વડીયામાં વ્યાપાર પ્રવૃત્તિમાં ગોઠવાયેલ. તેમના સંતાનોમાં પાંચ પુત્રીઓ અને ચાર પુત્રો હતા. ભાઈ નો સ્વર્ગવાસ તા. ૦૮-૧૧-૨૦૦૦ ના રોજ થયેલ. તેમના પત્ની હીરાલક્ષ્મી નો સ્વર્ગવાસ તારીખ.૦૩ - ૦૭ - ૧૯૯૪ ના રોજ થયેલ.

તેમના મોટા પુત્ર મુકુંદભાઈ અમરેલી ખાતે સરકારશ્રીના બાંધકામ વિભાગમાં નોકરી કરેલ. નિવૃત્ત થઈને લીલીયા ખાતે સ્થાયી થયેલ. તેઓના લગ્ન અમૃતલાલ કરસનજી રાજ્યગુરુની પુત્રી ઇન્દુમતી સાથે થયા હતા. તેમને બે પુત્રીઓ હીનાબેન તેમજ પુનમબેન છે. હીનાબેન ના લગ્ન લિલિયા ગામે કિશોરભાઈ પાઠક સાથે તેમજ પુનમબેન ના લગ્ન મનીષકુમાર દવે સાથે થયેલ છે. મુકુંદભાઈ નો સ્વર્ગવાસ તારીખ ૨૭ - ૦૩ - ૨૦૦૬ ના રોજ થયેલ. તેમના પત્ની ઇન્દુમતીબેન નો સ્વર્ગવાસ તા.૦૬ - ૦૨ - ૨૦૧૬ના રોજ થયેલ હતો.

છબીલભાઈ ના બીજા પુત્ર હસમુખરાય રાજુલા ખાતે સરકારી આરોગ્ય ખાતામાં ફરજ બજાવતા હતા. તેમના લગ્ન જામનગર નિવાસી ગુણવંતરાય

કાનજી મહેતા ના પુત્રી કુમુદબેન સાથે થયેલ. કુમુદબેન પ્રાઈમરી ટીચર તરીકે ફરજ બજાવેલ અને હાલમાં રાજકોટ ખાતે નિવૃત જીવન ગાળે છે . હસમુખરાય નો સ્વર્ગવાસ તા.૨ - ૧૦ - ૨૦૦૦ ના રોજ થયેલ હતો.

હસમુખભાઈ ને એ પુત્ર રાજ તેમજ એક પુત્રી શિવાની બેન છે. રાજ એ P.G.D.C નો અભ્યાસ કરેલ અને હાલ રાજકોટમાં બિઝનેસ કરે છે.રાજ ના લગ્ન પોરબંદરના શ્રી લલીતભાઈ જોશીની પુત્રી પૂજા સાથે થયેલ છે. પૂજાએ એમ.એ.બી.એડ નો અભ્યાસ કરેલ છે. હાલમાં રાજકોટ ખાતે જીઈબી ગુજરાત ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં નોકરી કરે છે. તેમને એક પુત્ર શૈલ્ય છે. જે ધોરણ આઠ માં અભ્યાસ કરે છે.

હસમુખભાઈ ની પુત્રી ડોક્ટર શિવાની એમપીટી નું ભણતર કરેલ છે. તેમના લગ્ન આનંદકુમાર ગાંધી સાથે થયેલ છે. જે હાલ અમદાવાદ રહે છે.

છબીલભાઈ ના ત્રીજા પુત્ર કમલેશભાઈ વડીયા ખાતે પિતાશ્રીનો વ્યાપાર સંભાળેલ અને હાલમાં રાજકોટ ખાતે બિઝનેસ કરે છે. તેઓના લગ્ન રાજકોટ નાનાલાલ કેશવલાલ વ્યાસના પુત્રી પુનમબેન સાથે થયેલ. પુનમબેન રાજકોટ ખાતે પ્રાઈમરી ટીચર તરીકે નોકરી કરેલ. તેઓને સંતાનમાં એક પુત્ર અને એક પુત્રી છે. પુત્ર શેખર નોકરી કરે છે. શેખરના લગ્ન શ્વેતા સાથે થયેલા છે. તેમની પુત્રી કોમલ બેન ના લગ્ન નિશાંત કુમાર જોશી સાથે થયેલા છે. તેઓ હાલ સુરત રહે છે.

છબીલભાઈ ના સૌથી નાના પુત્ર મનોજભાઈ ગોયંકા ગ્રુપના ફિલિપ્સ કાર્બન માં યુનિટ હેડ

તરીકે ફરજ બજાવે છે. વડોદરા ખાતે સ્થાયી થયેલા છે. તેમના લગ્ન રાજકોટ નિવાસી જયંતીલાલ ભટ્ટની પુત્રી પન્ના બેન સાથે થયેલ છે.પન્નાબેન વડોદરા ખાતે પ્રાઇમરી શિક્ષક ની નોકરી કરે છે. તેમને સંતાનોમાં એક પુત્રી  અને પુત્ર છે. પુત્ર હર્ષ હાલમાં એન્જિનિયરિંગ નો અભ્યાસ કરે છે. પુત્રી હિમા બેને

એમબીએનો અભ્યાસ કરેલ છે તે વડોદરા ખાતે Schneiderમા મેનેજર ટ્રેડિંગ તરીકે જોબ કરે છે. તેના લગ્ન નિસર્ગ કુમાર જીતેન્દ્રભાઈ શાહ સાથે થયેલ છે.

પ્રાણજીવન ભાઈ ના ચોથા પુત્ર હરિપ્રસાદ (હરકાંત ભાઈ) પ્રારંભમાં શિક્ષક તરીકે વડીયામાં નોકરી કરી પછીથી પોલીસખાતામાં વહીવટી શાખામાં ગોઠવાયા. જુદા જુદા સ્થળોએ ફરીને રાજકોટ ખાતે પોલીસ અધીક્ષકની કચેરીમાં ઓફિસ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે નિવૃત્તિ લીધી. તેઓના લગ્ન રાણપર ના વ્યાસ અમૃતલાલ  દેવકૃષ્ણના પુત્રી પુષ્પાબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં ચાર (૪) પુત્રીઓ તથા એક પુત્ર નામ પ્રદીપ છે. તેઓએ રાજકોટ ખાતે મકાન બનાવીને નિવૃત્તિ જીવન ગાળેલ. તેઓનો સ્વર્ગવાસ તારીખ ૧૮-૦૪- ૧૯૯૭ના રોજ થયેલ. તેમજ પુષ્પાબેન નો સ્વર્ગવાસ તારીખ ૦૩ - ૧૨ - ૨૦૧૪ના રોજ થયેલ. તેઓનો પુત્ર પ્રદીપ રેડિયો એન્ડ ટેલિવિઝન એન્જિનિયર તરીકે ગુજરાત સરકારના માહિતી ખાતામાં નોકરી કરેલ. પ્રદીપ ના લગ્ન રાજકોટ નિવાસી શ્રી નટવરલાલ વલ્લભરામ રાજ્યગુરુ ની પુત્રી કિરણ સાથે થયેલ. તેમને સંતાનોમાં એક પુત્રી અને એક પુત્ર છે. પુત્રી મોનાલી બેન MSc માઇક્રોબાયોલોજી  નો અભ્યાસ પૂર્ણ કરેલ છે. હાલમાં અમદાવાદ ખાતે આઇ પેશન્ટ કેર કંપની માં જોબ કરે છે.તેના લગ્ન રાજકોટ નિવાસી શ્રી યશવંત રાય ભુપતરાય વ્યાસ ના પુત્ર પાર્થ કુમાર સાથે થયા છે. પુત્ર કેયુર ઇલેક્ટ્રિકલ એન્જિનિયર નો અભ્યાસ પૂર્ણ કરી પૂના ખાતે સિમ્બાયોસિસ ઇન્ટરનેશનલ યુનિવર્સિટી ખાતે બેચલર ઓફ વિઝ્યુઅલ આર્ટસ એન્ડ ફોટોગ્રાફી માં ડિગ્રી મેળવેલ છે.પ્રદીપભાઈ તથા તેમના પત્ની કિરણ હાલમાં રાજકોટ ખાતે નિવૃત્તિ જીવન ગાળે છે

# ગોંડલમાં રહેતું ભટ્ટ કુટુંબ

લવજી
↓
અમૃતલાલ
↓
લાભશંકર---ભાઈશંકર—લક્ષ્મીશંકર—જયંતિલાલ- હીરાબેન-શારદાબેન –અન્નપુર્ણાબેન
↓
અશ્વિન-----કિરીટ-----કેતન
↓ ↓ ↓
કેયૂર-અમી જય-ઋતુ પ્રીત-તેજસ

East. 1944 A. D.

Tele:- "Bhojraj Pharmacy Gondal"

**Shri Bhojraj Ayurvedic Pharmacy**

(Ayurvedic Pharmaceutical Works)

P. O. GONDAL (Saurashtra) India.

Proprietor:- Rasa Vaidya AMRATLAL L. BHATT,
R. M. P. (Bombay)
Vaidya Bhushan (Shardapith Dwarka)
Vaidya (Rasashala, Gondal) & others.

નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાસંમેલન ૩૬મું
અધિવેશન વડોદરા તા ૧૦-૧૧-૧૨ એપ્રીલ ૧૯૪૯

## અભિનંદન પત્ર

[illegible]

વડીલ શ્રી લવજીભાઈ હતા. તેમને એક પુત્ર શ્રી અમૃતલાલ છે. તેમનું કુટુંબ હાલ ગોંડલમાં રહે છે. અમૃતલાલ ભાઈ ભુવનેશ્વરી પીઠ વૈદરાજ તરીકે ફરજ બજાવતા હતા. તેમના લગ્ન માનકુવરબેન સાથે થયા છે. તેમેને 4 પુત્ર અને 3 પુત્રી છે.તેમનું અવસાન 1970 મા થયુ.

મોટાપુત્ર લાભશંકરભાઈ ફૂલછાબ દૈનિક મા પ્રેસ રિપોર્ટર તરીકે નોકરી કરી, તેમનુ અવસાન 2017 મા થયુ.

બીજા પુત્ર ભાઈશંકરભાઈ pwd મા નોકરી કરતા હતા. તેમનુ અવસાન 2014 મા થયુ.

ત્રીજાપુત્ર લક્ષ્મીશંકરભાઈ સુધરાઇ મા ઓકટ્રોઇ ઇન્સ્પેકટર તરીકે ફરજ બજાવતા, તેમનુ અવસાન 2023 મા થયુ.

ચોથાપુત્ર જયંતિલાલ rmp ફાર્મસીસ્ટ તરીકે જિલ્લાપંચાયત મા ફરજ બજાવતા તેમને આંતર જ્ઞાતિય લગ્ન કરેલા,તેમના પત્ની રશ્મિબેન જિલ્લા પંચાયત ભાવનગર ક્લાસવન ઓફિસર તરીકે નિવૃત થયા, તેમનુ અવસાન 2001 મા થયેલ. તેમને ત્રણ પુત્ર છે.

મોટાપુત્ર અશ્વિન ના લગ્ન ધારીના વ્યાસ કુટુંબ ની દીકરી માલવિકાબેન સાથે થયા છે, PSI ની ફરજ બજાવી હાલ નિવૃત છે. તેમને સંતાન મા પુત્ર કેયૂર MBA થયેલ છે અને પુત્રી અમી msc b.ed થયેલ છે.

બીજાપુત્ર કિરીટભાઈ ના લગ્ન આંતર જ્ઞાતી મા થયેલ છે, ભાવનગર મા દવાની એજન્સિ તેમજ મેડિકલ સ્ટોર સંભાળે છે. તેમને 2 પુત્ર છે, પુત્ર જય દવાની એજન્સિ સંભાળે છે, પુત્ર ઋતુ ફાર્માલિસ્ટ છે.

ત્રીજાપુત્ર કેતનભાઈ ના લગ્ન ઈતર જ્ઞાતી મા થયેલ છે. ભાવનગર મા મેડિકલ સ્ટોર સંભાળે છે, તેમને 2 પુત્ર છે, પુત્ર પ્રીત અમદાવાદ મા ફાર્માલિસ્ટ મા અભ્યાસ કરે છે અને પુત્ર તેજસ અમદાવાદ મા BCA નો અભ્યાસ કરે છે.

ઢસાના ભટ્ટ કુટુંબ સાથે જોડાયેલું હોય તેવું એક કુટુંબ છે. માધવજી ભટ્ટનું કુટુંબ. માધવજી ભટ્ટ ધારીમાં સરકારી દવાખાનામાં કમ્પાઉન્ડર તરીકે કામ કરતાં. તેમને એક પુત્રી લાડુબેન અને એક પુત્ર રમણીકલાલ. લાડુબેન ને રાજકોટના જોશી નારણશંકર વેલજી સાથે પરણાવેલા. અને ભાઈ રમણીકલાલ ને ઢસાના જોષી બાવાભાઈ હરજીવન ના પુત્રી મુક્તાબેન સાથે પરણાવેલ. માધવજીભાઈ ગુજરી જતાં નાના રમણીકલાલ રાજકોટ આવ્યા અને મિલમાં કામે લાગ્યા. તે પછી એ અમદાવાદ ગયા. અને ત્યાં કામે ગોઠવાયા. અને પછી ત્યાં જ સ્થિર થયા. રમણીકભાઈ ના પુત્રો અમદાવાદમાં જ રહે છે. અને સોસાયટીમાં મકાન બંધાવ્યા છે.

લક્ષ્મીરામ ભટ્ટ ના પિતા નરસેરામ અને તેના પિતા ત્રિભુવન હતા. લક્ષ્મીરામ ભટ્ટ ધારીમાં સસુર કુટુંબોમાં આવ્યા. હોય તેમ અનુમાન છે. ભટ્ટ કુટુંબોમાં તેમનું અનુસંધાન ગોઠવી શકાયું નથી. માધવજીભાઈ રાવલ કુટુંબમાં પરણેલા ભાઈ રમણીકલાલ ને એક પુત્ર રમેશ તેના લગ્ન ચાડિયા ના પંડ્યા હરગોવિંદ મોરારજી ના પુત્રી ભાનુબેન સાથે થયા તેને બે પુત્રો છે હરિન અને પ્રફુલ.

## મતવાના ભટ્ટ કુટુંબ (ધારૂકીયા)

આ કુટુંબનું મુળ વતન સણોસરા ભાવનગર થી ત્રણ ગાવ દૂર ધારૂકા ગામ હતું. ત્યાં તેમના મૂળ પુરુષ શ્રી ઓધવજી ગણાય છે. તેમના ત્રણ પુત્રો.

મતવાના ભટ્ટ કુટુંબ (ધારૂકીયા) **વસરામદાદા**




આણંદજી---------------------સુંદરજી-ખીમજી-વાસુદેવ-વસરામ-અજરામર-કરસન-જેઠા
શંકર---ગંગાધર
રાઘવજી—----------જીવરામ
કામેશ્વર-ખોડુ માધવજી
બાવા
જેઠો
હરજી-નારાયણ-દાસ
પોપટ લાલો મુળશંકર-નરભેરામ
રામજી
પોપટ ભાભા મયાશંકર
હરનારાયણ-પ્રતાપરાય---શશીકાંત ભવાનીશંકર--હકુ-----------------------વિઠ્ઠલજી
પંકજ-હરેશ-દિપક-ધમેન્દ્ર બીપીન-કમલેશ નીલેશ પરષોતમ-લાભશંકર------જેન્તીલાલ
ધવલ પ્રણવ-ભાર્ગવ
દેવ-હીતાર્થ બકુલ-ચંદ્રકાંત-શશીકાંત-જસવંત રમેશ--------નવિન
દયાનંદ
વિજય-પરેશ-વીણા-મેના શીતલ અપેક્ષા-તૃપ્તિ શૌલેષ-રાહુલ-આશિષ-સોનિયા
હરદાસ
સંદિપ-અંજલિ વિમલ-પારુલ-રૂપલ-રેખા-નયના પ્રાત્સુ હૈયાંશ
રણછોડ
પ્રેમશંકર-----------શાંતિલાલ--------------------નવલશંકર
પીતાંબર
અશ્વીન-દિલીપ-રાજેશ
મધુ-અતુલ
અનીલ-હિતેષ
ડાહ્યો
આકાશ
હિમાંશુ-જય સાવન
ચિરાગ-હેમાંગ તુષાર
પ્રેમજી
હિરજી-------ચત્રભુજ-------------------------------------મનજી
ઘેલા----------વલ્લભ
પોપટ
લક્ષ્મીશંકર જેઠાલાલ---------------પ્રભાશંકર-અંબાશંકર
પ્રભુરામ
ધીરજ-જયસુખ-દિનકર બીપીન મનહર-દિનકર-ગીરીષ-રમેશ
અવિનાશ-રાજેશ ભાર્ગવ
હિમાશું-નયન
ધ્રુવ-મોહિત મિલન-ભાવિક
ધ્રુવ-જય
અમૃતલાલ------મયારામ--------------કાલિદાસ
મહાશંકર
જાદવજી
ત્રીકમજી
જયપ્રકાશ-ભરત
જગન્નાથ
અમીત ક્રીષ્ન
ભોલો-ભરત
રુદ્ર
પુનીત-નીમીષ



કેશવ-----------------------પરષોતમ---------મનુ---------નવલ---------ભનુ
અશોક-કિરીટ-પ્રકાશ---અભય-દેવેન
પંકજ-દિલીપ
મંગલ-હેમેન્દ્ર
નરેશ-વિરેન
મનીષ-નિશ્ચલ-સતીષ
હીરેન ભૌમીક-વીરેન દુષ્યંત મીલન-મૌલિક ભરત પાર્થિવ કૃષ્ણ પાર્થ
મીત સ્મિત
વેદ



ઓધવજી
ભીમજી -------સવજી --------------------------------------------------------વશરામ
ભીમજી--- જુઠા
દયારામ
દામજી---- રાઘવ
પ્રેમજી-------------બેચર
જીવરામ
મણિશંકર-શિવરામ
લાભશંકર---------------------------------------------------દલપતરામ
નંદલાલ-લલિતકુમાર-ઘનશ્યામ-જયંતીલાલ
અનંતરાય-ભોગીલાલ---હસમુખ-ભુપત-વિનોદ-કિશોર
યોગેશ-જગદીશ
જિગ્નેશ
રાજેશ-નયેશ-જીતેશ-રાકેશ
ભાવેશ-નિલેશ
જીગ્નેશ
કમલેશ
પ્રયાગ
ઈચ્છાશંકર------------------અમૃતલાલ----------------------------------છગનલાલ
ચંદુલાલ-મુગટલાલ-ચંદ્રકાંત-કનૈયાલાલ
જમનલાલ-બાલકૃષ્ણ
કનકરાય-પ્રતાપરાય-બળવંત-ભોગીલાલ-અનંત-માધવભાઈ
તનસુખ
રાજેશ-મનોજ
મહેશ
સતીષ-નયન
દર્શન
પ્રફુલ્લ-સંજય
ગિરીશ-મનીષ
નિખિલ-જસ્મિન
તુષાર-હાર્દિક
રિધ્ધિ
પરાગ-હર્ષા
વિરાજ
ભાર્ગવ
પ્રીન્સ
બંશુ-બીજલ
નીલ-નીધિ
તેજલ-કપિલ
મન



**શ્રી દલપતરામ જીવરામ ભટ્ટ**

પાતામેઘપર જેવું નાનું ગામ, મૂળ વતન રાજકોટમાં અભ્યાસ કરી સોનીકામ ની તાલીમ લઇ સારા કારીગર બની જીવનભર મહેનતકશ રહી કુટુંબ સેવા કરનાર.

આ કુટુંબનુ ગોત્ર શાંડિલ્ય છે. પ્રવર-ત્રિપવર છે.

ઓધવજી ભટના પુત્ર વશરામભાઈ ના  કુટુંબમાં લગ્ન લેવાયા હતા. તેથી શહેરમાં વશરામભાઈ હટાણું કરવા ગયા હતા. એટલામાં ખબર પડી કે કોઈ ડફેર લોકો ગામની ગાયો નું ધણ વાળી જાય છે, એટલે તેઓ એકદમ પાછા ફરીને સીધા સીમમાં ડફેરો નો સામનો કરવા ગયા. અને તેમાં વીરગતિ પામ્યા. તેમની ખાંભી હાલમાં ધારુકા ની સીમમાં ધાર પાસે ઊભી છે.

બ્રાહ્મણો ક્ષત્રિય પણ બની શકતા તેનું આ ઉદાહરણ છે. જરૂર પડ્યે એ વીરત્વ બતાવી શકતા. સમર્પણ તો જરૂર કરતા. "ત્યજે દેહ પુણ્યાર્થે" કરી શકતા.

આ વશરામભાઈ ના વંસજો-- પ્રેમજી ભટ્ટ તેના પરિવારમાં એક પુત્ર જીવરામ હતા. તથા ચાર પુત્રીઓ હતી.

મોતીબેન-લગ્ન ચાળીયા ના ભાણજી જીવા સાથે

ભનીબેન-લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ ભુદરજી જેઠા સાથે

મોંઘીબેન-લગ્ન ખાનકોટડા મહેતા વલ્લભજી કાળા સાથે

રંભાબેન-લગ્ન ભટ્ટ દેવશંકર નથુ સાથે






શ્રી જયદેવભાઇ વિનોદભાઇ ભટ્ટ

સ્વર્ગવાસ: 20-11-2023

**જીવરામ ભટ્ટ** કાલાવડના જ્ઞાતિ શુક્લ પીતાંબરજી પાસે ભણેલા. અને બધી કર્મકાંડી વિદ્યા મેળવેલી. તેઓ સારા કર્મકાંડી હતા. તેમના લગ્ન દૂધઇ-રાજકોટ નિવાસી ઠાકર રણછોડ વિઠ્ઠલજી ની પુત્રી મણીબેન સાથે થયા હતા. જીવરામભાઈ ને બે પુત્રો લાભશંકર અને દલપતરાય.

**લાભશંકર** કાલાવડના હરિશંકર શુક્લ પાસે તૈયાર થયા હતા અને કર્મકાંડમાં આગળ વધેલા. તેમના લગ્ન લતીપૂરના મહેતા દુર્લભજી ખીમજી ના પુત્રી અમૃતબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો નંદલાલ બાળ બ્રહ્મચારી રહીને જીવન જીવે છે.

બીજા પુત્ર લલિતકુમાર પિતા પાસેથી કર્મકાંડની વિદ્યા પ્રાપ્ત કરી તેમાં પ્રવૃત્તિશીલ છે. અને રાજકોટમાં ચાલતા જ્યોતિષ મંડળમાં મંત્રી છે. તેમના લગ્ન લતીપુર ના વ્યાસ હરિલાલ શ્યામજી ના પુત્રી માલતીબેન સાથે થયા છે.

ત્રીજા પુત્ર ધનશ્યામ ના લગ્ન છોટાઉદેપુર જોશી ભુપેન્દ્ર કેશવલાલ ના પુત્રી વર્ષાબેન સાથે થયા ધનશ્યામભાઈ સર્વિસમાં ગોઠવાયેલ છે. જયંતીલાલ સ્વતંત્ર સાઈકલ ની દુકાન ચલાવે છે.

**દલપતરાય** રાજકોટમાં સોની બજારમાં કામ કરતાં. તેના લગ્ન હડમતિયાના પાઠક કુટુંબમાં થયા હતા તેમને છ પુત્રો છે. મોટા અનંતરાય ડિસ્ટ્રિક્ટ ટ્રેઝરી માં કામ કરે છે. તેમના લગ્ન લતીપુર ના જોશી દેવશંકર ખીમજી ના દીકરી સાથે થયા હતા તેમને ચાર પુત્રો છે. બીજા ભાઈ ભોગીલાલ, હસમુખ, ભુપતરાય વિનોદકુમાર, કિશોરકુમાર વગેરે જુદા જુદા વ્યાપારમાં લાગેલ છે. રાજકોટમાં બધા સ્થિર થયેલા છે.

# શિવરામભાઈ બેચરભાઈ નો પરિવાર ..







**શ્રી પ્રતાપરાય છગનલાલ ભટ્ટ**

જન્મ:- 28-1-1955  સ્વર્ગવાસ:- 5-2-2015

શ્રી માધવરાય છગનલાલ ભટ્ટ

સ્વર્ગવાસ: 27-09-2023



બેચર ભટ્ટ મતવા થી થોડો વખત જગામેડી માં રહેલા. ત્યાંથી તેમના પિતા દામજીભાઈ ના મોસાળ મેઘપર રહેવા ગયા. પછી ત્યાંથી થોડો વખત ચાંદલી ગયા તે પછી તેના પૌત્ર ઈચ્છાશંકર-મોટા મવા-પોરબંદર ગયા અને ફરી પાછા મવામાં સ્થાયી થયા છે.

નાના બે ભાઈઓ અમૃતલાલ અને છગનલાલ હાલ ચાંદલી રહે છે. બેચરભાઈ ના લગ્ન ચાંદલી ના પંડ્યા સવજી કાનજી ના બેન સાથે થયા હતા. શિવરામભાઈ ના લગ્ન અલિયાબાડા ના પંડ્યા કલ્યાણજી દયારામની પુત્રી પુરીબેન સાથે થયા હતા. શિવરામ થી નાના ભાઈ મણિશંકર ના લગ્ન રાજ્યગુરુ વજેશંકર પ્રાગજી નાબેન કાશીબેન સાથે થયા હતા. તેમનું અવસાન નાની ઉંમરે થયું હતું.

ભાઈ ઈછાશંકર ના લગ્ન આટકોટના પંડ્યા ના ભાણશંકર અંબારામ ના પુત્રી શાંતાબેન સાથે થયા હતા. તેમના બે પુત્રો રેલવેમાં જોડાયા છે. અને પોરબંદર મુકામે કામ કરે છે. નાના પુત્ર કનૈયાલાલ રાજકોટના એરોડ્રામ પર મોટર ડ્રાઈવર તરીકે કામ કરે છે.

અમૃતલાલ ભટ્ટ હાલ લોધિકામાં છે. તેના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ સુંદરજી દેવનંદ ની પુત્રી દયાકુવર બેન સાથે થયા છે.

તેમના પુત્ર બાલકૃષ્ણ વિલેજ પોલીસમાં છે જમનલાલ રાજકોટ પોલીસ ખાતામાં છે. છગનલાલ ભટ્ટ ચાંદલી માં રહે છે. તેમના લગ્ન ચમારડી ના જીવરામ ગોપાલજી ના દીકરી ગિરજાબેન સાથે થયા છે.

તેમના બે પુત્રો રાજકોટ કારખાનામાં કામ કરે છે. એક રીક્ષા વાહક છે. એક ભાઈ ટ્રક ડ્રાઇવર છે. એક ભાઈ બળવંત રાજકોટમાં ટેલિફોન ખાતામાં કામ કરે છે. ભાઈ પ્રતાપરાય લોધિકામાં પોસ્ટ મેન છે. અને સાથે યજમાન વૃતી કરે છે.





**શ્રી શશિકાંતભાઈ મુળશંકર ભટ્ટ**

સ્વર્ગવાસ: 08-08-2019

શ્રી પ્રતાપરાઇ મૂળશંકર ભટ્ટ

સ્વર્ગવાસ: 02-10-2023



## પીઠડ માં રહેતું ભટ્ટ કુટુંબ

પીઠડ માં રહેતા કુટુંબના વડવાઓ પણ વિરમગામ તરફથી જ આ તરફ આવેલા. તેને વર્ષો વીતી ગયા તેમનું ગોત્ર ભારદ્વાજ છે. આ કુટુંબ નો પ્રારંભ દેવજી ભટ્ટ થી પ્રાપ્ત થાય છે.







શ્રી ભગવાનજી હરીશંકર ભટ્ટ

જન્મ 09-09-1946 સ્વર્ગવાસ: 22-03-2021

શ્રી છોટાલાલ જયંતીલાલ ભટ્ટ

સ્વર્ગવાસ: 20-09-2022



આ કુટુંબને પણ જમીન વારસામાં મળી છે. અને ઉતરોતર ખેતીના વ્યવસાય માટે તેઓ પ્રવૃત્ત રહ્યા છે. દેવજી ભટ્ટના કુરજી તેના ગોવિંદજી અને બેચર. ગોવિંદજી ભટના બે પુત્રો સવજી અને હરિશંકર.

સવજી ભટ્ટ ના લગ્ન પીઠડમાં જ જોશી નાનજી ગૌરીશંકર ના કુટુંબમાં થયેલા તેમના પુત્ર જયંતીલાલ. તે પણ ખેતી વ્યવસાયમાં જ હતા. વચ્ચે મલબાર થોડો સમય કાનાનોર મહાજન ગુજરાતી શાળામાં સર્વિસ કરવા ગયેલા. તેમના લગ્ન વ્યાસ નથુરામ ગોવિંદજી ની પુત્રી લતિપર જયકુવરબેન સાથે થયા હતા. તેના પુત્રો માં છોટાલાલ પીઠડ છોડી થોડો સમય જોડીયા પાસે બાદનપર માં કર્મકાંડ માટે વસેલા. હાલ તે નવસારીમાં કુટુંબ સાથે રહે છે. તેના લગ્ન રૈયા હાલ નવસારી જોશી મૂળશંકર કરસનજી ના પુત્રી સાથે થયા છે. તેઓ કુટુંબ સાથે નવસારીમાં હાલ સ્થિર થયા છે. તેમના સસૂર પણ નવસારીમાં જ રહે છે. બીજા પુત્ર રમેશચંદ્ર અભ્યાસ કરીને પછી સરકારી નોકરીમાં ગોઠવાયા છે. તેવો હાલ જામનગર કોમર્સ કોલેજમાં સર્વિસ કરે છે. ત્રીજા ભાઈ કિશોર પણ જામનગરમાં સર્વિસમાં ગોઠવાઈ ગયા છે. બંને ભાઈઓ જામનગરમાં રહે છે. રમેશચંદ્ર ના લગ્ન ભીમકટા ના જોશી ત્રંબકલાલ વિશ્વનાથના પુત્રી સાથે થયા છે.

હરિશંકર ભટ્ટ પણ પીઠડ માં જ રહીને ખેતી માં ગોઠવાયા હતા. તેમના લગ્ન ઢોલરા નિવાસી ઠાકર દયારામ આણંદજી ના પુત્રી ઊજમબેન સાથે થયા હતા તેમને સંતાનમાં ચાર પુત્રો. મોટા પુત્ર દામજીભાઈ તેઓ ખેતી કરતા એટલે તેમણે પોતાને “દામજીભાઈ ખેડૂત” તરીકે જાહેર માં ઓળખાવ્યા હતા. તેઓ સેવાભાવી વૃતી થી ખેતી ને લગતા પ્રશ્નોની ઝુંબેશ ચલાવવા રાષ્ટ્રીય સેવા ની તેઓને લગન લાગી. અને ગાંધીજીના સિદ્ધાંતોને અનુસરવા તેમણે હિંમત કરી. જીવનમાં આચરણ કર્યું. હરિજનનો વાસમા જઈને એમને ભણાવી તેમના પ્રશ્નો અંગે યોગ્ય સ્થળે રજૂઆત કરવી. વગેરે પ્રવૃત્તિમાં એ પડી ગયા.

તેમના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા હરિશંકર આણંદજિ ના પુત્રી વિજયા બેન સાથે થયા. વિજયાબેન પણ દામજીભાઈ ને પૂરો સહકાર આપતા સત્યાગ્રહની લડત આવતાં બંને જણ તેમાં જોડાયા. અને જેલવાસ પણ ભોગવ્યો. એ પછી તેઓ શ્રી બચુભાઇ આચાર્ય તરીકે જાણીતા થયા. સ્વરાજ મળ્યા પછી પંચાયત દ્વારા સમાજ સેવા તથા હરિજન પ્રવૃત્તિમાં સેવાઓ આપી. તેમના એક પુત્રી એમ.બી.બી.એસ ડોક્ટર થયા છે.

વિજયાબેને ગોંડલમાં બાલમંદિરની પ્રવૃત્તિ શરૂ કરી અને ત્યાંથી નિવૃત્ત થયા. બચુભાઈ તે પછી રાજકોટમાં માસ્તર સોસાયટીમાં મકાન બાંધીને રહેતા અને નિવૃત્તિ સમયમાં રજનીસ ના પંથ માં સનયસ્થ ધારણ કર્યું. તેઓ ધર્મશાસ્ત્રોના અભ્યાસી છે. તેમના પુત્ર કાંતિકુમાર શિક્ષક છે. અને ગોંડલમાં નોકરી કરે છે. બચુભાઈ પણ તેમના પત્નીના અવસાન બાદ હાલ ગોંડલ રહે છે. અને ફિલ્ડ ફાઇટર તરીકે નું પેન્શન પણ ભોગવે છે.

બીજા ભાઈ લક્ષ્મીશંકરે પણ પીઠડમાં અગ્રણી બનીને સરપંચ તરીકે સેવાઓ આપેલી. અને ખેતી પણ વિકસાવી છે. તેમના લગ્ન નાનજી ગૌરીશંકર ના પુત્રી સાથે થયા છે તેમને સંતાનમાં ત્રણ પુત્રો છે.

મોટા પુત્ર હિમતલાલ પીઠડમાં ખેતી સંભાળતા તેમના લગ્ન નાત પટેલ રતિલાલ દામજી ના પુત્રી રમાબેન સાથે થયા. તેમને સંતાનમાં બે છોકરો છે. જેમનું તાજેતરમાં રાજકોટ ખાતે આકસ્મિક અવસાન થયું.

બીજા પુત્ર પ્રવિણચંદ્ર મસકત ગયા છે. અશોકભાઈ પણ મસ્કત ગયા છે. લક્ષ્મીશંકરભાઈ ના બીજા ભાઈ માનશંકર પણ ખેતી માં લાગેલા છે. એક flour mill પણ ચલાવે છે. તેમના લગ્ન લતીપર ના મહેતા હરજીવન દુર્લભજી ની પુત્રી સાથે થયા. પરંતુ તેનું અવસાન થતાં બીજા લગ્ન જોશી દિવેશ્વર ભગવાનજી ના દીકરી સાથે થયા છે. તેમને સંતાનમાં ચાર પુત્રો હતા. જેમાંથી હાલ બે હૈયાત છે.આ કુટુંબ હજુ પીઠડ માં જ રહે છે.

**મતવા ની બીજી શાખા**

ધારૂકા ગામ થી સ્થળાંતર કરેલ ભટ્ટ કુટુંબો મતવા, મેઘપુર, બાબરા ચેલા, ચંગા, પીપરટોળા, ખડખંભાળિયા, ચાંદલી વગેરે ગામોમાં જઈને વસ્યા આ ફેરફાર સામાન્ય રીતે યજમાનના નિમંત્રણથી અથવા તો નજીકના સગાઓ ના આકર્ષણથી થયા છે. તે રીતે ભટ્ટ ત્રિકમજી કાળા મતવા થી ચાંદલી ગયા. ચાંદલી માં બીજું ભટ્ટ કુટુંબ પણ હતું. ત્રિકમજી ભટ્ટ પણ ચાંદલી માં યજમાનવૃત્તિ કરતા પછી થોડો વખત લોધિકામાં શિક્ષક પણ બન્યાં.

તેમના લગ્ન ઢોલરા નિવાસી ઠાકર દયારામ આણંદજી ના પુત્રી કસ્તુરબેન સાથે થયા હતા. થોડો સમય નજીક ના ગામ કાંગશીયાળી માં (ઢોલરા) પાસે પહોંચ્યા હતા. તે પછી રાજકોટ મુકામે બાળકોને અભ્યાસ કરાવવા માટે આવ્યા. તેમને પાંચ પુત્રો છે.

## મતવા ના ભટ્ટ ની બીજી શાખા....





**શ્રી ત્રિકમજી કાળીદાસ ભટ્ટ**

વિદાય 10-8-1975

ગ્રામજીવન માંથી સ્થળાંતર કરી શહેરમાં આવી કુટુંબને વ્યવસ્થિત કરનાર વ્યવહારકુશળ સૌમ્ય કાર્યકુશળ વત્સલ વડીલ..



**કસ્તુરબેન ત્રિકમજી ભટ્ટ**

એક કુશળ પ્રતિભાશાળી ગૃહિણી તેણે રાજકોટમાં પોતાના સંતાનોને જીવન પથ બતાવ્યો..

વિદાય-3-9-1952

પૂજ્ય વંદનીય માતા-પિતા ને ચરણે

કેશવલાલભાઈ ભટ્ટ, પરષોત્તમભાઈ ભટ્ટ, મનસુખલાલ ભટ્ટ, નવલશંકર ભટ્ટ ભાનુશંકરભટ્ટ અને પરિવારની વંદના....



**શ્રી નવલશંકર ત્રિકમજી ભટ્ટ**

સ્વર્ગવાસ: 02-06-2015

ત્રિકમજી ભટ્ટે પોતાના પુત્રોને રાજકોટમાં આવીને શિક્ષણની સગવડ કરી આપી. તેમના મોટા પુત્ર કેશુભાઈ ના લગ્ન રાવલ મૂળશંકર પ્રેમજીના પુત્રી અને અંસુયાબેન સાથે થયા છે. કેશુભાઇ એ રાજકોટમાં પુરૂષાર્થ કરીને વ્યાપાર ક્ષેત્રે ઝંપલાવ્યું અને તેમાં આગળ વધીને આજે લાખાજીરાજ રોડ ઉપર સારી કાપડની દુકાન bombay store ઊભો કર્યો. પ્રબળ પુરુષાર્થથી આગળ વધી ને ઘરના મકાનો કર્યા તેમના પુત્રો પણ તેમને ધંધામાં મદદ કરે છે.

વિક્રમભાઈ ના બીજા પુત્ર ભાઈ પરષોત્તમ સરદાર નગર માં મકાન કરીને રહે છે. તેઓ કોલ્ડ્રીંક ની દુકાન ચલાવે છે. તેના લગ્ન રૈયા ના જોશી કરસનજી મંગળજી ની પુત્રી ઉર્મિલાબેન સાથે થયા છે. તેમના પુત્રો પણ તેને ધંધામાં મદદ કરે છે.

ત્રિકમજીભાઈ ના ત્રીજા પુત્ર મનુભાઈ ના લગ્ન ઉપાધ્યાય પરસોતમ પોપટલાલ ના પુત્રી હીરાગૌરી સાથે થયા છે. તેમણે ગીતાનગર માં મકાન બનાવ્યા છે. તેઓ પણ કોલ્ડ્રીંક ના વ્યવસાયમાં છે.

ચોથા અને પાંચમા પુત્ર નવલભાઇ અને ભનુભાઈ પણ આ જ ધંધામાં ગોઠવાયા છે. તેમણે પણ પોતાના મકાન બનાવ્યા છે. નવલભાઇ ના લગ્ન પંડ્યા નાગજી અજરામર ના પુત્રી ધીરજ્બાડા સાથે થયા છે. ભનુભાઈ ના લગ્ન દૂધઇવાળા લાભશંકર મહેતાના પુત્રી રંજનબાળા સાથે થયા છે.

આ કુટુંબ રાજકોટમાં સારી રીતે ગોઠવાઈ ગયું છે.

કેશુભાઈના મોટા પુત્ર કિરીટકુમાર ના લગ્ન કનૈયાલાલ ખીમજી પંડ્યા ના પુત્રી વસુધાબેન સાથે થયા છે. તેમને સંતાનમાં બે પુત્રીઓ અને એક પુત્ર છે. કિરીટકુમાર દુકાનમાં કેશુભાઈને મદદ કરે છે. પ્રકાશકુમાર બાંધકામ ખાતામાં સર્વિસમાં છે. તેમના લગ્ન જામનગરના હરસુખલાલ મોહનલાલ હોટ પુત્રી જયશ્રીબેન સાથે થયા છે.

પરસોત્તમભાઈ ના પુત્ર પંકજકુમાર નામ લગ્ન પ્રતાપરાય ભાઈશંકર મહેતાની પુત્રી કોકીલાબેન સાથે થયા છે. તેમને ત્રણ બાળકો છે.

બીજા પુત્ર ભાઈ દિલીપકુમાર ના લગ્ન ભાઈશંકર ખીમજી પંડ્યા (મહુવા) ના પુત્રી સરોજબેન સાથે થયા છે.

મનસુખભાઈ ના મોટા પુત્ર ભાઈ હેમેન્દ્રકુમાર ના લગ્ન પીઠડવાળા રતિલાલ ના પુત્રી શોભનાબેન સાથે થયા.

## **ભવાનીશંકર રામજીભાઈ ભટ્ટ** ની વિગત.....







શ્રી પુરુષોતમભાઈ ભવાનીશંકર ભટ્ટ

સ્વર્ગવાસ: 21-08-1992

લાભકુવરબેન પુરુષોતમભાઈ ભટ્ટ

સ્વર્ગવાસ: 17-02-1981



**સ્વ. નવીનચંદ્ર જયંતિલાલ ભટ્ટ**

જન્મ તા. ૧૨-૦૫-૧૯૬૦

સ્વ તા. ૨૩-૦૪-૨૦૨૧ ચૈત્ર સુદ અગિયારસ



**સ્વ.પરેશભાઇ ચંદ્રકાંતભાઇ ભટ્ટ**

**જન્મ તા. ૨૯-૭-૧૯૭૧ ને ગુરૂવાર**

**સ્વ.તા.૧૨-૯-૨૦૨૨ ભાદરવા વદ-૨ ને સોમવાર**

ભવાનીશંકર રામજીભાઇ ભટ્ટ મતવા મુકામે કર્મકાંડ નું કામકાજ કરતા તેમના પ્રથમ લગ્ન ચાંદલી ના શ્રી જીવણદાદા પંડયા ના દીકરી ઉજમબેન સાથે થયેલ જેના એક પુત્ર પુરૂષોતમભાઇ હતા.

ભવાનીશંકર ભાઇ ના બીજા લગ્ન ચિતલ ના પ્રભાશંકર મહેતા ના દીકરી હરકુવરબેન સાથે થયેલ તેમને બે પુત્ર લાભશંકર, જયંતિલાલ તથા પુત્રી શાંતાબેન હતા.

પુરૂષોતમભાઇ ના લગ્ન મુળ જામકંડોરણા વાળા અમદાવાદ નિવાસી ભટ્ટ ત્રિભુવન હરિકૃષ્ણ ના દીકરી લાભકુંવર સાથે થયેલ તેમના ત્રણ પુત્રો ચંદ્રકાંતભાઇ, શશીકાંત તથા જશવંતરાય તથા પુત્રીઓ જનકબેન તથા મનહરબેન.

મોટા પુત્ર ચંદ્રકાંતભાઇ ના લગ્ન બાબરા નિવાસી જોશી પ્રાણલાલ મંછારામ ની દીકરી દુર્ગાદેવીની સાથે થયેલ છે તેમના બે પુત્રો છે વિજયભાઈ તથા પરેશ ભાઇ તથા બે પુત્રીઓ વિણાબેન તથા મેનાબેન શ્રીચંદ્રકાંતભાઇ તરઘડીયા સહકારી મંડળી માં નોકરી કરતા હતા તેમનું તા 29/08/1992 ના રોજ અવસાન થયું છે. તેમનો પુત્ર વિજય ઇમિટેશન જ્વેલરી નું કામ કરે છે. બીજો પુત્ર પરેશ તરઘડીયા મંડળી મા મંત્રી છે તેના લગ્ન પીઠડ ના જોશી લાભશંકર હરગોવિંદ ની દીકરી મીના સાથે થયેલ છે તમનો પુત્ર ચિ. સંદીપ Msc થયેલ છે. અને પુત્રી ચિ. અંજલિ BBA મા અભ્યાસ કરેછે.

પુત્રી વિણાબેન ના લગ્ન જામનગર નિવાસી ઉપાધ્યાય બિપિનકુમાર મહિપતભાઈ સાથે થયેલ છે તેનો પુત્ર ચિરાગ ટ્રાવેલ્સ નું કામ કરે છે તથા પુત્રી દક્ષા ના  લગ્ન રાજકોટ મુકામે શ્રી પ્રશાંત ત્રિવેદી સાથે થયેલ છે.

તથા પુત્રી મેનાબેન ના લગ્ન અમરેલી મુકામે મહેતા નરેશકુમાર બાલાશંકર સાથે થયેલ છે. તેમનો પુત્ર હાર્દિક વેપાર કરે છે. તથા પુત્રી વિશ્વા અભ્યાસ કરે છે..પુરૂષોતમભાઇ ના બીજા પુત્ર શશીકાંતે B. Com. સુધી નો અભ્યાસ કરી

રાજકોટ જીલ્લા સહકારી બેન્ક માંથી અધિકારી તરીકે નોકરી કરી હાલ નિવૃત્ત થયેલ છે. તેના લગ્ન મુળ ધારી હાલ જામનગર નિવાસી વ્યાસ શીવલાલ કરૂણાશંકર ની પુત્રી સુધા સાથે થયેલ છે તેમની પુત્રી ચિ. શીતલબેને PTC, BA. સુધી નો અભ્યાસ કરેલ છે તે નાના માચીયાળા ગામે પ્રાથમિક શાળામાં શિક્ષક તરીકે ફરજ બજાવે છે તેના લગ્ન મુળ બાબરા હાલ અમરેલી નિવાસી જોશી પ્રવીણભાઈ ચીમનલાલ ના દીકરા ઉદયકુમાર સાથે થયેલ છે. તેની પુત્રી ચિ. ઉર્વશી હાલ MSC માં અભ્યાસ કરે છે. તથા પુત્ર ચિ. વિશ્નેશ ધોરણ 10 માં અભ્યાસ કરે છે.

પુરૂષોતમભાઇ ના ત્રીજા પુત્ર જશવંતરાય SSC પછી ITI ડીપલોમા કરી ગુજરાન વિધુત બોર્ડ માં સીનીયર ક્લાર્ક તરીકે ફરજ બજાવતા નિવૃત્ત થયેલ છે. તેમના લગ્ન સુરેન્દ્રનગર નિવાસી રાવલ ઇચછાશંકર ભાનુંશંકર ની દીકરી કલાવતી સાથે થયેલ છે. તેમની દીકરી ચિ. અપેક્ષાબેને MA. PTC કરી હાલ આમરા પ્રાથમિક શાળામાં આચાર્ય તરીકે ફરજ બજાવે છે. તેમના લગ્ન દુષ્યંતકુમાર ગિરીશભાઇ પંડયા સાથે થયેલ છે. તેમનો પુત્ર અથર્વ ધોરણ 7 માં અભ્યાસ કરે છે..

તેમની બીજી પુત્રી ચિ. તૃપ્તિ બેને M. COM. B. ED. કરેલ છે હાલ જામનગર મુકામે ડીસ્ટ્રીક્ટ કોર્ટ માં ફરજ બજાવે છે. તેના લગ્ન મુળ ઇશ્વરીયા વાળા સાગરકુમાર રજનીભાઇ વ્યાસ સાથે થયેલ છે. તેમનો પુત્ર ચિ. માનવ હાલ H KG. માં અભ્યાસ કરે છે.

પુરૂષોતમભાઇ ની દીકરી જનકબેન ના લગ્ન મુળ પીઠડ હાલ સુરત નિવાસી દીનેશકુમાર કાંતિલાલ જોશી સાથે થયેલ છે તેમની પુત્રી ચિ. દીપાલી ના લગ્ન મુળ લાઠી હાલ સુરત નિવાસી આશિષ કુમાર ગીરીશભાઇ સાથે થયેલ છે તેને ત્યાં પુત્રી સ્નેહલ તથા પુત્ર કાવ્ય છે. જે અભ્યાસ કરે છે.

પુરૂષોતમભાઇ ની પુત્રી મનહરબેન ના લગ્ન મુળ ઉટવડ હાલ બાબરા નીવાસી જગદીશ કુમાર જટાશંકરભાઇ ભટ્ટ સાથે થયેલ છે. તેમના પુત્ર ચિ.અશ્વીનકુમારે MA નો અભ્યાસ કરેલ છે. તથા ચિ. સત્યમ SSC સુધી નો અભ્યાસ કરેલ છે..

## પીપરટોડા નું ભટ્ટ કુટુંબ...






દિનકરરાય જેઠાલાલ ભટ્ટ

સ્વર્ગવાસ: 01-01-2023

આ શાખા પણ મતવા થી પીપરટોળા અને ચેલા તરફ યજમાનવૃતી અર્થે ગયેલા. તેમાંથી વલ્લભજી હીરજી ના મોટા પુત્ર જેઠાલાલ વગેરે રાજકોટમાં રહેવા આવ્યા.

અંબાશંકર ભટ્ટ નું કુટુંબ રકા ગામે વસેલું છે. તેનો પુત્ર રાજકોટમાં જિલ્લા પંચાયત માં નોકરી કરે છે.

પ્રભાશંકર ભટ્ટ મુંબઈ ગયા અને ત્યાં તેમનું કુટુંબ રહે છે તેમને એક પુત્ર છે તેનું નામ બીપીન છે. તેના લગ્ન જામનગરના વ્યાસ મનસુખલાલ વજેશંકર ની દીકરી સાથે થયા છે. તેમને બે પુત્રો છે નયન અને હિમાંશુ. બીપીનભાઈ મુંબઈમાં સ્થિર થયા છે.

વલ્લભજી ભટ્ટ ચેલા માં રહેવા ગયા હતા. તેમના લગ્ન જીવરામ સવજી ઉપાધ્યાય ની બેન સાથે થયા હતા. તેઓ જામનગર સ્ટેટ ના પંચકોશી ડિવિઝનમા  છેલ્લા મુકામે પોલીસ ખાતામાં નોકરી કરતા હતા. તેમના પુત્ર અંબાશંકર ભાઈના પુત્ર દિનેશ એમ.એ થયા છે. બીજા પુત્ર ગિરીશ બી.કોમ થયા છે. રમેશ સ્ટેનોગ્રાફર છે. તેમની બે પુત્રીઓ એ પણ ઉચ્ચ શિક્ષણ લીધું છે. રસીલા આંગણવાડી ચલાવે છે. બીજા બેન ઉર્મિલા શિક્ષિકા છે. જેઠાલાલ ભાઈના પુત્ર દિનકરભાઇ એમ.એ થયા છે. તેના મોટા પુત્ર જેઠાલાલ ના લગ્ન મોટા મવાના રાજ્યગુરુ વિઠ્ઠલજી દયાળજી ની પુત્રી મુક્તાબેન સાથે થયા. જયસુખલાલ ખેતીવાડી ખાતા માં નોકરી કરે છે. તેના લગ્ન નગરપીપડીયા ના મહેતા લાભશંકર ધનરાજ ના પુત્રી કુમુદબેન સાથે થયા છે. તેઓ પણ સર્વિસ કરે છે. બીજા પુત્ર દિનકરરાય પણ જિલ્લા પંચાયતમાં સર્વિસ કરે છે. તેના લગ્ન ડભોઇના જોશી ખોડીદાસ મંગળજી ના પુત્રી ગીતાબહેન સાથે થયા છે. ગીતાબેન પણ જિલ્લા પંચાયતમાં સર્વિસ કરે છે. વલ્લભજી ના બીજા પુત્ર અંબાશંકર ના લગ્ન ઠાકર ઉમિયાશંકર વલ્લભજી ની પુત્રી સાથે થયા છે. તેને ચાર પુત્રો છે. મનહરલાલ ના લગ્ન ઘેલા રામજી માં કર્યા છે. તે જિલ્લા

પંચાયતમાં નોકરી કરે છે. બીજા ભાઈઓ માંથી પણ એકાદ-બે નોકરીમાં લાગેલા છે. આ કુટુંબ લાલપુર તાલુકાના રકા ગામે રહે છે.

જેઠાલાલ અને ત્રણ પુત્રીઓ છે તેમણે પણ શિક્ષણ આપેલું છે. અને તેઓ પણ સર્વિસ કરે છે.

મોટા પુત્રી વસંતબેન ના લગ્ન ભટ્ટ કેશવલાલ પ્રાણજીવન ના પુત્ર જયેશકુમાર સાથે થયા છે. વસંતબેન યુનિવર્સિટીમાં સર્વિસ કરે છે. બીજા પુત્રી લતાબેન ના લગ્ન હરિપ્રસાદ ભાઈશંકર પંડ્યા ના પુત્ર રોહિતકુમાર સાથે થયા છે. લતાબેન પણ ખેતીવાડી ખાતા માં સર્વિસ કરે છે.

ઘેલા ભટ ના લગ્ન જામનગર વ્યાસ સામજી ડાયાભાઈ ના બેન અંબાબેન સાથે થયા હતા. ઘેલા ભટ્ટ પીપરટોળા ગયા હતા. તેમના પુત્ર લક્ષ્મીશંકર જામનગરની સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કરી તૈયાર થયા હતા. અને સારા ભાગવતકાર તરીકે પ્રખ્યાત થયા હતા. આસપાસના ક્ષેત્રમાં તેમને સારા યજમાન હતા. લક્ષ્મીશંકર ભટ ના લગ્ન પાનસડા વાળા પંડ્યા સામજી ઓધવજી ના દીકરી મણીબેન સાથે થયા હતા. તેમના અવસાન પછી બીજા લગ્ન જોશી બેચર કાલિદાસના પુત્રી કાંતાબેન સાથે થયા છે. તેને એક પુત્ર પ્રભુરામ હજુ પેપરટોળામાં રહે છે

# બીજું કુટુંબ ખડ ખંભાળિયા ગ્રુપ



આણંદજી ના ખીમજી તેના ભીમજી તેના ગંગાધર અને તેના માધવજી તેના મૂળશંકર અને નરભેરામ. મૂળશંકર ભટ્ટ જામનગર માં વસ્યા અને દૂધ દહીં ની દુકાન કરી. અને તેમના પુત્રોને કેળવણી અપાવી. મૂળશંકર ભટ્ટ ના લગ્ન રાજકોટના મહેતા હિરજી જેઠાભાઇ ના દિકરી રંભાબેન સાથે થયાં હતા. તેમના મોટા પુત્ર શ્રી હરનારાયણ ગ્રેજ્યુએટ થયા. અને પોસ્ટ ઓફિસમાં સર્વિસ કરે છે. તેના લગ્ન સવિતાબેન સાથે થયા છે. તેમને સંતાનમાં ચાર પુત્રો છે. જે બધાએ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે.

બીજા પુત્ર પ્રતાપરાય શિક્ષક છે. અને ખડખંભાળિયામાં નોકરી કરી હાલ બદલીને જામનગરમાં આવ્યા છે. તેમના લગ્ન અમરેલીવાસી મહેતા જયકર ભાઈશંકર ના પુત્રી ભાનુબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. બીપીન અને કમલેશ.

ત્રીજા પુત્ર શશીકાંત પણ ગ્રેજ્યુએટ થયા છે. અને ગુજરાત વિદ્યુત બોર્ડ માં નોકરી કરે છે. તેમના લગ્ન જશવંતી બેન સાથે થયા છે. તેમને સંતાનમાં એક પુત્ર નિલેશ છે.

શ્રી હરનારાયણ ના પુત્ર પંકજ ના લગ્ન વ્યાસ નરોત્તમ કેશવલાલ ના પુત્રી અંજનાબેન સાથે થયા છે તેમને એક પુત્ર છે. તેનું નામ ધવલ. ભાઇ પંકજ બેંકમાં કામ કરે છે. તેવો બી.કોમ છે.

બીજા બે પુત્રો હરેશ અને દીપક પણ બી.કોમ થયા છે. અને સર્વિસ કરે છે.

શ્રી નરભેરામ ના લગ્ન રાજકોટના જોશી રામેશ્વર ઝીણાભાઈ ની પુત્રી ઉજમબેન સાથે થયા તેમને જયંતીલાલ નામે પુત્ર છે. જયંતીલાલ ને પણ ત્રણ પુત્રો છે. જામનગરમાં બધા ઘરનો ધંધો કરે છે.

**મતવા ભટ્ટ કુટુંબ** (ગૌત્ર-શાંડિલ્ય)



મતવા ગામ જામનગર થી નજીક આવેલું છે. આ કુટુંબના રામજીભાઈના લગ્ન લતીપુર ના વ્યાસ દયારામ નારણજી ની દીકરી મુળીબેન સાથે થયા હતા. તેમને ત્રણ પુત્રો હતા. ભવાનીશંકર, વિઠ્ઠલજી અને હરિશંકર.

ભવાનીશંકર ના લગ્ન ચાંદલી ના પંડ્યા જીવનમૂળજી ના પુત્રી સાથે થયા. તેમને પુત્ર પરસોતમ થયેલ. પરસોતમ ના લગ્ન જામકંડોરણાના ભટ્ટ ત્રિભુવન હરીકૃષ્ણના દીકરી લાભકુવરબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો થયા ચંદ્રકાંત શશીકાંત, જયસુખ.

ચંદ્રકાંત ના લગ્ન બાબરાના જોશી પ્રાણલાલ મંછારમ ના પુત્રી સાથે થયા.

શશિકાંત ના લગ્ન ધારીના વ્યાસ શિવલાલ કરુણાશંકર ની પુત્રી સુધાબેન સાથે થયા છે.

જયસુખલાલ ના લગ્ન વઢવાણના રાવલ ઈચ્છાશંકર ભાનુશંકર ની પુત્રી કળાબેન સાથે થયા.

બીજા ભાઈ લાભશંકર ના લગ્ન લતીપુર જોશી જેઠાલાલ વેલજી ની પુત્રી ભાનુબેન સાથે થયા છે. તેમને બે દીકરીઓ છે કુંદન બેન અને ચંદ્રિકાબેન. કુંદનબેન ના લગ્ન નગરપીપડીયા ના પંડ્યા લાભશંકર કામેશ્વર ના પુત્ર લલિતકુમાર સાથે થયા. ચંદ્રિકાબેન ના લગ્ન લતીપર ના જોશી જટાશંકર ખીમજીના પુત્ર સાથે થયા.

જયંતીલાલ ના લગ્ન રૈયા ના જોશી કરસનજી મંગળજી ના પુત્રી સવિતાબેન સાથે થયા. અને બે પુત્રો છે. તેમના પુત્ર રમેશ ના લગ્ન પીઠડ ના જોશી હરગોવિંદ જેઠા ની પુત્રી સાથે થયા.

ભવાનીશંકર ભટના ભાઈ વિઠ્ઠલજી પણ મતવા મા જ રહેતા. તેમના લગ્ન ઉપાધ્યાય મયારામ આણંદજી ની પુત્રી હરખબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો પ્રેમશંકર, શાંતિલાલ અને નવલશંકર .આ

ભાઈઓ જામનગર પહોંચીને ત્યાં ધીમે ધીમે ધંધામાં ગોઠવાયા. વિઠ્ઠલજીભાઈ પોતે જામનગર આશાપુરા મંદિરમાં પૂજારી તરીકે ગોઠવાયેલા. એટલે તેમના પુત્રોને શિક્ષણનો લાભ મળ્યો.

મોટા પુત્ર પ્રેમશંકર ના લગ્ન નગરપીપળીયા ના પંડયા કાશીરામ હરિશંકર ની પુત્રી સવિતાબેન સાથે થયા. તેમના બીજા લગ્ન ઢસા ના પંડ્યા નાગજી અજરામર ના પુત્રી મંજુલાબેન સાથે થયા. તેને બે પુત્રો છે. દિલીપ અને રાજેશ. દિલીપ સહકારી મંડળીમાં ગોઠવાયા છે. વિઠ્ઠલજીભાઈ ના બીજા પુત્ર શ્રી શાંતિલાલ આગળ વધીને જામનગરના ગ્રામશિલ્પી સંસ્થાના મેનેજર પદે પહોંચેલા છે. તેમના લગ્ન ચાંદલી ના પંડ્યા કામેશ્વર જીવનના પુત્રી વિદ્યાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. મધુસુદન અને અતુલ.

મધુસુદન ના લગ્ન અમરેલીના મહેતા અનંતરાય મૂળશંકર ની પુત્રી જયશ્રીબેન સાથે થયા છે. તેમને એક પુત્ર હીમાંશુ છે.

અતુલકુમાર ના લગ્ન પણ કરેલા છે.

ત્રીજા ભાઈ નવલશંકર પણ જામનગરમાં રહે છે. તેમના લગ્ન ધારીના વ્યાસ ગીરધરલાલ મોરારજી ની પુત્રી સુશીલાબેન સાથે થયા તેમને બે પુત્રો છે અનિલ અને હિતેશ.

# શીશાંગ ના ભટ્ટ...


હરિરામ
ત્રિકમજી
ગૌરીશંકર---------------------------------------------------------- -----બેચર
મોહનલાલ----------------------------------------મણિશંકર
પ્રભાશંકર
ચંદુલાલ--રમણીકલાલ
ત્રબકલાલ----મનસુખલાલ----લાભશંકર---બકુલ
બાબુલાલ
રાજેન્દ્ર
મનોજ
અનિલ
રાજેશ----અલ્પેશ
રાહુલ
દેવ-ધ્રુવી-કૃપા
રુદ્ર-વેદ
દિવ્યેશ-વંશ
અજય-ક્રિષ્ના


સ્વ.ત્રંબકલાલ મણીશંકર ભટ્ટ

આ કુટુંબ શીશાંગ ગામમાં રહે છે. મણિશંકર ભટ્ટ ના લગ્ન ઢસાના જોશી બાવાભાઈ હરજીવન ના દીકરી ચંપાબેન સાથે થયા છે. તેમને સંતાનમાં ચાર પુત્રો છે.

બે પુત્રો ભાઈ મનસુખલાલ તથા બકુલરાય મુંબઈ ખાતે ગયા છે. બીજા ભાઈઓ શીશાંગ મા જ છે. તેઓ એસ.ટીમાં કામ કરે છે. ત્રંબકલાલ પીઠડમાં જોશી લાભશંકર ગિરજાશંકર ની પુત્રી નિર્મળાબેન સાથે પરણ્યા છે. તેને એક પુત્ર લાલો છે.

બેચર ભટ્ટ ના એક પુત્ર પ્રભાશંકર જામનગરમાં રહે છે. તેમના પત્નીનું નામ મણીબેન છે. તેમને એક પુત્ર બાબુલાલ છે.

મોહન ભટ્ટ ના પુત્ર ચંદુલાલ પણ ગુલાબ નગર જામનગર મા રહે છે. અને બેંકમાં નોકરી કરે છે. તેમના પત્નીનું નામ દયાગૌરી છે. બીજા પુત્ર રમણીકલાલ. મોહનભાઈ ભટ્ટ ના લગ્ન વ્યાસ ભાણજીભાઈ દયારામની પુત્રી હેમકુવરબેન સાથે થયેલ.

## બાબરા ગ્રુપ






**શ્રી મહાશંકર અમૃતલાલ ભટ્ટ**

મૂળ વતન બાબરા માંથી પ્રયાણ કરી

આત્મબળે ભવ્ય પુરૂષાર્થ કરી મુંબઈ

માં વ્યવસાય ક્ષેત્રે સ્થિર થનાર

પ્રારબ્ધી પુરુષ.

જાદવજી ભટ્ટ બાબરા માં રહેતા. તેમના પુત્ર જગન્નાથ.

જાદવજી ભટ્ટ ના લગ્ન ધારી માં રહેતા જોશી મણિશંકર હરજી નાબેન ગોમતી બેન સાથે થયા. તેમનું અવસાન થતાં ગોમતીબેન નાના જગન્નાથ ને લઈ ને ધારી માં રહેવા આવ્યા અને જગન્નાથને મોટા કર્યા.

તે પછી જગન્નાથ મુંબઈ ગયા. જગન્નાથ ના લગ્ન મેઘપરના મહેતા શાંતિલાલ ચત્રભુજ ની પુત્રી સાથે થયા.

જગન્નાથ નું અવસાન થયેલું છે.

અમૃતલાલ ભટ્ટ નું કુટુંબ પણ બાબરામાં રહેતું. અમૃતલાલ ના લગ્ન લતિપર ના જોશી નાગેશ્વર ગોવિંદજી ના દીકરી વ્રજકુંવરબેન સાથે થયા. તેના સંતાનમાં એક પુત્ર મહાશંકર તે મુંબઈ ગયા હતા. બીજા પુત્ર ગુણવંતરાય તે બાબરામાં રહે છે અને ત્યાં ધંધો કરતા. તેમના લગ્ન લતીપુર ના મહેતા જીવરામ ત્રિભુવનની દીકરી તુલજાગૌરી સાથે થયા. શ્રી મહાશંકરને સંતાનમાં દિકરા-દિકરીઓ છે તેઓ મુંબઈમાં જ સ્થિર થયા છે.

મહાશંકર ભાઈ ને બે પુત્રો. મોટા પુત્ર જયપ્રકાશ ના લગ્ન દૂધઈ ના મહેતા ગંગારામ અમૃતલાલ ની પુત્રી જયશ્રીબેન સાથે થયા તેમના સંતાનમાં એક પુત્ર અમિત છે.

| મેહતા કુટુંબ | પાના નં. |
|---|---|
| -નથુ તુલસી | 525 |
| -ચીતલ | 535 |
| -ચમારડી | 543 |
| -નગરપીપડીયા | 556 |
| -નાગાજાર | 558 |
| -માલવણ | 573 |
| -મેઘપર | 578 |
| -પીઠડ | 581 |
| -રાજકોટ (હિરજી માસ્તર શાખા) | 590 |
| -લતીપુર | 595 |
| -વડાળા | 635 |
| -દુધઇ | 645 |

## નથુ તુલસી મહેતા ની વિગત:-






**શ્રી રતિલાલ રામેશ્વર મહેતા**



**શ્રી નારદલાલભાઈ રામેશ્વરભાઇ મેહતા  સાંતાબેન નારદલાલભાઈ મેહતા**

વિદાય- 14-3-1991 વિદાય-29-11-1997

શ્રી નારદલાલભાઈ એક સૌમ્ય, લાગણીસીલ વ્યકતી હતા. આ ગ્રંથ ની વિગત

આપવામાં તેમનો સિહ ફાળો હતો, નાત પટેલ નથુ દાદા ના વંશજ એવા નારદલાલભાઈ વડાળા થી નવાગામ, પાલિતાણા અને ભાવનગર સ્થિર થયા.

સાંતાબેને પણ સંતાનો ને જીવન ઉપયોગી સંસ્કાર આપ્યા.

વંદના- બકુલભાઇ, હરેશભાઈ



**હરીલાલ કામેશ્વર મહેતા**
સ્વર્ગવાસ તારીખ: ૨૩/૦૮/૧૯૯૭

**કાંતાબેન હરીલાલ મહેતા**
સ્વર્ગવાસ તારીખ: ૨૧/૦૩/૨૦૧૭



**જટાશંકર દામજીભાઈ મહેતા**
તેઓ જન્મથી જ સૂરદાસ હતા અને પૂરું જીવન બાળબ્રહ્મચારી રહ્યા હતા.
તેઓ ગાયત્રી માતાજીની ખુબજ ઉપાસના કરતા હતા અને તેઓને ગાયત્રી માતાજી સાથે સક્ષાતકાર થતો.

શ્રી નથુ તુલસી મહેતા જ્ઞાતિ પટેલ બન્યા.આ પદ વંશ વારસામાં ચાલુ રહેલું. તેમના પછી તેમના વંશજો અકળ કારણોસાર લતિપર ના ક્ષત્રિય ગોહિલવાડ તરફ પ્રયાણ કર્યું. ત્યારે વડાડા થી ભવાનીશંકર ના પુત્રો માવજીભાઈ અને દામજીભાઈ ને ગોરપદું આપી સાથે પાલીતાણા પાસે નવાગામ તેડી ગયા હતા. આ ક્ષત્રિય દ્વારા દામજીભાઇ ગોર ના નામે ભાવનગર-રાજકોટ આરપીડી પર સણોસરા ગામે અતિ પૌરાણિક સાંઢીડા મહાદેવ મંદિરે દર શ્રાવણ માસની વદ બારસે ચોર્યાસી કરવામાં આવે છે.

મોટા પુત્ર દામજીભાઈ 1860 થી 1920 સુધી નાત પટેલ ની જવાબદારી નિભાવી.

તેમણે 4 પુત્ર વાઘજી, રતિલાલ, રામેશ્વર અને જટાશંકર અને બે પુત્રી હતા. મોટા પુત્ર વાઘજી એ પણ 1920 થી 1935 સુધી નાત પટેલ ની જવાબદારી સંભાળી હતી, વાઘજી ભાઈ લાંબુ જીવી ના શક્યા, તેના પછી રતિલાલભાઈ નાત પટેલ બન્યા, વાઘજીભાઈ ને ત્રણ પુત્ર ભૂપત, ત્રિભુવન અને બાબુ હતા.

- રતિલાલના (દામજીભાઈના પુત્ર) લગ્ન ઈશ્વરીયાવાળા વ્યાસ કેશવલાલ ભવાનીશંકરની પુત્રી જડાઉબેન સાથે થયેલ.
  રતિલાલે પણ અંદાજીત ૧૯૩૫ થી ૧૯૪૫ સુધી જ્ઞાતિ પટેલ તરીકે કાર્ય કરતા હતા. પરંતુ તેઓની તબિયત લાંબા સમય સુધી નાદુરુસ્ત રહેતી. જેથી તેઓ હરીલાલ કામેશ્વર મહેતાને પોતાની સાથે જ્ઞાતિ પટેલના કાર્યોમાં રાખતા. સમયાંતરે જ્ઞાતિ પટેલની વ્યવસ્થા ઘટવામાંડી હતી. રતિલાલને ચાર દીકરી હતી, નિમુબેન, ચંપાબેન, સરોજબેન અને રમાબેન
- રામેશ્વરભાઈને (દામજીભાઈના પુત્ર) એક પુત્ર નારદભાઈ અને એક પુત્રી લલીતાબેન હતા.
- જટાશંકર (દામજીભાઈના ચોથા પુત્ર) સૂરદાસ હતા. તે બાળબ્રહ્મચારી રહી ગાયત્રી ઉપાસના કરતા હતા. પાઘડી બંધાય તેવી વાળની જટા હતી. (તેઓની વિશેષ વિગત ઉપલબ્ધ નથી)
- કંચનબેનના (દામજીભાઈના પહેલા પુત્રી) લગ્ન ઈશ્વરીયાવાળા પોપટલાલ વિઠ્ઠલજી વ્યાસ સાથે થયેલ.

- _____બેનના (દામજીભાઈના બીજી પુત્રી) લગ્ન ચત્રભુજ ઝીણાભાઈ મહેતા સાથે થયેલ.
- ભુપતભાઈ (વાઘજીભાઈના દીકરા)ના લગ્ન બાબરાના કુસુમબેન સાથે થયેલ. (તેઓની વિશેષ વિગત ઉપલબ્ધ નથી)
- ત્રિભુવનભાઈ (વાઘજીભાઈના દીકરા)ના લગ્ન હાલ અમેરિકામાં રહેતા હસમુખભાઈ તથા મહેન્દ્રભાઈ કામદારના બેન કમળાબેન સાથે થયેલ. ત્રિભુવનભાઈને એક પુત્ર મહિપતભાઈ અને બે પુત્રી સુશીલાબેન અને વર્ષાબેન
- બાબુભાઈ (વાઘજીભાઈના દીકરા)નું નાની ઉંમરે અવસાન થયેલ. (તેઓની વિશેષ વિગત ઉપલબ્ધ નથી)

- નિમુબેનના (રતિલાલના પહેલા પુત્રી) લગ્ન ભાવનગર, અન્ય બ્રાહ્મણ સમાજમાં થયેલ.
- ચંપાબેનના (રતિલાલના બીજા પુત્રી) લગ્ન પીલવાય, નારદલાલ હીરાભાઈ જોશી સાથે થયેલ.
- સરોજબેનના (રતિલાલના ત્રીજા પુત્રી) લગ્ન રાજકોટ, અરવિંદભાઈ મોહનભાઈ ઉપાધ્યાય સાથે થયેલ.
- રમાબેનના (રતિલાલના ચોથા પુત્રી) લગ્ન પીઠળના, હિમતભાઈ લક્ષ્મીશંકરભાઈ ભટ્ટ સાથે થયેલ.

- નારદલાલ (રામેશ્વરભાઈના પુત્ર) ભાવનગર સ્થિર થયેલ તે પોલીસ ડિપાર્ટમેન્ટની સેવામાં જોડાયેલ.

  નારદલાલના ત્રણ લગ્ન થયેલ.

  **<u>પહેલા લગ્ન:</u>**

  ચાડિયા હરગોવિંદભાઈની દીકરી સાથે થયેલ. પહેલા લગ્નથી બે પુત્રી થયેલ એક હીરાબેન અને બીજા લાભુબેન

  **<u>બીજા લગ્ન:</u>**

  ભાઈશંકરભાઈ **<u>મેગણી</u>**વાળાની (હાલ વડોદરા) બહેન સાથે થયેલ.

  **ત્રીજા લગ્ન:**

પીઠળના નાનજી ગૌરીશંકર જોશીના ત્રીજા નંબરના પુત્રી શાંતાબેન સાથે થયેલા. ત્રીજા લગ્નથી તેમને બે પુત્ર બકુલભાઈ અને હરેશભાઈ અને ત્રણ પુત્રી પ્રેમીલાબેન, મંજુલાબેન અને ત્રિગુણાબેન

- લલીતાબેનના (રામેશ્વરભાઈના પુત્રી) લગ્ન લક્ષ્મીશંકર પોપટલાલ ઉપાધ્યાય સાથે થયેલ.
- મહિપતભાઈના (ત્રિભુવનભાઈના દીકરા) લગ્ન મુળ દુધઈના મહેતા (પંચગીનીવાળા) લાભશંકર પ્રભાશંકર મહેતાની પુત્રી અરુણાબેન સાથે થયેલ.
  મહીપતભાઈને ત્રણ સંતાન છે. બે પુત્ર ભરતભાઈ, યોગેશભાઈ અને એક પુત્રી કોમલબેન છે.
- સુશીલાબેનના (ત્રિભુવનભાઈની મોટી દીકરી) લગ્ન મહેસાણાના પ્રવિણચંદ્ર જોશી સાથે થયેલ.
- વર્ષાબેનના (ત્રિભુવનભાઈની નાની દીકરી) લગ્ન મુંબઈમાં રહેતા હર્ષદરાય પ્રભાશંકર જોશી સાથે થયેલ.
- હીરાબેનના (નારદલાલના પહેલા લગ્નથી પહેલા દીકરી) લગ્ન લતીપરના હરખશંકર ખોડીદાસ મહેતાના મોટા પુત્ર રમણીકલાલ સાથે થયેલ.

લાભૂબેનના (નારદલાલના પહેલા લગ્નથી બીજા દીકરી) લગ્ન બાબરાના જયશંકર કાનજીભાઈ જાની સાથે થયેલ

- બકુલભાઈના (નારદલાલના ત્રીજા લગ્નથી પહેલા દીકરા) લગ્ન સુરેન્દ્રનગરના જોશી જગજીવનભાઈ ની પુત્રી જ્યોત્સના સાથે થયેલ. તેઓ પોલીસ ખાતામાં નોકરી કરતા. હાલ તેઓ નિવૃત જીવન જીવી રહ્યા છે અને હાલ જામનગર સ્થિર થયેલ છે. બકુલભાઈને એક પુત્ર ભદ્રેશ અને ચાર પુત્રી વંદનના, જિજ્ઞા, ઉમા અને અશ્વિની છે.
- હરીશભાઈના (નારદલાલના ત્રીજા લગ્નથી બીજા દીકરા) લગ્ન ઠેબાના કાંતિલાલ ત્રંબકલાલ પંડયાની પુત્રી ગીતાબેન સાથે થયેલ છે. હરીશભાઈ હાલ રાજકોટ શહેરમાં સ્થાયી થયેલ છે. હરીશભાઈ ને એક પુત્ર વિરલ અને એક પુત્રી જેતશ્રી છે.
- પ્રેમીલાબેનના (નારદલાલના ત્રીજા લગ્નથી પહેલા દીકરી) લગ્ન જામનગર મગનલાલજી ઉપાધ્યાયના પુત્ર શશીકાંત સાથે થયા છે.

- મંજુલાબેનના (નારદલાલના ત્રીજા લગ્નથી બીજા દીકરી) લગ્ન ચરખાના ભટ્ટ કુટુંબમાં થયેલ છે.
- ત્રિગુણાબેનના (નારદલાલના ત્રીજા લગ્નથી ત્રીજા દીકરી) લગ્ન અલિયાબાડાવાળા અનિલકુમાર છોટાલાલ પંડ્યા સાથે થયેલ છે.
- ભરતભાઈના (મહિપતભાઈના દીકરા) લગ્ન મુંબઈમાં ભરતભાઈ ઉમેશભાઈ શાહની પુત્રી વર્ષાબેન સાથે થયેલ છે.
  ભરતભાઈ ને બે પુત્ર શ્લોક અને અંશ છે
- યોગેશના (મહિપતભાઈના દીકરા) લગ્ન મુંબઈમાં જગદીશભાઈ સોનીની પુત્રી પૂજાબેન સાથે થયેલ છે.
  યોગેશભાઈ ને એક પુત્ર વેદ છે
- કોમલબેનના (મહિપતભાઈના દીકરી) લગ્ન મુંબઈમાં રાવલ પરિવારમાં થયેલ છે.

- ભદ્રેશના (બકુલભાઈના પુત્ર) લગ્ન અલીયાબાળાના ગીરીશભાઈ ખોડીદાસ પંડ્યાની પુત્રી માલતી સાથે થયેલ છે. ભદ્રેશભાઈ (બકુલભાઈના પુત્ર)એ MBA સુધી અભ્યાસ કરેલ છે અને હાલ તેઓ જામનગર ખાતે બેન્કમાં નોકરી કરે છે. તેમને એક પુત્રી છે.
- વંદનના (બકુલભાઈની મોટી પુત્રી) લગ્ન રાજકોટના જસ્મીનકુમાર ચંદ્રકાંતભાઈ પંડ્યા સાથે થયેલ છે.
- જિજ્ઞાના (બકુલભાઈની બીજી પુત્રી) લગ્ન પીઠળના હાલ જામનગર ઈશ્વરલાલ કલ્યાણજી મહેતા ના પુત્ર હરેશભાઈ સાથે થયેલ છે.
- ઉમાબેનના (બકુલભાઈની ત્રીજી પુત્રી) લગ્ન વડીયાવાળા હાલ રાજકોટ કિશોરભાઈ કેશરલાલ ભટ્ટના મોટા પુત્ર હિતેશ સાથે થયેલ છે.
- અશ્વિનીના (બકુલભાઈની ચોથી પુત્રી) લગ્ન પણ વડીયાવાળા હાલ રાજકોટ કિશોરભાઈ કેશવલાલ ભટ્ટના નાના પુત્ર રાજ સાથે થયેલ છે.

- વિરલભાઈના (હરીશભાઈના પુત્ર) લગ્ન નાગજાર ગામમાં દિવ્યેશભાઈની પુત્રી ચાંદનીબેન સાથે થયેલ છે. વિરલભાઈ "ઋતુરાજ એન્ટરપ્રાઈઝ" નામની પ્રાઇવેટ કંપનીમાં કામ કરે છે. વિરલભાઈને એક પુત્ર હિતરાજ છે.
- જેતશ્રીના (હરીશભાઈના પુત્રી) લગ્ન રાજકોટના પ્રદીપભાઈ સાથે થયેલ છે.

  - શ્લોક (ભરતભાઈના પહેલા દીકરા) હાલ અભ્યાસ કરી રહ્યા છે.
  - અંશ (ભરતભાઈના બીજા દીકરા) હાલ અભ્યાસ કરી રહ્યા છે.
  - વેદ (યોગેશભાઈના દીકરા) હાલ અભ્યાસ કરી રહ્યા છે.
- હિતરાજ (વિરલભાઈના દીકરા) હાલ અભ્યાસ કરી રહ્યા છે.

## ભવાનીશંકર મહેતા ના દીકરા માવજીભાઈ ની વિગત

- માવજીભાઈના પહેલા લગ્ન (નામ ખબર નથી) સાથે થયા હતા. આ પહેલા લગ્નથી તેઓને એક પુત્રી લાડુબેન હતા. ભવાનીશંકર મહેતા ના દીકરા માવજી દાદા ની વિગત
- માવજીભાઈના બીજા લગ્ન ધારી હરજીવન જોશીની પુત્રી ઉજજમબેન સાથે થયેલ. આ બીજા લગ્નથી તેઓને એક પુત્ર કામેશ્વર અને બે પુત્રી કંચનબેન અને શામબાઈ (શ્યામકુંવરબેન) હતા.
- લાડુબેનના (માવજીભાઈના પહેલા લગ્નથી દીકરી) લગ્ન ખીમજી રાઘવજી પંડયા સાથે થયેલ.

- કામેશ્વરભાઈના (માવજીભાઈના બીજા લગ્નથી દીકરા) પણ જ્ઞાતિ પટેલ તરીકે કાર્ય કરતા હતા. કામેશ્વરભાઈના લગ્ન ગોંડલવાળા રૂગનાથ મેઘજી પંડ્યાની પુત્રી વેણુબાય સાથે થયેલ. સંવત 74માં  સૌરાષ્ટ્રમાં પ્લેગની બીમારી ફેલાયેલ, તે સમયે કામેશ્વરભાઈ તેના મોસાળમાં કોઈ કામ અર્થે ગયેલ ત્યાં તેમનો યુવા અવસ્થામાં પ્લેગની ગંભીર બીમારીના કરણે અવસાન થયેલ. તેમને એક પુત્ર હરિલાલ હતા.
- કંચનબેન (માવજીભાઈના બીજા લગ્નથી દીકરી) (તેઓની વિશેષ વિગત ઉપલબ્ધ નથી)
- શામબાઈ/શ્યામકુંવરબેન (માવજીભાઈના બીજા લગ્નથી દીકરી) (તેઓની વિશેષ વિગત ઉપલબ્ધ નથી)

હરિલાલના (કામેશ્વરભાઈના પુત્ર) લગ્ન લતીપુરના હરખશંકર ખોડીદાસ મહેતાની મોટી પુત્રી કાંતાબેન સાથે થયેલ. હરિલાલના નાનપણમાં પિતા અને

માતા ગુજરી ગયેલ હોવાથી મોટાભાગે તેઓના મોસાળ એવા રૂગનાથ મેઘજી પંડ્યાને ત્યાંજ રહેતા હતા અને મોટા થયેલ. હરિલાલને ટૂંકાગાળા માટે માંખાવડ દરબારમાં કામદાર તરીકેની કામગીરી કરેલ. સૌરાષ્ટ્ર રાજ્યના લાઠી મુકામે મામલતદારની કચેરીમાં (રેવન્યુ ખાતામાં) નોકરીએ લાગેલ, 1954માં તેઓની બદલી પાલીતાણા ગામે થયેલ, ત્યારથી તેઓ ત્યાં જ પાલીતાણા ગામે જ સ્થાયી થયા. વડવાઓના યજમાનોનું (લતીપુરા રાજપુત) ગોરપદુ સંભાળેલ, દાયકાઓ સુધી ગોરપદુ સંભાળ્યા બાદ, 1977માં વૃધ્ધાવસ્થાને કારણે યજમાનોનું કામ થઈ શકે તેમ ના હોવાથી, તેમજ બંને પુત્ર સરકારી નોકરીએ લાગેલ હોય જેથી તેઓ પણ ગોરપદુ સંભાળી શકે તેમ ના હોવાથી યજમાનોના આગેવાનોને ગોરપદા તરીકે મુક્તિ આપવા વિનંતી કરી, યજમાનની કામગીરી માંથી મુક્ત થયેલ. હરિલાલ દર વર્ષે આખો શ્રાવણ માસ સાંઢીડા મહાદેવ રહી, અનુષ્ઠાન પૂજા પાઠ જપ તપ કરતા હતા. હરિલાલને (કામેશ્વરભાઈના પુત્ર) બે પુત્ર પ્રવીણ અને અશોક તેમજ પાંચ પુત્રી ઉષાબેન, જ્યોત્સનાબેન, લતાબેન, સુરેખાબેન અને હર્ષાબેન છે.

- પ્રવીણભાઈ (હરિલાલના મોટા પુત્ર) એગ્રીકલ્ચર ડિપાર્ટમેન્ટની સરકારી નોકરીમાં જોડાયેલ. નોકરી દરમિયાન તેઓ પાલીતાણા, તળાજા, ભાવનગર, અમરેલી અને છેલ્લે ગાંધીનગર ખાતે સેવા બજાવેલ. ૨૦૧૧માં તેઓ નિવૃત્ત થયા અને અમદાવાદ ખાતે સ્થાયી થયેલ. પ્રવીણભાઈના લગ્ન પીઠડના હાલ જામનગરના ભાઈશંકરભાઈ નાનજીભાઈ જોશીની મોટી પુત્રી ભાવના સાથે થયેલ.
  પ્રવીણભાઈને સંતાનમાં એક પુત્ર સંદીપભાઈ અને એક પુત્રી જલ્પાબેન છે.
- અશોકભાઈ (હરિલાલના નાના પુત્ર) જી.ઇ.બીમાં સરકારી નોકરીમાં જોડાયેલ. નોકરી દરમિયાન તેઓ સોનગઢ, વરતેજ, સોજા, મહુવા, ભાવનગર વગેરે જગ્યાઓએ સેવા બજાવેલ છે. 2019માં તેઓ નિવૃત્ત થયા અને અમદાવાદ ખાતે સ્થાયી થયેલ.
  અશોકભાઈના (હરિલાલના નાના પુત્ર) લગ્ન ચિત્તલના રસિકલાલ અમૃતલાલ મહેતાની મોટી પુત્રી હિના (હર્ષા) સાથે થયેલ છે.
  અશોકભાઈને બે પુત્ર મિલાપભાઈ અને ચિરાગભાઈ છે.
- ઉષાબેનના (હરિલાલના મોટા પુત્રી) લગ્ન જામનગર શાસ્ત્રી વૃજલાલ વાલજી ઉપાધ્યાયના મોટા પુત્ર પુષ્કરભાઈ ઉપાધ્યાય સાથે થયેલ છે.

તેમને બે પુત્ર અલ્પેશ અને કૌશિક અને એક પુત્રી દર્શના છે.

- જ્યોત્સનાબેનના (હરિલાલના બીજા પુત્રી) લગ્ન ખાંભા/ઓખાના મગનલાલ પ્રાણશંકરભાઈ વ્યાસના પુત્ર અશોકભાઈ વ્યાસ સાથે થયેલ છે.
  તેમને એક પુત્ર બિમલ અને એક પુત્રી મિતલ છે.
- લતાબેનના (હરિલાલના ત્રીજા પુત્રી) લગ્ન રાજકોટના નર્મદાશંકર વલ્લભજી વ્યાસના નાના પુત્ર હર્ષદભાઈ વ્યાસ સાથે થયેલ છે.
  તેમને એક પુત્ર મયંક અને બે પુત્રી આશિત અને હિતાક્ષી છે.
- સુરેખાબેનના (હરિલાલના ચોથાપુત્રી) લગ્ન અલ્યાબાળાના ગીરજાશંકર માવજીભાઈ પંડ્યાના મોટા પુત્ર જ્યોતિષભાઈ પંડ્યા સાથે થયેલ છે.
  તેમને બે પુત્રી ભક્તિ અને ભાર્ગવી છે.
- હર્ષાબેનના (હરિલાલના પાંચમાં પુત્રી) લગ્ન વડીયાવાળા કેશવલાલ પ્રાણજીવન ભટ્ટના નાના પુત્ર વિનોદભાઈ ભટ્ટ સાથે થયેલ છે.
  તેમને એક પુત્ર દેવલ (દેવેન) અને એક પુત્રી ધારા છે.
- સંદીપભાઈએ (પ્રવીણભાઈ મહેતાના પુત્ર) B.COM, PGDCA, Electronics Mechanic અને MBA જેવા ઉચ્ચ અભ્યાસ કરેલ છે. સંદીપભાઈ હાલ અમદાવાદ શહેરમાં પ્રતિષ્ઠિત કંપનીમાં ઉચ્ચ હોદ્દા પર નોકરી કરી રહ્યા છે. તેઓના લગ્ન ૨૦૧૧માં થયેલ છે. તેઓને એક પુત્ર શ્લોક મહેતા છે.
- જલ્પાબેનના (પ્રવીણભાઈ મહેતાના પુત્રી) લગ્ન ચરખાના પંડ્યા હાલ અમદાવાદના સ્વ. કિરીટકુમાર વ્રજલાલ પંડ્યાના પુત્ર રાહુલ પંડ્યા સાથે થયેલ છે. તેઓને એક પુત્ર ક્રીષન રાહુલ પંડ્યા છે.
- મિલાપભાઈએ (અશોકભાઈ મહેતાના પુત્ર) ગ્રેજ્યુએટનો અભ્યાસ કરેલ છે. મિલાપભાઈ હાલ રાજકોટ શહેરમાં ઇવેન્ટ મેનેજમેન્ટ કંપનીમાં મેનેજર કક્ષાની નોકરી કરી રહ્યા છે. તેઓના લગ્ન અમરેલીના જીતેન્દ્રભાઇ રાવલની નાની પુત્રી વૈશાલી સાથે થયેલ છે.
- ચિરાગ (અશોકભાઈ મહેતાના પુત્ર) અમદાવાદ શહેરમાં પ્રતિષ્ઠિત કંપનીમાં સર્વિસ અને મેઈન્ટેનન્સ ડીપાર્ટમેન્ટમાં સરસ નોકરી કરી રહ્યા છે તથા અલગથી ઇલેક્ટ્રીકલ અને AC સર્વિસ, રીપેરીંગ, મેઈન્ટેનન્સને લગતું કામ અને કોન્ટ્રાક્ટ પણ કરે છે.
  - શ્લોક (સંદીપભાઈના દીકરા) હાલ ૨૦૨૩માં અંદાજીત ૧૦ વર્ષના છે અને કેન્દ્રીય વિદ્યાલયમાં છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરી રહ્યા છે.

# ચીતલ નું મહેતા કુટુંબ

આ કુટુંબ પણ મૂળ સિહોર પાસેના વળાવડ ગામે વસ્તુ હતું. તેમના કુળદેવી વળાવડી માતાજી છે. પછી સમય જતાં સૌરાષ્ટ્રમાં ફરતા-ફરતા ચિતલ મુકામે ગોઠવાયા હશે. તેમની માહિતી ભાઈ શ્રી દિનકરભાઈ એ આપી છે તેઓ વળાવડા મહેતા તરીકે ઓળખાય છે. તેમનું પ્રવર ત્રિપ્રવર છે.

## ચીતલ નું મહેતા કુટુંબ....


મેઘજી
નરસિંહ
મુળજી
ખોડાભાઇ
ભોળાભાઇ
પોપટભાઇ------------------ મોહનભાઇ
નર્મદાબેન-અમૃતબેન
દિનકરભાઇ
જયશ્રી-દિપક
ધનવીર
કાલિદાસ
પ્રભાશંકર
મણિશંકર-નંદલાલ-અમૃતલાલ-વ્રજલાલ---- -------વેણીશંકર
દલપતરાય
રસિકલાલ-બટુક-રમેશ-જગદીશ
વીનુ
યોગેદ્ર----------વિજય-----દિલીપ----------નરેશ
બીપીન-રાજેશ
દિલીપ
હિરેન-જીજ્ઞા
મુકુંદ--હરિવદન-શૈલેષ
ચંદ્રેશ-ચંદા
ધવલ
કૃતાર્થ
જીદનાશ-અજય
ખુશ-શ્યામા
શિવાની-જય-ઓમ
કુશ
આદિત્ય



શ્રી પોપટભાઈ ભોળાભાઈ મહેતા



શ્રી મોહનભાઇ ભોળાભાઈ મહેતા



શ્રી દિનકરભાઈ મોહનભાઇ મહેતા



શ્રી દીપકભાઈ દિનકરભાઈ મહેતા

મુળજી મેતા ચિતલ માં રહેતા અને બ્રાહ્મણ નું કામ કરતા. તેમના પુત્ર ખોડાભાઈ પણ એ રીતે જ જીવ્યા. તેમને પણ એક પુત્ર તે ભોળાભાઈ. ભોળાભાઈ ના લગ્ન ઢસા (ગોપાલગ્રામ)  ના ભટ્ટ કુટુંબ માં થયેલા. તેમને સંતાનમાં બે પુત્રો પોપટલાલ અને મોહનભાઈ.

ભોળાભાઈ શરીરે પડછંદ અને સારા કર્મકાંડી હતા. બુલંદ અવાજે તેવો મંત્રોચાર કરતા. તેમના મોટા પુત્ર પોપટભાઈ મોટા થઈ મુંબઈ ગયેલા. ત્યાં એક ઝવેરી માં નામા લખવાનું કામ શરૂ કરેલું. પરંતુ પછી પિતાની પાસે રહેવા માટે પોતે ચીતલ આવ્યા. અને નાનાભાઈ મોહનલાલને મુંબઈમાં આ કામ પર બેસાડ્યા.

પોપટ ભાઈ ના લગ્ન નડાળા-રાણપર ના વ્યાસ કુટુંબના દીકરી કસળીબેન સાથે થયેલા. તેમને સંતાનમાં બે પુત્રીઓ હતી. અમૃતબેન તેના લગ્ન ચાળીયા ના પંડ્યા ત્રંબકલાલ ભાણજી સાથે થયા તેના પુત્ર ભાઈ ગિરજાશંકર. નર્મદાબેન ના લગ્ન બાબરાના જાની લાભશંકર કાનજી સાથે થયા. તેમને એક પુત્ર જયંતીલાલ છે.

પોપટભાઇ કર્મકાંડમાં આગળ વધ્યાં. યજ્ઞ કરાવતા. પિતા-પુત્રની જોડી અનેક યજ્ઞમાં અગ્રસ્થાને રહેતી. તેમણે પોતાના ઘરમાં બહુચરાજી માતાજીની સ્થાપના કરી. દર નવરાત્રિમાં વિધિ-વિધાન પૂર્વક પૂજા અર્ચના કરતા.

તેમના વંશજ ભાઈ દિનકરરાયે પણ આ પ્રથા હજુ ચાલુ રાખી છે. પોપટભાઇ યજમાનના પ્રીતિપાત્ર હતા. તેમના મુખ્ય યજમાનો “સગર” જ્ઞાતિ ના હતા. તેમના બધા કાર્યો એ કરાવતા.

પોપટભાઈ ના નાના ભાઈ મોહનભાઈ મુંબઈમાં હિસાબનીશ તરીકે ગોઠવાઇ ગયેલા. તેમના પ્રથમ લગ્ન નિષ્ફળ થાણાં દેવડી ના જોશી મયાશંકર નારણજી ની પુત્રી નંદુબેન સાથે થયેલા. તેમને સંતાન ન હોવાથી મોહનભાઈ એ બીજા

લગ્ન બાબરાના જોશી કામેશ્વર ભવાનીશંકર ના પુત્રી ચંપાબેન સાથે કર્યા. તેમનાથી તેમને એક પુત્ર થયા. તેનું નામ દિનકરરાય.

મોહનભાઈ મુંબઈમાં છીપીચાલમાં વર્ષો સુધી રહી નજીકમાં ઝવેરી ત્રિભુવન ભીમજી ની દુકાન માં સેવા કરી. તેઓ કર્તવ્યનિષ્ઠ, પ્રમાણિક અને વફાદાર કાર્યકર હતા. શેઠની તેમના પર સારી લાગણી હતી.

મોહનભાઈના અવસાન પછી ભાઈ દિનકરરાય પણ આ પેઢીમાં જ ગોઠવાઈ ગયા છે. અને ખૂબ સારી કામગીરી બજાવે છે. શ્રી દિનકરરાય ના લગ્ન રાજ્યગુરુ ગોરધનદાસ અજરામર ના પુત્રી મંજુલાબેન સાથે થયા છે. તેઓ અંધેરીમાં પોતાના મકાનમાં રહે છે. તેમ છતાં ચીતલ નો વસવાટ ચાલુ રાખ્યો છે. દર નવરાત્રિમાં આવીને માતાજીની પૂજા-અર્ચના ની વિધિ કરે છે. તેમને એક પુત્ર દીપક છે અને એક પુત્રી જયશ્રી છે. તેના લગ્ન રાજકોટમાં અશ્વિન મહેતા સાથે થયા છે.

## ચીતલ ની શાખા નંબર 2






**શ્રી વેણીભાઇ પ્રભાશંકર મહેતા**

**સ્વર્ગવાસ: 05-03 1993**



**હંસાબેન વેણીભાઇ મહેતા**

**સ્વર્ગવાસ: 07-09-1971**

આ કુટુંબ પણ ચીતલ માં રહેતું. કાલિદાસ મહેતા ના લગ્ન પાળ-ઉટવડ ના ભટ્ટ સુંદરજી મુળજી ના દીકરી જેઠીબેન સાથે થયેલા તેમના પુત્ર પ્રભાશંકર તે પણ ચીતલ માં જ બ્રાહ્મણ કર્મ કરતા. પ્રભાશંકર ના લગ્ન ના કાળા દેવજી ના બહેન સાથે થયેલા. તેમને પાંચ પુત્રો થયા.

મોટા મણિશંકર ચિતલ માં જ રહેલા. મણિશંકર ના લગ્ન અલીયાબાડા-ખીલોસ ના પંડ્યા દુર્લભજી ના બહેન સાથે થયા તેમને એક પુત્ર દલપતરાય છે દલપતરાય  ચિતલ મા એક સહકારી મંડળીમાં કામ કરતા. તેમના લગ્ન રૈયા હાલ નવસારી ના જોશી મણિશંકર મંગળજી ની દીકરી સાથે થયા.

નંદલાલ ના લગ્ન લતીપર ના હાલ અમદાવાદ વ્યાસ ડાયાભાઈ ભીમજી ના દીકરી મોતીબેન સાથે થયેલા તેમને કોઈ સંતાન નથી.

શ્રી અમૃતલાલ રંગૂન પહોંચેલા. ત્યાં લોજ,વીસી ચલાવતા પછી તેમણે તેના ભાઈ વ્રજલાલ ને પણ ત્યાં તેડાવેલા. અમૃતલાલ ભાઈ ના લગ્ન વડાળા રાજકોટના મહેતા મોનજી ગંગાધર ની પુત્રી કાંતાબેન સાથે થયેલા. વિશ્વ યુદ્ધ વખતે તેમને બર્મા છોડવું પડયું. પછી રાજકોટમાં આવી રેસનીગ ની દુકાન કાપડ ની દુકાન વગેરે વ્યવસાયો અજમાવ્યા. તેમના પુત્ર રસિકલાલે પછી યાંત્રિક ઉધોગમાં ઝંપલાવ્યું અને બીજા ભાઈઓને પણ તેમાં ગોઠવ્યા. રસિકલાલ ના લગ્ન પંડ્યા હરિલાલ ખીમજી ના પુત્રી પદ્માબેન સાથે થયા છે. રસિકલાલ હાલ રાજકોટની વેપારી પેઢીમાં સર્વિસ કરે છે. બીજા ભાઇ બટુક ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે. અને નાનાભાઈ રમેશે આંતર જ્ઞાતિય લગ્ન કરેલા છે.

પ્રભાશંકર મહેતાના ચોથા પુત્ર વ્રજલાલે રાજકોટ આવી નાના ભાઈ વેણીશંકર ને ભણાવ્યા. વ્રજલાલ કંદોઇ કામ કરતાં. થોડો વખત અમૃતલાલ ભાઈ પાસે રંગુન પણ ગયેલા. તેમના લગ્ન રાજકોટના વ્યાસ ઉમિયાશંકર મુળજી ના પુત્રી

ચંપાબેન સાથે થયેલા જે રંગૂનમાં જ અવસાન પામેલા. તે પછી શ્રી વૃજલાલ નું પણ અવસાન થયું. તેમને એક પુત્ર છે.

પાંચમા પુત્ર વેણીશંકર તૈયાર થઈ તેમના ભાણેજ મહેતા છોટુભાઈ પ્રાગજી એ વડોદરા જઇ ત્યાં લોજ નો ધંધો શરૂ કરેલો. તેમની પ્રેરણાથી વડોદરા ગયા ધીમે ધીમે વ્યાપારી દ્રષ્ટિ કેળવી આગળ વધ્યા. હાલ ખંડેરાવ માર્કેટમાં પોતાની દુકાન ચલાવે છે. તેમના લગ્ન રાજકોટના વ્યાસ ભીમજી પોપટ ના પુત્રી સાથે થયા છે. તેમને ચાર પુત્રો છે.

યોગેશ તેના પિતા સાથે કામ કરે છે. તેણે ઘેલા રામજી કુટુંબમાં લગ્ન કરેલા છે. (રાજ્યગુરુ પ્રભુલાલ ડાયાભાઈના પુત્રી ભારતી સાથે થયા છે) વિજય ના લગ્ન નવસારીના જોશી મૂળશંકર કરસનજી ની પુત્રી ગીતાબેન સાથે થયા. દિલીપ ના લગ્ન જામનગરમાં થયા છે. શ્રી વેણીભાઈ ના પુરુષાર્થથી આ કુટુંબને સારી રીતે ગોઠવાયેલું છે. અને વડોદરા જેવા શહેરમાં સારો વેપાર જમાવેલો છે.

# ચમારડી ના મહેતા શાખા 1



# ચમારડી ના મહેતા ગ્રુપ 2






હર્ષીદાબેન ધીરજલાલ મહેતા

સ્વર્ગવાસ:11-07-2022

ચમારડી ગામ બાબરા થાણા નું ગામ છે. બાબરા થી પ કિલોમીટર થાય છે. આ ગામે આ કુટુંબના વડવા આવેલા તે પછી તેમાંથી થોડા સ્થળાંતર થયા. એક કુટુંબ રાજકોટમાં વસ્યું. તેના વંશજો હીરજી માસ્તર વગેરે...

બીજી શાખા ચમારડી માં ચાલુ રહી તેના શ્રી ગોપાલજી. ગોપાલજીના બે સંતાનો સામજી અને જીવરામ. શામજીભાઈ ના લગ્ન સમઢીયાળા ના પંડ્યા ચત્રભુજ મોરારજી ના બેન સાથે થયા તેમને બે પુત્રો છે. શામજી ચમારડી માં જ રહીને બ્રાહ્મણ કર્મ કરતા.

ઉમિયાશંકર ના લગ્ન રાણપુર ના વ્યાસ મીઠાભાઇ રણછોડના પુત્રી જકલબેન સાથે થયા. તેમને એક પુત્ર કરુણાશંકર. તે રેલવેમાં સર્વિસ કરે છે. તેના લગ્ન પીઠડ ના જોશી મગનલાલ ખીમજી ની પુત્રી સાથે થયા. તેઓ ઓખામાં રહે છે.

તેમના એક પુત્ર પ્રવીણ ના લગ્ન રૈયા ના જોશી નટવરલાલ મોહનલાલ ની પુત્રી રસીલાબેન સાથે થયા. બીજા પુત્ર ના લગ્ન દુધઈ-મોરબીના ઠાકર કુટુંબોમાં થયા છે. આ ભાઈઓ સુરેન્દ્રનગર કામ કરે છે.

જીવરામ પણ ચમારડી માં જ રહી પૈતૃક ધંધો કર્યો. તેમના પ્રથમ લગ્ન પીઠડ ના જોશી મોરારજી મનજી ના બેન સાથે થયા. બીજા લગ્ન હાપા ના પંડ્યા રતનજી ના પુત્રી સાથે થયા. તેમને ત્રણ પુત્રો વેણીશંકર, લાભશંકર અને ધીરજલાલ. વેણીશંકર ચમારડી માં જ રહે છે. તેના લગ્ન પીઠડ ના જોશી વાલજી કાળા ની પુત્રી સાથે થયા.

લાભશંકર ચમારડી માં જ રહેલા.

ત્રીજા ધીરજલાલ જામનગરમાં બ્રુકબોન્ડ કંપનીમાં કામ કરે છે. તેમના લગ્ન દુધઇ ના ઠાકર ભાઈશંકર વલ્લભજી ની પુત્રી હર્ષિદાબેન સાથે થયા તેમને બે પુત્રો છે કૃષ્ણ અને હરેશ.

ઉમિયાશંકરના નાનાભાઈ છોટાલાલ લાતુર પહોંચ્યા અને ત્યાં લોજ ચલાવતા. તેમના પુત્રો પણ આ ધંધો ચલાવે છે. બીજા સરકારી સેવામાં ગોઠવાયા છે. છોટાલાલ ભાઈ ના લગ્ન માલવણ ના મહેતા શામજી ના પુત્રી શાંતાબેન સાથે થયા.

રવિશંકર ના લગ્ન પીઠળ-રાજકોટના પંડ્યા લાભશંકર વેલજી ના પુત્રી જશવંતીબેન સાથે થયા. આ કુટુંબ લાતુરમાં જ રહે છે.બી

જા પુત્ર પ્રવીણ લાતુરમાં સરકારી નોકરી કરે છે. તેના લગ્ન અમદાવાદના વ્યાસ કુટુંબમાં થયા છે.

ત્રીજા પુત્ર રમેશ પણ લાતુરમાં સરકારી નોકરીમાં છે. તેના લગ્ન મુંબઈના જોશી પરષોત્તમ વિઠ્ઠલજી ની પુત્રી સાથે થયા છે.

## કાનજીભાઈ અજરામર મહેતા ની વિગત..





**શ્રી હરિલાલ મણિશંકર મહેતા**

સ્વર્ગવાસ: 22-08-2009

સ્વભાવે સૌમ્ય, લાગણીસિલ અને મેહનત પ્રવૃતિવાળા, અમદાવાદ મા લોજ સરુકરી પુત્રો ને વ્યવસાય મા જોડયા, પુત્રો ને પ્રમાણિક્તા અને નિષ્ઠા ના પાઠ ભણાવ્યા.



**પ્રભાબેન હરિલાલ મહેતા**

સ્વર્ગવાસ: 7-11-2003

એક કુશળ પ્રતિભાશાળી ગૃહિણી, સંતાન ને ઉચ્ચ સંસ્કાર આપી જીવન ની રાહ બતાવનાર માતા.

**વંદનીય:**

**દિનેશભાઈ, પ્રજ્ઞાબેન, નિકિતાબેન, રાજનભાઈ, કાજલબેન**



શ્રી લાભશંકર મણિશંકર મહેતા

જન્મ: 10-06-1923 સ્વર્ગવાસ: 10-02-2002



લલિતાબેન લાભશંકર મહેતા

સ્વર્ગવાસ: 12-05-1999



શ્રી ધીરજલાલ જીવરામ મહેતા

સ્વર્ગવાસ: 07-11-2008



શ્રી કૃષ્ણકાન્ત ધીરજલાલ મહેતા

સ્વર્ગવાસ: 19-02-2002



શ્રી મગનલાલ મણીશંકર મહેતા



વિનોદીબેન મગનલાલ મહેતા

સ્વર્ગવાસ: 16-10-2023

કાનજીભાઈ નું કુટુંબ ચમારડી છોડીને અમરેલી રહેવા ગયું. તેમના બે પુત્ર મણિશંકર અને જટાશકર ત્રીજા પુત્ર મોહનલાલ ની વિગત નથી.

મણિશંકર ભાઈના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ કેશવલાલ ભવાનીશંકર ના બેન સાથે થયા. મણિશંકર અમરેલીમાં જ રહેતા તેના નાના ભાઈ જટાશંકર અમદાવાદ ગયા અને રસોઈના કામમાં લાગ્યા. તેમણે તે પછી પોતાના ભત્રીજાઓ હરિલાલ, લાભશંકર વગેરેને બોલાવ્યા. તેમણે ગોમતીપુરમાં સત્યનારાયણ લોજ શરૂ કરી. ત્રીજા ભાઈ મુગટલાલ પણ અમદાવાદ પહોંચ્યા. અને કોઈ કાપડ મિલ માં કામે લાગ્યા.

કુટુંબ વિસ્તાર વધતા ધંધો પણ વિસ્તર્યું. શ્રી લાભશંકરે કરિયાણાની દુકાન પણ શરૂ કરી ઉપરાંત રેશનિંગની પણ દુકાન કરી અને તેમાં દીકરા ને ગોઠવ્યા. ધંધો વિકસાવ્યો. મકાનો બનાવ્યા. અને અમદાવાદ સ્થિર થયા.

હરિભાઈ ના લગ્ન અલિયાબાડા ના પંડ્યા મોનજી વૈજનાથ ના પુત્રી પ્રભાબેન સાથે થયા. હરિભાઈ હજુ લોજ ચલાવે છે. અને સાથે દૂધ દહીં નો વેપાર ચાલુ કરેલો છે. હરિભાઈએ તેમના પુત્રોને પણ ઘરના વ્યવસાયમાં ગોઠવ્યા છે. મોટા પુત્ર ધીરજલાલ ના લગ્ન રામપુર ના પડ્યા વ્રજલાલ ભગવાનજી ના પુત્રી રેખાબેન સાથે થયા છે.

બીજા પુત્ર દિનેશ ના લગ્ન રાજકોટ ના બળવંતરાય હરિલાલ વ્યાસ ની પુત્રી પ્રજ્ઞા સાથે થયા છે. તેને એક પુત્રી નિકિતા અને પુત્ર રાજન છે. દિનેશભાઇ B.A.P.S સાહીબાગ મા પ્રકાશ પત્રિકા વિભાગ મા કામ કરે છે.

પુત્રી નિકિતા ના લગ્ન જેતપુર ના જયેશભાઈ જે. પંડયા ના પુત્ર કૃણાલ સાથે થયા છે.

પુત્ર રાજન ના ગુજરાત ગોલ્ડ સેન્ટર રખિયાલ મા અકાઉંટ તરીકે કામ કરે છે તેના લગ્ન રાજકોટ ના સંજયભાઈ વજેશંકર મહેતા ની પુત્રી કાજલ સાથે થયા.

બીજા ભાઈ લાભશંકર ના લગ્ન ચીતલ ના મહેતા મણિશંકર ના પુત્રી લલીતાબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે. બધા ધંધામાં ગોઠવાયેલા છે.

મોટા પુત્ર નીરુભાઈ ના લગ્ન જામનગરના પંડ્યા અચરતલાલ ગિરજાશંકર ની પુત્રી મધુબેન સાથે થયા.

બીજા ભાઈ ભરતકુમાર ના લગ્ન પીઠળ-કાલાવડના જોશી વિનોદરાય દુર્લભજી ના પુત્રી સાથે થયા છે.

ત્રીજા ભાઈ રમેશ ના લગ્ન પંડ્યા હેમતલાલ ભાઈશંકર (બાડા) રાજકોટના પુત્રી માલતીબેન સાથે થયા.

ચોથાભાઈ દિલીપ ના લગ્ન જેતપુર-નગરપીપળીયા પંડ્યા જયંતીલાલ હરિલાલ ની પુત્રી સાથે થયેલ.

મુગટરાયના લગ્ન લતીપુર-પસાયા રાજકોટમાં ઉપાધ્યાય કાનજી મોનજી ની પુત્રી ચંપાબેન સાથે થયા. તેમના બીજા લગ્ન મેંગણી-વડોદરાના રાજ્યગુરુ જાની ભાઈશંકર ગંગારામ ની પુત્રી સાથે થયા.

કાનજીભાઈ ને બીજા પુત્ર જટાશંકર ના લગ્ન પીઠડ-થાણાદેવડી ના જોશી ઓધવજી નારણજી ના પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર શિવલાલ છે. તે પણ કુટુંબના વેપારમાં જોડાયા છે. તેના લગ્ન ચાડીયા ના પંડ્યા ભુદરજી મકનજી ના પુત્રી શારદાબેન સાથે થયા. મુગટ ભાઈ ને ચાર પુત્રો છે. નરેન્દ્ર, જીતેન્દ્ર જયેશ અને પરેશ. શિવલાલભાઈ ને બે પુત્રો છે યોગેશ અને સુરેશ.

મણીભાઈના મોટા પુત્ર હરિભાઈ ગોમતીપુરમાં રહે છે. લાભુભાઈ રખિયાલ માં રહે છે. મુગટભાઈ રાયપુર મીલ પાસે ગુજરાત હાઉસિંગ સોસાયટીમાં રહે છે. આ એક નાનકડી શાખા છે. આ શાખાના પૂર્વજોને લાઠી ગામે જમીન મળી હશે. તેથી તેઓ લાઠીયા મહેતા તરીકે ઓળખાયા. તેમનું ગોત્ર ભારદ્વાજ છે અને ત્રીપ્રવર છે.

# ચમારડી ના મહેતા ગ્રુપ






કુમુદબેન ગિરીશભાઈ મેહતા

સ્વર્ગવાસ: 19-08-2023

હરજી મહેતા ચમારડી માં રહેતા. તેના પુત્ર મેઘજી. તેમને બે પુત્રો નરભેરામ અને કાળાભાઈ. નરભેરામ ના રૂગનાથ ગંગારામ વ્યાસ (ધારી) ના પુત્રી સાકરબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો. ત્રણે પુત્રો ધારીની military મા દાખલ થયા.

મોટા પુત્ર રેવાશંકર પછીથી અમદાવાદ તેમના સાળા પ્રાણજીવન રતનજી ની પાનની દુકાન માં ભાગીદાર તરીકે જોડાયા. તેમના લગ્ન પીઠડ-પાનસડા ના પંડ્યા રતનજી પુંજાભાઈ ના પુત્રી કડવીબેન સાથે થયા. તેમને એક પુત્ર દલપત તેણે કાપડ મિલમાં કામ કરેલું પછી પાનની દુકાન કરી પાનસડા માં અનાજ-કઠોળ-માંડવી-ગોળ વગેરે જનરલ વેપાર કર્યો. હાલ પાનસડા માં રહીને વેપાર ચાલુ છે. દલપત ના લગ્ન પીપરીયા ના જોશી ખીમજી ગંગારામ ના પુત્રી સાંતાબેન સાથે થયા અને એક પુત્ર છે. તેનું નામ ગિરીશ. પ્રાથમિક શિક્ષણ તેને પાનસડા માં અપાવ્યું. પછી માધ્યમિક શિક્ષણ કોટડા પીઠા માં મકાન રાખી દલપતરામ રહ્યા. અને કોટડાપીઠા માં વેપાર પણ ચાલુ કર્યું. આઠ ધોરણ સુધી ત્યાં ભણ્યા પછી ગીરીશકુમાર ને આટકોટમાં દાખલ કર્યા અને પછી રાજકોટમાં તેના ફુવા ઠાકર રેવાશંકર ભાઈને ત્યાં ત્રણ વર્ષ રહીને સારા માર્કે મેટ્રિક પાસ કરી. અમરેલી અધ્યાપન મંદિરમાંથી પીટીસી પાસ કરી પોતાના વતનમાં શિક્ષક બન્યા. હાલ નજીકના ગરણી ગામે નોકરી કરે છે.

ગિરીશકુમાર ના લગ્ન ગોંડલ-ગોપાલગ્રામ પંડયા રામજી ગાંગજી ની પુત્રી કુમુદબેન સાથે થયા.

ગીરીશકુમાર ને ત્રણ પુત્રો છે. મોટા નિલેશ રાજકોટ સ્વામિનારાયણ ગુરૂકુળમાં રહી મેટ્રીક પાસ થયા પછી જૂનાગઢના આઈ.ટી.આઈ માં દાખલ થઈને અભ્યાસ કરે છે.

ધનજીભાઈ ના લગ્ન લતીપુર ના ઉપાધ્યાય દીવેશ્વર હરજીવનજી ના પુત્રી નર્મદાબેન સાથે થયા. તેમને સંતાનમાં એક બે પુત્રો હતા. પરંતુ નાનપણમાં જ

ગુજરી ગયેલા. ધનજીભાઈ નિવૃત્ત થઈ ધારીમાં જ રહેતા. તાજેતરમાં નર્મદાબેન નું અવસાન થયું છે.

ધનજીભાઈ થી નાના ભાઈ ભગવાનજી ના લગ્ન પીઠડ-મોર્કંડા ના જોશી જટાશંકર દલપતરામ ના પુત્રી શાંતાબેન સાથે થયા તેને એક પુત્ર ધીરજલાલ. ધીરજલાલે ધારી મા અભ્યાસ કર્યો મેટ્રિક પાસ કરી સરકારી નોકરીમાં ગોઠવાઈ ગયા. રેવન્યુ ખાતામાં હાલ નાયબ મામલતદાર તરીકે કામ કરે છે. તેના લગ્ન રાજકોટ (અલીયાબાડા) ના પંડ્યા ભાઈશંકર ઓધવજી ની પુત્રી ગિરજાબેન સાથે થયા. ગિરજાબેન શિક્ષિકા છે. તેમને બે દીકરા છે. નીતિન અને બ્રિજેશ.

નિતીન સરકારી નોકરીમાં છે. તેના લગ્ન ખાંભા-ઓખાના રહીશ વ્યાસ મગનલાલ પ્રાણજીવન ની પુત્રી ઉષાબેન સાથે થયા. નરભેરામ ના નાના ભાઈ કાળાભાઈ ને એક પુત્ર ડાયાભાઈ. ડાયાભાઈ ના લગ્ન રાણપર ના વ્યાસ મીઠા રણછોડ ની પુત્રી શામબેન સાથે થયા. ડાયાભાઈ ચમારડી છોડીને રાવકી રહેવા ગયેલા. તેમને બે પુત્રીઓ નર્મદાબેન અને કપૂરબેન. નર્મદાબેન ના લગ્ન પીઠળ (પાનસડા-રાજકોટ) ના પંડ્યા માવજી ધનેશ્વર સાથે થયા. માવજી ધનેશ્વર નવસારીમાં રહેતા. કપૂરબેન ના લગ્ન પાળ ના ભટ્ટ અમૃતલાલ દેવશંકર સાથે થયા.

# નગરપીપળીયા ના મહેતા (લંગારિયા મેહતા)



આ કુટુંબમાં મોરારજી મહેતાના બે પુત્રો થી શરૂઆત થાય છે.

બાવાલાલ નગર પીપળીયા છોડી ધોરાજીના એક મેમણ ગૃહસ્થ સાથે ઓરિસ્સામાં બેહરામપુર સાથે ગયેલા અને વર્ષો સુધી ત્યાં જ રહ્યા છે. તેમને એક પુત્ર ભાઈ દુર્ગાશંકર છે. બેહરામપુરમાં બાવાલાલભાઈ ના શેઠની પેઢીમાં જ દુર્ગાશંકર કામ કરતા. શ્રી બાવાલાલ ભાઈના લગ્ન બાબરાના જોશી સામજી ભવાનીશંકર ના પુત્રી સાંતાબેન સાથે થયા. દુર્ગાશંકર ના લગ્ન લતીપુર ના જોશી હિંમતલાલ વેલજી ના પુત્રી મંજુલાબેન સાથે થયા. દુર્ગાશંકર તે પછી રાજકોટમાં આવી સ્થિર થયા. અને તેમના પુત્રોને પણ ભણાવ્યા તેમને ત્રણ પુત્રો છે. હરિલાલ, જગદીશ અને જીતેન્દ્ર. હરિલાલ રાજકોટમાં સર્વિસ કરે છે. તેના લગ્ન પીઠડ ના મહેતા ઉમિયાશંકર લક્ષ્મીશંકર ની પૌત્રી સાથે થયા.

ધનજીભાઈ પણ એ બહેરામપુરામાં જ રહેલા. તેમના લગ્ન બાબરાના જોશી શામજી ભવાનીશંકર ના પુત્રી મણીબેન સાથે થયા. તેમને એક પુત્ર લાભશંકર છે. તેના લગ્ન લતીપર અમદાવાદના વ્યાસ વિષ્ણુરામ કાલિદાસના પુત્રી ગિરજાબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. તેઓ રાજકોટમાં આવ્યા મોટા પુત્ર ઈશ્વરલાલ કારખાનામાં કામ કરતા. હાલ નસવાડીમાં "સારડા" નો ધંધો કરે છે તેના લગ્ન ચાળીયા ના પંડ્યા ભુદરજી મકનજી ની પુત્રી મંજુલાબેન સાથે થયા. તેમને બે પુત્રો છે.

બીજા ભાઈ ગણપત. ત્રીજા ભાઈ નટવરલાલ પાનવડમાં તેના બનેવી રામશંકરભાઈ સાથે કામ કરતા. તેમના લગ્ન લતીપર પીપરટોડા ના વ્યાસ નંદલાલ પોપટલાલ ના પુત્રી ઉર્મિલાબેન સાથે થયા. તેને ત્રણ પુત્રો છે.

મધુકાન્ત જિલ્લા શિક્ષણ સમિતિ રાજકોટ માં નોકરી કરે છે. તેના લગ્ન પીઠળ પાનસડા-રાજકોટ ના પંડ્યા ગણપત કલ્યાણજી ના પુત્રી ચંદ્રિકાબેન સાથે થયા તેને બે પુત્રો છે. ચંદ્રિકાબેન પણ નગર પ્રાથમિક શિક્ષણ સમિતિ રાજકોટ માં નોકરી કરે છે.

## નાગાજાર ના મહેતા કુટુંબ...





**મણીબેન કાનજીભાઈ મહેતા**



**શ્રી કાનજીભાઈ બાવાભાઇ મેહતા**







**શ્રી દુર્ગાશંકર કાનજીભાઈ મહેતા** **માનકુંવરબેન દુર્ગાશંકર મહેતા**

આજીવન શિક્ષક, અતિ સરળ અને સાલસ સ્વભાવના. મહેનતુ, દ્રઢ નિશ્ચય કાર્યકર, કુટુંબને સારા સંસ્કાર આપી આગળ લાવનારા પુરુષાર્થી ગૃહસ્થ..

વંદનિય:

મહેતા પરિવાર





**શ્રી દેવશંકર કાનજીભાઈ મહેતા**

જન્મ: 20-10-1925, સ્વર્ગવાસ: 10-10-2020

**ચંપાબેન દેવશંકર મહેતા**

સ્વર્ગવાસ: 12-03-1994





**શ્રી મહેન્દ્રભાઇ દુર્ગાશંકર મહેતા**

જન્મ: 27-07-1942, સ્વર્ગવાસ: 22-04-2006



**શ્રી લાભશંકર કાનજીભાઈ મહેતા**

**જન્મ: 23-02-1929**

**સ્વર્ગવાસ: 17-08-1990**

નિખાલસ નિર્મળ વ્યક્તિત્વ ધરાવનાર, નિષ્ઠાવાન જીવન જીવનાર, સંતાનોના માર્ગદર્શક એવા વડીલ.



**જયાબેન લાભશંકર મહેતા**

**જન્મ: 16-11-1931**

**સ્વર્ગવાસ: 18-12-2022**

કુટુંબ વત્સલ ગૃહિણી, સંતાનો ને જીવન ના પાઠ ભણાવનાર એક આદર્શ માતુશ્રી.

વંદનીય:-

**મહેતા પરિવાર**



**હિરાલક્ષ્મીબેન ગુણવંતરાય મહેતા**

**સ્વર્ગવાસ: 21-11-2022**

હીરાલક્ષ્મીબેન એક આદર્શ ગૃહિણી તરીકે જીવન જીવી પોતાના સંતાનોને ઉચ્ચ આદર્શ સંસ્કારનું સિંચન કર્યું.લાગણીસિલ વ્યક્તિવ, વ્યવહાર કુશળ વડીલ..

વંદનીય:

મહેતા પરિવાર



**શ્રી કેશવલાલ કાનજીભાઈ મહેતા**

જન્મ: 02-03-1936, સ્વર્ગવાસ: 24-08-2008

ગ્રામ્ય જીવન થી શરૂઆત કરી શહેરી જીવન સુધીમાં

સંતાનો ને ઉચ્ચ શિક્ષણ આપીને સંતાનોના માર્ગદર્શક,

વ્યવહારકુશળ, જ્ઞાતિના સેવક, નિખાલસ નિર્મળ વ્યક્તિત્વ

ધરાવનાર, નિષ્ઠાવાન જીવન જીવીજનાર વડીલ....

વંદનીય:

રીટાબેન,ભરતભાઈ,હર્ષદભાઈ,ચેતનાબેન,શોભનાબેન,અલ્કેશભાઈ

વિશ્વાસ,પૂર્વી,વિશ્વજીત,આસ્થા,સમૃધ્ધિ,મિત્રા,સંસ્કૃતિ,શિવા,વીરા,વિશ્વેશ



**વસંતબેન કેશવલાલ મહેતા**

**જન્મ: 17-01-1943, સ્વર્ગવાસ:14-11-2023**

કુટુંબ વત્સલ, લાગણીસીલ, સંતાનો ને જીવન ના પાઠ ભણાવી, જીવન ના મૂલ્યો સમજાવ્યા,બહોળા પરિવાર ના એક આદર્શ માતુશ્રી...

વંદનીય:

રીટાબેન,ભરતભાઈ,હર્ષદભાઈ,ચેતનાબેન,શોભનાબેન,અલ્કેશભાઈ

વિશ્વાસ,પૂર્વી,વિશ્વજીત,આસ્થા,સમૃધ્ધિ,મિત્રા,સંસ્કૃતિ,શિવા,વીરા,વિશ્વેશ



શ્રી ભાષ્કરભાઈ દેવશંકરભાઈ મહેતા



કૌશલ્યાબેન ભાષ્કરભાઈ મહેતા



સોનલબેન ઉર્વીકભાઈ મહેતા

**નાગાજાર શાખા...**

નાગાજાળ ગામ કાલાવડ તાલુકાનું છે. નાનું છે. આ બ્રાહ્મણ કુટુંબમાં અહીં વસ્યું અને ધીમે ધીમે વિકસ્યું.

મેહતા બાવાભાઈ કુટુંબની પ્રગતિ કરી. તેમના બે પુત્રો કાનજીભાઈ અને નાગજીભાઈ.

કાનજીભાઈ ના લગ્ન મહેતા ત્રિભુવન બેચરજી ના દીકરી મણીબેન સાથે થયા. તેમને છ પુત્રો.

દુર્ગાશંકરભાઇ અભ્યાસ કરી શિક્ષક થયા અને રાજ્યની શિક્ષણ સેવામાં ગોઠવાઈ ગયા. વર્ષો સુધી સેવા કરી નિવૃત્ત થયા. તેમના લગ્ન ભટ્ટ મગનલાલ પુંજાભાઈ ના પુત્રી માનકુવર બેન સાથે થયા છે. દુર્ગાશંકર ના પિતાશ્રી ના અવસાન બાદ તેમના પાંચ ભાઈઓ ની જવાબદારી તેમના ઉપર આવી પડી તેમણે આજે ભાઈઓને સારું શિક્ષણ આપી નોકરીએ ચડાવ્યા તેમને ત્રણ પુત્રો છે. તેમાંના મોટા પુત્ર મહેન્દ્ર શિક્ષક થયા છે. તેના લગ્ન અન્ય જ્ઞાતિ માં થયેલ છે. તેમના પત્નીનું નામ સ્મીતા છે. તેમને રીતેશ દત્તક પુત્ર લીધેલ છે.

સ્મિતાબેન ના અવસાન બાદ મહેન્દ્રભાઈ એ બીજા લગ્ન પુજાબેન સાથે થયેલા છે. તેમને બે પુત્ર જયકિશન અને મનીષ છે. મહેન્દ્રભાઈ નું અવસાન 2006 મા થયેલ છે.

જયકિશન ના લગ્ન ઈતર ગ્નાતિમા થયેલ છે. તેમને એક પુત્ર ધનિષ છે.

દુર્ગાશંકર ના બીજા પુત્ર રમેશચંદ્ર ઇલેક્ટ્રિક એન્જિનિયર થયા છે તેમના લગ્ન અન્ય જ્ઞાતિ માં થયા છે. તેમના પત્નીનું નામ નીલાબેન છે. તેમને બે પુત્રો છે. ભાવેશ અને વિરેન.

ત્રીજા દિનેશકુમાર પણ ઇજનેર થયા છે. તેમના લગ્ન જયંતીલાલ નરભેશંકર મહેતા ની પુત્રી શ્રી ભારતીબેન સાથે થયા છે. તેમના પુત્રનું નામ જય છે.

દુર્ગાશંકર થી નાના ભાઈ દેવશંકર તેઓ નાગાજાર માં જ રહ્યા છે કર્મકાંડ મા આગળ વધ્યા છે. તેમના લગ્ન ભટ્ટ મોહનલાલ રેવાશંકર ના દીકરી ચંપાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. ભાસ્કર અને રાજેશ.

ભાસ્કર નું પ્રથમ લગ્ન હાલ કાલાવડના જોશી લક્ષ્મીશંકર પીતાંબર ના પૌત્રી કૌશલ્યા સાથે થયેલા તેમનો એક પુત્ર છે જેનું નામ ચૈતન્ય છે. પછી બીજા લગ્ન રૈયા ના જોશી રવિશંકર ત્રિભુવન ની પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર છે. જેનું નામ મુન્નો છે.

શ્રી દેવશંકરના બીજા પુત્ર રાજેશ ના લગ્ન વ્યાસ નાનાલાલ ની પુત્રી સાથે થયા છે.

કાનજીભાઇના ત્રીજા પુત્ર બળવંતરાય તે રાજકોટમાં જૈન દવાખાનામાં કમ્પાઉન્ડર નું કામ કરે છે. તેમના લગ્ન બાળા ના પંડ્યા કામેશ્વર ના પુત્રી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. ચંદ્રકાંત, બકુલ, જગદીશ

ચોથા પુત્ર લાભશંકર તેમણે અભ્યાસ કરી રાજ્યની શિક્ષણ સેવામાં જોડાવાનું પસંદ કર્યું. અને વર્ષો સુધી ધ્રોલ હાઈસ્કૂલમાં સેવા બજાવી. પોતાના પુત્રોને તૈયાર કર્યા. તેમના લગ્ન ધારી ના વ્યાસ રતિલાલ જયશંકર ના પુત્રી જયાબેન સાથે થયા છે. તેમને ચાર પુત્રો છે.

શ્રી લાભશંકર ના મોટા પુત્ર રજનીકાંત ડોક્ટર થયા છે.તેના લગ્ન પંડ્યા હરગોવિંદ મોરારજી ના પુત્રી ચંદ્રિકાબેન સાથે થયા છે. અને તેમને એક પુત્ર છે દીપેશ.

બીજા પુત્ર હરેશકુમાર નાણા નિગમ માં નોકરી કરતા હાલ તેઓ અમેરિકા છે. તેમના લગ્ન પંડ્યા પ્રભાકર પુરુષોત્તમ ના પુત્રી પુષ્પાબેન સાથે થયા છે તેમને એક પુત્ર છે તેમનું નામ મનન છે.

ત્રિજા પુત્ર અરવિંદકુમાર તેઓ વડોદરાની ઇંડિયન ઑઇલ કંપની માં નોકરી કરતા હતા. તેમણે અન્ય બ્રાહ્મણ કુટુંબમાં હિનાબેન સાથે લગ્ન કરેલ છે. તેમને એક પુત્ર પાર્થ છે, જે હાલ ઇંડિયન આર્મી મા ઉચ્ચ ઑફિસર તરીકે સેવા બજાવે છે.તેને એક પુત્ર દિવ્યાન છે.

ચોથા પુત્ર અશોક હાલમા કેનેડા રહે છે.તેમન લગ્ન આણંદ ના રાજુભાઈ પંડ્યા નિ પુત્રી ક્રિશ્નાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર પ્રજેશ છે, જે કેનેડા મા એન્જીનિઅર છે.

કાનજીભાઇના પાંચમા પુત્ર ગુણવંતરાય તેમણે રેલવેમાં ગાર્ડ મા એ ગ્રેડ નોકરી સ્વીકારી છે. તેવો જામનગરમાં રહે છે. તેમના લગ્ન ધારી ના વ્યાસ કરુણાશંકર કાલિદાસ ના પુત્રી હીરાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર જયેશકુમાર છે. તે બી.કોમ થયા છે. તેના લગ્ન જોષી છેલશંકર જેઠાલાલ ની પુત્રી આરતીબેન સાથે થયા છે. અને ઇન્ડિયન નેવી માં જામનગર નોકરી કરે છે. તેમને એક પુત્ર છે તેજસ.

કાનજીભાઇના છટ્ઠા પુત્ર કેશવલાલ પણ સરકારી નોકરી મા ગોઠવાયા છે. તેઓ જામનગર જિલ્લા પંચાયત શાખા માં પી.ડબ્લ્યુ.ડી વિભાગમાં નોકરી કરે છે. તેમના લગ્ન લતીપર ના મહેતા રતિલાલ ત્રિભુવન ની પુત્રી વસંતબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે. ભરતકુમાર, હર્ષદકુમાર અને અલ્કેશકુમાર. ભરતકુમાર ધ્રોલ વિધુત બોર્ડ માં નોકરી કરે છે. હર્ષદકુમાર ખંભાળા હાઈસ્કૂલમાં શિક્ષક છે. જ્યારે અલ્કેશકુમાર અભ્યાસ કરે છે. મોટા પુત્ર ભરત કુમાર ના લગ્ન પંડયા માર્કંડરાય ના પુત્રી દક્ષાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર વિશ્વાસ છે.

# નાગજીભાઈ નો પરિવાર જોઈએ.






નાગજીભાઈ નાગાજાર મા જ રેહતા. તેમણે જ્યોતિષ વિદ્યા પ્રાપ્ત કરી હતી. તેમના લગ્ન ચાંદલી ના પંડ્યા જીવન મુળજી ની પુત્રી વ્રજકુવરબેન સાથે થયા. તેમના પુત્રો માં મોટા પુત્ર શંકરલાલ. તેમણે શિક્ષણનો પ્રારંભ સંસ્કૃત પાઠશાળા માંથી કર્યું. અને કર્મકાંડની વિદ્યા મેળવી સાથોસાથ તેમણે વડાળા મંત્રી તરીકે સેવા બજાવી. પરંતુ તેમની શૈક્ષણિક લાયકાત ઓછી હોવાથી છૂટા થયા. પછી તેમણે સાણંત પરીક્ષા નો અભ્યાસ શરૂ કર્યો. રાજકોટમાં રેવાશંકરભાઈ ઠાકરે તેમને તૈયાર કર્યા. પછી તે શાળાંત પરીક્ષા પાસ કરી શિક્ષક તરીકે વડાળામાં જ ગોઠવાયા અને વર્ષો સુધી ત્યાં જ રહ્યા. તાજેતરમાં નિવૃત્ત થઇ ત્યાં જ રહે છે. રાજકોટમાં આ કુટુંબે પોતાના મકાનો કરેલા છે.

શ્રી શંકરલાલ ના લગ્ન પીપળીયા ના જોશી હીરાલાલ ગૌરીશંકર ની પુત્રી લીલીબેન સાથે થયા તેમને ચાર પુત્રો છે.

એક પુત્ર કૌશિક એમ.એ થયા છે. તેમણે અમદાવાદમાં ટાઉન પ્લાનિંગ શાખામાં સર્વિસ મેળવી છે.

તેમના પત્ની વર્ષાબેન પણ એમ.એ છે અને તે મહારાષ્ટ્ર બેંકમાં નોકરી કરે છે હાલ તેઓ અમદાવાદમાં રહે છે.

દીપક ના લગ્ન પીલવાય-રાજકોટ જોશી મણિલાલ હીરાલાલ ના પુત્રી સાથે થયા છે. બીજા ભાઈ જીતેન્દ્ર ના લગ્ન અમદાવાદના ભટ્ટ રમણીકલાલ માધવજી ના પુત્રી સાથે થયા છે. અરુણ ના લગ્ન ઈતર જ્ઞાતિમાં થયા છે.

નાગજીભાઈ ના બીજા પુત્ર દલપતરાય તેઓ અભ્યાસ કરી સરકારી નોકરીમાં જોડાયા. ક્રમેક્રમે બઢતી મેળવતા હાલ ગાંધીનગરમાં સચિવાલયમાં અંડર સેક્રેટરી પદ સુધી પહોંચ્યા છે. તેમના લગ્ન ધારીના ભટ્ટ રમણીકલાલ માધવજી ના પુત્રી પુષ્પાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે જયેશ અને રાજેશ. બંને સરકારી સેવામાં ગોઠવાઈ ગયા છે.

નાગજી ભાઈ ના ત્રીજા પુત્ર ઓધવજી ભાઈ તેઓએ ઉચ્ચ શિક્ષણ લઇ સરકારી શિક્ષણ ખાતા માં ગોઠવાયા અને કોલેજના પ્રોફેસર તરીકે આગળ વધ્યા.

તેમના લગ્ન વરણા ના ઉપાધ્યાય નવલશંકર મૂળજીના પુત્રી લાભકુવરબેન સાથે થયા છે. તેમને ચાર પુત્રો છે. મોટા પુત્ર મુકેશ ના લગ્ન રાજ્યગુરુ ભાસ્કરભાઈ નાનાલાલ ની પુત્રી ઉષાબેન સાથે થયા. ભરતના લગ્ન મહેતા રમણીકલાલ જીવરામ ની પુત્રી ચારુબેન સાથે થયા.

ત્રીજા પુત્ર વિજય એમ.ડી નો અભ્યાસ કરે છે અને ચોથા પુત્ર અજય એન્જિનિયરિંગનો અભ્યાસ કરે છે.

દલપતરાય ના મોટા પુત્ર જયેશ ના લગ્ન જામનગરના પંડ્યા નટવરલાલ પ્રભાશંકર ની પુત્રી સ્મિતાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર ચીરાગ છે. બીજા પુત્ર રાજેન્દ્ર ના લગ્ન ભુજમાં રહેતા જોશી પ્રફુલચંદ્ર મયાશંકર ના પુત્રી હીનાબેન સાથે થયા છે. રાજેન્દ્ર એન્જિનિયર છે.

હવે નાગજીભાઈ ના ચોથા પુત્ર પ્રધુમન, તેઓ પણ સરકારી નોકરી ડેરી ઉદ્યોગમાં જોડાયેલા. તેમના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા હરિલાલ ત્રિભુવનના પુત્રી રસીલાબેન સાથે થયા તેમને બે પુત્રો છે. રસીલાબેન શિક્ષિકા છે. ભાઈ પ્રધુમન નાની વયે ગુજરી ગયા છે. તેમનું કુટુંબ હાલ રાજકોટમાં રહે છે તેમના પુત્રો કેતન તથા વિપુલ ઇલેક્ટ્રોનિક્સ નો અભ્યાસ કરીને હાલ રાજકોટમાં બન્ને ભાઈઓ તેની દુકાન ચલાવે છે. રસીલાબેન હાલ રાજકોટની પ્રાથમિક શાળામાં સર્વિસ કરે છે. તેમણે સ્વપ્રયત્ને પુરુષાર્થ કરી પોતાના કુટુંબને ગોઠવ્યું છે. બંને પુત્રોને ધંધાર્થી બનાવ્યા છે.

## મહેતા કુટુંબો માલવણ

માલવણ નું મહેતા કુટુંબ. આ મેહતા કુટુંબ માટે કહેવાય છે કે તેમના વડવા હાલાર જિલ્લામાંથી આ બાજુ આવેલા હશે. જામ-વથલી માં તેમની જમીન હતી. પરંતુ ખેતી માં બરકત નહીં હોય એટલે સ્થળાંતર કર્યું હશે.

માલવણ અમરેલી પાસે આવેલું નાનું ગામ છે. અહીં જે કુટુંબ આવેલું તેની માહિતી આ પ્રમાણે છે.



બેચરભાઈ એ માલવણ ખાતે મુકામ કરી મકાન વગેરે બનાવ્યા તે સમયે ગામમાં યોગ્ય બ્રાહ્મણોનું માન સચવાતું. બેચરભાઈ ને બે પુત્રો મૂળજીભાઈ અને નાગજીભાઈ. મૂળજીભાઈ જ્ઞાતિના પ્રશ્નોમાં આગેવાની લેતા. જ્ઞાતિ પટેલ સાથે ફરીને પ્રશ્નો ઉકેલાતા. વ્યવસાય ખેતીનો હતો.

નાનજીભાઈ ના લગ્ન ભટ્ટ મીઠા સામજી ના દીકરી સાથે થયા હતા. નાનજીભાઈ ને એક પુત્ર મોહનલાલ. મોહનલાલે બચપણમાં જ માતા ગુમાવેલી તેને મોસાળમાં જ ઉછેર થયો. તેમના લગ્ન ચાળીયા-બાબરા ના રાજ્યગુરુ ગોરધનદાસ અજરામર ના બેન સાથે થયા. શ્રી મોહનલાલ એ સ્થાનિક કાર્યક્ષેત્ર સંભાળ્યું. તેમણે પોતાના દીકરાને શિક્ષણ અપાવ્યું.

તેમના મોટા પુત્ર દામોદરભાઈ તેમના લગ્ન ખાનકોટડા-રાજકોટના મહેતા વિઠ્ઠલજી કાળીદાસ ની પુત્રી ઉષાબેન સાથે થયા. આ કુટુંબના રવિશંકર, લાલજી અને શાંતિલાલ વગેરે આફ્રિકા ગયા હતા. તેથી ભાઈ દામોદરભાઈ પણ સહ પત્ની આફ્રિકા જઈ આવેલા. અને નવી દુનિયા જોઈ આવ્યા હતા. મૂળજીભાઈ ને એક પુત્ર તે શ્યામજી તેના લગ્ન ચીતલના મહેતા ભોળા ખોડાભાઈ ની પુત્રી કસ્તુરબેન સાથે થયા. શ્યામજીભાઈ નું ગાયનો-ભજન કરવાનો શોખ હતો. નરસિંહ મહેતાનું "મારી હૂંડી સ્વીકારો મહારાજ રે શામળા ગિરધારી" એ ભજન મસ્તીથી ગાતા એટલે તેઓ "શામળા ગિરધારી" નું ઉપનામ પામેલા. તેમને કોઈ પુત્ર ન હોવાથી મોહનભાઈના પુત્ર જટાશંકરને દત્તક લીધેલા છે. ભાઈ જટાશંકર હાલ માલવણમાં જ રહે છે.

તેમના લગ્ન ચાળીયા ના પંડ્યા છગનલાલ ની પુત્રી દિવાળીબેન સાથે થયા છે તેઓ મુંબઈમાં શિક્ષક તરીકે ઘાટકોપરમાં કામ કરતાં અને મુલુંડમાં રહેતા. તેમને પુત્ર નથી. જટાશંકરભાઈથી નાનાભાઈ લાભશંકર પણ માલવણમાં જ રહે છે.

શ્રી મોહનભાઈ ના મોટા પુત્ર દામોદર ભાઈ શિક્ષક બન્યા. તેમણે વડોદરા રાજ્યની શિક્ષણ સેવા માં નોકરી પૂરી કરી. પછી નિવૃત્ત થઈ અમરેલીમાં સ્થિર થયા અને મકાન બનાવી રહ્યા. દામોદરભાઈના બેભાઈ. માત્ર માલવણ ત્રણ જ વડીલો નું કામ ચાલુ રાખી રહ્યા છે. દામોદરભાઈને પાંચ પુત્રો છે. મોટા પુત્ર બાલકૃષ્ણ અમરેલીમાં શિક્ષણ ખાતા માં જોડાયા હતા. તેના લગ્ન કવાટના જોશી છગનલાલ મયારામ ની પુત્રી સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. દિલીપ સતીશ અને નરેશ.

દિલીપ ના લગ્ન બાબરાના અંબાશંકર ના પુત્રી મંજુલાબેન સાથે થયા છે. બીજા નંબર ના પુત્ર રમણીકલાલ. ભણીને તૈયાર થયા. તેમના મામા રાજકોટ વાળા લાલજીભાઈ સાથે આફ્રિકા ગયા. ત્યાં એક બ્રિટિશ અમેરિકન કંપનીમાં જોડાયા. દારૂસલામ માં નોકરી કરી. નાયરોબી માં રહેતા બાબરાના પંડ્યા ભવાનીશંકરે તેમના પુત્રી પુષ્પાબેન સાથે તેમના લગ્ન કર્યા. ક્રમેક્રમે નોકરીમાં બઢતી મળી ગઈ. પરદેશ માં ઇંગ્લેન્ડ અમેરિકાના પ્રવાસે પણ કરતા. પછી કંપનીએ તેમની બદલી અમેરિકા કરી અને હાલ તેઓ કેલિફોર્નિયામાં રહી આ કંપનીનું કામ બજાવે આવે છે. તેમને બે સંતાન છે. એક પુત્ર અશોક અને પુત્રી વર્ષા બંનેને આફ્રિકામાં વસતા બ્રાહ્મણ કુટુંબમાં પરણાવ્યા છે. આમ મહેતા કુટુંબના સભ્ય માલવણ થી કેલિફોર્નિયા અમેરિકા પહોંચ્યા છે. પુરુષાર્થનું એ સફળ ઉદાહરણ છે. રમણીકભાઈ થી નાના બે ભાઈઓ જયસુખભાઇ અને મનસુખભાઈ રાજ્યની ખેતીવાડી સેવામાં જોડાયા છે. અને હાલ વલસાડ જિલ્લામાં કામ કરે છે. જયસુખભાઇ હાલ તળાજા ફાર્મ મેનેજર છે. મનસુખભાઈ નવસારી કૃષિ વિદ્યાલય માં અધ્યાપક છે. તેઓ એમ.એસ.સી છે પી.એચ.ડી નો કોર્સ કરે છે. નવનીતભાઈ શિક્ષક થયા છે. અને અમરેલી જિલ્લામાં સેવા આપેલ છે. નવનીતરાય ના લગ્ન હરિલાલ મણિશંકર મહેતા હાલ અમદાવાદના પુત્રી મનુબેન સાથે થયા છે. તેમને એક પુત્ર રાજુ છે. એમ.કોમ થયા છે.

મનસુખલાલ ના લગ્ન ખાંભાના વ્યાસ શિવલાલ પ્રાણશંકર ના પુત્રી હંસાબેન સાથે થયા છે. તેમને બે પુત્ર મયંક અને હિતેશ છે.

જયસુખલાલ ના લગ્ન ચાળીયા ના પંડ્યા છોટાલાલ મકનજી ના દીકરી દુર્ગાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર કેતન છે. દામોદરભાઈ ના બીજા ભાઈ લાભશંકર માલવણ અને કોલડા ગામ નું ગામોટુ કરે છે. તેના લગ્ન દુધઇ ના મહેતા કુટુંબમાં ઈશ્વરલાલ વેણીશંકર ના બહેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે. જયંતીલાલ, પ્રવિણકુમાર અને વસંતકુમાર . જયંતીલાલ ના પિતાશ્રી કામમાં મદદ કરે છે. તેમણે ઇત્તર બ્રાહ્મણ જ્ઞાતિમાં લગ્ન કરેલ છે. તેમને ત્રણ પુત્રો છે. બીજા ભાઈ પ્રવિણકુમાર પોલીસખાતામાં જોડાયા છે. તેના લગ્ન સમઢીયાળા ના મોહનલાલ ચત્રભુજ ના દીકરી સાથે થયા છે. તેને એક પુત્ર છે. વસંતકુમાર રજિસ્ટ્રાર તરીકે ધારી મા કામ કરે છે. તે બી.એ થયા છે. તેના લગ્ન ગીરજાશંકર વાલજી ભટ્ટ ના પુત્રી સાથે થયા છે. તેને એક પુત્ર છે.

ભાઈ જટાશંકર શામજીભાઈ ના દત્તક પુત્ર છે. તેમને પાંચ પુત્રીઓ છે.

## મહેતા-મેઘપુર

પાતામેઘપર નામે ઓળખાતું. આ ગામ કાલાવડ તાલુકાનું ગામ છે. આ ગામે આ કુટુંબ રહેવા આવ્યું.



આ કુટુંબ ની હકીકત ભુરાભાઈથી મળી છે. ભુરાભાઈ એ જામનગર માં વસવાટ કર્યો. અને ત્યાં વ્યાપાર શરૂ કર્યો. તેમના લગ્ન લતીપુર ના મહેતા ખીમજી રૂપ જી ના પુત્રી જીવીબેન સાથે થયા. તેમને સંતાનમાં એક પુત્ર બાબુલાલ ઉર્ફે કાંતિલાલ.

શ્રી બાબુલાલ ના લગ્ન રાજકોટ-ચમારડી ના ભૂપતરાય વ્યાસ શિવરામ ની પુત્રી દીનમણીબેન સાથે થયા. બાબુલાલ પણ તેમના પિતાશ્રીના ધંધામાં મદદ કરતાં પછી ટ્રાન્સપોર્ટ ના ધંધા માં પડેલા. પછી તેમના બનેવી શ્રી છોટુભાઈ વ્યાસ પાસે હૈદરાબાદ ગયા. અને ત્યાં તેમના બગીચાઓ નો વહીવટ કર્યો. તે પછી સ્વતંત્ર ધંધો કરે છે. તેમના પુત્રો તેમાં ગોઠવાયા છે. મોટા પુત્ર ગિરીશ ના લગ્ન જામનગર ના ઉપાધ્યાય મહીપતરામ ભગવાનજી ના પુત્રી સાથે થયા છે. તેમને એક પુત્ર છે.

બીજા પુત્ર સુભાષ ના લગ્ન ધારી-રાજકોટ વ્યાસ નટવરલાલ કરુણાશંકર ની પુત્રી સાથે થયા છે. તેમને એક પુત્ર છે.

આ કુટુંબના શ્રી ભુરાભાઈ ના કાકા કુરજી ના લગ્ન લતીપર-જામનગર ના ઉપાધ્યાય પ્રાણજીવન રવજી ના બેન કંકુબેન સાથે થયા હતા. તેમને બે પુત્રો હતા. પરંતુ બંનેનું નાની વયે અવસાન થયેલું. તેમને એક પુત્રી મોંઘીબેન હતા. તેના લગ્ન પાળ-રાજકોટના ભટ્ટ જીવરામ નથુભાઈ સાથે થયા. તેમને એક પુત્ર અને પુત્રી થયા હતા. પુત્ર ભાઈ નવલશંકર પોરબંદરમાં ગોઠવાયા.

મોંઘીબેન પણ નાનીવયે વિધવા થયા. આ સ્થિતિ જોઇને તેમના માતુશ્રી કંકુબેન તેમની વહારે ગયા. અને રાજકોટ આવીને વસવાટ કર્યો. અને બાળકોને તૈયાર કરવા પુરુષાર્થ કર્યો. ભાઈ નવલશંકર ને તૈયાર કરવામાં આ વૃધ્ધ માતા કંકુબેન એ ઉત્તમ પુરુષાર્થ કર્યો. સ્ત્રીઓ પણ પોતાની શુઝ બુધ્દ્ધિથી વ્યવહારિક આંટીઘૂટી એવી સરળતાથી ઉકેલી શકે છે. તેનું કંકુબેન એક સુંદર દ્રષ્ટાંત છે. કપરા સંજોગો પણ તેમણે હિંમતથી પાર કર્યા.

મીઠા

↓

ચત્રભુજ

↓

શાંતિલાલ

આ કુટુંબ પાતામેઘપર રહેતું. મીઠાભાઈના પુત્ર ચત્રભુજ. તેના લગ્ન રાણપુર ના વ્યાસ મીઠા રણછોડના ઉતરી હરિબેન સાથે થયા. તેમને એક પુત્ર શાંતિલાલ તેમના લગ્ન બાળા ના પંડ્યા રેવાશંકર કલ્યાણજી ની પુત્રી સાથે થયા.

## પીઠડ ના મહેતા

પીઠડમા આ કુટુંબ આશરે ૧૨૫ વર્ષ અગાઉ આવેલું. જીભાઈ એ આ પ્રારંભ કરેલો છે. જીભાઈ જ્યોતિષ અને કર્મકાંડનું કામ કરતા. તેમનું જ્યોતિષ વખણાતું. તેમના પુત્ર હરિશંકર એ પણ પિતા નું કામ ચાલુ રાખેલું. તેમને પણ મંત્ર-તંત્ર વિધામાં નામના મેળવી.

હરિશંકર મહેતાના પુત્ર લક્ષ્મીશંકર. તેમણે જીવનનો પ્રારંભ શિક્ષક જીવનથી કરેલો. બેડી ગામે શિક્ષક તરીકે હતા. ત્રણેક વર્ષ પછી તેમણે પોતાનું કામ ઉપાડી લીધું. અને તેને ખૂબ વિકસાવ્યું. સ્વાધ્યાય અને જપ, તપ દ્વારા ઉતરોતર તેમાં સિધ્ધિ મેળવી. સમગ્ર જોડિયા તાલુકામાં તેમની નામના હતી. ઉપરાંત બિહાર અને ઓરિસ્સા તરફ ગયેલા. તેમના કેટલાય ભક્તો હતા. તેમને ચાર પુત્રો. શ્રી લક્ષ્મીશંકરભાઈ એ 86 વર્ષનું આયુષ્ય ભોગવ્યું. ગાયત્રી ઉપાસના સતત ચાલુ રાખેલી. દરરોજ યજ્ઞ કરવાનું પણ તેમનું વ્રત હતું. એટલે તેઓ અગ્નિહોત્રી તરીકે પણ ઓળખાતા. રાત્રે તેમના ધાર્મિક, ભજન પારાયણમા  પણ લોકો સારી હાજરી આપતા.પીઠળ અને તેની આસપાસના ગામોમાં તેમની સારી પ્રતિષ્ઠા ઉભી થઇ હતી. લક્ષ્મીશંકરભાઈના મોટા પુત્ર ઉમિયાશંકર તથા વ્રજલાલ બંને ભાઈ રાજકોટની પંચાયતની પાઠશાળામાં ઘણી તૈયાર થયા. તેમણે પણ પિતાને પગલે જ્યોતિષ અને કર્મકાંડનો વ્યવસાય ચાલુ રાખ્યો હતો. તેવો કથાકાર હતા. ઉમિયાશંકર ભાઈના લગ્ન પીઠડ ના જોશી ખીમજી જે રામના પુત્રી શાંતાબેન સાથે થયા હતા. તેમને ત્રણ પુત્રો છે. ઉમિયાશંકર ભાઈ હાલ સ્વર્ગવાસી છે.

# પીઠડ ના મહેતા




# પીઠડ મહેતા ની શાખા








શ્રી હિમ્મતલાલ લક્ષ્મીશંકર મહેતા

શ્રી ઉમિયાશંકર મહાશંકર મહેતા

જન્મ: 31-12-1924

સ્વર્ગવાસ: 18-08-2011



શ્રી દિનેશચંદ્ર હિમ્મતલાલ મહેતા

જન્મ: 19-11-1951 સ્વર્ગવાસ: 15-08-2013

ગ્રામ્ય જીવન થી શરૂઆત કરી શહેરી જીવન સુધીમાં સંતાનો ને ઉચ્ચ શિક્ષણ આપીને સંતાનોના માર્ગદર્શક, નિખાલસ નિર્મળ વ્યક્તિત્વ ધરાવનાર, નિષ્ઠાવાન જીવન જીવીજનાર વડીલ....

વંદનીય:

નિખિલ, બિંદિયા, પાયલ, દર્શના, મહેક, સ્વયંમ, વિશ્વમ




કુટુંબ વત્સલ, લાગણીસીલ, સંતાનો ને જીવન ના પાઠ ભણાવી, જીવન ના મૂલ્યો સમજાવ્યા,પરિવાર ના એક આદર્શ માતુશ્રી...

વંદનીય:

નિખિલ, બિંદિયા, પાયલ, દર્શના, મહેક, સ્વયંમ, વિશ્વમ

લક્ષ્મીશંકરભાઈ ના બીજા પુત્ર વૃજલાલ. તેમણે કર્મકાંડ તો ચાલુ રાખેલું પણ સાથોસાથ કીર્તન કાર તરીકે પણ ખ્યાતિ મેળવી. સંગીત ની આરાધના કરી. 1940 માં મુંબઈમાં ચોપાટી ઉપર એક જાહેર સભામાં તેમણે રાષ્ટ્રીય ગીત ગાયેલા. તે અંગે તેમને પંડિત જવાહરલાલ નેહરુને હસ્તે એક ચંદ્રક પણ મળેલો. તે વખતે મુંબઈમાં નામચીન ફિલ્મ કંપની રણજીત મૂવિટોન મા શ્રી વૃજલાલ ભાઈ એ ગાયક તરીકે સેવા પણ આપેલી. તેમણે સંગીત સાથે કીર્તન કરવાની કળા પ્રાપ્ત કરી છે. હરીકથાકાર તરીકે મુંબઈ, બિહાર, ઓરિસ્સા માં તેમનો મોટો ચાહક વર્ગ છે. હજુ ૭૫ વર્ષની વયે પણ તેમની આ સાધના ચાલુ છે. વ્રજલાલ ભાઈના લગ્ન પીઠડ ના જોષી જેઠાલાલ ભગવાનજી ના પુત્રી સાંતાબેન સાથે થયા. તેમને બે પુત્રો છે.

લક્ષ્મીશંકરભાઈને ત્રીજા પુત્ર કલ્યાણજી. તેમણે શિક્ષણ ખાતા માં ગોઠવાઈને વતનની શાળામાં સતત ચાલીસ વર્ષ સેવા બજાવી. અને તાજેતરમાં નિવૃત્ત થઈ પીઠડ માં જ રહીને પિતાજીની વિધાનો ઉપયોગ કરે છે. તેમના લગ્ન પીઠડ ના જોશી કલ્યાણજી જીવાની પુત્રી શાંતાબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે.

લક્ષ્મી શંકરભાઈ ના ચોથા પુત્ર હિમતલાલ. હિમતલાલ શિક્ષક બન્યા. અને શિક્ષણ ખાતા માં ગોઠવાયા. એક નિષ્ઠાવાન શિક્ષક તરીકે તેમણે નામના મેળવી. ક્રમે ક્રમે બઢતી મેળવતા ગયા અને શિક્ષણાધિકારી સુધી પહોંચ્યા. એક સંનિષ્ઠ કાર્યકર તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરીને નિવૃત થયા. તેમના લગ્ન ભટ્ટ મુગટલાલ પ્રાણજીવન ના પુત્રી અનસુયાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. હાલ હિમતભાઈ જોડીયામાં પોતાના મકાનમાં રહી સમાજ સેવામાં નિવૃત્તિ સમય ગાળે છે.

હવે આ કુટુંબની એટલે કે લક્ષ્મીશંકરભાઈ ની ત્રીજી પેઢી નો વિકાસ જોઈએ. ઉમિયાશંકરના પુત્ર મહાશંકર તે ઓરિસ્સામાં ગોઠવાયા છે. તેના લગ્ન પીઠડ ના ભટ્ટ જયંતીલાલ સવજી ના પુત્રી ઈન્દુબેન સાથે થયા. તેમને એક પુત્ર મુકેશ છે. તે બી.એસ.સી થયા છે. અને જામનગરમાં દવાની પેઢીમાં નોકરી કરે છે.

શ્રી વિનોદરાય ના લગ્ન શાંતિલાલ દેવશંકર ના પુત્રી પ્રસન્નબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. શ્રી વિનોદરાય જામનગર એસ.ટી માં સર્વિસ કરે છે. પ્રવિણચંદ્ર ના લગ્ન ઇશ્વરીયાના વ્યાસ નંદલાલ કેશવલાલ ના પુત્રી કૃષ્ણબેન સાથે થયા. પ્રવિણચંદ્ર શિક્ષક થયા છે તેમને એક પુત્ર છે.

ભાઈ પ્રવિણકુમાર બી.એ, પી.ટી.સી  છે. હાલ લતીપુરમાં શિક્ષક છે. ઉમિયાશંકર ભાઈ ને ચાર પુત્રીઓ છે.

નવલબેન ના લગ્ન પ્રેમશંકર નાગેશ્વર લતીપુર

અનસુયાબેન ના લગ્ન હર્ષદરાય હરીલાલ વ્યાસ લતીપુર આ કુટુંબ kalikat માં છે.

કાંતાબેન ના લગ્ન વસંતરાય મગનલાલ મહેતા દુધઈ આ કુટુંબ મુંબઇમાં છે.

વનીતા બેન ના લગ્ન ઉપાધ્યાય જયેશકુમાર દુર્ગાશંકર જામનગર

ઉમિયાશંકર ભાઈ ના નાના ભાઈ શ્રી વ્રજલાલ ને બે પુત્રો મુગટલાલ અને ભાસ્કર. મુગટલાલ શિક્ષક તરીકે નોકરી કરતાં. મુગટલાલ ના લગ્ન ઉપાધ્યાય લક્ષ્મીશંકર પોપટલાલ ના પુત્રી સાથે થયા છે. મુગટલાલ સ્વર્ગસ્થ છે. તેમને ત્રણ પુત્રો છે. મોટા દિલીપકુમાર જોડિયા મા ક્લાર્ક છે.

વ્રજલાલભાઈ ના બીજા પુત્ર ભાસ્કર જસાપર ગામે કર્મકાંડનું કામ કરે છે. તેમણે ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં લગ્ન કર્યા છે. ત્રીજા ભાઈ શ્રી કલ્યાણજી ને પાંચ પુત્રો મણિશંકર, ગણપતરામ, ઈશ્વરલાલ, નવીનચંદ્ર અને ઇન્દુકુમાર.

મણિશંકર ના લગ્ન જોશી દુર્લભ થી જેઠાલાલ ની પુત્રી પુષ્પાબેન સાથે થયા તેને બે પુત્રો છે. શ્રી મણિશંકર હાલ સ્વર્ગસ્થ છે. હિતેશ બોડકા માં મંત્રી છે. ગુણવંત ના લગ્ન પડધરીના ઠાકર ભાઈશંકર વલ્લભજી ની પુત્રી હીરાગૌરી સાથે થયા. તેમને બે પુત્રો સંજય અને નિલેશ. શ્રી ગુણવંતરાય પીઠડ માં કર્મકાંડનું કામ કરે છે.

કલ્યાણજીભાઈ  ના ત્રીજા પુત્ર ભાઈ ઈશ્વરલાલ પોસ્ટ ખાતામાં જોડાયા છે અને જામનગર જનરલ પોસ્ટ ઓફિસમાં કામ કરે છે. તેમના લગ્ન પીઠડ ના જોષી જયંતીલાલ રતિલાલ ના પુત્રી દમયંતી બેન સાથે થયા છે તેમને બે પુત્રો છે. પછી ના ભાઈ નવીનચંદ્ર ના લગ્ન રકા-ખટીયા ના ભટ્ટ અંબાશંકર વલ્લભજી ના પુત્રી ઉર્મિલાબેન સાથે થયા. નવીનચંદ્ર શિક્ષક થયા છે. બંને પતિ-પત્ની શિક્ષણ વ્યવસાય માં ગોઠવાયા છે. હાલ જામનગર માં છે.

પાંચમા પુત્ર ઇન્દ્રવદન જામનગર ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં કામ કરે છે.

ચોથાભાઈ હિંમતલાલ અને બે પુત્રો છે. દિનેશચંદ્ર અને ભાસ્કર. દિનેશચંદ્ર શિક્ષણ ખાતા માં દાખલ થયા છે અને હાલ ભાદરા ગામે શિક્ષક હતા. તેના લગ્ન બાળાના પંડ્યા ભુપતલાલ લાલજી ના પુત્રી જ્યોત્સનાબેન સાથે થયા છે. તે પણ શિક્ષિકા હતા. દિનેશ ભાઈ ને એક પુત્ર નિખિલ અને બે પુત્રી પારૂલ અને દર્શના છે. નિખિલ ને એક પુત્ર સ્વયંમ અને પુત્રી મહેક છે. પુત્રી પારૂલ ના લગ્ન અમદાવાદ નિવાસી હરકાંતભાઈ રતિલાલ મહેતા ના પુત્ર દીપેન સાથે થયેલા છે. દર્શના ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નાતી મા થયેલા છે. દિનેશભાઈ નું 2011 મા અવસાન થયેલ છે.

બીજા પુત્ર ભાસ્કર બી.એ થયા છે. તેઓ બેંકમાં જોડાયેલ છે. તેના લગ્ન પીઠડ ના પંડ્યા ચંદ્રકાન્ત  ચત્રભુજ ના પુત્રી પ્રફુલાબેન સાથે થયા છે. તેમના પત્ની ધારીમાં શિક્ષિકા છે.

લક્ષ્મીશંકરભાઈ નું સંસ્કારી કુટુંબની આ રીતે વિસ્તરતુ ચાલ્યું છે. પીઠડમાં ભાઈ શ્રી કલ્યાણજી અને બીજા ભાઈઓ ટકી રહ્યા છે.

# પીઠડ ની મહેતા શાખા




બેચરભાઈ પણ પીઠડ માં જ રહેતા. તેમના એક પુત્ર ત્રિભુવન હતા. તેના લગ્ન ચાંદલી ના ભટ્ટ ત્રિકમજી કાલિદાસ નાબેન રંભાબેન સાથે થયા. અમૃતલાલ ના લગ્ન પાળ ના ભટ્ટ પ્રેમજી સુંદરજી ના પુત્રી મણીબેન સાથે થયેલા. અમૃતલાલ નું નાની વયે અવસાન થયું. મણીબેન રાજકોટમાં શિક્ષિકા બની ને નિવૃત્ત થયા.

મહેતા સામજીભાઇ પણ પીઠડ માં જ રહેતા. તેના લગ્ન કંડોરણા ના પંડ્યા કેશવજી ના બેન સાથે થયા. તેને એક પુત્ર ઓધવજી તે મોસાળ કંડોરણા માં રહેતા. તેના લગ્ન ઉંટવડ ના ભટ્ટ ત્રિભુવન હરદેવ ના પુત્રી જવલ બેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. સૌથી નાના પુત્ર ભાઈશંકર ઉટવડ માં રહે છે.

બીજા એક મહેતા કુટુંબની વિગત મળી છે. જેમના પુત્રીઓ દિવાળીબેન તે રૈયા જોશી ત્રિભુવન મંગળજી સાથે પરણેલા. તેમના બીજા બેન ચાંદલી ના પંડ્યા જીવન મુળજી સાથે પરણેલા.

આ કુટુંબના એક બીજા બહેન મણીબેન છે. જે ઉટવડ ભટ્ટ લાલજી હરદેવ ને પરણેલા. તેમના બહેન કંકુબેન ઘેલારામજી માં પ્રભાશંકર પંડયા સાથે પરણેલા તેમનો પુત્ર ડાયાલાલ રાજકોટમાં રહે છે.

## હીરજી માસ્તર શાખા (રાજકોટ શાખા)






**શ્રી મૂળશંકર હીરજી મહેતા**

જન્મ 9-2-1896, વિદાય 13-2-1968



શ્રી અમિત જયંતકુમાર મહેતા

સ્વર્ગવાસ: 06-09-2022

મેહતા હીરજીભાઈ રાજકોટ રાજ્યની સેવામાં ગોઠવાયા હતા. ખૂબ સજ્જન પુરુષ તરીકે તેમની આબરુ હતી. ઉગતિ પેઢી ના વિકાસ માટે સારા પ્રયત્નો કરેલા. તેમના લગ્ન પિઠડ ના પંડ્યા વેલજી જેઠાના બહેન જયકુવરબેન સાથે થયેલા. તેમનું આતિથ્ય નમૂનેદાર હતું.

તેમના નાનાભાઈ રેવાશંકર ભણેલા નહીં. એટલે તેઓ રાજકોટમાં પરચુરણ ચા વેચવાનું વ્યવસાય કરતા. તેમના લગ્ન પીપરીયા ના જોશી ગંગારામ વશરામ ના પુત્રી મણીબેન સાથે થયેલા. તેમને એક પુત્ર દલપતરામ હતા. તેમણે હાઈસ્કૂલ સુધી શિક્ષણ મેળવી યુવાન વયે આફ્રિકા પ્રયાણ કર્યું. આફ્રિકાથી પરત આવી તેમણે રાજકોટમાં વસવાટ કર્યો હતો. અને ત્યાં જ તેમનું અવસાન થયું.

હીરજીભાઈ ને સહુ હીરજી માસ્તર ના નામે ઓળખે... તેમને ચાર પુત્રો મોટા પુત્ર ગિરજાશંકર ભાઈ ભણીને તૈયાર થયેલા અને પોસ્ટ ખાતામાં જોડાયા હતા તેઓ પણ તેમના પિતાની જેમ ખુબ ઉપકારક સ્વભાવના હતા. તેમણે સૌરાષ્ટ્રની જુદી જુદી પોસ્ટ ઓફિસોમાં પોસ્ટ માસ્તર તરીકે સર્વિસ કરેલી. આ કુટુંબનું શિક્ષણ પ્રેમ અને આતિથ્ય ન ભૂલી શકાય તેવા હતા.

ગિરજાશંકર ભાઈના લગ્ન બાબરાના જાની અંબાશંકર જાની ના બેન સાથે થયેલા. તેમને બે પુત્રો અચરતલાલ અને નવનીતરાય. ગીરજાશંકરભાઈ લાંબુ જીવ્યા નહીં. તેમના મોટા પુત્ર અચરતલાલ ના લગ્ન વ્યાસ ભીમજીભાઇ પોપટલાલ ના પુત્રી પુષ્પાબેન સાથે થયા છે. ભાઈ અચરતલાલ આફ્રિકા ગયા હાલ લન્ડન માં રહે છે.

બીજા ભાઈ નવનીતરાય ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નરભેરામ ભવાનીશંકર ના પુત્રી રસીલાબેન સાથે થયા. તેમને વિરેન્દ્ર, જીતેન્દ્ર તથા દીપક પુત્રો છે. નવનીતભાઈ રેલવેમાં જોડાયા છે. વીરેન્દ્ર ઈરવિન હોસ્પિટલ માં નર્સિંગ શાખામાં કામ કરે છે. જીતેન્દ્ર એમ.એ. બી.એડ થઈ શિક્ષક થયા છે.

હીરજીભાઈના બીજા  મૂળશંકરભાઈ તેઓ શિક્ષક થયા હતા. સ્વભાવે સાહસિક હતા. તેમણે રાજકોટ સ્ટેટ શિક્ષણ ખાતા માં સેવા કરી પછી વ્યાપારમાં ઝંપલાવ્યું. અને દુકાનનું શરૂ કરેલી. પછી ઝરીયા coal mines માં વ્યવસાય અર્થે ઉપડી ગયેલા. જ્ઞાતિ સંમેલનમાં મુળશંકરભાઈ અગ્રભાગ લેતાં તેમણે તેમના કુટુંબમાં ભાગવત સપ્તાહ દરમિયાન રાજકોટમાં જ્ઞાતિ ભોજન લ્હાણું વગેરેનું આયોજન કરેલું.

તેમના પ્રથમ લગ્ન લતીપુર ના મહેતા ત્રિભુવન ભીમજી ના પુત્રી કાશીબેન સાથે થયા. તેના પુત્ર મુગટલાલ. તે પછી મૂળશંકરભાઈ યે બીજા લગ્ન ચાળીયા ના પંડ્યા મોરારજી કાલિદાસ ના પુત્રી દૂધીબેન સાથે કર્યા. તેમના સંતાનમાં ચાર પુત્રો છે.

તેમના મોટા પુત્ર ભાઈ મુગટલાલ. તેમના લગ્ન બાળા ના પંડ્યા માવજી વૈજનાથના દીકરી રુક્ષ્મણી બેન સાથે થયા છે. મુકેશભાઈ પણ પિતાશ્રી સાથે ઝરિયા ગયેલા. ત્યાં વર્ષો સુધી હિસાબનીશ તરીકે સેવા બજાવી. છેલ્લા ત્રણ-ચાર વર્ષથી નિવૃત થઈ જામનગરમાં પોતાના મકાન લઈ રહે છે. તેમને કોઈ સંતાન નથી. બીજા પુત્ર કનકરાય. તેમના લગ્ન જેઠાભાઇ ડાયાલાલ ના પુત્રી સુલોચનાબેન સાથે થયા છે. તેઓ ચાંદખેડા અમદાવાદમાં રહે છે.

ત્રીજા પુત્ર પ્રદ્યુમનકુમારના પ્રથમ લગ્ન દામજી હરીરામ ના પુત્રી ચંપાગૌરી સાથે થયેલા. પછી પ્રદ્યુમનકુમારે બીજા લગ્ન કર્યા છે.

ચોથા પુત્ર અનંતરાય ના લગ્ન જટાશંકર મોહનલાલ પુત્રી ઈન્દિરાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.

પાંચમા પુત્ર ઉષાકાન્ત ના લગ્ન પંડ્યા છગનલાલ જગજીવન ના પુત્રી ચંદ્રિકાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે.હીરજીભાઈ ના ત્રીજા પુત્ર હરિભાઈ તેમના લગ્ન મહેતા ભુરાભાઈ ના પુત્રી ઉમિયાબેન સાથે થયા છે. તેમને ત્રણ

પુત્રો છે. દિનકરરાય વિનોદરાય અને ગજેન્દ્ર, હાલ હરિભાઈ જામનગરમાં ખાનગી પેઢીમાં કામ કરે છે.

મોટા પુત્ર દિનકરરાય જામનગરની આયુર્વેદિક યુનિવર્સીટીમાં સારી નોકરી કરે છે. તેમના લગ્ન ઇશ્વરીયા ના વ્યાસ નરભેરામ ભવાનીશંકર ના દીકરી મુક્તાબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રીઓ છે. અને એક પુત્ર છે. પુત્રીઓ ગ્રેજ્યુએટ થઈ છે. બીજા પુત્ર વિનોદરાય બી.એ, બી.કોમ થયા છે. અને જામનગરની સેન્ટ્રલ બેન્ક માં નોકરી કરે છે. તેમના લગ્ન જોશી દામજીભાઈ બેચરભાઈ ના પુત્રી પદ્માબેન સાથે થયા છે.

જા પુત્ર ગજેન્દ્રરાય ના લગ્ન પંડ્યા હરિલાલ ખીમજી ના પુત્રી સુશીલાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે.

હીરજીભાઈ ના એક પુત્ર મહાશંકર હતા. એ નાની વયે ગુજરી ગયેલા. હીરજીભાઈ ના નાના ભાઈ રેવાશંકરભાઈના પુત્ર દલપતરામ ના લગ્ન પિઠળના જોશી જટાશંકર મોરારજી ના બહેન હેમીબેન સાથે થયેલા. તેમને સંતાનમાં એક પુત્રી છે પુષ્પા. તેના લગ્ન રાજકોટના કથાકાર ઠાકર રેવાશંકર મોનજી ના પુત્ર જયસુખલાલ સાથે થયા છે. આ કુટુંબ ઇંગ્લેન્ડમાં રહે છે. શ્રી દલપતરામે રાજકોટમાં મકાન બનાવેલ છે. તેમના પત્ની હાલ પુત્રી પાસે રહે છે.

# મહેતા લતીપર


ગોવર્ધન→ શામળજી→ હીરજી
રૂપસી------------------------માવજી-------------દેવરામ------ખીમજી
ખોડીદાસ-નારણજી
ખોડીદાસ
મુળજી-પરસોતમ---------હરખશંકર
રવિશંકર-ગિરજાશંકર
હકો અંબાશંકર-લાભશંકર રમણીકલાલ------નાનાલાલ
શશીકાંત સનત--જયંતિ
રમેશ-----------જયસુખ—મહેશ–સરોજ--નીતા મહેશ--હર્ષદ---મુકેશ યોગેશ--પિયુષ
ગૌરવ-દેવલ રાજેશ-પરાગ-અલ્કા
દિમી-હિરલ-શ્રધ્ધા-ડીમ્પલ-હાર્દિક વિશાલ-મિલન ભાવના-મમતા કેતન-કલ્પેશ ખ્યાતિ-કલ્પના તેજસ-સ્નેહા સ્મિત કશ્યપ-પાર્થ વત્સલ-યશ્વી અભિષેક
શિવમ ઉર્વશી-વેદાંશી શુભમ-જાનકી માનવી
આનંદ-દેવાંગી માધવી-હેમાંગી
ત્રિભુવન------------------------------શિવશંકર----------------દુર્લભજી
રતિલાલ------રવિશંકર--------જીવરામ
રતિલાલ-------અવિચલ
હરકાંત ધીરજલાલ-કિશોર રમણીકલાલ-પ્રદ્યુમન---જનક ભોગીલાલ-પ્રતાપ મનસુખ
ધીરેન-જીગ્નેશ-દીપેન-મિતલ ચારુ-દિવ્યેશ કેતન-બીના-જ્યોતિ-ભારતી અતુલ-કલ્પેશ નિતીન-જયશ્રી-દક્ષા-અજીત-મુકેશ આતિષ-મયુર
ધ્રુવી પલક પિયુ હેત્વી-વૃંદા-વત્સ કુશ-પરમ પુજા રીયન-કિયાના કુશ
અશોક-રાજેશ-બિંદુ-નિસિથ બકુલ-નિલેષ-ચેતન
કાજલ કોમલ-શીતલ-જીજ્ઞા-કિશન જય-ધ્રુવી
જીગર-પાર્થ યશ-પ્રિયાન્શું કુલદીપ મિતાંશી-ખુશી દેવાશીશ-પ્રાર્થના
હરજીવન——--------નરભેશંકર——----છોટાલાલ—છગનલાલ-- રતિલાલ
ભુપત જયંતીલાલ-------નરેન્દ્ર કિરીટ રાજેન્દ્ર
વિનોદ-ભરત-હરેશ-ઉર્મિલા-દમયંતિ રાજેન્દ્ર-અશોક-વિરેન્દ્ર કિરણબેન-સોહીલ નિલેષ-પંકજ-આશુતોષ-હેતલ
મનીષ આનંદ વિજય અલ્પેશ-ધારા ગૌરાંગ-આસીતા
આરોહી



દયારામ
રાજારામ
કાલિદાસ
હરિકૃષ્ણ-----દેવશંકર-------------ભાઈશંકર
મોરારજી
જયંતીલાલ---------- ---------વાસુદેવ જયકર—પ્રતાપરાય
અમૃતલાલ
પ્રબોધ-અશ્વિન-શૈલેષ--------પ્રકાશ રાજેશ મહેશ-મુકેશ
નવલશંકર--પ્રેમશંકર
કીર્તિ નીરવ-જીગર પ્રતીક-રૂપલ પુજા-ભાવિન----ભાર્ગવ
ધવલ-કાનજી
હેત રાહી
રિધીમા-ફ્રેયા જયદેવ-રોહન
વિઠ્ઠલજી
વલ્લભજી
વાલશંકર-ઉજમબેન-કાશીબેન-રવિશંકર-----લાલજી----શાંતિલાલ-ગોદાવરી
મુળશંકર
કમુબેન-ગૌરીબેન-બચુલાલ-મહેન્દ્ર-હસમુખ હંસા-રમેશ-રમા -કનક ચંદ્રિકા-----મુકુંદ-----નરેન્દ્ર વસંતરાય
વૃજલાલ-મનસુખ-મુગટ-રમણીક પ્રશાંત-ચેતન તેજલ-બીજલ આનંદ-વિશાલ મનીષ-સુજાતા રોશની-મીનેષ અમર-અજય
ઉષા-ભરત-મીના-બીના ભાવના-સંજય-હર્ષા-આરતી
ઈસાન-શેહ
વિપુલ---વિજય
માલતી-દીતા-મનોજ મયંક-મેઘા
બોદી-વાયટ સાચી-શીવ-શાન
વિરાટ-હર્ષ હેત-ક્રિષા
શ્રીરામ

## રૂપસી મહેતા ની વિગત ...



**શ્રી દેવશંકર દયારામ મહેતા**

વિદાય 31-5-1938



**દિવાળીબેન દેવશંકર મહેતા**

વિદાય 1-10-1964



**શ્રી વાસુદેવભાઈ દેવશંકર મહેતા**





**શ્રી જયંતિલાલભાઈ દેવશંકર મહેતા** **પુષ્પાબેન જયંતિલાલ મહેતા**

અવસાન- 23-11-1979 અવસાન: 15-10-2021

આજીવન શિક્ષક જીવન જીવી કુટુંબને તે આદર્શોનું પાન કરાવનાર કુશળ વ્યવસાયી અને પુરુષાર્થી. જ્ઞાતિ સેવામાં તત્પર એવા જયંતીલાલ ભાઈ દેવશંકર મહેતા.

વંદનીય:

પ્રમોદકુમાર જયંતિલાલ મહેતા, અશ્વિનકુમાર જયંતિલાલ મહેતા

શૈલેષકુમાર જયંતિલાલ મહેતા પ્રકાશકુમાર જયંતિલાલ મહેતા

તથા પરિવારની વંદના...





**શ્રી જયકરભાઈ ભાઈશંકરભાઈ મહેતા**

જન્મ:- 1926, સ્વર્ગવાસ 14-8-1996

સ્વભાવે સાહસિક, સૌમ્ય અને લાગણીસીલ વ્યક્તિત્વ ધરાવતા,મેહસૂલ ખાતામાં સેવા બજાવી તલાટી મંત્રી નિવૃતિ થઈ સમાજ સેવા અને સંતાનોને ઉચ્ચ સંસ્કાર આપી જીવન નો પથ બતાવનાર પિતા.

**વિધ્યાબેન જયકરભાઇ મહેતા**

જન્મ:-1929, સ્વર્ગવાસ:-25-5-2011

જયકરભાઈ ના ગૃહસ્થ જીવન માં સમર્પિત થઈ સંતાનોને શિક્ષણ અને જ્ઞાન ના પાઠ ભણાવનાર એક આદર્શ ગૃહિણી.

**વંદનીય:-**

**મહેશભાઈ, જ્યોતિબેન, ઝલક, ઈશાની, પુનિત**

આ કુટુંબ પણ લાઠીમાં મૂળ રહેતા પછી તેમના મોસાળ ઉપાધ્યાય કુટુંબમાં હોવાથી લતીપુર તરફ પ્રયાણ કર્યું. તે પછી આ  કુટુંબ નો વિસ્તાર લતીપુરમાં થયો. હીરજી મહેતા ના પુત્ર રૂપશીભાઇ ખાનકોટડા રહેવા ગયા. તેમના પત્નીનું નામ કેસરબેન હતુ. તેમને ત્રણ પુત્રો દયારામ,રાજારામ અને કાલિદાસ. દયારામ મહેતાનું લગ્ન ચાડીયા ના પંડ્યા કાલિદાસ જીવાભાઈ ના બેન ગોમતી બેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો હરિકૃષ્ણ, દેવશંકર અને ભાઈશંકર. હરીકૃષ્ણ ના લગ્ન અલિયાબાડાના પંડ્યા ગિરજાશંકર વીરજી ના બહેન ઝવેરબેન સાથે થયા તેમને કોઈ સંતાન નથી.

હરિકૃષ્ણ થી નાના ભાઈ દેવશંકર ખાનકોટડા થી બહાર નીકળી મસ્કત તરફ જઈ આવેલા તેમના લગ્ન રાજકોટના હીરજી માસ્તરના પુત્રી દિવાળીબેન સાથે થયા. તેમને બે પુત્રો જયંતીલાલ અને વાસુદેવ.

જયંતીલાલ રાજકોટના શિક્ષણ ખાતા માં જોડાયા અને તેમાં નોકરી કરી નિવૃત્ત થયા. તેમણે આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં વર્ષો સુધી નોકરી કરી નિવૃત્તિ બાદ હાર્ડવેરની દુકાન રાજકોટમાં શરૂ કરી. તેમના લગ્ન ઇશ્વરીયા ના વ્યાસ નરસી વિઠ્ઠલજી ની પુત્રી પુષ્પાબેન સાથે થયા તેમને ચાર પુત્રો છે. પ્રમોદ, અશ્વિન અને શૈલેષ. ત્રણેય ભાઈઓ બેન્કિંગ સેવા માં છે. ચોથાભાઈ પ્રકાશ હાર્ડવેરની દુકાન ચલાવે છે.

પ્રમોદ ભાઈ ના લગ્ન જામનગરના વ્યાસ પ્રભાશંકર શામજી ની પુત્રી પ્રફુલાબેન સાથે થયા તેમને પુત્ર છે.

બીજા ભાઈ અશ્વિન ના લગ્ન ચિતલ-મુંબઈના મહેતા દિનકરરાય મોહનલાલ ના પુત્રી જયશ્રીબેન સાથે થયા જે તેમને બે પુત્રો છે.

ત્રીજા ભાઈ શૈલેષ ના લગ્ન ઈશ્વરીયા-મુંબઈ ના વ્યાસ શિવલાલ કેશવલાલ ના પુત્રી રસીલાબેન સાથે થયા છે તેમને એક પુત્ર છે.

ચોથા પુત્ર પ્રકાશ કુમાર ના લગ્ન વડાળા રાજકોટના મહેતા શંકરલાલ નાગજી ના પુત્રી પ્રજ્ઞાબેન સાથે થયા તેમને એક પુત્ર ભાવિન છે.

દેવશંકરભાઈ ના બીજા પુત્ર વાસુદેવભાઈ તેઓ થોડો વખત એડન તરફથી આવ્યા તેઓ બેશ કંપનીમાં જોડાયા હતા. અસ્મારા, જીબૂટિ વગેરે બ્રાન્ચમાં પણ કામ કરેલ 51 થી 66 સુધી આ પ્રવૃત્તિમાં હતા. પછી રાજકોટમાં આવી વેપારી પેઢીમાં સર્વિસ કરે છે. હાલ નાની બચતનું કામ કરે છે. તેમના લગ્ન

રાજકોટના જોશી લાભશંકર રામેશ્વર ના પુત્રી કાંતાબેન સાથે થયા છે. હાલ તેઓ રામકૃષ્ણ નગર મા પોતાના મકાનમાં રહે છે. તેમને એક પુત્ર રાજેશ છે. તેઓ ટેક્સટાઈલ એન્જિનિયર છે. તેના લગ્ન અમરેલી પંડ્યા કનુભાઈ ભીમજી ના પુત્રી સાથે થયા છે. બંને પિતા-પુત્ર શેર બજાર તથા બચત યોજના નું કામ કરે છે.

દેવ શંકરભાઈ થી નાના ભાઈ એ ભાઈશંકર તેમના લગ્ન જાની ભગવાનજી ત્રીક્રમજી ના પુત્રી બેનાબેન સાથે થયેલા. ભાઈ શંકરભાઈ ને બે પુત્રો જયકર અને પ્રતાપરાય બંને ભાઈઓને બેનાબેને તૈયાર કર્યા.

ભાઈ જયકરે પ્રારંભમાં મુંબઈમાં રહી નોકરી ની તાલીમ લીધી. તેમના લગ્ન ઢસા-ગોપાલગ્રામ ના જોશી મયાશંકર ગંગાધર ના પુત્રી વિદ્યાબેન સાથે થયા તેમને બે પુત્રો છે. શ્રી જયકરે પછી મહેસુલી ખાતામાં નોકરી શરૂ કરી જુદે જુદે સ્થળે તલાટી મંત્રી તરીકે રહી તાજેતરમાં નિવૃત્ત થઈ અમરેલીમાં મકાન બનાવી રહે છે. તેમના પુત્ર મહેશ ને પણ મહેસૂલી સેવામાં ગોઠવ્યા છે. તેમના લગ્ન અમદાવાદના મહેતા લાભશંકર મણિશંકર ના પુત્રી જ્યોતિબેન સાથે થયા છે.

બીજા પુત્ર મુકેશ પણ મ્યુનિસિપલ સેવામાં ગોઠવાયા છે.

ભાઈશંકરભાઈ ના બીજા પુત્ર પ્રતાપરાય લાંબા સમયથી મદ્રાસ મા વ્યવસાય બન્યા છે. તેમના લગ્ન ચરખાના પંડ્યા શામજી પુરુષોત્તમ ના પુત્રી જયાબેન સાથે થયા છે તેમને સંતાનમાં ચાર પુત્રીઓ છે. અન્નપૂર્ણા, કોકિલા, પલ્લવી, ગીતા.

## રાજારામ રૂપસીભાઇ ની વિગત ..

રૂપસિભાઇ ના બિજા પુત્ર રાજારામ ના લગ્ન નાથ પટેલ ભવાનીશંકર ઓધવજી ના પુત્રી મુળીબેન સાથે થયા. તેમને એક પુત્ર મોરારજી હતા. તેના લગ્ન કંડોરણાના પંડ્યા કેશવજી હિરજી ની પુત્રી સાકરબેન સાથે થયા. તેમને એક પુત્ર તે અમૃતલાલ. તેમના લગ્ન બાબરાના પંડ્યા પ્રાણજીવન જગજીવન ના પુત્રી કાંતાબેન સાથે થયા. તેમને બે પુત્રો નવલશંકર અને પ્રેમશંકર.

નવલશંકર ના લગ્ન પીઠડ ના જોશી શાંતિલાલ વાલજી ના પુત્રી જયશ્રીબેન સાથે થયા. નવલશંકર ગ્રેજ્યુએટ થયેલા અને બાબરામાં મોસાળમાં તૈયાર થયા. અને ત્યાં હાઈસ્કૂલમાં સર્વિસ કરતા. તાજેતરમાં મોટર અકસ્માતમાં તેમનું અકસ્માત થયું. તેમને બે પુત્રો છે.

પ્રેમશંકર ના લગ્ન વ્યાસ રમણીકલાલ પોપટલાલ ના પુત્રી હંસાબેન સાથે થયા પ્રેમશંકર મસ્કત માં કામ કરે છે. તેમને ચાર પુત્રો છે.

# કાલિદાસ રૂપસી ની વિગત ...





**વિજયાબેન લાલજી મહેતા**

જન્મ:1915 સ્વર્ગવાસ: 1979

**શ્રી લાલજી વિઠ્ઠલજી મહેતા**

જન્મ: 1910 સ્વર્ગવાસ: 2005



**શ્રી જેષ્ઠારામ ધનેશ્વર મહેતા**

જન્મ: 1932 સ્વર્ગવાસ: 2005

**સુશિલાબેન જેષ્ઠારામ મહેતા**

જન્મ: 1936 સ્વર્ગવાસ: 2001

રૂપસીભાઇ ના બીજા પુત્ર તે કાલિદાસ તેમના બે પુત્રોમાં વિઠ્ઠલભાઈ રાજકોટ આવ્યા અને અનાથાશ્રમમાં રસોઇનું કામ કરતા. તેમના લગ્ન ઠાકર મોનજી વિઠ્ઠલજી ના પુત્રી હરકુંવર બેન સાથે થયા. તેમને ચાર પુત્રો,

મોટા પુત્ર શ્રી વાલશંકર પ્રાથમિક શિક્ષક થયા અને રાજકોટ રાજ્યમાં નોકરી કરતા. તેમના લગ્ન ચાળીયા ના ભાણજી જીવાના પુત્રી જડીબેન સાથે થયા. વાલશંકરભાઈ નિવૃત્ત થઈને રાજકોટમાં જ રહ્યા. તેમના નાના ભાઈઓ આફ્રિકા ગયા ત્યાં નસીબે યારી આપી. અને તેમના પિતાશ્રીની યાદમાં રાજકોટમાં નતું તુલસી જ્ઞાતિ માટેની બોર્ડિંગ યોજનામાં તેમણે હજાર વાર જમીન દાનમાં આપી. અને જ્ઞાતિ ની સેવા કરી. આ રીતે જ્ઞાતિની બોર્ડિંગ માં તેમણે સારો ફાળો આપ્યો. અને તેના સંચાલનમાં પણ શ્રી વાલશંકરભાઈ એ સારો રસ દાખવેલો. તેમને ચાર પુત્રો છે. તેઓ આફ્રિકા ગયેલા છે.

લાલજીભાઈ અને શાંતિભાઈ એ તેમના માસીયાઈ જોશી નારાણશંકર વેલજીભાઈ ની પ્રેરણાથી આફ્રિકા તરફ પ્રયાણ કર્યું હશે. અને ધીમે ધીમે ત્યાં ગોઠવાઈ ગયા. અને પછી જુદા જુદા ધંધામાં નસીબ અજમાવ્યું. તેમાં સારી ફાવટ આવી. હાલ દારેસલામ મા આ કુટુંબના સભ્યો રહે છે. ટ્રાન્સપોર્ટનો ધંધો પણ વિકસાવ્યો છે. પછી કુટુંબનો ફેલાવો યુકે તરફ પણ થયો છે. પછી રવિશંકર ભાઈ પણ આફ્રિકા ગયા.

રવિશંકરભાઈના લગ્ન રાવકી ના વ્યાસ મીઠા કાળા ની પુત્રી જડાવબેન સાથે થયા. તેમના ત્રણેય પુત્રો પણ આફ્રિકામાં ટાન્ઝાનિયા જ ગોઠવાયા છે. હસમુખ નું અવસાન થયું છે.

લાલજીભાઈ ના લગ્ન થાણાદેવડી-છોટાઉદેપુર ના જોશી જીવરામ મયારામ ની પુત્રી વિજયાબેન સાથે થયા. તેમને બે પુત્ર રમેશ અને કનક. મોટા પુત્ર રમેશે આંતર-રાષ્ટ્રીય લગ્ન કરેલા તે પોતે ડોક્ટર હતા. હદય ના રોગ થી નાની વયે ગુજરી ગયા. તેમને બે પુત્ર આનંદ અને વિશાલ છે.

નાના પુત્ર કનકરાય ના લગ્ન રીટાબેન સાથે થયા છે તેને એક પુત્ર અને એક પુત્રી છે. હાલમા રિટાયર્ડ થઈ ને યુ.એસ.એ  મા સ્થાયી છે. પુત્ર મનીષ પેટન્ટ વકીલ છે,તેના લગ્ન દીપાબેન સાથે થયા છે. તેઓને બે પુત્રો છે, ઈશાન અને શાય.

એક પુત્રી સુજાતા ના લગ્ન ડૉ.સૌમિલ એમ શાહ સાથે થયા છે. બધા યુ.એસ.એ માં રહે છે.

શાંતિલાલભાઈ ના લગ્ન પીલવાય ના જોશી હીરાલાલ કાલિદાસના પુત્રી ગોદાવરી(મંજુલા) બેન સાથે થયા. શ્રી શાંતિલાલ પણ આફ્રિકામાં જ ધંધો ચલાવે છે. મીઠા મિલનસાર સ્વભાવના છે સાહસિક પણ છે. સ્વજનો માટે લાગણી પ્રધાન સ્વભાવના છે.

તેમને બે પુત્ર મુકુંદ અને નરેન્દ્ર. બંને પુત્રોને ત્યાં જ ગોઠવ્યા છે. આ કુટુંબ માદરે વતન માં બે પાંચ વર્ષે આવી ને સૌને મળી જાય છે અને એ રીતે કૌટુંબિક સંબંધ જાળવી રાખે છે.

**વલ્લભજીભાઈ**ના લગ્ન મેધપર ભટ્ટ જીવરામ પ્રેમજીના બેન મોંઘીબેન સાથે થયા.

તેમના પુત્ર મૂળશંકર શિક્ષક હતા. રાજકોટ આસપાસ તેમણે નોકરી કરેલી તેના લગ્ન વડાળા ના મહેતા પ્રાગજી મહાદેવ ના પુત્રી વિજયાબેન સાથે થયા. તેમને પુત્ર વસંતલાલ પોલીસખાતામાં જોડાયા છે. હાલ જમાદાર થયા છે. તેના લગ્ન રાજકોટ-મુંબઈ ના વ્યાસ ઉમિયાશંકર મુળજી ના પુત્રી સાથે થયા. તેમને વિપુલ અને વિજય બે પુત્રો છે. આમ રૂપસિંહ મહેતા ના પરિવાર ની હકીકત પૂરી થઇ.

## માવજી હિરજી ની વિગત ...








શ્રી નાનાલાલ હરખશંકર મહેતા

સ્વર્ગવાસ: 18-07-1991

કંચનબેન નાનાલાલ મહેતા

સ્વર્ગવાસ: 08-04-2017





**સ્વ. લાભશંકર પુરૂસોતમ મહેતા**
જન્મ. તા: ૧૩/૦૩/૧૯૨૯ સ્વ. તા: ૨૬/૧૨/૨૦૦૪ રવિવાર માગશર ૧૫

**સ્વ. પ્રભાબેન લાભશંકર મહેતા**
જન્મ. તા: ૧૮/૬/૧૯૩૩ સ્વ. તા: ૨૬/૪/૨૦૨૧ સોમવાર ચૈત્ર સુદ ૧૪

સૌમ્ય, સરળ સ્વભાવથી સૌની પ્રીતિ પ્રાપ્ત કરનાર એક આદર્શ વ્યક્તિ જેમણે કુટુંબના અનેકને તેની પ્રેરણા આપી એવા વડીલ ને વંદન...

જાજરમાન વ્યક્તિત્વ પ્રેમાળ કુટુંબ વાત્સલ્ય અને કુશળ ગૃહિણી તરીકે ઊગતી પેઢીને પ્રેરણા આપી જનાર પૂ. માતુશ્રી ને વંદન....

વંદનીય:-

રમેશભાઈ, જયસુખભાઇ, મહેશભાઇ, સરોજબેન, નિતાબેન

સમગ્ર મહેતા પરિવાર

હવે માવજી મહેતા ની શાખા જોઈએ તેમના પુત્ર ખોડીદાસ ના લગ્ન ચાંદલી નાભટ્ટ શીવરામ બેચર ની બેન મોતીબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો.

મોટા મૂળજીના લગ્ન વડાળા ના મહેતા અજરામર મહાદેવના દીકરી કસ્તુરબેન સાથે થયા. તેમને એક પુત્ર દકુલાલ. તેમના કાકા હરખશંકર ના લગ્નના વખતે તે જાન નું ગાડું ચલાવવા બેઠા. એ વખતે અકસ્માત થવાથી તેમનું કરુંણ અવસાન થયું, લગ્નમાં વિઘ્ન આવ્યું, જાન કંડોરણા જતી હતી અકસ્માત થતાં વરરાજા સાથે બે ચાર માણસોએ કંડોરણા જઈને લગ્ન પતાવ્યા.

પરસોતમ ભાઈ ના લગ્ન પિઠડ ના જોષી જેઠાલાલ લક્ષ્મીચંદ ની પુત્રી રંભાબેન સાથે થયા તેમને બે પુત્રો.

અંબાશંકર ના લગ્ન બાળા ના પડ્યા ગિરજાશંકર વીરજી પુત્રી કંચનબેન સાથે થયા. તેમને સંતાન નથી.

લાભશંકર ના લગ્ન પીઠળ ના જોશી જેઠાલાલ ભગવાનજી ના પુત્રી પ્રભાબેન સાથે થયા. લાભશંકર શિક્ષક તરીકે કામ કરે છે. તેમને 3 પુત્રો અને 2 પુત્રી છે.

રમેશ ના લગ્ન પીપરીયા ના જોશી મગનલાલ મોહનલાલ ની પુત્રી વર્ષાબેન સાથે થયા છે રમેશભાઈ લતીપુર મા શિક્ષક છે. તેમને 4 દીકરી અને 1 પુત્ર છે.

-દિપ્તીબેન ના લગ્ન હેતલભાઇ જોષી સાથે આપણી જ્ઞાતિમા થયા છે.

-હિરલબેન પિયુષભાઈ ઠાકર ના લગ્ન ઝાલાવાડી બ્રાહ્મણ કુટુંબમાં મા થયા છે.

-શ્રધ્ધાબેન અભિષેકભાઈ વ્યાસ ના લગ્ન ઝાલાવાડી બ્રાહ્મણમા થયા છે.

-ડીમ્પલબેન હરિવંશભાઈ રાવલ ના લગ્ન ઝાલાવાડી બ્રાહ્મણમા થયા છે.

રમેશભાઈ ને 1 પુત્ર હાર્દિક છે.

બીજા પુત્ર જયસુખ ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં પરણ્યા છે તે શિક્ષક છે. તેમના પત્ની નું નામ શારદાબેન છે. તેમને 2 પુત્ર છે.

મોટા પુત્ર વિશાલ ના લગ્ન કામિનીબેન સાથે થયા છે. તેમને 1 પુત્ર શિવમ છે.

નાનો પુત્ર મિલન તેના લગ્ન દીપ્તિબેન સાથે થયા છે. તેને 2 પુત્રી ઉર્વીશા અને વેદાંષી છે.

ત્રીજા પુત્ર મહેશ તે પણ શિક્ષક છે. તેના લગ્ન ભટ્ટ નવલશંકર જીવરામ ની પુત્રી હંશાબેન સાથે થયા છે. તેમને 2 પુત્રી છે. મોટી પુત્રી ભાવનાબેન મનોજભાઇ દવે ના લગ્ન મોઢ બ્રાહ્મણમા થયા છે.

નાની પુત્રી મમતાબેન પિનાકીનકુમાર વ્યાસ ના લગ્ન ઝાલાવાડી બ્રાહ્મણમા થયા છે.

સરોજબેન ના લગ્ન જ્ઞાતિના વિજયભાઇ ઉપાધ્યાય સાથે થયા છે.

નિતાબેન રમેશભાઈ ના લગ્ન જ્ઞાતિમા થયા છે.

શ્રી હરખશંકર શિક્ષક થયા હતા. તેમના લગ્ન કંડોરણાના પંડ્યા ટકાશંકર પરષોત્તમ ની પુત્રી સાથે થયા તેમને બે પુત્રો છે.

ભાઈ રમણીકલાલ પણ શિક્ષક તરીકે કામ કરીને નિવૃત થઈ કાલાવડમાં રહે છે. તેમના લગ્ન નાત પટેલ નારદલાલના દીકરી સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. કાલાવડમાં ધંધો કરે છે.

નાનાલાલ ના લગ્ન રીબડા-મેંગણી હાલ વડોદરાના રાજ્યગુરુ જાની ભાઈશંકર ગંગારામ ની પુત્રી સાથે થયા. નાનાલાલ વડોદરામાં કામ કરે છે.

# દેવરામભાઈ હીરાજીભાઇ ની વિગત....





શ્રી રવિશંકરભાઈ ખોદીદાસ મહેતા

સ્વર્ગવાસ: 30-12-1979



શ્રી કપિલાબેન રવિશંકરભાઈ મહેતા

સ્વર્ગવાસ: 17-09-2004



શ્રી શશિકાંતભાઈ રવિશંકરભાઈ મહેતા

જન્મ: 07-08-1936, સ્વર્ગવાસ: 04-04-1989

દેવરામભાઈ ના પરિવારમાં એક દીકરા ખોડીદાસ. તેના લગ્ન રૈયા ના જોશી મંગળજી ઝીણાભાઈ ના પુત્રી માણેકબેન સાથે થયા. શ્રી ખોડીદાસ લતીપુર માં અનાજનો વેપાર તથા ધીરધાર કરતાં. જૂના જમાનામાં લોકો તેમને "અધલખી" અડધા લાખના ધણી કહેતા. તેમને બે પુત્રો રવિશંકર અને ગિરજાશંકર. રવિશંકર પણ વેપારમાં પડેલ, પછી કલકત્તા તરફ ઉપડી ગયા તેમના લગ્ન બાબરાના જાની મણિશંકર ત્રિકમજી ના પુત્રી કપિલાબેન સાથે થયા. તેમને એક પુત્ર શશીકાંત. શશીકાંત પાણીને શિક્ષક થયા છે.

રવિશંકર ભાઈ પછી પરત રાજકોટ આવી ગયા અને પરચુરણ નામા ના કામમાં લાગી ગયા. ભાઈ શશીકાંત ના લગ્ન ચાડીયા ના ત્રંબકલાલ ભાણજી ના પુત્રી સાથે થયા. રેણુકાબેન પણ શિક્ષિકા તરીકે ગોઠવાયા. ધીમે ધીમે ગ્રેજ્યુએટ થઈ ઉચ્ચ પદવી મેળવી કુંડલીયા કોલેજમાં અધ્યાપક તરીકે કામ કરતા. બંને પતિ-પત્ની પુરુષાર્થી આગળ વધી રાજકોટમાં લક્ષ્મીવાડી માં પોતાના મકાનમાં રહેતા. તેમને બે બાળકો છે. પુત્રનું નામ ગૌરવ છે તે મોરબી એલ.ઇ કોલેજમાં ભણીને અમદાવાદ સ્થાયી થયા છે તેમના લગ્ન ગોપાલગ્રામ નિવાસી કિશોરભાઈ દેવશંકર ભટ્ટ ની પુત્રી પ્રીતિબેન સાથે થયેલ છે. તેને બે બાળકો છે વત્સલ અને યશ્વી જે બંને અભ્યાસ કરી રહ્યા છે. ગૌરવભાઈ પોતાના વ્યવસાયમાં સ્થાયી છે. પુત્રી દેવલ ના લગ્ન થઈ ગયા છે. રેણુકાબેન પણ હાલ અમદાવાદમાં બાળકો સાથે આનંદથી સમય વિતાવી રહ્યા છે.

બીજા ભાઈ ગિરજાશંકર કરાચી ગયેલા ત્યાં ધંધામાં લાગેલા. તેમના લગ્ન ચમારડી-રાજકોટ (ગિરજાશંકર હીરજી ના પુત્રી અચીબેન (જ્યોતિબેન) સાથે થયા છે. તેમને બે પુત્ર છે.

સનતકુમાર રાજકોટમાં રહે છે અને વિદ્યુત બોર્ડ માં કામ કરે છે. તેમના લગ્ન નગરપીપળીયા ના મહેતા લાભશંકર ધનજી ના પુત્રી સાથે થયા. જયંતિભાઈ ના લગ્ન ઉપાધ્યાય અમૃતલાલ વિઠલ જી ના પુત્રી સાથે થયા.

# ખીમજીભાઈ નું પરિવાર જોઈએ





**શ્રી રતિલાલભાઈ ત્રિભોવન મહેતા** **હેમકુંવરબેન રતિલાલ મહેતા**

સ્વર્ગવાસ 2-10-1981 સ્વર્ગવાસ: 26-01-1972

એક સારા વેપારી, વ્યવહારકુશળ ધર્મપ્રેમી અને કુટુંબના યોગ્ય માર્ગદર્શક એવા કુટુંબના વડીલ..

વંદનીય:-

શ્રી હરકાંતભાઈ રતિલાલભાઈ મહેતા

કુંદનબેન મહેતા

ધીરેનભાઈ, જીગ્નેશભાઈ, દીપેનભાઈ, મિતલબેન





**શ્રી રવિશંકર ત્રીભોવન મહેતા**

સ્વર્ગવાસ :-28/12/1993

સ્વભાવે શાંત, માયાળુ અને પરોપકારી,

રેવન્યુ વિભાગમાં નોકરી કરી, સંતાનો ને ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારો નું સિંચન કરી જીવન નો સાચો પથ બતાવનાર વડીલ.

**શિવકુવરબેન રવિશંકર મહેતા**

સ્વર્ગવાસ:-14-3-2007

રવિશંકર ભાઈ ના ગૃહસ્થ જીવનમા

ખુબજ સુંદર સાથ આપનાર, કુટુંબ ના વાત્સલ્ય મુર્તિ અને વિશાળ પરિવારને લાગણી ના તાતણે બાંધી રાખનાર માતુશ્રી.

વંદનીય:-

સ્વ. ધીરજલાલ, સ્વ.કિશોરભાઇ, ગં.સ્વ. મંજુલાબેન, ગં.સ્વ. ભાનુબેન

મહેતા પરિવાર



**શ્રી ધીરજલાલ રવિશંકર મહેતા**

જન્મ:7-6-1936, સ્વર્ગવાસ:5-9-2020

રવિશંકરભાઈ ના સંસ્કારલક્ષી વાતા
વરણ મા ઉચ્ચ સંસ્કાર,શિક્ષણ પ્રાપ્ત
કરી જામનગર ની પ્રખ્યાત ઇરવિન
હોસ્પિટલમા નિવૃતિ કાળ સુધી સેવા કરી.

વંદનીય:-

ગં.સ્વ. મનહરબેન ધીરજલાલ મહેતા

અશોકભાઈ, રાજેશભાઈ, નિશીથભાઇ, બિંદુબેન

જિગર, પાર્થ, યશ, પ્રિયાંશું



**શ્રી કિશોરભાઈ રવિશંકર મહેતા**

જન્મ: 24-6-1941

સ્વર્ગવાસ: 15-6-2013

શાંત સ્વભાવ, ધર્મના જ્ઞાની,સંતાનોને
ઉચ્ચ શિક્ષણ આપ્યુ, કુટુંબ વત્સલ
અને પરોપકારી વડીલ...

વંદનીય:-

ગં.સ્વ. ભાનુબેન કિશોરભાઇ મહેતા

બકુલભાઇ,નિલેષભાઈ,ચેતનભાઈ

કુલદીપ, મિતાંશી, ખુશી, દેવાશીશ, પ્રાથના



**શ્રી હરકાંતભાઈ રતિલાલભાઈ મહેતા**

જન્મ: 28-07-1946 સ્વર્ગવાસ: 21-01-2012

જ્ઞાતિ સમાજ સેવા માં આજીવન જોડાઈ ને જ્ઞાતિ સમાજ તેમજ બ્રહ્મ સમાજ માટે સેવાકીય યોગદાન આપેલ, બેંક સર્વિસ સાથે, સમાજ સેવા નાં દરેક કાર્યો માં આજીવન પ્રવૃતિશિલ રહેલ હતાં.રાજકોટ નથુ તુલસી યુવક મંડળ નાં પ્રમુખ હતાં,તેમજ ત્રીસ વર્ષ સુધી પ્રગટેશ્વર મહાદેવ ટ્રસ્ટ માં ટ્રસ્ટી તરીકે સેવા આપેલ,અને રાજકોટ મિત્ર મંડળ ની શરુઆત કરેલ ત્યારે પાયા નાં પત્થર તરીકે કાર્ય કરેલ હતું.અમદાવાદ શિફ્ટ થયાં બાદ બોપલ,ઘુમાં આંબલી,શીલજ નાં સમસ્ત બ્રહ્મ સમાજ ના ટ્રસ્ટી તરીકે આખરી સમય સુધી સેવાકીય કાર્યો માં યોગદાન આપેલુ એવા વડીલ ને વંદન

વંદનિય :

ગં.સ્વ. કુંદનબેન હરકાંતભાઈ મહેતા

ધીરેન, ધર્મા, જિગ્નેશ, હિરલ, દીપેન, પાયલ, મિતલ, ધૃવી, પલક



શ્રી પ્રધ્યુમનભાઈ જીવરામભાઈ મહેતા

સ્વર્ગવાસ: 30-01-2023

ખીમજીભાઈ લતીપુરમાં વ્યાપારમાં ગોઠવાયેલા. તેમના પુત્રોને પણ આ વ્યવસાયમાં જ રાખેલા. મોટા પુત્ર ત્રિભુવનભાઈ ના લગ્ન ચમારડી-બાબરા ના પંડ્યા પરશોતમ આણંદજી ના પુત્રી સાકરબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો.

મોટા પુત્ર રતિલાલ પણ જથ્થાબંધ વ્યાપારમાં ગોઠવાયેલા. તેઓએ આજુબાજુના નાના ગામડાઓ સાથે ધમધોકાર વ્યાપારમાં સારી વેપારી તરીકે ની નામના મેળવેલી. તેઓ લતીપુર વેપારી મંડળના પ્રમુખ પણ હતા. છેલ્લે વૃદ્ધાવસ્થાને કારણે વેપાર છોડી તેમના પુત્ર સાથે પડધરી રહેવા આવતા રહ્યા. ત્યાં તેઓ ધાર્મિક જીવન ગાળતા. થોડા સમય પહેલા જ તેમનો દેહ વિલય થયો. તેમના લગ્ન ચમારડી-રાજકોટ વ્યાસ વલ્લભજી શામજી ની પુત્રી હેમકુવર બેન સાથે થયા. તેમને એક પુત્ર હરકાંતભાઈ છે , જે બી.એ થયેલ છે. અને રાજકોટમાં લેન્ડ લેવલપમેન્ટ બેંક માં નોકરી કરે છે.

હરકાંતભાઈ ના લગ્ન નાગાજાર ના મહેતા દુર્ગાશંકરભાઈ કાનજીભાઈ ની પુત્રી કુંદનબાળા સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. ધીરેન, જીગ્નેશ અને દીપેન અને દીકરી મિતલ છે. ત્રણેય ભાઈ અમદાવાદ મા ટ્રાન્સપોર્ટ રીલેટેડ બિજનેસ કરે છે.

મોટા પુત્ર ધીરેન ના લગ્ન અમદાવાદ ના જીતેન્દ્રભાઈ વ્યાસ ની દીકરી ધર્માબેન સાથે થયા છે,તેને એક પુત્રી ધ્રુવી IT ની ACCENTURE કંપની મા સીનિયર એંજિનેયર છે.તેના લગ્ન ઈતર ગ્નાતી મા થયા છે.

બીજા પુત્ર જિગ્નેશ ના લગ્ન નગરપીપળીયા ના દિનેશભાઈ નાથુભાઈ પંડયા ની દીકરી હિરલબેન સાથે થયા છે. તેને એક પુત્રી પલક છે,જે IT એંજિનિયર છે. અને IT કંપની મા જૂનિયર એંજિનિયર છે.

ત્રીજા પુત્ર દીપેન ના લગ્ન પીઠડ ના દિનેશભાઇ હેમંતભાઈ મહેતા ની પુત્રી પારૂલબેન સાથે થયા છે.

દીકરી મિતલ ના લગ્ન સનતભાઈ દવે ના પુત્ર હિરવકુમાર સાથે થયા છે. તેને 2 પુત્રી છે.

શ્રી રવિશંકર ભાઈ રેવન્યુ ખાતામાં કામ કરતા હાલ નિવૃત્ત થઈ તેમના પુત્રો સાથે જામનગરમાં રહે છે. તેમને બે પુત્રો છે. તેમના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા ત્રિભુવન મેઘજી ના પુત્રી શીવકુવર બેન સાથે થયા. ધીરજલાલ હાલ ઇરવીન હોસ્પિટલમાં છે તેના લગ્ન પાનસડા  જામનગરના પંડ્યા પ્રભાશંકર શામજી ના પુત્રી મનહરબાળા સાથે થયા. તેને ત્રણ પુત્રો છે. અશોક, રાજેશ, નિશીથ

ભાઈ કિશોર ઇરવિન હોસ્પિટલમાં નોકરી કરે છે. તેના લગ્ન ધારીના વ્યાસ કરુણાશંકર કાલિદાસ ની પુત્રી ભાનુબેન સાથે થયા છે તેમને ત્રણ પુત્રો છે બકુલ, નિલેશ, ચેતન

જીવરામભાઈ શિક્ષક હતા. તેમના લગ્ન પીપરીયા ના જોશી ગૌરીશંકર કરસનજી ના પુત્રી શાંતાબેન સાથે થયા તેને ત્રણ પુત્રો છે.

શ્રી રમણીકલાલભાઈ ડોક્ટર થયા છે અને જામવંથલી માં પ્રાઇવેટ પ્રેક્ટિસ કરે છે. તેના લગ્ન બાબરા-મુંબઈના ભટ્ટ મહાશંકર અમૃતલાલ નાબેન લલીતાબેન સાથે થયા છે. તેને એક પુત્ર દિવ્યેશ વંથલીમાં હાર્ડવેરની દુકાન ચલાવે છે. બીજા પુત્ર જનક ભાઈ મુંબઈમાં રહે છે. અને પોતાનો પ્રાઇવેટ એડવર્ટાઇઝમેન્ટ નો બિઝનેસ કરે છે તેના લગ્ન નડાળા-રાણપરના વ્યાસ રમણીકલાલ દયારામ ની પુત્રી મંજુલાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે. અતુલ અને કલ્પેશ.

પ્રદ્યુમન ભાઈના લગ્ન નવલશંકર મુળજીના પુત્રી સારદાબેન સાથે થયા છે. તેને એક પુત્ર કેતન ફેક્ટરીમાં નોકરી કરે છે.

# શિવશંકરભાઈ ખીમજીભાઈ ની વિગત...






**શ્રી ભોગીલાલભાઈ રતિલાલ મહેતા**



**શ્રી અવિચળભાઈ શિવશંકર મેહતા**

જન્મ:- 1918,  સ્વર્ગવાસ:-8-2-1981

સાહસી, સ્વભાવે નમ્ર અને પરોપકાર વૃતિ વાળા અવિચળભાઈ આફ્રિકા ગયેલા અને સાંસારિક જીવન ની સરૂયાત કરી.



ચંપાબેન અવિચળભાઈ મેહતા



કંચનબેન અવિચળભાઈ મેહતા

જન્મ:-18-6-1936, સ્વર્ગવાસ:-27-12-1991

**વંદનીય:- મનસુખભાઈ, નયનાબેન, આતિશ, મયુર, ભાવનીસા, શોનીયા, રિયન, કિયાના, કુશ**





**શ્રી પ્રતાપરાય રતિલાલ મેહતા**

જન્મ- 28-6-1936

વિદાય – 8-7-1982

હમેસા આનંદીત, રમૂજી વ્યક્તિત્વ ધરાવતા, સેવાભાવી અને પરોપકારી વ્યક્તિત્વ.

**શ્રી અનિલાબેન પ્રતાપરાય મેહતા**

વિદાય- 22-7-2017

ગૃહસ્થી જીવન માં પારંગત બની વ્યવહારિક કાર્યની શુજ, કાર્યકુશલતા અને સંતાનો ને ઉચ્ચ સંસ્કારોનું સિચન કરનાર

વંદનીય-

નિતિનભાઈ પ્રતાપરાય મેહતા

અજીતભાઇ પ્રતાપરાય મેહતા

મુકેશભાઇ પ્રતાપરાય મેહતા

શિવશંકરભાઈ પણ લતીપુરમાં વેપાર કરતા. તેમના લગ્ન ચમારડી-રાજકોટના વ્યાસ શિવરામ શામજી ના બેન સાથે થયા. તેમને બે પુત્રો રતિલાલભાઈ અને અવિચળભાઈ. રતિલાલ ના પ્રથમ લગ્ન મતવા-પીપરટોળાના ભટ્ટ ઘેલા હીરજી ની દીકરી દયાબેન સાથે થયા. તેનાથી એક પુત્ર ભોગીલાલ થયેલ તેના લગ્ન ના ઉપાધ્યાય ભગવાનજી દેવશંકરના કુત્રી શાંતાબેન સાથે થયા.

દયાબેન ના અવસાન પછી રતિલાલભાઈ એ બીજા લગ્ન પીઠડ ના જોશી વેલજી જયશંકર ના પુત્રી જીવતી બેન સાથે થયા. તેના સંતાનમાં ભાઈ પ્રતાપ અને ભોગીલાલ બંને ના અવસાન થયા છે. ભોગીલાલભાઈ ના અવસાન બાદ તેમના પત્ની શાંતાબેન જામનગર તાલુકાના બેડ ગામ માં સમાજ કલ્યાણ કેન્દ્ર ચલાવે છે. શાંતાબેનને ટૂંક સમયમાં મહિલા અભિયાન ઉત્કર્ષ સમિતિ જામનગરના મહિલાના પ્રશ્ને સારુકામ કરવા બદલ ગુજરાત ગવર્નર દ્વારા શાલ ઓઢાળી બહુમાન કરેલ છે.

પ્રતાપભાઈ ના લગ્ન ખાંભાના વ્યાસ મગનલાલ પ્રાણજીવન ના પુત્રી અનસુયાબેન સાથે થયા છે. પ્રતાપરાય એસટીમાં મોટર ડ્રાઇવર હતા. પ્રતાપ રાય ના ત્રણ પુત્રો નિતીન, અજીત, મુકેશ

મોટાભાઈ નિતીન ના લગ્ન બાળા ના પંડ્યા ઈશ્વરલાલ કામેશ્વર ના દીકરી દક્ષાબેન સાથે થયા. નીતિનભાઈ પણ એસ.ટીમાં કામ કરે છે.

અવિચલભાઈ આફ્રિકા ગયેલા શ્રી ભુપતભાઇ વ્યાસ તેમને ત્યાં લઈ ગયેલા હાલ તેમનું કુટુંબ ત્યાં જ છે.

અવિચલભાઈના પ્રથમ લગ્ન બાબરાના પંડ્યા જગજીવન આણંદજી ના પુત્રી ચંપાબેન સાથે થયા. તેને એક પુત્રી રૂક્ષમણીબેન, જેના લગ્ન પડધરીના ઉપાધ્યાય હિંમતલાલ ભગવાનજી સાથે થયા.

અવિચલભાઈ ના બીજા લગ્ન અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં કંચનબેન સાથે થયા તેમને એક પુત્ર ભીખુભાઇ (મનસુખભાઈ)

અવિચલભાઈ કુટુંબ સાથે ભીખુભાઈ નો સંબંધ કરવા ભારત આવ્યા હતા. રાજકોટમાં તેમના મામાના દીકરા શ્રી ભુપતભાઇ વ્યાસ ને ત્યાં રહેલા તે વખતે તેમને બીમારી આવી અને કમભાગ્યે તેનું અવસાન થયું. તે પછી તેમના પત્ની કંચનબેન મુંબઈ જઈ તેમના પતી ની ઉત્તર ક્રિયા પતાવી અને પોતાના પુત્ર ભીખુભાઈ નું સંબંધ જોશી દિનકરરાય હીરાલાલ ની પુત્રી નયનાબેન સાથે જોડી લગ્ન પતાવી પરત દારેસલામ ગયા. દારેસલામ થી આ કુટુંબ લન્ડન માં ગયું છે. ભીખુભાઈ ને બે પુત્રો છે આતિશ અને મયુર. ધાર્યા કામમાં કુદરતે વિઘ્ન નાખ્યું, તેમ છતાં કંચનબેને ધીરજથી બધું બતાવ્યું. કંચનબેન પણ હાલ લન્ડન માં રહે છે.

## દુર્લભજીભાઈ ખીમજીભાઈ ની વિગત ..






**શ્રી છગનલાલ દુર્લભજી મહેતા**

જન્મ 1914, વિદાય 28-2-198



## શાસ્ત્રીજી શ્રી છોટાલાલ દુર્લભજી મહેતા

જન્મ: 15-11-1916 સ્વર્ગવાસ: 10-10-1997





**શ્રી પંકજકુમાર કિરીટકુમાર મહેતા**

જન્મ: 07-08-1978 સ્વર્ગવાસ: 24-04-2003



**શ્રી ઉષાબેન કિરીટકુમાર મહેતા**

જન્મ: 01-07-1952, સ્વર્ગવાસ: 12-09-2010





**શ્રી જયંતીલાલ નરભેશંકર મેહતા**

જન્મ:- 9-9-1935

સ્વર્ગવાસ-13-10-2006

આફ્રીકામા પોતાની આગવી સૂઝ થી વ્યવસાય કર્યો, મેહનતિ, કાર્યકુશળ, અને સમાજ ઉપયોગી કાર્ય કરી, સંતાનો ને ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારો નુ સિચન કરનાર એક આદર્શ પિતા.

**પુષ્પાબેન જયંતીલાલ મેહતા**

સ્વર્ગવાસ:- 19-11-1998

શ્રી જયંતિલાલભાઇ ના ગૃહસ્થ જીવન મા સમર્પિત થઈ, વ્યવહાર કુશળ ગૃહિણી બની સંતાનો ને જીવન ના શ્રેષ્ઠ પાઠ ભણાવનાર માતા.

વડીલો ને વંદન :-

રાજેન્દ્રભાઇ , અશોકભાઇ, વિરેન્દ્રભાઇ

અલ્પેશ,દીપા,આરોહી,ધારા,કુમારભાઈ,આહન,આસીતા,હિરેનકુમાર,નિષ્ઠા,ગૌરાંગ




એક કુશળ પ્રતિભાશાળી ગૃહિણી, તેમણે પોતાના સંતાનોને જીવનપથ બતાવ્યો. લાગણીશીલ અને પ્રતિભાશાળી વ્યક્તિત્વ ધરાવનાર.

અંજલિ:-

અશોકભાઈ જયંતીલાલ મેહતા

ગૌરાંગભાઈ અશોકભાઇ મેહતા , આસીતાબેન હિરેનકુમાર મેહતા

ખીમજીભાઈ ના ત્રીજા પુત્ર દુર્લભજીભાઈ તેઓ લતીપુરમાં ઘીનો વેપાર કરતા તેમના લગ્ન કણકોટ ના પંડ્યા પીતાંબર પ્રજારામ પુત્રી મણીબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો થયા હરજીવન, નરભેશંકર,  છોટાલાલ, છગનલાલ, રતિલાલ આ બધા ભાઈઓ લતીપુરમાં જ વ્યાપારમાં ગોઠવાયેલા. તેમાંથી ક્રમે ક્રમે ભાઇ નરભેશંકર, છોટાલાલ તથા રતિલાલ કરાચી ગયા ત્યાં વ્યવસાયમાં ગોઠવાયેલા.

મોટાભાઈ હરજીવન ના લગ્ન કોઠા પીપરીયા ના જોશી દુર્લભજી વશરામ ના પુત્રી નર્મદાબેન સાથે થયા. તેમને એક પુત્ર ભાઈ ભુપતરાય. ભુપતરાય જામનગર ગયા ત્યાં દૂધ દહીં નો વેપાર કરે છે. તેમના લગ્ન પીઠડ ના હરિશંકર ગોવિંદના પુત્રી નિર્મળાબેન સાથે થયા તેમને ત્રણ પુત્રો છે. વિનોદ, ભરતકુમાર હર્ષદ તેઓ પણ ઘરના વેપારમાં ગોઠવાયા છે.

નરભેશંકરભાઈ જામનગર થોડા વખત રહી કરાચી ગયા. કરાચીમાં કંદોઈ કામ કરતા તેમના પ્રથમ લગ્ન પાતામેઘપર ના ભટ્ટ જીવરામ પ્રેમજી ના પુત્રી લલીતાબેન સાથે થયા. તેમને એક પુત્ર જયંતીલાલ. લલીતાબેન ના અવસાન બાદ નરભેશંકર ભાઈ ના બીજા લગ્ન દૂધઈ-રાજકોટના મહેતા ગૌરીશંકર ચત્રભુજ ની પુત્રી ચંપાબેન સાથે થયા તેને એક પુત્ર નરેન્દ્ર. નરેન્દ્ર ને એક પુત્ર નામ સોહીલ.

શ્રી જયંતીલાલ રાજકોટમાં અભ્યાસ કરેલો પછી પ્રાથમિક શિક્ષક તરીકે થાણા ગાલોલ માં નોકરી મળી. તે પછી તેમના લગ્ન પીઠળ રાજકોટના જોશી ગિરજાશંકર ત્રિભુવનના પુત્રી પુષ્પાબેન સાથે થયા. ગિજુભાઈ આફ્રિકામાં રહેતા તેમણે જયંતીલાલ ને ત્યાં બોલાવ્યા. પરંતુ ત્યાંની સ્થિતિ બદલાતા ત્યાંથી એમણે તરત રાજકોટ આવી ઉદ્યોગ-ધંધો શરૂ કર્યો અને પોતાના પુત્રોને પણ ભણાવ્યા. તેમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર રાજેન્દ્ર બી.એસ.સી થયા તેના લગ્ન રાજકોટના હરકાંત પ્રાણજીવન ના પુત્રી હર્ષાબેન સાથે થયા. ભાઈ રાજેન્દ્ર જંગલ ખાતામાં ફોરેસ્ટર છે. તેને એક પુત્ર અલ્પેશ છે. બીજા પુત્ર

અશોક બી.કોમ ના લગ્ન જામનગરના વ્યાસ શિવશંકર શામજી ના પુત્રી રશ્મિબેન સાથે થયા. અશોક જાહેર બાંધકામ ખાતામાં નોકરી કરે છે. જયંતીભાઈ એ તાજેતરમાં એક ખાનગી શાળા શરૂ કરી છે જેમાં કુટુંબના ત્રણ સભ્યો ગોઠવાયા છે.

શ્રી જયંતીલાલ ના ભાઈ નરેન્દ્ર ના લગ્ન ના પંડ્યા ભુપતરાય લાલજી ના પુત્રી ઉષાબેન સાથે થયા છે. નરેન્દ્રકુમાર રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં નોકરી કરે છે.

ત્રીજા ભાઈ છોટાલાલ ભાઈ લતીપુરમાં ધંધો કરતાં પછી અમદાવાદમાં નાનાભાઈ રતિલાલભાઈ સાથે જઈને વ્યવસાય કરવા માંડ્યા. પછી કરાચી ગયા. તે પછી રાજકોટ આવી સ્થિર થયા.

શ્રી છોટાલાલ ભાઈના લગ્ન ચમારડી-રાજકોટ ના વ્યાસ વલ્લભજી સામજિ ના પુત્રી ઝવેરબેન સાથે થયા. તેમના અવસાન બાદ છોટુભાઈ એ બીજા લગ્ન રાવલ મૂળશંકર પ્રેમજી ના પુત્રી રમાબેન સાથે થયા. ઝવેરબેન ને બે પુત્રીઓ થયેલ. રમાબેન ને સંતાનમાં એક પુત્ર કિરીટ છે. કિરીટ ના લગ્ન પીઠળ હાલ પાનવડ ના જોશી રામશંકર અજરામર ના પુત્રી ઉશાબેન સાથે થયા. કિરીટ ઉર્ફે કીર્તિકુમાર બી.કોમ થયા તેમને બે પુત્રો પંકજ અને આશુતોષ છે. છોટુભાઈ એ સદર બજાર રાજકોટ માં કંદોઈની દુકાન તથા રહેઠાણ કરેલા પછી દૂધ નો વેપાર પણ કરતા. પછી ભટ્ટ લાભશંકર ના સત્સંગથી કર્મકાંડમાં પડ્યા. તેમના પુત્ર કિરીટે દુકાન સંભાળી છે. અને પંકજ સ્ટોર ના નામથી પરચુરણ સ્ટોર ચલાવે છે.

છોટુભાઇ થી નાના ભાઈ છગનલાલ ભાઈ એ લતીપુરમાં કંદોઈની દુકાન કરેલી પછી જામનગર અને અમદાવાદ પણ ગયેલા. પાછા લતીપુર માં સ્થિર થયા પછી પનસડા તેમના સસરા શ્રી જગજીવન રતનજી ને ત્યાં રહેવા ગયા. જગજીવનભાઈ ના પુત્રી વિદ્યાબેન સાથે તેમણે લગ્ન કર્યા હતા. તેમને બે

પુત્રીઓ હતી. પરંતુ બચપણમાં ગુજરી ગયેલ. તેઓ પાનસડા માં કંદોઈ કામ કરતાં સાથોસાથ કર્મકાંડ પણ કરતા હતા.

છગનભાઈ નું અવસાન એકાએક થયેલું. પાનસડા થી તબિયત બતાવવા રાજકોટ આવવા નીકળેલા. રાજકોટમાં તેમના ભાઈ છોટુભાઈ ના દિકરા કિરીટ ને લઈ ડોકટર કોશીયા ના દવાખાને તબિયત બતાવવા ગયા ત્યાં બાંકડા પર સૂવડાવ્યા તે જ વખતે તેમનું હૃદય બેસી ગયું અને અવસાન પામ્યા. તેમની અંતિમ વિધિ પાનસડા માં જ કરાયેલ. તેમના પત્ની પણ પાનસડા માં રહે છે.

શ્રી રતિલાલભાઈ લતીપુરમાં કામ કરતા. પછી અમદાવાદ તથા કરાચીમાં પણ વ્યવસાય કરેલ. પછી રાજકોટ આવી સ્થિર થયા છે. તેમના લગ્ન પીઠળ કાલાવડના જોશી લક્ષ્મીશંકર પીતાંબર ના પુત્રી ગૌરીબેન સાથે થયા તેમને એક પુત્ર રાજેન્દ્ર છે. રતિભાઈ રાજકોટમાં કરિયાણાની દુકાન ચલાવે છે. રાજેન્દ્ર ના લગ્ન અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે.

શ્રી દુર્લભજીભાઈ મહેતા નો પરિવાર વિકષ્યો અને પુરુષાર્થ થી આગળ વધ્યો.

**વડાળા ના મહેતા કુટુંબ (લાઠીયા મહેતા)**



મોટા વડાળા ગામ કાલાવડ તાલુકાનું છે. પ્રગટેશ્વર થી નજીક છે. આ ગામે રતનજી મહેતા રહેવા ગયા તેમના દીકરા રામજી હતા. રામજી ને બે પુત્રો મહાદેવ અને ગંગાધર.

**મહાદેવભાઇ રામજી ની વિગત ...**





**શ્રી ઉમાકાન્તભાઈ કેશવલાલ મહેતા**
સ્વર્ગવાસ: 30-05-2001



**શ્રી મુગટલાલ કેશવલાલ મહેતા**
સ્વર્ગવાસ: 14-01-1986



**શ્રી પ્રવીણભાઈ જયશંકર મહેતા**
**જન્મ: 05-01-1947, સ્વર્ગવાસ: 01-02-2020**

મહાદેવ ના લગ્ન પીઠડ ના જોશી જીવા રાજારામ ના કુટુંબમાં થયા. તેમને પાંચ પુત્રો... ભીમજી ના લગ્ન પંડ્યા કુટુંબમાં થયેલા તેમને બે પુત્રો જયશંકર અને લક્ષ્મીશંકર.

જટાશંકર ના લગ્ન પીઠડ ના જોશી લક્ષ્મીરામ જુઠાભાઇ ના પુત્રી વાલીબેન સાથે થયા. તેમને સંતાન નથી. જટાશંકર ભાઈ અપંગ હતા. પરંતુ સાહસિક હતા. તેમણે મુંબઈ પહોંચી વેપારમાં ઝંપલાવ્યું. અને ધંધો વિકસાવ્યો. ગ્રાહકોનો વિશ્વાસ સંપાદન કરેલો. તેમણે મદદમાં તેના બનેવી બાળાના પંડ્યા રામજી કલ્યાણજી ને મુંબઈ બોલાવેલા. સમય જતા વેપાર નબળો પડ્યો. જેથી જટાશંકર ભાઈને મુંબઈ છોડવું પડયું. અને વડાળા માં પાછા ગોઠવાયા. એક સારી વાડી ખરીદી ખેતીમાં નસીબ અજમાવ્યું. પણ તેમાં ફાવટ આવી નહીં. આ વાડી ખેતર પછી તેમણે પંડ્યા ખીમજી રાઘવજી નાટક કંપની વાળા ને વેચી તેમને પછી એ કામ ફાવ્યું નહીં. વડાળામાં જ જટાશંકરભાઈ નું અવસાન થયું.

બીજા ભાઈ લક્ષ્મીશંકરના લગ્ન બાળાના પંડ્યા કલ્યાણજી દયારામ ના પુત્રી જીજીબેન સાથે થયા. લક્ષ્મીશંકર પણ વડાળા માં જ રહેલા ત્યાં જ તેમનું અવસાન થયું.

અજરામર પણ વડાળા માં જ રહેલા. તેમના લગ્ન કણકોટ ના ઠાકર રાઘવજી નાનજી ના પુત્રી જીજી બેન સાથે થયા તેમને સંતાનમાં બે પુત્રીઓ સંતોકબેન અને કસ્તુરબેન. સંતોકબેન ના લગ્ન લતીપુર ના વ્યાસ નથુરામ ગોવિંદજી સાથે થયા. અને કસ્તુરબેન ના લગ્ન મહેતા મુળજી ખોડીદાસ સાથે થયા.

ત્રીજા ભાઈ લાલજી ના લગ્ન ભીમકટા ના જોશી વિશ્વનાથ ના બેન ઓતમબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો જે વડાળા થી અમદાવાદ ગયા. અને જુદી જુદી લોજ, વિસી  માં કામ શોધી ધંધે લાગ્યા. મોટા પુત્ર કેશવલાલ ના લગ્ન પીઠડ રાજકોટના જોશી અજરામર આણંદજી ના પુત્રી જયાબેન સાથે થયા તેમને બે

પુત્ર ઉમેશભાઈ ને દુધઈ જામનગરના ઠાકર ગણપતરામ કામેશ્વર ની પુત્રી સાથે પરણેલા છે.

બીજા પુત્ર નું અકસ્માત માં અવસાન થયું છે.

જયશંકર ભાઈ ના લગ્ન ગોપાલગ્રામ ના જોશી બાવાલાલ હરજીવન ના પુત્રી ગીતાબેન સાથે થયા. તેમને એક પુત્ર પ્રવીણ છે. પ્રવીણ ના લગ્ન ચાંદલી ના ભટ્ટ અમૃતલાલ શિવરામ ની પુત્રી સાથે થયા.

ત્રીજા ભાઈ મણિશંકર ના લગ્ન બાબરા ના જોશી કેશવલાલ દયારામ ના પુત્રી સાથે થયા. તેમને કોઈ સંતાન નથી. મણીભાઈ એ હાલ સરકારી રેસ્ટ હાઉસ ની નોકરીમાંથી નિવૃતિ લીધી છે અને અમદાવાદમાં વાડજ માં રહે છે. તેમની જગ્યાએ પોતાના ભત્રીજા પ્રવીણને ગોઠવેલ છે. પ્રવિણભાઇ ના પત્ની નું નામ જસુમતીબેન છે તેમને એક પુત્ર હિતેન્દ્ર છે.

મહાદેવના ચોથા પુત્ર પ્રાગજીભાઇ પણ વડાળા માં જ રહેતા. તેના લગ્ન બાળાના મુખ્યાજી વૈજનાથ ભાઈ ની પુત્રી આનંદીબેન સાથે થયા. તેમને એક પુત્ર શિવશંકર ઉર્ફે નાથુભાઈ. નાથુભાઇ રસોઇ કામ તથા યજમાન વૃતીથી જીવન નિર્વાહ ચલાવતાં. હાલ તેઓ સ્વર્ગસ્થ છે. તેમના લગ્ન ખાનકોટડા ના મહેતા વલ્લભજી કાળાના પુત્રી શિવકુવર સાથે થયેલા.

રમણીકલાલ રાજકોટના પાવર હાઉસમાં સર્વિસ કરે છે. તેના લગ્ન દૂધઇ પડધરી ના ઠાકર ભાઈશંકર વલ્લભજી ની પુત્રી સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે. મોટા પુત્ર નિરંજન ના લગ્ન પોરબંદરમાં થયા છે. ભાઈ નિરંજન વીજળી ખાતામાં કામ કરે છે.

રમણીકલાલ થી નાના ભાઈ પ્રવીણ ના લગ્ન રાવકી મેટોળાના વ્યાસ મોહનલાલ મીઠાભાઇ ની પુત્રી સાથે થયા. તે પણ વિદ્યુત ખાતામાં ગોઠવાયા છે. તેને એક પુત્ર રવિશંકર છે.

## ગંગાધર રામજી ની વિગત ...





શ્રી દયાશંકર ડાહ્યાભાઈ મહેતા

સ્વર્ગવાસ: 20-08-1987



સવિતાબેન દયાશંકર મહેતા

સ્વર્ગવાસ: 17-07-2018



શ્રી હસમુખભાઈ દયાશંકરભાઈ મહેતા

સ્વર્ગવાસ: 07-04-2003



શ્રી કિશોરભાઈ દયાશંકરભાઈ મહેતા

સ્વર્ગવાસ: 25-05-2013



શ્રી અરવિંદભાઇ બાબુલાલ મહેતા

સ્વર્ગવાસ: 27-12-2023

ગંગાધર પણ વડાળા માં જ રહેતા તેમના બે પુત્રો. મોનજી અને ડાયાભાઇ મોનજીભાઇ ના લગ્ન પીઠડ ના જોશી વાલજી કાળાના બેન મણીબેન સાથે થયા. તેમને બે પુત્રો મોનજીભાઈ રાજકોટ પહોંચેલા. અને ચાની કીટલી ફેરવીને જીવન નિર્વાહ ચલાવતા તેમને બે પુત્રો.

બાબુભાઈ દુધઈ ગયેલા. શરૂઆત અમદાવાદની લોજ માંથી કરેલી તેના લગ્ન દુધઇ ના વેણીશંકર કાળા ની પુત્રી સવિતાબેન સાથે થયેલા. તેના પુત્ર અરવિંદ ના લગ્ન જામનગર ના પંડ્યા પ્રભાશંકર રામજી ની પુત્રી જયશ્રીબેન સાથે થયા તેમને એક પુત્ર વિજય છે. ભરત કારખાનામાં કામ કરે છે. કિરીટ પરચુરણ દુકાન ચલાવે છે.

લાભશંકર પણ રાજકોટમાં રહીને જાહેર બાંધકામ ખાતામાં નોકરી કરે છે. તેમના લગ્ન સત્તાપૂરના કોઈ બ્રાહ્મણ કુટુંબમાં થયા છે. તેમને એક પુત્ર યોગેશ છે. યોગેશ ના લગ્ન હળવદ ના ઠાકર છગનલાલ ની પુત્રી નયનાબેન સાથે થયા છે.

ગંગાધર ના બીજા પુત્ર ડાહ્યાભાઇ પણ વડાળા માં જ રહેતા. તેમને બે પુત્રો દયાશંકર અને ઉમિયાશંકર. બન્ને ભાઈઓ અમદાવાદ ગયેલા. પછી ઉમિયાશંકર સોનગઢ -વ્યારા ગયેલા ત્યાં લોજ-વિસી  માં કામ કરતા. દયાશંકર ના લગ્ન ચીતલ ના મહેતા મણિશંકર પ્રભાશંકર ના પુત્રી સવિતાબેન સાથે થયેલ.

દયાશંકર ગયા શ્રાવણ માસમાં ઘેલા સોમનાથ ની પૂજા કરવા ગયેલા મહિનો પૂરો થતાં સખત તાવ લઈ અમદાવાદ પોતાને ઘેર પહોંચ્યા અને પછી ધામમાં ગયા.

દયાશંકરભાઈ ને બે પુત્ર અને બે પુત્રી છે.

દયાશંકરભાઈ ના એક પુત્ર હસમુખભાઈ ના પુત્ર હિરેન ના લગ્ન લતીપુર ના અશોકભાઈ જયંતિલાલ મેહતા ની પુત્રી આશિતબેન સાથે થયા છે. હિરેન

અમદાવાદ કો. બેન્ક મા નોકરી કરે છે અને આશિતાબેન insurance advisor મા નોકરી કરે છે. તેમને એક પુત્રી નિષ્ઠા છે તે 11 મા અભ્યાસ કરે છે.

# દૂધઈ ના મહેતા કુટુંબો

દુધઇ ગામ હાલાર જિલ્લાના જોડિયા તાલુકાનું છે. આમરણ જતાં રસ્તામાં આવે છે. આ ગામે આવેલ મહેતા કુટુંબને મણિયારા મહેતા કહેવાય છે. તેઓ દહીસર થી દૂધઇ આવ્યા. ગૌતમ ગોત્ર છે. તેમના સુરાપુરા ભાભાઅદા નો પાળીયો દુધઈને પાદર મા છે. દહીસર માં તેમના કુટુંબીઓ સાથે તકરાર થતાં આ કુટુંબના ભાભાઅદા ખપી ગયા. તેને પછી સુરાપુરા તરીકે સ્થાપ્યા.

આ કુટુંબ નો વિસ્તાર નીચે મુજબ છે.


દૂધઈ ના મહેતા
ભાભા અદા
ગણેશ
પરસોતમ
કલ્યાણજી
મોરારજી
જીવણ
ખીમજી
હરિ
ડાયાલાલ
ડોસાભાઈ
જીણા
કાળાભાઈ
મનજી
ચત્રભુજ
નારણજી
પ્રભાશંકર
ઓધવજી
વેણીશંકર
ગૌરીશંકર-છોટાલાલ-જયંતીલાલ
લક્ષ્મીશંકર
ભીખાલાલ-કનૈયાલાલ-શાંતીલાલ -લાભશંકર
હરગોવિંદ
ઈશ્વરલાલ
બાબુલાલ
શૈલેષ-બીપીન-સુનિલ
વ્રજલાલ-કનૈયાલાલ
મનીષ-નિશ્ચલ
રમેશ
પ્રવીણ-મુગટ-હસમુખ-કિશોર
મિલન
હિમ્મતલાલ-હસમુખ
પ્રકાશ-ઘનશ્યામ-શૈલેષ
કેતન-રાજેશ-મયુર
સંજય-હકુ
હિતેષ
નરેન્દ્ર-પ્રદીપ-પ્રકાશ
મુનો
મનીષ
કલ્પેશ
મથુરદાસ
કિશનલાલ-વિશ્વેશ્વર
શિવમ
ધનસુખ
મહેશ
સુરેશ-મનસુખ-અનંતરાય
પ્રમોદ-મુકેશ-હરેશ
પરેશ
નૈનેશ
કૌશિક
વિરેન-રવિ-હાર્દિક
નરેશ-હર્ષદ
ભગવતીબેન
રાહુલ
કલ્પેશ
નિલેષ-વિશાલ
અમિત-મૌલિક
મિતુલ-વાસુ
નિર્ભય-બિંજલ
માધવ-મીઠી
જય
ઈશાન
મોહીત
રીય-દેવાંશ્રી
રીવા-રુદ્રાક્ષ
દિયાના
વિવાન
ખનક
નાથાલાલ
મગનલાલ
અમૃતલાલ
રવિશંકર
ધીરજલાલ-રમણીકલાલ-વસંત
ગંગારામ
ગિરધર
કનુ
નટુ
ધીરજ-ઉમેદ
ભીખાલાલ-હસમુખ
દિલીપ
ચંદ્રેશ-હિતેશ-આશા
લલિત-અશોક-પ્રફુલ
જીતેન્દ્ર
સંજય-રાજુ
જીતેન્દ્ર
ધર્મેન્દ્ર
શૈલેષ
નિખીલ-હાર્દિક
સિંધ્ધાંત-અંકિતા
જય
ઈશા
અજય-મનીષ
રીમા-યશ
ધ્રુવ
જય-મહેશ્વરી
દેવાંશી-દીયા
આરાધ્યા

## ઝીણાભાઈ ખીમજીભાઈ ની વિગત ...





**શ્રી છોટાલાલ ચત્રભુજ મહેતા**

જન્મ: 20-11-1922 સ્વર્ગવાસ: 29-08-2008



**લક્ષ્મીબેન છોટાલાલ મહેતા**

સ્વર્ગવાસ : 21-09-2007



**નવલબેન શાંતિલાલ મહેતા**

સ્વર્ગવાસ: 08-08-1964



**શ્રી કિશનચંદ્ર ગૌરીશંકર મહેતા**



**સવિતાબેન કિશનચંદ્ર મેહતા**

**સ્વર્ગવાસ: 26-06-2023**



**ભાનુમતિબેન નૈનેશભાઈ મહેતા**

**સ્વર્ગવાસ: 15-02-2021**

ઝીણાભાઈ ખીમજી મેરુખવાસ ના વખત મા આમરણ ચોવીસીના કામદાર હતા.આ કુટુંબની મોરબી તાલુકા બારખલીની મોટી જમીન હતી. પછી જમીન અંગેના ખટરાગ થતા દહીસડા છોડી આ કુટુંબ દુધઇ આવ્યું. દુધઇ માં પણ તેમણે જમીન પ્રાપ્ત કરી. ઝીણાભાઈ ની ઉત્તરક્રિયા વખતે ૧૯૫૦ માં જર્મન સિલ્વર ની થાળી નું લ્હાણું કરેલુ. સારા જમીનદાર તરીકેની આ એક વહેવારિક દેણગી હતી.

નારણજી મહેતા દુબઈમાં જ રહ્યા. તેમને એક પુત્ર લક્ષ્મીશંકર તેના પ્રથમ લગ્ન પંડ્યા ખીમજી રાઘવજીના પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર વૃજલાલ થયા બીજા લગ્ન આટકોટના પંડ્યા પ્રાણશંકર અંબારામ ની પુત્રી સાથે થયા તેના એક પુત્ર કનૈયાલાલ. કનૈયાલાલ શિક્ષક થયેલા. વૃજલાલ ના લગ્ન ઢસા ના અમૃતલાલ બાવાભાઈ ની પુત્રી સવિતાબેન સાથે થયા. કનૈયાલાલ ના લગ્ન ચીતલ ના મહેતા વૃજલાલ પ્રભાશંકર ના પુત્રી સાથે થયા.

વૃજલાલ ને બે પુત્રો હિંમત અને હસમુખ. હિંમતલાલ શિક્ષક બન્યા હતા. છેલ્લે તેઓ ઊંટબેટ-સામપર માં કામ કરતા. તેઓ રસોઇ કામ માં નિષ્ણાંત પણ હતા. તાજેતરમાં તેમનું ગોંધિયા હોસ્પિટલ માં પગનું ઓપરેશન કરાવતા ગુજરી ગયા. હિંમતલાલ ના લગ્ન ઈતર કોમ માં કરેલા છે.

હસમુખ military માં દાખલ થયેલ તેમાંથી છૂટા થઈ હાલ રાજકોટમાં આર.ટી.ઓ કચેરીમાં નોકરી કરે છે. તેમના લગ્ન જામનગરના શ્રીગોડ કુટુંબમાં થયા છે.

ગૌરીશંકર રાજકોટમાં બાલાશ્રમ માં શિક્ષક તરીકે કામ કરતાં. પછી નામુ પણ લખતા. તેમને ત્રણ પુત્રો. મોટા પુત્ર મથુરદાસ અમદાવાદની લોજમાં નામું લખતા. પછી રાજકોટમાં પણ એ જ કામ કરે છે. તેના લગ્ન ઢસા સુરેન્દ્રનગર જોશી અમૃતલાલ બાવાભાઈ ના પુત્રી ધીરજબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. પ્રમોદ, મુકેશ અને હરેશ.

બકુલભાઈ (પ્રમોદ) કે.એસ ડીઝલની કંપનીમાં કામ કરે છે. તેના લગ્ન પીઠળ ના મેહતા મુગટલાલ વૃજલાલ ની પુત્રી સાથે થયા. તેને એક બાબો છે. મુકેશ અમદાવાદમાં એસ.આર.પી માં કામ કરે છે. હરેશ રાજકોટમાં કારખાનામાં કામ કરે છે. બીજા ભાઈ કૃષ્ણલાલ પોસ્ટ ખાતામાં કામ કરે છે. તેના લગ્ન લતીપુર-અમદાવાદ વ્યાસ હરિશંકર ડાયાભાઈ ના પુત્રી સવિતાબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. પરેશ, નૈનેશ અને કૌશિક. વિશ્વેશ્વર ના લગ્ન પણ હરિશંકરભાઈ ના બીજા પુત્રી કુંદનબેન સાથે થયા. વિશ્વેશ્વર નું નાની વયે અવસાન થયું છે.

છોટાલાલ રાજકોટમાં ખાનગી કમ્પાઉન્ડર તરીકે કામ કરે છે. તેમના લગ્ન લતીપુર ના વ્યાસ મોહનલાલ પ્રભુજી ની પુત્રી લક્ષ્મીબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. બીપીન, શૈલેષ અને સુનીલ બીપીનના લગ્ન ઉપાધ્યાય હરિલાલ ની પુત્રી સાથે થયા.

જયંતીલાલ ના લગ્ન લતીપુર-અમદાવાદના વ્યાસ પ્રેમશંકર ડાયાભાઈ ની પુત્રી સાથે થયા. તેને કોઈ સંતાન નથી. હાલ અમદાવાદમાં રહે છે.

શ્રી કૃષ્ણલાલ ના મોટા પુત્ર પરેશને શ્રી હરિશંકરભાઈ એ દત્તક લીધેલા છે. અને તે અમદાવાદ રહે છે. તેના લગ્ન નાગાજાર ના મહેતા દેવશંકર કાનજી ના પુત્રી નીતાબેન સાથે થયા છે. બીજા પુત્ર નૈમિષ (નૈનેશ) દુબઈ ગયેલા છે. ત્યાં સોનીકામ ની પ્રવૃત્તિ માં ગોઠવાયા છે. તેના લગ્ન બાબરા હાલ મસ્કત માં રહેતા જાની ગુણવંતરાય મણિશંકર ના પુત્રી ભાનુબેન સાથે થયા છે. ત્રીજા કૌશિકને નૈનેશ દુબઈ લઈ ગયા છે. ત્યાં કામ કરે છે.

# કાળાભાઈ હરિભાઇ ની વિગત....



ખીમજીભાઈ ના નાના ભાઈ હરીભાઈ તેને એક પુત્ર કાળાભાઈ તે પણ દુધઈમાં રહેતા. કાળાભાઈ ને ત્રણ પુત્રો પ્રભાશંક, વેણીશંકર અને ઓધવજી.

ઝીણાભાઈના બીજા પુત્ર ચત્રભુજ પણ દૂધઇ માં રહેલા તેના લગ્ન નાત પટેલ રતિલાલ દામજી ના બેન સાથે થયેલા. તેમણે બે લગ્ન કરેલા. બીજા લગ્ન નગર પીપડીયા ના મેહતા બાવાલાલ મોરારજી બેન સાથે થયા. સંતાનમાં ત્રણ પુત્રો છે.

**પ્રભાશંકર** દુધઈમાં ખેતી કરતાં તેના પુત્રોમાંથી ભાઈ શાંતિલાલ રાજકોટ આવ્યા. શાંતિલાલભાઈ રાજકોટ રાજ્યના પોલીસ ખાતામાં દાખલ થયેલા. બાપુના બંગલાના પહેરેદાર તરીકે કામ કરતા. ઘોડે સવારી શીખ્યા હતા. તેમના લગ્ન રાજકોટ ના ઠાકર રેવાશંકર મોનજીના પુત્રી નવલબેન સાથે થયા. તેમને બે પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. શાંતિલાલ નું અવસાન રાજકોટમાં થયું. તેના પુત્રો સ્વાવલંબી બની ધંધામાં ગોઠવાઈ ગયા છે. બીજા ભાઈ લાભશંકર પણ અવારનવાર રાજકોટ આવ-જા કરતા તેના લગ્ન ભીમકટા ના જોશી ત્રંબકલાલ વિશ્વનાથ ની બેન રંજનબેન સાથે થયા. તેઓ હાલ પંચગીની માં રહે છે.

ભીખાલાલ છોટાઉદેપુર ગયા અને ત્યાં જીવન નિર્વાહ કરવા. ભીખાલાલ ના પત્ની નું નામ વેણીબેન છે. તેઓ હાલ અલિયાબાળા માં તેની પુત્રી નિર્મળાબેન સાથે રહે છે. નિર્મળાબેન ના લગ્ન પંડ્યા છોટાલાલ કામેશ્વર સાથે થયા છે.

ત્રીજા ભાઈ કનૈયાલાલે પણ દુધઇ છોડીને જુદા જુદા ગામોમાં વ્યવસાય કરેલો. તેના લગ્ન લતીપર-અમદાવાદના જોશી મોહનલાલ વેલજી ની પુત્રી પુષ્પાબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે.

**વેણીશંકર** પણ દૂધઇ માં ખેતી કરતાં તેમને બે પુત્રો છે. ઈશ્વરલાલ અને બાબુલાલ. ઈશ્વરલાલ ના લગ્ન પીઠડ ના જોશી વાલજી કાળા ની પુત્રી લાભુબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. મોટા પુત્ર પ્રવીણકુમાર ના લગ્ન ચીતલના મહેતા વ્રજલાલ પ્રભાશંકર ની પુત્રી પુષ્પાબેન સાથે થયા તેમને એક પુત્ર છે.

મુગટલાલ ના લગ્ન લાભશંકર જીવરામ ભટ્ટ રાજકોટ ની પુત્રી તારાબેન સાથે થયા. તેમને બે પુત્રો છે.

હસમુખ ના લગ્ન જામનગર-બાળા ના પંડ્યા પ્રભાશંકર રામજીના પુત્રી બીનાબેન સાથે થયા. તેમને બે પુત્રો છે. ચોથાભાઈ કિશોર ના લગ્ન બાળાના ખીલોસ ના પંડ્યા ત્રંબકલાલ દુર્લભજી ની પુત્રી વીણાબેન સાથે થયા. બાબુલાલ ના લગ્ન હડમતિયાના પાઠક મણિશંકર મોનજી ના પુત્રી પુષ્પાબેન સાથે થયા તેમને ચાર પુત્રો છે.

ધનસુખ ના લગ્ન નાગાજાર ના મહેતા કાનજી બાવાભાઈ ના કુટુંબમાં કેશવલાલ કાનજીભાઈની પુત્રી રીટાબેન સાથે થયા છે. ધનસુખલાલ સુરેન્દ્રનગરમાં રજિસ્ટ્રારની પદવી પર કામ કરે છે. તેમને ત્રણ પુત્રો છે. જેના નામ વીરેન, રવિ, હાર્દિક.

અનંતરાય પોલીસખાતામાં હતા હાલ નિવૃત્ત છે.

મહેશકુમાર એસ.આર.પી માં છે. ખીલોસ ના પંડ્યા ત્રંબકલાલ દુર્લભજી ની પુત્રી રંજનબેન સાથે થયા છે.

બાબુલાલ ના એક પુત્ર મનસુખલાલ અભ્યાસ કરીને ગુજરાત રાજ્યના રેવન્યુ વિભાગમાં નોકરી કરે છે. હાલ મોરબી છે. પાંચ પુત્ર સુરેશકુમાર છે.

હાલ શ્રી બાબુલાલ ખંભાળિયા તાલુકાના બેહ ગામ માં રહે છે. કાળાભાઈ ના બીજા પુત્ર ઓધવજી. તેના લગ્ન પીઠળ ના જોશી જીવન જાદવજી ની પુત્રી

સાથે થયા. તેમને એક પુત્ર હરગોવિંદ તેમણે પણ દૂધઇ છોડીને બહાર પરગણ કર્યા. શિક્ષક બન્યા. અને જૂનાગઢ જિલ્લામાં નોકરી કરી. તેમના લગ્ન બાબરાના જાની અંબાશંકર રામજીના પુત્રી વ્રજકુંવરબેન સાથે થયા. વજીબેન પણ શિક્ષિકા થયા. અને બંને નોકરીએ લાગ્યા. તેમને એક પુત્ર રમેશ છે. હરગોવિંદદાસ નિવૃત્ત થઈ રાજકોટમાં રહેતા. અને ત્યાં જ સ્વર્ગવાસી થયા.






**રસિલાબેન ધીરજલાલ મહેતા**

**સ્વર્ગવાસ: 21-04-2023**



**પદ્માબેન વિનોદરાય મહેતા**



**મંજુલાબેન પ્રકાશભાઈ મહેતા**

**સ્વર્ગવાસ: 10-02-2021**





**સુશીલાબેન ગજેન્દ્રભાઈ મહેતા**

**સ્વર્ગવાસ: 21-03-2023**

**પ્રવીણભાઈ છોટાલાલ મહેતા**

**સ્વર્ગવાસ: 05-03-2023**



ડોસાભાઇ પણ દુધઈ માં સારી ખેતી કરતા. અને અનેક સારા કડીયા કુટુંબો તેમના યજમાન હતા. ડોસાભાઈ ને એક પુત્ર મનજીભાઈ તેમણે પણ દૂધઇ મા જ જમાવટ કરી. તેમના પિતા ડોસાભાઈ ની ઉત્તરક્રિયા માં મનજીભાઈ એ નાત સમસ્ત માં ત્રાંબા ના ત્રાસ નું લ્હાણું કરેલું.

મનજીભાઈ ના લગ્ન કંડોરણા ના પંડ્યા કેશવજી હરજીવન ના બહેન કડવીબેન સાથે થયા. તેમના પુત્ર તે નાથાલાલ મનજીભાઈ ના બીજા લગ્ન પીઠળ ના જોશી લક્ષ્મીશંકર જુઠા ના બહેન જેકુવર બેન સાથે થયા. ત્રીજા લગ્ન ગોંડલના ભટ્ટ અમૃતલાલ લવજી ના બેન મુળીબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો મગનલાલ, અમૃતલાલ અને રવજી-રવિશંકર.

નાનાલાલ ના લગ્ન ઈશ્વરીયા ના વ્યાસ નરભેરામ ભવાનીશંકર ના બેન મોંઘીબેન-કાસીબેન સાથે થયા. તેમને સંતાન નથી.

ભાઈ મગનલાલ ના લગ્ન ના ભટ્ટ કાંતિલાલ રેવાશંકર ના બહેન વિદ્યાગૌરી સાથે થયા. મગનલાલ મુંબઈમાં સર્વિસ કરતાં તેમને બે પુત્રો છે.

રમણીકલાલ ના લગ્ન ઉમિયાશંકર મૂળજી ની પુત્રી નિર્મલાબેન સાથે થયા. તેને સંતાન નથી. બીજા પુત્ર વસંતલાલ ના લગ્ન પીઠડ ના મહેતા ઉમિયાશંકર લક્ષ્મીશંકર ની પુત્રી કાંતાબેન સાથે થયા. તેને ત્રણ પુત્રો છે.

અમૃતલાલ ના લગ્ન વડાળા-પીઠળ ના મહેતા ત્રિભુવન બેચર ના પુત્રી નર્મદાબેન સાથે થયા. તેમને છ પુત્રો છે.

મોટા પુત્ર ગંગારામ ના લગ્ન ઈતર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

ગંગારામભાઈ અમૃતલાલ મહેતા ને ત્યાં ૨ દીકરી અને ૩ દીકરા છે.

૧. રમાબેન ૨. જયશ્રીબેન ૩. લલિતભાઈ ૪. અશોકભાઈ ૫. પ્રફુલભાઇ

૧. ગંગારામભાઈ ના સૌથી મોટા દીકરી રમાબેન ના લગ્ન મૂળ કવાંટ નિવાસી (હાલ. રાજકોટ) સ્વ. ભરતભાઈ શંકરલાલ જોશી સાથે થયેલ છે. તેમને સંતાન માં ૧ દીકરો અને ૪ દીકરી છે.

૨. ગંગારામભાઈ ના બીજા દીકરી જયશ્રીબેન ના લગ્ન મૂળ બાબરા નિવાસી (હાલ. મુંબઈ) સ્વ. મહાશંકરભાઈ અમૃતલાલ ભટ્ટ ના દીકરા જયપ્રકાશ ભટ્ટ સાથે થયેલ છે. તેમને ત્યાં સંતાન માં ૧ દીકરો અને ૨ દીકરી છે.

૩. ગંગારામભાઈ ના મોટા દીકરા લલિતભાઈ ગંગારામભાઈ મહેતા (હાલ. સુરેન્દ્રનગર) જેઓ ઇલેક્ટ્રોનિક્સ & ઇલેક્ટ્રિક રિપેરિંગ નો બિઝનેસ કરે છે.

લલિતભાઈ મહેતા ના લગ્ન મૂળ ગોપાલગ્રામ નિવાસી (હાલ. સુરેન્દ્રનગર) સ્વ. ગજેન્દ્રભાઈ અમૃતલાલ જોશી (ગીજુભાઈ લોજવાળા) ના મોટા દીકરી પ્રફુલ્લાબેન સાથે થયેલ છે. તેમને ત્યાં સંતાન માં ૨ દીકરા છે. જેઓ ના નામ અજય અને મનીષ છે.

- લલિતભાઈ ના મોટા દીકરા અજય મહેતા જેઓએ અભ્યાસ માં Msc. I.T. કરેલ છે અને હાલ અમદાવાદ માં સોફ્ટવેર એન્જીનીઅર તરીકે જોબ કરે છે. તેમના લગ્ન મૂળ લતીપુર નિવાસી (હાલ. જામનગર) સ્વ. જટાશંકરભાઈ ખીમજીભાઈ જોશી ના દીકરા વિનોદભાઈ જોશી ની દીકરી પૂનમ સાથે થયેલ છે. જેઓએ અભ્યાસ માં P.G.D.C.A કરેલ છે. તેમને ત્યાં સંતાન માં ૨ દીકરી છે જેમના નામ દેવાંશી અને દિયા છે.

- લલિતભાઈ ના બીજા દીકરા શાસ્ત્રી મનીષ મહેતા જેઓએ અભ્યાસ માં M.A. B. Ed. કરેલ છે. જેઓ હાલ સુરેન્દ્રનગર માં જ્યોતિષ અને કર્મકાંડ નું કામ કરે છે અને તેઓ એ ગુજરાત સરકાર તરફ થી આચાર્ય ની પદવી ધારણ કરેલ છે. તેમના લગ્ન મૂળ પીપરટોડા નિવાસી (હાલ. જામનગર) સ્વ. દેવશંકરભાઈ વજેશંકર વ્યાસ ના દીકરા અશ્વિનભાઈ વ્યાસ ની દીકરી નેહા સાથે થયેલ છે.

જેઓએ અભ્યાસ માં B.A. કરેલ છે. તેમને ત્યાં સંતાન માં ૧ દીકરી છે જેનું નામ આરાધ્યા છે.

4. ગંગારામભાઈ ના બીજા દીકરા અશોકભાઈ ગંગારામભાઈ મહેતા (હાલ. રાજકોટ) જેઓ વિડિઓ શૂટિંગ એન્ડ ફોટોગ્રાફી, ઇલેકટ્રોનિક્સ તેમજ ઈલેકટ્રીક ટોય્સ રિપેરિંગ નો બિઝનેસ કરે છે. તેમના લગ્ન મૂળ ગોપાલગ્રામ નિવાસી (હાલ. સુરેન્દ્રનગર) સ્વ. ગજેન્દ્રભાઈ અમૃતલાલ જોશી (ગીજુભાઇ લોજવાળા) ના દીકરી તૃપ્તિબેન સાથે થયેલ છે. તેમને ત્યાં સંતાન માં ૧ દીકરી અને ૧ દીકરો છે. જેમના નામ રીમા અને યશ છે.

- તેમના મોટા દીકરી રીમા જેઓએ અભ્યાસ માં B.Com કરેલ છે અને તેમના લગ્ન કોઠાપીપળીયા નિવાસી (હાલ. જામનગર) ગીરીશભાઈ નવનીતલાલ જોશી ના દીકરા તેજસ સાથે થયેલ છે.
- તેમના દીકરા યશ મહેતા જેઓએ અભ્યાસ માં BE (Automobile) કરેલ છે અને હાલ રાજકોટ માં ઓટોમોબાઇલ સર્વિસ સેન્ટર માં સીનીઅર સર્વિસ એડવાઈઝર તરીકે જોબ કરે છે.

5. ગંગારામભાઈ ના ત્રીજા દીકરા પ્રફુલભાઇ ગંગારામભાઈ મહેતા છે. તેમના લગ્ન ઈત્તર જ્ઞાતિ માં થયેલ છે. તેમના પત્ની નું નામ નંદિનીબેન છે. તેમને ત્યાં સંતાન માં ૧ દીકરો છે જેનું નામ ધ્રુવ છે જે હાલ અભ્યાસ કરે છે.

ગીરધરલાલ ના લગ્ન બાળાના પંડ્યા કામેશ્વર ના બહેન શાંતાબેન સાથે થયા ધીરજલાલ ના લગ્ન ઢસાના ભટ્ટ કાંતિલાલ રેવાશંકર ની પુત્રી સાથે થયા. કનૈયાલાલ ના લગ્ન પણ કાંતિલાલ રેવાશંકર ની પુત્રી કંચનબેન સાથે થયા. નટવરલાલ ના લગ્ન ઢસા ના ભટ્ટ દેવશંકર પ્રાણજીવન ની પુત્રી રંજનબેન સાથે થયા.

રવિશંકર રાજકોટમાં યજમાનવૃતિ કરતાં.હાલ સ્વર્ગસ્થ છે. તેના મોટા દીકરા ભીખાલાલ કામ સંભાળે છે. રવિશંકર ના લગ્ન ચીભડીયા તડના જગજીવન

જીવરામ ની પુત્રી લીલાવતી બેન સાથે થયેલા. ભીખાલાલ ના લગ્ન ઇતર બ્રાહ્મણ કુટુંબમાં થયા.

બીજા ભાઈ હસમુખ ના લગ્ન અન્ય બ્રાહ્મણ કુટુંબમાં ભારતીબાળા સાથે થયા છે.

ડાયાલાલ ના લગ્ન રાજકોટના જાની વૈદરાજ કાંતિલાલ દયારામ ના ફઈબા પાર્વતીબેન સાથે થયા. તેઓ દૂધઈ માં રહેતા. તેમને કોઈ સંતાન ન હતું. પાર્વતીબેન વિધવા થયા પછી નાના ભત્રીજા રવિશંકર સાથે રહેતા. રવિશંકરને મદદરૂપ થતાં. રવિશંકર યજમાન વૃત્તિથી નિર્વાહ ચલાવતાં અને યજમાનો એ તેમને વિજય પ્લોટ માં રહેવા માટે મકાન પણ બંધાવી આપેલું. રવિશંકરના પુત્રો હાલ અહીં રહે છે. ભીખાલાલ યજમાનો નું કામ કરે છે.

# રાજ્યગુરુ કુટુંબો

રાજ્યગુરુ એટલે રાજાઓના ગુરુઓ. પછી તેનું અપભ્રંસ રાજગોર રાજગર થયું. સૌરાષ્ટ્રમાં અનેક રાજ્યો હતા. નાના મોટા રાજ્યોમાં કેટલાક બ્રાહ્મણ કુટુંબોએ પોતાના જ્યોતિષ, આયુર્વેદ, કર્મકાંડ વગેરે વિદ્યાઓ વડે રાજ દરબારમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

કહેવાય છે કે શ્રી ચરણતીર્થ મહારાજ ની પુસ્તિકા ના આધારે જૂનાગઢનો રા' માંડલીક ના સાસન માં સવંત ૧૫૧૫માં જુનાગઢ મુકામે ઔદીચ્ય બ્રાહ્મણો નું એક જ્ઞાતિ સંમેલન બોલાવ્યું. તેમાં નીચેના પ્રશ્નની ચર્ચા થઈ.

શાસ્ત્રોમાં રાજ્યનું અન્ન નિષેધ ઠરાવેલ છે. હાલના બ્રાહ્મણો આજીવિકાના સાધનને અભાવે પોતાના બ્રાહ્મણ કર્મમાંથી ભ્રષ્ટ થતા જાય છે. માટે રાજ્યમાં ગુરુપદ મેળવી રાજ્યોમાં વર્ષાસન વગેરે આજીવિકા સ્વીકારવી છે કેમ....?

ચર્ચાને અંતે 'રાજ્યાશ્રય' સ્વીકાર માં શંભુ વ્યાસ નો પક્ષ હતો. તેના 350 ઘર હતા. બીજા એ તેનો અસ્વીકાર કર્યો. જેમને સ્વીકાર કર્યો તેનો નવો સમવા સંઘ રાજ્યગુરુ, રાજાઓના ગુરુ ઉભો થયો.

રા'માંડલીકે ગીરનાર બ્રાહ્મણોને પોતાના પદેથી દૂર કરી શંભુ વ્યાસ ને ગોર પદે સ્થાપ્યા. અને તેમને ગામ ગરાસ ભેટ આપ્યા. જેમાં બાર ગામ હતા. જમનાવડ ગોલાધર, રૂપાવટી, ટીંબી ગધેડીયુ, ગુંદાશરૂ, બાંભણિયુ, રાવીકુ, દેવળિયુ, આસોદર, મેઘપુર મુખ્ય મથક હતું. તેથી ત્યાં વસેલી શાખા જમનાવડીયા રાજ્યગુરુ તરીકે ઓળખાય છે.

પછી આ કુટુંબ નો વિસ્તાર થતો ગયો. નવી આજીવિકાની શોધમાં કેટલાય કુટુંબો બહાર નીકળી ગયા. નવા ક્ષેત્ર જતા ત્યાં નવા ગોળ બંધાતા ગયા. આવા કેટલાક સ્થળ ગામોના નામ પરથી તો કેટલાક કરમી પુરુષો ના નામ પરથી થયા. આ રીતે નથુ મહેતા નું તળ તથા ઘેલારામજી નું તળ ઊભા થયા.

રાજ્યગુરુ કુટુંબોની સંખ્યા ઘણી મોટી છે. તેમાં નો મોટો ભાગ ઘેલારામજી ગ્રુપમાં જોડાયેલો છે. નથુ મહેતા ના તળમાં થોડા કુટુંબો છે.

## ઘેલા રામજી

આપણે શ્રી ઘેલા રામજી વિશે પણ જાણીએ. રાજ્યગુરુઓના પ્રાપ્ત થયેલ આંબામાં શ્રી ઘેલા રામજી નું નામ દર્શાવેલ છે. તેના પરથી તેમનું સમય અંદાજી શકાય તેમ છે.

જે તર્ક ઉપર શ્રી નથુ મેતા નો સમય નક્કી કરવાનો પ્રયત્ન કર્યો છે. તે જ તર્ક ઉપર અહીં શ્રી ઘેલા રામજી નું સમય પણ નક્કી કરીશું. બંને એક જ સમયે થઈ ગયા છે તે તો સ્પષ્ટ છે. આપણે આમાં એક શાખા જોઈએ....



આજે શ્રી વજેશંકરભાઈ( વેસ્ટન સ્પોર્ટ્સ વાળા) વિદ્યમાન છે. તેમની ઉંમર ૭૦ વર્ષ જેટલી છે. તેમનો જન્મ 1987 -70 =1917 માં થયો હોય. તે વખતે તેમના દાદા **નાનજી** ૪૫ વર્ષના હોય તેમ સ્વીકારીએ તો શ્રી નાનજી ની જન્મ તારીખ વર્ષ 1917 -45 = 1872 નું આવે. એ વખતે તેમના દાદા **શામજી** પણ ૪૫ વર્ષના હોય એટલે 1872-45 = 1827 તેમનો જન્મ સમય મળે. તે વખતે તેમના દાદા **વિઠ્ઠલજી** પણ ૪૫ વર્ષના હોય એટલે 1827-45= 1782 એ તેમનો જન્મ સમય આવે. જે વખતે તેમના દાદા **ઘેલા રામજી** ૪૫ વર્ષના હોય 1782-45 = 1737. એ ઘેલા રામજી નું જન્મ સમય ગણી શકાય.

હવે તેમણે જાહેર જીવનની ત્રીસ-પાંત્રીસ વર્ષે શરૂઆત કરી હોય તો 1737+ 35=1772 નું વર્ષ મળે. જેમાં 56 ઉમેરતા 1828 વર્ષ મળે.

ગોંડલના શ્રી ચરણ તીર્થ મહારાજ જુદા જુદા તડ બંધાવ્યા નું વર્ષ સંવત ૧૮૪૧માં નું બતાવે છે. એટલે સંભવ છે કે શ્રી ઘેલા રામજી એ જે નેતાગીરી હશે તે વખતે તેમની વય 50 વર્ષની આસપાસ હોવા સંભવ છે. એટલે શ્રી ઘેલા રામજી નો સમય આ રીતે નક્કી કરવામાં આપણે સત્યની નજીક છીએ. શ્રી નથુ મહેતા નો સમય પણ આ રીતે મળી જાય છે. આ બંને નેતાઓ દ્વારા જે બે તડ જુદા પડ્યા તેનો આ સમયે સંવત ૧૮૪૧ શ્રી ચરણતીર્થ મહારાજશ્રીએ બતાવ્યું છે. તે યથાર્થ છે.

શ્રી ઘેલા રામજી ને કોઈ સંતાન ન હતું. તેમના ભાઈ હરજી નો પરિવાર આજ સુધી ચાલ્યો આવે છે. શ્રી ઘેલા રામજી ની ચોથી પેઢીએ તુલસીદાસનો ફાટો પડયો. તેના વંશજો માંથી થોડા નથુ મહેતા ના તડ માં જોડાયેલ છે. આપણે આ ગ્રુપની વાત કરીશું.

આ રાજ્યગુરુ નો એક આંબો અમને ભાઈશ્રી ઈચ્છાશંકર રાજ્યગુરુએ આપેલો છે તે ઘણો ઉપયોગી છે. એટલે તેનું ચિત્ર અહીં રજૂ કરીએ છીએ. આ આંબો બારોટ કુવરજી મેરુજી એ ઉતારેલો છે. તેમાં મૂળ પુરુષ શંકરજી.

**રાજ્યગુરુ કુટુંબ....** શંકરજી

દેવરાજ

ધાકો----------- દામુ---------- પરસોતમ------ રત્નાગર

શ્રીનાથજી--- હરજી--- ધનજી—કલ્યાણજી—લક્ષ્મીદાસ—દેવજી

તુલસીદાસ----------------------------- જયદેવ

નારાયણજી—પ્રેમજી—મધુસુદન-- મકનજી કાનજી--- કુરજી--- હરી

દેવરામ---- શંકરજી જગન્નાથ

પુંજો----વીરો--- નારણજી--- વલ્લભજી--- કલ્યાણજી ઘેલારામજી- હરજી

નાથા--- હરદેવ

વાલજી---- ----------------------------------------કાલિદાસ--- વલ્લભજી-- કલ્યાણજી

જીવરામ---------------આણંદજી

મણિશંકર----------------------------------------જયંતીલાલ

નર્મદાશંકર—------નાનાલાલ-------જગદીશચંદ્ર જટાશંકર

નવીનચંદ્ર-ચંદ્રકાંત ભાસ્કર ધિરેન્દ્ર

શરદ-સુધીર મયુર-----ચેતન

રાજભુષણ શુભ-સિધ્દ્રિક્ષા વૈષ્ણવી



અજરામર------------------------- વિઠ્ઠલજી ------------------------પ્રાગજી
ગોરધન
વજેશંકર---------------હરજીવન
મંછારામ-જયસુખ-કિશોરચંદ્ર-હરીશ-જીતેન્દ્ર
પ્રવીણ-ઘનશ્યામ-કિશોર-ગોપાલ-પ્રફુલ
અરવિંદ બીજલ તોરલ-એકતા પાયલ
નિલેષ-મનીષ
કશ્મીરા-પરેશ-અલ્પેશ
નેહા-જય ખુશી-ધ્યાના
લાભશંકર-----------------------------------રેવાશંકર-ઈચ્છાશંકર-મુકુન્દરાય-----
મનહરલાલ-જનકરાય –રજનીકાંત-જગદીશ-વિનય-ભાસ્કર-યોગેશ સુરેશ-ભરત જયપ્રકાશ
જતીન-ગૌરાંગ વિપુલ દર્પણ અમિત-જિગર-અભિષેક
સુમિત-નિતિન નીરવ-નીરજ
સ્વરા અન્વેષા
પ્રતાપરાય------------------------કનકરાય----------------જયેન્દ્ર-----------
મહેશ---હસમુખ-કિરીટ-જીતુ-નિતેશ જયવંત-અરવિંદ-ગિરીશ-નરેન્દ્ર સુધીર-જયકિશન-તુષાર
સાગર-ચાંદની મીલન-નિરાલી શીતલ-દિવ્યા-જ્યોતિષ પાર્થ-વૈશાલી-કરણ શ્રધ્ધા
દક્ષ-હિત રીયાંશ-વીવા
તનવીર-કાવ્યા ભાર્ગવ-નમ્રતા દેવીના-જાનવી

# પોરબંદરનું રાજ્યગુરુ કુટુંબ...






લતાબેન ચંદ્રકાંતભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 27-08-2022

હરદેવ ના પુત્ર વાલજી તેના આણંદજી.

આણંદજી રાજ્યગુરુ થી હકીકત મળે છે આ કુટુંબ નું મૂળ વતન બાબરા છે. આણંદજી રાજ્યગુરુ પોરબંદર માં સ્થિર થયા અને વકીલાત કરતા. તેમના પુત્ર મણીભાઈ પણ પોરબંદરમાં જ રહ્યા. અને વકીલાતનો ધંધો ચાલુ રાખ્યો. ને નામના મેળવી. પરિવારમાં તેમને ત્રણ પુત્રો. મોટા પુત્ર નર્મદાશંકરભાઈ તૈયાર થઈ મુંબઈ ઉપડી ગયા. ત્યાં શૈક્ષણિક વ્યવસાયમાં ગોઠવાયા. અને પોતાના પુત્રોને ઉચ્ચ શિક્ષણ અપાવ્યું. તેમના લગ્ન બાબરાના જોશી શામજી ભવાનીશંકર ના પુત્રી સાથે થયા છે.

તેમને સંતાનમાં નવીનચંદ્ર અને ચંદ્રકાંત બે પુત્રો છે. નર્મદાશંકર ભાઈનું તાજેતરમાં અવસાન થયું છે. બીજા પુત્ર નાનાલાલ  પોરબંદરમાં જ પિતાશ્રી પાસે રહ્યા હતા તેમના લગ્ન રાણપર ના વ્યાસ દેવકૃષ્ણ હરિશંકર ના પુત્રી મુક્તાબેન સાથે થયેલા. તેમના એક પુત્ર તે ભાસ્કરભાઈ.

શ્રી નાનાભાઈ નું અવસાન થયું ત્યારે ભાસ્કરભાઈ નાના હતા પરંતુ તૈયાર થઈ બેન્કિંગ સર્વિસ માં જોડાઈ ગયા.અને ક્રમે ક્રમે મેનેજર ઉચ્ચ પદે પહોંચ્યા. હાલ ભાવનગર સ્ટેટ બેંક ઓફ સૌરાષ્ટ્ર ની મુખ્ય કચેરીમાં ઉચ્ચ હોદ્દા પર સેવા આપે છે. તેમના લગ્ન ઉપાધ્યાય હીરાલાલ પ્રાણજીવન ના પુત્રી શારદાબેન સાથે થયા છે ભાસ્કરભાઈ ને બે પુત્રો છે.

મોટા પુત્ર શરદકુમાર મેડિકલ વિદ્યામાં આગળ વધ્યા છે અને રાજકોટ ખાતે ગોઠવાયા છે. ભાસ્કરભાઈ એ પોરબંદરમાં મકાન બનાવેલા પરંતુ પછી રાજકોટ પર પસંદગી ઉતારી ત્યાં મકાન બનાવ્યા. અને પોરબંદરની વસાહત બંધ કરી.

ભાસ્કરભાઈ ના બીજા પુત્ર સુધીરકુમાર ના લગ્ન ગઢડાના ડોકટર પ્રભુલાલ વ્યાસના પુત્રી સાથે થયા છે ભાઈ સુધીર કાનપુરની એક વેપારી પેઢી માં હાલ કામ કરે છે.

મણીભાઈના ત્રીજા પુત્ર જયશંકર નાની વયે અવસાન પામ્યા. તેમના લગ્ન ઉપાધ્યાય પોપટલાલ પ્રાણજીવન ના પુત્રી સાથે થયા. જયશંકરભાઈને એક પુત્ર છે. તેમનું નામ ધીરજલાલ છે. ધીરજલાલ થાન પોટરી માં કામ કરે છે.

મણીભાઈના નાના ભાઈ શ્રી જયંતીલાલ તેમણે પણ રાજકોટમાં જ રહીને તેમની ઉત્તરાવસ્થા પ્રભુભજનમા વિતાવી. શેઠ ડાયાભાઈ વસનજી ના મકાનમાં તેઓ રહેતા. અને શેઠના ધર્મ કાર્યો કરતાં તેમાં તેમનું યોગક્ષેમ ચાલુતું તેમના પુત્ર જટાસંકર ની વિગત મળતી નથી. શ્રી જયંતીભાઈ ને એક પુત્રી હતી તેમનું નામ ધનકુવરબેન હતું. તેમના લગ્ન હડાળાના રાવલ કૃપાશંકર પ્રેમજી સાથે થયેલા.

હવે હરદેવ ના બીજા પુત્ર **કાલિદાસ** રાજ્યગુરુની શાખા જોઈએ....



## અજરામર કાલિદાસ ની વિગત ...






**શ્રી ગોરધનદાસ અજરામર રાજ્યગુરુ**

મુંબઈ જેવા શહેરમાં આત્મબળે
આગળ વધી જીવન સ્થિર કરનાર
મિલનસાર વ્યવહાર દૃક્ષ વડીલ.



**નર્મદાબેન ગોરધનદાસ રાજ્યગુરુ**

ગોરધનદાસ ભાઈનો ગૃહસ્થાશ્રમ
કુશળ ગૃહિણી તરીકે ચલાવનાર
અને જીવનમાં સેવા અને ત્યાગના
મૂલ્યો ઉતારનાર ગૃહિણી..



શ્રી મંછારામભાઈ ગોરધનદાસભાઈ રાજ્યગુરુ



શિવ કુંવરબેન મંછારામભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 02-02-1986



શ્રી જયસુખભાઈ ગોરધનદાસભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 30-01-2019



શ્રી કિશોરભાઈ ગોરધનદાસભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 06-11-1990





શ્રી જીતેન્દ્રભાઈ ગોરધનદાસભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 06-06-2016

શ્રી અરવિંદભાઈ મંછારામભાઈ રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 08-02-2019

અજરામર રાજ્યગુરુ નું મૂળ વતન બાબરા હતું. તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા જીવાભાઇ ના પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર તે ગોરધનદાસ. ગોરધનદાસ વિશેષ કરીને મોંસાળ માં જ એટલે કે ચાળિયામાં જ રહેલા. તેમના પ્રથમ લગ્ન ચમારડી ના પંડ્યા કાળા વશરામ ની પુત્રી પાનબાઇ સાથે થયા. ગોરધનદાસ મુંબઈ પહોંચેલા અને ત્યાં વ્યવસાય કરતાં. તેમને એક પુત્ર ભાઈ મંછારામ અને પુત્રી કાશીબેન. કાશીબેન ના લગ્ન ઉપાધ્યાય વેલજી મયારામ ના પુત્ર અમૃતલાલ સાથે થયા. અને મંછારામ ના પ્રથમ લગ્ન વેલજી મયારામ ના બેન સાથે થયા.

શ્રી ગોરધનદાસ ના બીજા લગ્ન લતીપુર-જામનગર ના વ્યાસ સામજી નારાયણ ની પુત્રી નર્મદાબેન સાથે થયા. તેને ચાર પુત્રો છે. જયસુખલાલ, કિશોરચંદ્ર, હરીશ અને જીતેન્દ્ર તથા એક પુત્રી મંજુલાબેન.

મંછારામ પોલીસખાતામાં જોડાયેલ પછી અમરેલીમાં સ્થીર થયા. તેમને બીજા લગ્ન અમરેલી-ચમારડી ના મહેતા મણિશંકર કાનજી ની પુત્રી સાથે કર્યા. તેમને એક પુત્ર છે. તેના લગ્ન ઉટવડ ના ભટ્ટ જટાશંકર લાલજી ની પુત્રી જશવંતીબેન સાથે થયા. આ ભાઈ અમદાવાદ વેપારમાં જોડાયા છે.

ભાઈ જયસુખ ના પ્રથમ લગ્ન લતીપુર-મહેસાણા ઉપાધ્યાય હરિલાલ વેલજી ની પુત્રી સાથે થયા.

જયસુખલાલ મુંબઈમાં ત્રિભોવનદાસ ભીમજી ઝવેરી ની પેઢી માં કામ કરે છે. રજવાડાઓમાં હીરા અને ઝવેરાત વગેરેના કામ કરતી દિલ્હી શાખામાં તેઓ કામ કરે છે. તેમણે બીજા લગ્ન પીઠળ થાણા દેવડી કવાટના જોશી છગનલાલ મયારામ ના પુત્રી સાથે કરેલા છે.

ભાઈ કિશોર ના પ્રથમ લગ્ન ગોંડલના પંડ્યા દામજી ગાંગજી ની પુત્રી સાથે થયા. કિશોરકુમારના બીજા લગ્ન ચિતલ ઘેલા રામજી કુટુંબમાં થયા છે. કિશોરકુમાર દેના બેન્ક માં સારા હોદા ઉપર કામ કરે છે. ચોથાભાઈ જીતેન્દ્ર છે.

તે ગલ્ફ ના દેશો સાથે વ્યાપાર કરે છે. બોરીવલીમાં ઘરના મકાનોમાં કિશોરભાઈ તથા જીતેન્દ્રભાઈ રહે છે. તેને ચાર પુત્રીઓ છે. જે ભાઈઓએ ખોડે લીધેલી છે.

# પ્રાગજી કાલિદાશભાઈ ની વિગત ...







**શ્રી લાભશંકર વજેશંકર રાજ્યગુરુ**

જન્મ 26-11-1914

વિદાય 18-5-1980

રાજકોટમાં વ્યાપાર ક્ષેત્રે આપ સૂઝ થી

અને પુરુષાર્થથી આગળ વધી, મોટર

સ્પેરપાર્ટનો ધંધો વિકસાવી પોતાના

કુટુંબને તૈયાર કરનાર, વત્સલ વડીલ..

**શ્રી જયેન્દ્રભાઈ વજેશંકર રાજ્યગુરુ**

સ્વર્ગવાસ: 04-09-1999

રાજ્યગુરુ પરિવારની વંદના





શ્રી ઇચ્છાશંકર વજેશંકર રાજ્યગુરુ

જન્મ: 31-08-1923, સ્વર્ગવાસ: 18-12-2003

પુષ્પાબેન ઇચ્છાશંકર રાજ્યગુરુ

સ્વર્ગવાસ: 01-10-2011





શ્રી જયપ્રકાશ ઇચ્છાશંકર રાજ્યગુરુ

જન્મ: 11-12-1953, સ્વર્ગવાસ: 08-12-2020

રંજનબેન ઇચ્છાશંકર રાજ્યગુરુ

જન્મ: 18-03-1957, સ્વર્ગવાસ: 11-03-1993

કાલીદાસભાઈ ના બીજા પુત્ર પ્રાગજીભાઇ પણ બાબરામાં જ રહેતા. તેઓ તેમના પુત્રો વજેશંકરભાઈ તથા હરજીવનભાઈ સાથે રાજકોટ આવ્યા. વકીલ સવજી વાલજી સાથે પ્રાગજીભાઈ ને સારી ઘનિષ્ઠતા હતી. સવજીભાઈ ધર્મશાળા બનાવીને પ્રાગજીભાઈ ને વહીવટ સોંપ્યો. તેમણે સરસ સંચાલન કર્યું. દરમિયાન તેમને બર્મા જવાનું થતા એમણે શિવરામ શામજીને ધર્મશાળા ની કામગીરી સોંપી. તેઓએ ઘણો સમય વિસી ધર્મશાળા નો કારભાર ચલાવ્યો. તેમના કુટુંબના સભ્યો સાથે તેમને આફ્રિકા જવાનું થતાં આ જગ્યા છોડીને પ્રાણજીવન ભાઈ પુત્ર વજેશંકરભાઈને આ કામગીરી સોંપી. હજી શંકરભાઈ અને તેમનું વિશાળ પરિવાર આ ધર્મશાળામાં વિસ્તરયો છે. વજેશંકરભાઈ શિક્ષક થયા. રાજકોટ શહેરની શાળા નંબર પાંચ માં ઘણા સમય સુધી કામ કરેલું. સાથો સાથ વેપારીઓનાં નામાં પણ લખતા. ખૂબ મિલનસાર સ્વભાવ હોવાથી સારું મિત્ર મંડળ ઊભું કરેલું. ધાર્મિક ભાવના પણ ઉત્તમ હતી. 24લાખ ગાયત્રી પુર્ષચરણ પણ તેમને કરેલું. આ ધર્મશાળામાં જ્ઞાતિના ગામડેથી રાજકોટમાં અભ્યાસ માટે આવતા વિધાર્થીઓને જ્યારે રાજકોટમાં જ્ઞાતિની બોર્ડિંગ ન હતી ત્યારે બોર્ડિંગ જેવી અનુકૂળતા વજેશંકર ભાઈ કરી આપતા.

**વજેશંકરભાઈને** સાત પુત્રો તેમને મોટા પુત્ર લાભશંકરભાઇ વેપારમાં જોડાયા. તેમના લગ્ન નાગાજાર ના મહેતા નાગજી બાવા ની પુત્રી સાથે થયા. લાભશંકરભાઇ આગળ વધતાં પોતાનો સ્વતંત્ર ધંધો મોટર સ્પેર પાર્ટ્સ નો વીનય મોટર સ્ટોર્સ થી શરૂ કર્યું. ધંધો પોતાના મિલનસાર સ્વભાવ અને કુનેહથી ખુબ વિકસાવ્યો અને તેમના પુત્રોને પણ તેમાં ગોઠવ્યા. આગળ જતા પુત્રોને વ્યવસાય શોપી નિવૃત્તિ દરમિયાન આધ્યાત્મિક જીવન વ્યતિત કર્યું. તેમનું રાજકોટમાં અવસાન થયું.

બીજા ભાઈ રેવાશંકર તેઓ ઓરિસ્સા તરફ ગયેલા. કટકમાં સ્થાયી થયેલા તેમના લગ્ન પીઠળ ના જોશી મોરારજી મોનજી ની પુત્રી હંસાબેન સાથે થયા

તેમને બે પુત્રો છે. રેવાશંકર ભાઈનું કટકમાં જ અવસાન થયું છે. ત્રીજા ભાઈ ઈચ્છાશંકર લેન્ડ મોર્ગેજ બેંકમાં સર્વિસ કરતાં. હાલ નિવૃત છે. તેમના લગ્ન પીઠળ ના મહેતા વૃજલાલ લક્ષ્મીશંકર ના પુત્રી સાથે થયા છે. તેમને એક પુત્ર જયપ્રકાશ છે. તેના લગ્ન અમરેલીના મહેતા નવનીતલાલ દામોદર ના પુત્રી પ્રજ્ઞાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો નિરવ અને નીરજ છે. જયપ્રકાશ જાહેર બાંધકામ ખાતામાં કામ કરે છે. તેના પત્ની પણ શિક્ષિકા છે.

ચોથાભાઈ મુકુન્દરાય નિસંતાન ગુજરી ગયા છે.

પ્રતાપરાય સહકારી ખાતામાં નોકરી કરતાં. હાલ નિધન પામ્યા છે. તેના લગ્ન ઈશ્વરીયા ના નરસિપ્રસાદ વિઠ્ઠલજી ના પુત્રી કાંતાબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો છે.

કનકરાય નવા ગામ માં વ્યવસાય કરે છે. તેના લગ્ન નગર પીપળીયા ના મહેતા બાબાલાલ મોરારજી ની પુત્રી મંજુલાબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. જયેન્દ્ર મોટર સ્ટોર્સમાં જ કામ કરતા. હાલ બીજી પેઢીમાં જોડાયા છે. તેના લગ્ન ઉપાધ્યાય દુર્ગાશંકર વાલજી ની પુત્રી પ્રભાબેન સાથે થયા છે. તેને ત્રણ પુત્રો છે.

લાભુભાઈ ના સાત પુત્રો માં મોટા મનુભાઈ તેમણે મોટર સ્પેરપાર્ટ્સ નો ધંધો સંભાળ્યો. આ ઉપરાંત અન્ય ધંધામાં પણ પુરુષાર્થ કરે છે. તેના લગ્ન પાનસડા-જામનગરના પંડ્યા પ્રભાશંકર શામજી ના પુત્રી નિર્મલાબેન સાથે થયા તેમને બે પુત્રો જતીન અને ગૌરાંગ છે.

બીજા ભાઈ જનકરાય બેંકમાં નોકરી કરે છે. તેના લગ્ન ચમારડી-અમદાવાદના મહેતા લાભશંકર મણિશંકર ના પુત્રી ભાનુબેન સાથે થયા છે તેમને એક પુત્ર વિપુલ છે.

ત્રીજા ભાઈ રજનીકાંત ના લગ્ન ના વ્યાસ પ્રભુલાલ જયશંકર ના પુત્રી ઈન્દુબેન સાથે થયા. તેમને એક પુત્ર છે દર્પણ. રજનીકાંતનું નાની વયે અવસાન થયું છે.

ચોથા પુત્ર જગદીશ સ્ટોરનું સંચાલન કરે છે. તેના લગ્ન અમરેલી-ખાનકોટડા ના મહેતા જયકર ભાઈશંકર ની પુત્રી ઉષાબેન સાથે થયા છે. તેમને ત્રણ પુત્રો છે. અમિત, જીગર અભિષેક.

વીનયકુમાર પણ જુદા જુદા વ્યવસાયમાં રોકાયેલા છે. તેમના ભાઈઓ ને પણ તે મદદ કરે છે. અને વીનયકુમાર જાહેર સેવા માં આગળ પડતો ભાગ લે છે.

રેવાશંકર ભાઈના પુત્ર સુરેશ અને ભરત બંને ના લગ્ન પીઠડ ના મહાશંકર ઉમિયાશંકર ની પુત્રીઓ દમયંતીબેન અને મીનાબેન સાથે થયા છે. આ કુટુંબ ઓરિસ્સામાં છે. પ્રતાપરાય ના પુત્રોમાંથી મહેશકુમાર ના લગ્ન પીઠડ સડોદરા ના જયંતીલાલ ની પુત્રી સાથે થયા છે.

કનકભાઈ ના પુત્ર જસવંત ના લગ્ન પ્રાચીના પંડ્યા મગનલાલ લાલજી ની પુત્રી સાથે થયા. હરજીવન રાજ્યગુરુ બાબરા-રાજકોટ થઈ પોરબંદર આવેલા. તેઓ પોરબંદરમાં લાયબ્રેરીમાં કામ કરતાં. તેના લગ્ન ચાળીયા-પ્રાચીના પંડ્યા લાલજી કરસનજી ની પુત્રી દૂધીબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે.

ધનશ્યામ અમદાવાદની સરકારી હોસ્પિટલમાં કામ કરતા. હાલ તે અમેરિકા ગયા છે. તેના લગ્ન ચાંદલી ના પંડ્યા કામેશ્વર જીવનની પુત્રી સાથે થયા. તેના શાળા કનકરાય તેમને અમેરિકા લઇ ગયા છે.

કિશોર ના લગ્ન નગરપીપળીયા ના મણિલાલ ત્રિભુવન ની પુત્રી સુશીલાબેન સાથે થયા છે. તેને બે પુત્રો છે. ભાવેશ અને મનીષ.

ગોપાલ ના લગ્ન ઈતર જ્ઞાતિમાં થયા છે. પ્રફુલ ના લગ્ન નગરપીપળીયા ના મણિલાલ ત્રિભુવન ની પુત્રી સાથે થયા છે.

# ગોંડલનું રાજ્યગુરુ કુટુંબ..





શ્રી ગીરજાશંકરભાઈ દયામણિભાઈ રાજ્યગુરુ,  રમાબેન ગીરજાશંકરભાઈ રાજ્યગુરુ

જન્મ:11-03-1918, સ્વર્ગવાસ: 13-06-2000

પૂજ્ય દાદાશ્રી અને દાદીશ્રી, તમારા જેટલા મહાન તો નહીં બની સકી પરંતુ હમેશા તમારા શ્રેષ્ઠ આદરસો પર ચલવાણી કોસીસ કરી ને તમારુ નામ હર હમેસ રોશન કરીશુ.

રાજેશભાઈ રાજ્યગુરુ, હરેશ, બીના, ઈલેશ, ભાવના તથા સમસ્ત રાજ્યગુરુ પરિવાર






**જયશ્રીબેન રાજેશભાઈ રાજ્યગુરુ**

જન્મ: 04-10-1954, સ્વર્ગવાસ: 04-09-2020

પૂજ્ય માતુશ્રી, તમારુ જીવન અમારી પ્રેરણા છે,તમારા

આદર્શ અમારા માર્ગદર્શન છે,અમે તમારા સરલ જીવન,

દયાલુ સ્વભાવ, ભાવનાશીલતા ને ક્યારેય નહી ભૂલીએ.

શ્રી રાજેશભાઇ ગીરજાશંકર રાજ્યગુરુ, શૈલેષ-અર્ચના,

ક્રિષ્ના, જીજ્ઞા, શૈલેષ-જાહ્નવી, વિશાલ-કામિની,

રવિદર્શન-પુનમ, આર્યન, આયુષી તથા સમસ્ત

રાજ્યગુરુ પરિવાર

**શ્રી ઘનશ્યામભાઈ વલ્લભરામ રાજ્યગુરૂ**

જન્મ:- ૧૯-૧૨-૧૯૪૨ સ્વર્ગવાસ:- ૧૯-૧૦-૨૦૦૭



**શ્રી પ્રતાપરાય વજેશંકર રાજ્યગુરુ**

સ્વર્ગવાસ:- 24-07-1983



**કાંતાબેન પ્રતાપરાય રાજ્યગુરુ**

સ્વર્ગવાસ:- 2-1-2003



**જીતેન્દ્રભાઈ પ્રતાપરાય રાજ્યગુરુ**

સ્વર્ગવાસ:-11-12-1985



**કિરીટભાઇ પ્રતાપરાય રાજ્યગુરુ**

સ્વર્ગવાસ:- 26-9-2006



**નિતેશભાઇ પ્રતાપરાય રાજ્યગુરુ**

સ્વર્ગવાસ:- 18-4-2019

**વંદનીય:-**

**મહેશભાઇ, હસમુખભાઇ, સાગર, મિલન, ચાંદની, નિરાલી, દક્ષ, હીત, રિયાંશ,વિવા**

# ગોંડલ નિવાસી રાજયગુરૂ પરીવાર



વલ્લભરામ લાલજી
૧૧-૧૦-૧૯૭૧
આશો વદ ૮ સોમવાર



સમજુબેન વલ્લભરામ
૨૬-૧૦-૧૯૬૭
આશો વદ ૮ ગુરૂવાર



ભગવતિપ્રસાદ વલ્લભરામ
૨૯-૧-૨૦૧૦
મહા સુદ ૧૪ શુક્રવાર



મંજુલાગૌરી ભગવતિપ્રસાદ
૨૫-૨-૧૯૯૧
ફાગણ સુદ ૧૧ સોમવાર



પ્રદિપકુમાર ભગવતિપ્રસાદ
૮-૬-૨૦૧૪
જેઠ સુદ ૧૦ રવિવાર



સરોજબેન પ્રદિપકુમાર
૩૦-૫-૧૯૯૨
વૈશાખ વદ ૧૩ શનિવાર



નીલમબેન પ્રકાશકુમાર
૩૦-૪-૨૦૧૬
ચૈત્ર વદ ૮ શનિવાર



વસંતભાઈ ભગવતિપ્રસાદ
૨૪-૫-૧૯૯૫
વૈશાખ વદ ૧૧ બુધવાર



પારસ પ્રદિપકુમાર
૧૮-૧-૨૦૦૫
પોષ સુદ ૯ મંગળવાર



ચંદ્રેશ પ્રકાશકુમાર
૧૦-૧-૨૦૦૮
પોષ સુદ ૨ ગુરૂવાર

આ કુટુંબના એક વડવા કાનજીભાઈ તેમને એક પુત્ર વિઠ્ઠલજી તેમના એક પુત્ર શંભુશંકર.

વિઠ્ઠલજી રાજ્યગુરુ ગોંડલ થી જામનગર નું સુવરડા ગામ છે ત્યાં રહેવા ગયેલા સુવરડા થી રાજકોટ નજીકના મવા ગામે ગોઠવાયા. મવા ગામ નું ગામોટુ દામોદર જોશી કરતા. તે તેમના સાળા થાય. દામોદર ભાઈ ના મામા કંડોરણા ના કેશવજીભાઇ ના દીકરી માણેકબેન સાથે વિઠ્ઠલજી રાજ્યગુરુ પરણેલા. દામોદર ભાઈ મુંબઈ જતાં તેમણે તેમની કામગીરી તેમના બનેવી શ્રી વિઠ્ઠલજી ભાઈ ને સોંપી. એટલે આ કુટુંબ મવા આવ્યું. મવા ગરાસદારી ગામ છે. યજમાનવૃત્તિ સારી ચાલતી આ કુટુંબ સ્થિર થયું. વિઠ્ઠલજીભાઈ ને જશોદર નો રોગ થયો. તેમાં તેમનું અવસાન થયું. તેમને એક પુત્ર તે ભાઈ શંભુશંકર તેમણે ગુજરાતી શિક્ષણ 7 ધોરણ પૂરું કરી રાજકોટની દાણા બજાર માં નામુ લખવાનું કામ શરૂ કર્યું. પછી તેમાં આગળ વધી અનાજ ની દલાલી પણ શરૂ કરી. ભાગીદારીમાં દુકાન કરી. શંભુભાઈ ના લગ્ન મતવા-ચેલા ચંગા ના ભટ્ટ વલ્લભરામ હીરજી ની પુત્રી રેવાબેન સાથે થયા.

તેમને કોઈ સંતાન નથી. તેમને એક દિવસે દુકાનમાં લપસી જતાં પગ ને ઇજા થઇ. પછી એક દિવસ ફરી સમતોલન ગુમાવ્યું અને બીજો પગ પણ ભાગ્યો. પરંતુ કારી ફાવી નહીં.

તેમનો સ્વભાવ બીજાને મદદ કરવાનો રહ્યો છે. પોતાના નજીકના કે દૂરના સગા સંબંધીઓના પ્રસંગોમાં પણ તે અચૂક હાજરી આપીને પોતાને અનુકૂળ લાગે તેવી મદદ અને પહેરામણી કરતા. તેમનામાં વ્યવહારિક કુશળતા ની ઉત્તમ ભાવના હતી. તાજેતરમાં તેમનું અવસાન થયું.

જગજીવન રાજ્યગુરુ ના બે પુત્રોમાંથી લાલજી ગોંડલ તરફ ગયા. તેમના યજમાન ચુડાસમા દરબારો હતા. લાલજી ને ચાર પુત્રો મોટા દયારામ તેનાથી નાના મૂળશંકર તેના લગ્ન પીઠડ ના જોશી નરભેરામભાઈ ની પુત્રી દિવ્યાબેન

સાથે થયા. મૂળશંકર નાની વયે અવસાન પામ્યા. તેમની પત્ની દિવાળીબેન તેમના માતુશ્રી કમરબેન સાથે રાજકોટમાં રહી અભ્યાસ કર્યો. અને શિક્ષિકા બન્યા. નિવૃત્તિ બાદ તેમના બહેન નાનુબેન અને ભાણેજ સાથે રહે છે.

ગૌરીશંકર ના લગ્ન ચમારડી ના મહેતા જીવરામ ગોપાલજી ના પુત્રી હેમકુવરબેન સાથે થયા. તેમને સંતાનમાં એક પુત્રી અન્નપૂર્ણા. તેના લગ્ન પ્રાચીના લાલજી કરસનજી ના પુત્ર માથુરદાસ સાથે થયા. મથુરદાસ પણ નિસંતાન ગુજરી ગયા. અન્નપૂર્ણા બેન પ્રાચીમાં તેમના દિયર દેવશંકર સાથે રહે છે.તાજેતરમાં અન્નપૂર્ણા બેન નું અવસાન થયું છે.

વલ્લભરામ ગોંડલ છોડી રંગુન  તરફ ગયા. ત્યાં થોડો વખત રહી પરત ગોંડલ આવી રેશનીંગ ની દુકાન કરી. તેના લગ્ન ચાડિયા-પ્રાચીના પંડ્યા લાલજી કરસનજી ની પુત્રી શામુબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. વલ્લભરામ હાલ સ્વર્ગસ્થ છે.

તેમના મોટા પુત્ર ભગવતી ના લગ્ન થાણાદેવડી-રાજકોટ ના જોશી દલપતરામ મયારામ ની પુત્રી મંજુલાબેન સાથે થયા.

વલ્લભરામે સમજુબેનના અવસાન બાદ ગોંડલના મકાન વેચીને રાજકોટમાં વસવાટ કર્યો. ભગવતીભાઈ એ ઇજનેર પાર્ટસ ના સેલ્સમેન તરીકે કામગીરી શરૂ કરી. તેમને ચાર પુત્રો છે.

ભગવતીપ્રસાદ ના મોટા પુત્ર પ્રદીપ ના લગ્ન ઇશ્વરીયા-કાલાવડ ના વ્યાસ મનસુખલાલ કામેશ્વર ની પુત્રી સરોજબેન સાથે થયા. તેમને બે પુત્ર અને એક દીકરી છે. પુત્ર પારસ નું અવસાન થયેલ છે. પુત્રી રિધ્ધિ ના લગ્ન થઈ ગયેલ છે, અને પુત્ર રવિ ના લગ્ન ઈતર બ્રાહ્મણ ગ્નતિ મા સોનલબેન સાથે થયા છે.

બીજા પુત્ર પ્રકાશ ના લગ્ન ઘેલારામજી મા નીલમબેન સાથે થયા છે. તેમને એક પુત્રી ગુંજન ના લગ્ન ઈતર ગ્નાતી મા થયેલ છે, અને પુત્ર ચંદ્રેશ નું અવસાન થયેલ છે.

ત્રીજા પુત્ર રજનીકાંત ના લગ્ન મેહસાણા ના મહેન્દ્રભાઇ હરિભાઇ ઉપાધ્યાય ની દીકરી દર્શનાબેન સાથે થયેલા છે. તેમને બે પુત્ર દિવ્ય અને રાજદીપ છે.

દિવ્ય ના લગ્ન ઇતર બ્રાહ્મણ ગ્નાતી મા ચાંદનીબેન સાથે થયેલા છે.

રાજદીપ ના લગ્ન ઈતર ગ્નાતી મા દ્રષ્ટિબેન સાથે થયા છે.

ચોથાપુત્ર વસંતભાઈ ના લગ્ન જામનગર ના મુગટભાઈ ગોરધનભાઈ પંડયા ની દીકરી નીતાબેન સાથે થયા છે, તેમને પુત્ર ઉજાસ છે. વસંતભાઈ નું અવસાન થતા નિતાબેને બીજા લગ્ન કરેલ છે, અને ઉજાસ ને દતક લઈને તેમના નામનું વિલ બનાવેલ છે.

ઘનશ્યામ વેપારી પેઢીમાં જોડાયા છે. ઠીક સમય સુધી સુરતમાં કામ કરેલું. પછી રાજકોટ આવીને તે જ પેઢીમાં કામ કરે છે. તેના લગ્ન લતીપર-જામનગર ના વ્યાસ મનસુખલાલ વજેશંકર ના પુત્રી ઇન્દુબાળા તેને એક પુત્ર પિયુષ છે. નટવરલાલ Prototype ટ્રેનિંગ સેન્ટરમાં કામ કરે છે. તેના લગ્ન લતીપર-રાજકોટના ઉપાધ્યાય હિંમતલાલ પ્રભાશંકર ની પુત્રી રંજનબાળા સાથે થયા. બધા ભાઈઓ પોતાના મકાન બાંધી રાજકોટમાં રહે છે.

ગોંડલ ની બીજી શાખા કરસનજીભાઈ થી શરૂ કરીએ.

કરસનજીભાઈ ના લગ્ન પીઠળ ના જોશી જાદવજી લાલજી ની પુત્રી સાથે થયા તેમને બે પુત્રો. રામજી અને દયારામ. રામજીનું નિસંતાન અવસાન થયું. દયારામ ભાઈ ના લગ્ન ઢસા ના પંડ્યા ડાયાલાલ મેઘજીભાઈ ના પુત્રી સાથે થયા.

આ શાખામાં માત્ર દયારામભાઈ નો પરિવાર વિકષ્યો છે. તેમણે ગોંડલ ને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું. નોકરી કરી અને રાજ્યના નિયમ પ્રમાણે મકાન બનાવ્યું. જેનું નામ દયા-મણી રાખેલું છે. દયારામ રાજ્યગુરુ ના પત્ની નું નામ મણીબેન તેમને બે પુત્રો છે. ગિરજાશંકર અને રસિકલાલ બન્ને ભાઈઓ રેલવેમાં

જોડાયેલા. ગિરજાશંકર હાલ નિવૃત્ત થઇ ગોંડલમાં રહે છે. તેમના લગ્ન બાબરાના જોશી લક્ષ્મીશંકર દયારામ ના પુત્રી સાથે થયા છે. ગીજુભાઈ હાલ ભુવનેશ્વરીપીઠ માં સેવા આપે છે. તેમના ત્રણ પુત્રો.

એક ભાઈના લગ્ન સમઢીયાળા ના પંડ્યા મોહનલાલ ચત્રભુજ ના પુત્રી જયશ્રી બેન સાથે થયા.

બીજાના લગ્ન પીઠળ-પીલવાઇ રાજકોટના જોષી નટવરલાલ ની પુત્રી જયશ્રી સાથે થયા.

ભાઈ રસિકલાલ પણ રેલવેમાં જ જોડાયેલા. રસિકલાલ રાણાવાવ ખાતે કામ કરતા. તેમના લગ્ન ઉમરાળી ના જોશી મકનજી કેશવજી ના પુત્રી સાથે થયા. રસિકભાઈ નું તાજેતરમાં અવસાન થયું છે. રસિકભાઈએ તેમના પુત્રોને રાણાવાવ માં જ સ્થિર કર્યા છે. અને મેડિકલ સ્ટોર ઉભો કર્યો છે.

# રાજ્યગુરુ રીબડા


જીવરામ
રવજી
ગંગારામ
હીરાલાલ
ભાઈશંકર
ગિરજાશંકર
ભગવતી
કાંતિલાલ
બીપીન
પ્રવીણ-મહેન્દ્ર
અમિત-પુજા
સુરેશ-કિરીટ
મીત-હિરલ
કૃણાલ-નીલ
જય-પ્રિયા
શ્રેય-સાયરા

રવજી અને જીવરાજ બે ભાઈઓ તેમાંથી રવજીભાઈ રીબડા માં રહ્યા. અને જીવરામભાઈ મેંગણી ગયા. રવજી રાજ્યગુરું ના લગ્ન પીઠળ ના મોરારજી મોનજી ની બેન સાથે થયા. તેને એક પુત્ર હીરાલાલ છે.

હીરાલાલ રાજકોટ રાજ્યમાં શિક્ષક હતા. પછી તેમણે રાજકોટમાં વ્યાપાર પણ કરેલો. હાલ સ્વર્ગસ્થ છે. તેમના લગ્ન દુધઇ રાજકોટના ઠાકર રણછોડ વિઠ્ઠલજી ની પુત્રી સંતોકબેન સાથે થયેલા. તેનાથી એક પુત્રી થયેલ તેનું નામ શાંતાબેન. જેના લગ્ન થાવરીયા-લતીપર ના વ્યાસ મગનલાલ તુલસી સાથે થયેલ.

બીજા લગ્ન ઇતર બ્રાહ્મણ જ્ઞાતિ માં થયેલ છે. તેમનું નામ કમળાબેન છે. તેને એક પુત્ર ભગવતી છે. કમળાબેન હાલ રાજકોટની એક શાળામાં નોકરી કરે છે. તેના પુત્ર ભગવતી ના લગ્ન ઇતર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે. તેમને એક પુત્ર અમિત અને પુત્રી પુજા છે. ભગવતી રાજકોટ ડિસ્ટ્રિક્ટ કોર્ટ માથી રિટાયર્ડ થયા છે. પુત્ર અમિત રાજકોટ માં કમ્પ્યુટર એપ્લિકેશન મેકર છે.

જીવરામભાઈ ને એક પુત્ર ગંગારામ. તેમના લગ્ન પાનસડા-અમદાવાદના પંડ્યા ઓધવજી ભવાનીશંકર ની પુત્રી મીઠીબેન સાથે થયા. ગંગારામ ને બે પુત્રો ભાઈશંકર અને ગિરજાશંકર. ભાઈશંકર ના લગ્ન ચિતલ-વડોદરા ના મેહતા છોટાલાલ પ્રાગજી ની બેન કાશીબેન સાથે થયા. તેને બે પુત્રો છે. મોટા પુત્ર કાંતિલાલ ના લગ્ન લતીપર-મવા ના જોશી દામોદર શિવશંકર ના પુત્રી હંસાબેન સાથે થયા. તેને બે પુત્રો છે.

ગિરજાશંકર ના લગ્નદૂધઈ ના મહેતા ચત્રભુજભાઈ ની પુત્રી નર્મદાબેન સાથે થયા હતા. હાલ તે વડોદરામાં કાપડ મિલ માં કામ કરે છે.

ભાઈશંકરે પ્રારંભ પોસ્ટ મેન તરીકે કરેલો મેંગણી, ખોરાણા, ગૌરીદડ વગેરે ગામે જતાં તેમના પિતા પણ તે જ કામ કરતા. તે પછી વડોદરા તેમના સાળા છોટાલાલ પ્રાગજી ની સત્યનારાયણ લોજ ચાલતી હતી. ત્યાં કામે લાગ્યા. વડોદરા માં રહે છે. તેના પુત્ર કાંતિલાલ સારાભાઈ કેમિકલ્સ માં કામ કરે છે.

# રાવલ કુટુંબો

રાવલ કુટુંબનું મથક બગસરા પાસે આવેલું હડાળા ગામ છે. તેઓ ગોંડલ નજીકના કમઢીયા ગામેથી હડાળા આવેલા. હડાળા કાઠી દરબારો નું સ્ટેટ હતું. આ કુટુંબ નો પ્રારંભ નરસિંહ રાવલ થી ઉપલબ્ધ થાય છે.



# ત્રિકમજી મેઘજીભાઈ ની વિગત ...







શ્રી દામજીભાઈ રાઘવજીભાઈ રાવલ

અંબાબેન દામજીભાઈ રાવલ





**શ્રી ભાનુશંકર દામજીભાઈ રાવલ**
સ્વર્ગવાસ: 23-07-1976

**જયાબેન ભાનુશંકર રાવલ**
સ્વર્ગવાસ: 05-07-1976





શ્રી ઈચ્છાશંકર ભાનુશંકર રાવલ

સ્વર્ગવાસ: 22-03-1998

ગૌરીબેન ઈચ્છાશંકર રાવલ

સ્વર્ગવાસ: 29-07-1992





શ્રી રજનિકાંત ભાનુશંકર રાવલ

સ્વર્ગવાસ: 02-01-2016

મનોરમાબેન રજનીકાંત રાવલ

સ્વર્ગવાસ: 23-09-2016



શ્રી યોગેશભાઈ ઈચ્છાશંકર રાવલ

સ્વર્ગવાસ: 21-01-1999



શ્રી જીતેન્દ્રભાઈ ભાનુશંકર રાવલ

સ્વર્ગવાસ: 10-08-2016



શ્રી હસમુખરાય ભાનુશંકર રાવલ

જન્મ: 28-08-1935, સ્વર્ગવાસ: 01-10-2021



કુમુદબેન હસમુખરાય રાવલ

જન્મ: 25-12-1942, સ્વર્ગવાસ: 01-01-2002

ત્રિકમજી રાવલને એક પુત્ર રાઘવજી અને એક પુત્રી જુઠીબેન. જૂઠીબેન ના લગ્ન ઢશા ગંગાધર ગોવર્ધન જોશી સાથે થયેલા. એ રીતે આ ઢસાના આ કુટુંબનું હડાળા મોસાળ બનેલું. ત્રિકમજી ના પત્ની નું નામ રામુબેન હતું.

હડાળા ના રાવલ સારી રીતે પોતાનું જીવન નિર્વાહ ચલાવતા. દરબારી કામકાજ પણ કરતા. પરંતુ સમય જતાં રાજ સાથે કોઈ મનદુઃખ થયેલું અને પછી સ્થળાંતર કરવાની જરૂર ઉભી થઇ. રાવલ કુટુંબોમાંથી અમુક સંખ્યા ઘેલા રામજી ઘરમાં જોડાયેલ હતી. પણ બધા ખૂબ સલાહ સંપથી રહેતા. રાઘવજીને દામજી અને રવિશંકર બે પુત્રો હતા.

આ સમયે તેમને સ્થળાંતર કરવું પડયું હોય તેમ લાગે છે.આ કુટુંબમાંથી જે ઘેલા રામજી માં જોડાયેલા તેમાંના એક રાવલ મનસુખલાલ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં ભણીને વઢવાણ કેમ્પ માં નોકરીએ લાગ્યા. તેમણે દામજીભાઈને પણ ત્યાં બોલાવી લીધા. દામજીભાઈ પણ કુટુંબ સાથે વઢવાણ કેમ્પ માં જઈ રહ્યા દામજીભાઈ ના લગ્ન ભટ્ટ માધવજીના બેન અંબાબેન સાથે થયેલા. તેમણે કાલા કપાસ નો વેપાર ચાલુ કર્યો. પછી એકાદ સફર આફ્રિકાની પણ કરી આવ્યા. તેમના નાનાભાઈ રવિશંકર ના લગ્ન ચીતળ ના મહેતા પોપટલાલ ભોળાભાઈ ના પુત્રી મણીબેન સાથે થયા હતા. તેમને એક પુત્રી કમુબેન હતા રવિશંકર ભાઈ પણ નસીબ અજમાવવા આફ્રિકા જવા ઉપડ્યા. રસ્તે સ્ટીમ્બર મા માંદગી આવી, માંદગી જીવલેણ નીવડી. આફ્રિકા પહોંચી શક્યા નહીં. રસ્તે સ્ટીમ્બર માં જ તેમણે દેહ છોડી દીધો. સ્ટીમર વાળાઓએ તેમનો દેહ સમુદ્ર દેવને અર્પણ કરી દીધો. આ સમયે કમળાબેન ની ઉંમર નાની હતી. પછી તેમનો ઉછેર દામજીભાઈ પાસે જ થયો. તેમના લગ્ન ચરખાના પંડ્યા હીરજી પરષોત્તમ સાથે થયા. રવિશંકર દાદા ની યાદ ભાનુભાઈ એ પોતાના ઘરમાં તેમનું પ્રતીક સ્થાપીને રાખી છે. તેમનું પૂજન ચાલુ રાખ્યું છે. દામજીભાઈ નું કુટુંબ વઢવાણ કેમ્પ માં ગોઠવાયું. તેમને એક પુત્ર ભાનુભાઈ અને એક પુત્રી તે દિવાળીબેન. દિવાળીબેન ના લગ્ન ઢસાવાળા જોશી બાવાભાઈ હરજીવન ના

પુત્ર અમૃતલાલ સાથે કર્યા હતા. શ્રી અમૃતલાલ પણ વઢવાણ કેમ્પ માં જ આવીને રહેલા. અને ત્યાં જ વ્યવસાય કરી પોતાના કુટુંબને સ્થિર કર્યું. ભાનુભાઈ વઢવાણ કેમ્પ માં જ સ્થિર થયા. તેમના લગ્ન વ્યાસ ભુપતરામ શિવરામ ના બેન જયાબેન સાથે થયા. તેમણે તેમના પુત્રોને શિક્ષણ આપી તૈયાર કર્યા. પછી તેઓ કુટુંબ સાથે રાજકોટ આવીને રહયા. મોટા પુત્ર ઈચ્છાશંકર વઢવાણમાં જ સ્થિર થયા. તેમણે ત્યાં જ વ્યવસાય ચલાવ્યો.

બીજા ભાઈઓ અભ્યાસમાં આગળ વધ્યા અને સ્વપ્રયત્ને જુદાજુદા ક્ષેત્રોમાં નોકરીઓ શોધી. એક ભાઈ વીમા કંપનીના ક્ષેત્રમાં જોડાયા. બીજા ભાઈ બેન્કિંગ સેવામાં અને ત્રીજા ભાઈ વિદ્યુત બોર્ડમાં ગોઠવાયા.

આમ આ કુટુંબના યુવાનો પુરુષાર્થ કરી આગળ વધ્યા. યુવાન પુરુષાર્થી ઓને એ જમાનામાં તકો મળતી. એવી તકો આ કુટુંબના ભાઈઓએ ઝડપી લીધી.

. ભાનુશંકરભાઈના જ્યેષ્ઠ પુત્ર ઈચ્છાશંકરભાઈના લગ્ન રવિશંકર મહેતાના પુત્રી ગૌરીબાળા સાથે થયા છે. ઈચ્છાશંકરભાઈવઢવાણ - સુરેન્દ્રનગર માં વ્યવસાય કરી નિવૃત જીવન જીવતા. તેમના મોટા પુત્રયોગેશભાઈ જીઈબી માં નોકરી કરતા. તેમના લગ્ન લતીપુર ના વ્યાસ દેવશંકર વજેશંકરની પુત્રી જ્યોતિ (જ્યોત્સના) સાથે થયેલ. તેમને સંતાનમાં દીકરી આરતીના લગ્ન સુરેન્દ્રનગર નિવાસી રાકેશકુમાર જોશી સાથે થયેલ છે . નાની દીકરીના લગ્ન ગોંડલ નિવાસી જયદીપકુમાર મુકેશભાઈ વ્યાસ સાથે થયેલ છે. ઈચ્છાશંકરભાઈના બીજા પુત્ર જગદીશભાઈ (રાજુભાઈ) ના લગ્ન પોરબંદર નિવાસી અમૃતલાલ નારણજી જોષીના દીકરી નીલા સાથે થયેલ છે. જગદીશભાઈ બેંકની કારકિર્દી બાદ હાલ સુરેન્દ્રનગર ખાતે નિવૃત્ત જીવન જીવે છે. તેમને વિવિધ સામાજિક સંસ્થાઓ સાથે સક્રિય પણે જોડાયેલ રહીને

સમાજસેવા કરે છે તેમનો પુત્ર હાર્દિક હાલ લંડન - ઇંગ્લેન્ડ ખાતે ઉચ્ચ અભ્યાસ કરીને ત્યાંજ મલ્ટિનેશનલ કંપનીમાં ઉચ્ચ હોદ્દા ઉપર કાર્યરત છે. ઈચ્છાશંકરભાઈની મોટી પુત્રી અરુણાબેન ના લગ્ન પોરબંદર મુકામે ડોકટર વસંતરાય ભટ્ટ સાથે થયેલ છે. બીજા નંબરની પુત્રી સ્વર્ગસ્થ ભારતીબેન ના લગ્ન રાજકોટ હાલ નાસિક મુકામે શ્રી જગદીશચંદ્રહરિપ્રસાદ પંડયા સાથે થયેલ છે. ત્રીજા નંબર ની પુત્રી કલાબેન ના લગ્ન જામનગર મુકામે જસવંતરાય પરસોત્તમ ભટ્ટસાથે થયેલ છે ચોથા નંબરની પુત્રી ઇલાબેનના લગ્ન જામનગર રસીકલાલ ઈશ્વરલાલ પંડયાસાથે થયેલ છે.

ભાનુશંકરભાઈ ના બીજા પુત્ર હરકાંતભાઈના લગ્ન આફ્રિકાના બ્રાહ્મણ કુટુંબ નિરંજનભાઇ ભટ્ટના પુત્રી ચંદ્રબાળા સાથે થયેલ છે. હરકાંતભાઈ લંડનની વીમા કંપનીમાં કામ કરતા. તેમના બે પુત્રો સુધીર અને શરીન છે. સુધીર હાલ લંડનમાં સીએ તરીકે પ્રેક્ટિસ કરે છે તેમના બે પુત્રો અખિલ અને નિખિલ બંને અભ્યાસ કરે છે. શરીન હાલ લંડનમાં મલ્ટિનેશનલ કંપનીમાં ઉચ્ચ હોદ્દા પર કામ કરે છે.

ભાનુશંકર ભાઈ ના ત્રીજા પુત્ર રજનીકાંત રાજકોટ ખાતે સ્થાયી થયેલ છે. તેઓ દેના બેંકમાં રીજીયોનલ મેનેજરના પદ પરથી નિવૃત્ત થયેલ. તેમના લગ્ન મોટા વડાળાના મહેતા નાગજી બાવાભાઈની પુત્રી મનોરમા સાથે થયેલ છે. તેઓના સંતાનમાં મોટી પુત્રી નીતાબેન નાની ઉંમરમાં અવસાન પામેલ. બીજા નંબરના પુત્રી દીપ્તિના લગ્ન રાજકોટ નિવાસી પ્રોફેસર હિરેન જોશી સાથે થયેલ

છે. ત્રીજા પુત્રી સીમા ના લગ્ન રાજકોટ નિવાસી દિનકરભાઇ ભટ્ટના પુત્ર હિતેન સાથે થયેલ છે તે હાલ નાસિક ખાતે હિંદુસ્તાન એરોનોટિક્સ ખાતે સિનિયર એન્જિનિયર તરીકે ફરજ બજાવે છે. રજનીકાંતભાઈના પુત્ર દર્શક રાજકોટ ખાતે મલ્ટી સ્પેશ્યાલિટી હોસ્પિટલમાં એડમિનિસ્ટ્રેટર તરીકે ફરજ બજાવે છે. તેમના લગ્ન રાજકોટ નિવાસી નયનભાઈ મહેતાના પુત્રી મીરા સાથે થયેલ છે તેમને સંતાનમાં એક દીકરો આરવ છે.

ભાનુશંકરભાઈ ના ચોથા પુત્ર હસમુખરાયના લગ્ન ભટ્ટ રતિલાલ કામેશ્વરના પુત્રી કુમુદબેન સાથે થયેલ છે. હસમુખભાઈ જીઈબી બોર્ડમાં સેક્રેટરી તરીકે સેવા આપી નિવૃત્ત થયેલ. પરિવારમાં મોટા પુત્ર રશ્મિનના લગ્નકૌશિકભાઈ ભટ્ટના પુત્રી મનીષા સાથે થયેલ છે. તેમને સંતાનમાં એક પુત્રી છેજે લગ્ન બાદ કેનેડામાં સ્થાયી થયેલ છે. હસમુખભાઈ ના બીજા સંતાનમાં પુત્રી રૂપાબેન છે જેમના લગ્ન અમદાવાદ નિવાસી રાકેશ કુમાર શાસ્ત્રી સાથે થયેલ છે. ત્રીજા સંતાન રવિભાઈ હાલ રિન્યુએબલ એનર્જી સાથે સંકળાયેલ છે તેમના લગ્ન નરેન્દ્રભાઈ પાઠકનાપુત્રી દિપાલી સાથે થયેલ છે તેમને સંતાનમાં બે પુત્રી ભક્તિ અને લાવન્યા છે. હસમુખભાઈ નો પરિવાર વડોદરા ખાતે સ્થાયી થયેલ છે.

ભાનુશંકર ભાઈ ના પાંચમા પુત્ર જીતેન્દ્રભાઈ રૈયા - રાજકોટ મુકામે સ્થાઈ થયેલ છે. તેઓ જીઈબીમા ફરજ બજાવતા. તેમના લગ્ન રૈયાના જોષી મોહનલાલ કરસનભાઈના પુત્રી જ્યોત્સના સાથે થયા છે. તેમનો પુત્ર પ્રશાંત

ઇન્સ્યોરન્સ કંપનીમાં મેનેજર તરીકે ફરજ બજાવે છે. પ્રશાંત ના લગ્ન મૂળ પીઠડના જોષી હરકાંતભાઈની પુત્રી બીના સાથે થયેલ છે તેમને સંતાનમાં એક પુત્રી જીલ છે જે કોમ્પ્યુટર એન્જિનિયરનો અભ્યાસ કરે છે. જીતેન્દ્રભાઈની દીકરી હિરલના લગ્ન મૂળ અમરેલી નિવાસી પરેશકુમાર પંડયા સાથે થયેલ છે.

ભાનુશંકર ભાઈના નાના પુત્ર હરીશભાઇ રાજકોટ મુકામે સ્થાયી થયેલ છે. તેઓ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં વિભાગીય અધિકારી તરીકે ફરજ બજાવતા. તેમના લગ્ન જયશ્રી સાથે થયેલ છે. તેઓને સંતાનમાં મોટો પુત્ર તેજસ કે જે શેર બ્રોકિંગ હાઉસ માં સીનીયર મેનેજર તરીકે ફરજ બજાવે છે. તેમને સંતાન માં એક પુત્ર જ્યોતીદ્ ય છે. હરીશભાઈનો બીજો પુત્ર નિશાંત પણ શેર બ્રોકિંગ હાઉસમાં સેક્રેટરી તરીકે ફરજ બજાવે છે. નેતા લગ્ન જામનગર નિવાસી ભુપેન્દ્રભાઈ ભટ્ટની પુત્રી હર્ષા સાથ થયેલ છે તેમેને સંતાનમાં એક પુત્ર પરમ છે.

ઉપરોક્ત સિવાય ભાનુશંકરભાઈ ને સંતાનમાં એક પુત્રી શારદાબેન હતા જેમના લગ્ન આફ્રિકા નિવાસી મનસુખરાય મહેતા સાથે થયેલ.

## પ્રેમજી મેઘજીભાઈ રાવલ ની શાખા જોઈએ....






**માણેકબેન મૂળશંકર રાવલ**

દીર્ઘ જીવી જાજરમાન દાદીમાં, દક્ષિણ આફ્રિકામાં ઉછરેલ, ત્યા શિક્ષણ પ્રાપ્ત કરી પોતાના સંતાનોને સંસ્કાર અને વ્યવહાર ના પાઠ સમજાવનાર રાવકુટુંબના વડીલ...



**શ્રી હીરાલાલ વિઠ્ઠલજી રાવલ**

સ્વર્ગવાસ: 03-08-1972



**શ્રી નારાયણ મોહનલાલ રાવલ**



**મણીબેન મોહનલાલ રાવલ**

## પુરુષાર્થી રાવલ કુટુંબ



**મુકેશકુમાર નારાયણ રાવલ**



**અલ્કાબેન મુકેશકુમાર**



**વિરેન્દ્રકુમાર નારાયણ રાવલ**

જન્મ: 1-7-1957

સ્વર્ગવાસ:14-11-2000



**હંસાબેન મોહનલાલ રાવલ**

જન્મ:- 14-7-1928

સ્વર્ગવાસ:- 29-5-2016

પરોપકારી, માયાળું અને લાગણીસિલ. મામલતદાર ના ચિટનીશ તરીકે સેવા બજાવી, પોતાનું સંપૂર્ણ જીવન હરિદ્વાર શાંતિકુંજ (ગાયત્રી શક્તિ પીઠ) માં સમર્પિત કરનાર વડીલ..



**સાગર મુકેશભાઈ રાવલ**

જન્મ:- 16-6-1987

સ્વર્ગવાસ:-6-1-2004

એક આશાસ્પદ યુવાને નાની વય માં જ જીવનલીલા સંકેલી લીધી.

**વંદનીય:-**

**અલ્કાબેન મુકેશભાઈ, વિરેન્દ્રભાઈ,રોહિત, મીરા, દિપાલી, યુવલ**



**શ્રી મનસુખલાલ મૂળશંકર રાવલ**

જન્મ: 01-11-1919, સ્વર્ગવાસ: 09-09-1998



**શ્રી દયાબેન મનસુખલાલ રાવલ**

જન્મ: 15-09-1921 સ્વર્ગવાસ: 15-12-2006



**હંસાબેન કિશોરભાઇ રાવલ**

જન્મ: 20-02-1952, સ્વર્ગવાસ: 16-08-2020



**શ્રી રશ્મિનભાઈ હશમુખરાય રાવલ**

જન્મ: 17-09-1966 સ્વર્ગવાસ: 19-05-2012



**શ્રી રવિન્દ્રભાઈ મનસુખલાલ રાવલ**

સ્વર્ગવાસ: 15-07-2023

પ્રેમજી રાવલ કરાચી તરફ નસીબ અજમાવવા ગયેલા. તેમના પુત્રો પણ ત્યાં જ ગોઠવાયા હતા. મોહનલાલ બાબરાના જાની જીવરામ ના પુત્રી મણીબેન સાથે પરણેલા. તેમને ત્રણ પુત્રીઓ અને બે પુત્રો છે. તેમના પત્ની મણીબેન પછી શિક્ષિકા થઈને જુનાગઢ મુકામે નોકરી કરતા. એક પુત્રી હંસાબેન ભણ્યા અને વિકાસ ખાતામાં ઊંચા હોદ્દે પહોંચ્યા. બીજા પુત્રી હીરાબેનના લગ્ન બાબરા થયા છે. હાલ આ કુટુંબ ઇંગ્લેન્ડમાં છે. માનશંકર અને અમૃતલાલ નાની વયે અવસાન પામ્યા. બે પુત્રોમાં ભાઈ નારાયણ અને નવનીત.

મૂળશંકર રાવલ પણ કરાચીની એક વેપારી પેઢીમાં કામ કરતા હતા. તેમને બે વખત લગ્ન કરેલા પ્રથમ પત્નીના સંતાન તે ભાઈશંકર જેના લગ્ન જોશી દયારામ ભવાનીશંકર ના પુત્રી સંતોકબેન સાથે થયેલા. ભાઈશંકરભાઈ પહેલાં અવસાન પામ્યા. સંતોકબેન પોરબંદર ગુરુકુલમાં રસોઇ કામ ગોઠવાયા. તેમની ત્રણ પુત્રીઓ. મોટી વિદ્યાબેન તેના લગ્ન વ્યાસ ગીરધરલાલ મોહનલાલ સાથે થયા. બીજી દીકરી પ્રમીલાબેન ને ખોડીદાસભાઇ મંગળજીના પુત્ર કિશોર સાથે પરણાવી અને ત્રીજી પુત્રી હંસાબેન ને ભટ્ટ નવલશંકર જીવરામ ના પુત્ર ભુપેન્દ્ર સાથે પરણાવી. હંસાબેન ગ્રેજ્યુએટ થયેલ છે. અને હાલ પતિ-પત્ની બંને દીવ માં નોકરી કરે છે.

મૂળશંકરભાઈ ના બીજા લગ્ન જોશી વેલજી ગોપાલજી ની દીકરી માણેકબેન સાથે થયા. તેમના પરિવારમાં ભાઈ મનસુખલાલ છે. તેઓ lipton tea કંપનીમાં સેવા કરી હમણાં નિવૃત્ત થયા. અને રાજકોટમાં રહે છે. તેમના એક ભાઈ મહેન્દ્ર નાની વયે અવસાન પામ્યા.

મનસુખલાલ ને પાંચ બહેનો અને બે પુત્રી.  તેમણે જુદા જુદા કુટુંબોમાં કુટુંબ વિસ્તાર કરેલો છે. મનસુખલાલના લગ્ન રાજકોટના જોશી રામેશ્વર ઝીણાના પુત્રી દયાબેન સાથે થયા.

કૃપાશંકર રાવલ પણ કરાંચીમાં હતા. ત્યાંથી પૂના આવ્યા તેના બે પુત્રો રતિલાલ અને ગણપત. બંને વેપારમાં જોડાયેલ છે. હમણાં ગણપતરામ ગુજરી ગયા તેમને ત્રણ પુત્રો છે.

રાવલ મણિશંકર ને પણ બે સંતાન હતા. પરંતુ બાળપણમાં ગુજરી ગયેલા. રાવલ કુટુંબ ચારે બાજુ વેરવિખેર થયેલ છે. હડાળા માં કોઇ રહ્યું નથી. ઇશ્વરભાઇ ના પુત્ર જુઠાભાઇ લોક સાહિત્યના અભ્યાસી હતા. હડાળા દરબારમાં તેમનું માનપણ હતું. મેઘાણી ઝવેરચંદ પણ તેમની પાસેથી ઘણી માહિતી મેળવી ગયેલા. પોતે પણ સુંદર શૈલીમાં વાર્તાઓ કહેતા. રાવલ કુટુંબોનો વિસ્તાર મોટો નથી.

## વ્યાસ કુટુંબો

વ્યાસ કુટુંબો વ્યાસ કુટુંબો પણ જુદા જુદા સ્થળોમાં પથરાયેલા છે. ધાર, ઈશ્વરીયા, નડાણા, રાણપુર, રાજકોટ, લતીપુર વગેરે સ્થળો મૂખ્ય છે.

**નડાળા રાણપુર ના વ્યાસ શાખા**





શ્રી દેવકૃષ્ણ હરીશંકર વ્યાસ
જન્મ વિક્રમ સવંત ૧૯૪૩ પોષ સુદ ૮ રવિવાર તા ૦૨-૦૧-૧૮૮૭
સ્વ વિક્રમ સવંત ૨૦૨૪ મહા સુદ ૯ બુધવાર તા ૦૭-૦૨-૧૯૬૮



શ્રી કસ્તુરબેન દેવકૃષ્ણ વ્યાસ



**શ્રી અમૃતલાલ દેવકૃષ્ણ વ્યાસ**
જન્મ વિક્રમ સવંત ૧૯૬૪ પોષ સુદ ૧૦ સોમવાર તા ૧૩-૦૧-૧૯૦૮
સ્વ વિક્રમ સવંત ૨૦૨૨ માગસર સુદ ૨ બુધવાર તા ૧૪-૧૨-૧૯૬૬



**શ્રી પ્રવિણચંદ્ર અમૃતલાલ વ્યાસ**
જન્મ વિક્રમ સવંત ૧૯૯૩ વૈશાખ સુદ ૧૧ શુક્રવાર તા ૨૧-૦૫-૧૯૩૭
સ્વ વિક્રમ સવંત ૨૦૭૪ અષાઢ વદ ૨ રવિવાર તા ૨૯-૦૭-૨૦૧૮



**શ્રી ભરતકુમાર અમૃતલાલ વ્યાસ**
જન્મ વિક્રમ સવંત ૨૦૦૬ મહા વદ ૧૧ સોમવાર તા ૧૩-૦૨-૧૯૫૦
સ્વ વિક્રમ સવંત ૨૦૭૭ પોષ સુદ ૯ શુક્રવાર તા ૨૧-૦૧-૨૦૨૧



**શ્રી કિર્તીકુમાર અમૃતલાલ વ્યાસ**
જન્મ વિક્રમ સવંત ૨૦૧૧ મહા સુદ ૧૧ શનિવાર તા ૧૬-૦૮-૧૯૫૨
સ્વ વિક્રમ સવંત ૨૦૫૩ પોષવદ ૮ ગુરૂવાર તા ૨૦-૦૧-૧૯૯૪



**રંભાબેન અમૃતલાલ વ્યાસ**

સ્વર્ગવાસ 20-4-1975

અત્યંત મળતાવડા સ્વભાવથી, અનેરી સૂઝ અને બુધ્ધિ થી કુશળતાથી ગૃહ સૂત્ર ની ધરા સંભાળનાર, મહેનત અને પરિશ્રમથી સુખદ સંસાર સર્જનાર ગૃહિણી...

વ્યાસ કુટુંબની વશિષ્ઠ ગોત્ર વાળી એક શાખા બાબરા તાલુકાના નડાળા રાણપર ગામ માં સ્થિર થયેલી. આ શાખાને આ નામ આપીએ તેની હકીકત આ પ્રમાણે છે.

નડાળા-રાણપુર કાઠી દરબારો નું ગામ છે. રણછોડ વ્યાસે અહીં વ્યાસ કાર્ય શરૂ કર્યું હશે. તેમના પુત્ર હરીશંકર વ્યાસ પણ ત્યાં જ રહ્યા. તેમના લગ્ન ઢસા ના જોશી કેશવજી ના દીકરી વીરુબેન સાથે થયા હતા.

હરિશંકરભાઈ ને ચાર પુત્રીઓ અને એક પુત્ર હતા. પુત્રનું નામ દેવકૃષ્ણ રાખેલું સૌથી મોટા પુત્રી રળિયાત બેન લગ્ન પછી તુરંત વિધવા થયા. પરંતુ કુદરતે દરેક વ્યક્તિને કોઈ ને કોઈ જીવનકાર્ય સોપી ને જ મોકલે છે. રળિયાતબેન ના મામા ગોરધનભાઈ તેમને એક પુત્ર ગંગાધર એવો રાજકોટની કોલેજમાં ભણીને શિક્ષક થયા. તેઓ હડાળા ના રાવલ કુટુંબમાં પરણેલા. ગંગાધરભાઈ ને બે પુત્રો અને એક પુત્રી. મોટા પુત્ર મયાશંકર અને બીજા જટાશંકર. જટાશંકર ના જન્મ પછી તુરંત તેમના બા દેવલોક પામ્યા. મોટા પુત્ર મયાશંકર ના લગ્ન કરેલા એના પત્ની પણ સાસુ ની પાછળ જ ગયા. એક નાની દીકરી છોડતા ગયા. ઘરમાં ગૃહિણી કોઈ રહ્યું નહીં. બે બાળકો મોટા કરવાના હતા. ગોરધન જોશી નડાળા થી રળિયાતબેન ને તેડી આવ્યા. તેમણે ઘર સંભાળી લીધું. મયાશંકર ને ફરી પરણાવ્યા. જટાશંકરને મોટા કર્યા રળિયાતબેન ઢસા જ રહી ગયા હતા જટાશંકરભાઈને અમરેલીમાં ઘર રાખીને તેમણે ભણાવ્યા. પછી મયાશંકરભાઈ ના પુત્રોને પણ ભણાવ્યા. ગંગાધરકુળને જીવન સમર્પણ કરી દીધું. અને ત્યાંથી જ ચિરવિદાય લીધી. કુટુંબ સેવા માટે સમર્પણ નું આ એક ઉત્તમ દ્રષ્ટાંત હતું.

રળિયાત ફઈબા ભણેલા ન હતા છતાં (મામાના દીકરા) ભાઈ ના પુત્ર પોત્રો ને ભણાવ્યા. તેમની કોઠાસૂઝ અદભૂત હતી. અસરકારક વ્યક્તિત્વ હતું. તપ અને ત્યાગથી જીવનને અંજલી બનાવી ધન્ય થઈ ગયા.

નડાળા અને ઢસાના કુટુંબોનો સંબંધ આ રીતે ખુબ ઉપકારક બન્યો.

દેવકૃષ્ણ ભાઈએ નડાળા રાણપુર માં પોતાની જ્યોતિષ વિદ્યા વગેરેથી સારો પ્રભાવ પાડ્યો હતો. રાજ્યમાં સન્માન મેળવ્યું હતું. દરબારે જમીન બક્ષીસ આપી હતી.

દેવકૃષ્ણભાઈના લગ્ન ચમારડી ના પંડ્યા વશરામ ના પુત્રી કસ્તુરબેન સાથે થયેલા. સંતાનમાં એક પુત્ર અમૃતલાલ. અમૃતલાલ ઢસા, અમરેલી વગેરે સ્થળોમાં કેડવણી પ્રાપ્ત કરી પોરબંદર રેલવેમાં નોકરી શરૂ કરેલી. પોરબંદરમાં તેમના બેન મુક્તાબેન એ મણીભાઈ રાજ્યગુરુ ના પુત્ર નાનાભાઈ સાથે પરણાવેલા.

પછી અમૃતલાલભાઈ બર્મા પણ જઈ આવ્યા. ત્યાંથી પરત આવી રાજકોટમાં વીમા કંપની નું કામ શરૂ કર્યું અને ફઈબાના દીકરા વાલજીભાઈ ભટ્ટ સાથે ધર્મેન્દ્ર રોડ રાજકોટ ઉપર કાઠીયાવાડ સ્ટેશનરી માર્ટ નામે દુકાન શરૂ કરી. વીમા કંપનીઓ નું રાષ્ટ્રીય કરણ થયું તેમની બદલી જામનગર થયેલી. અમૃતલાલ ભાઈ ને ચાર લગ્નયોગ થયા. તેમનું પ્રથમ લગ્ન કંડોરણા ના પંડ્યા જયેષ્ઠારામ કેશવજી ના પુત્રી અનંતબેન સાથે થયેલા. તે એક પુત્રી પુષ્પાબેન ને મૂકી સ્વર્ગવાસી થયા.

બીજા લગ્ન જામનગરના ઉપાધ્યાય ખોડીદાસ પ્રાણજીવન ના બેન વિજયાબેન સાથે થયેલા. તે પણ એક પુત્રી અનસૂયા ને મુકી સ્વર્ગવાસી થયા. અનસૂયા પણ થોડા વર્ષે ગુજરી ગયા.

ત્રીજા લગ્ન બાબરાના જોશી કામેશ્વર ભવાનીશંકર ના પુત્રી કાંતાબેન સાથે થયા. તેમના સંતાન માં પ્રવીણભાઈ અને ચંદનબેન. કાંતાબેન ના અવસાન

બાદ અમૃતલાલ ભાઈ ના ચોથા લગ્ન રાવલ કૃપાશંકર ના પુત્રી હેમકુવરબેન સાથે થયા. તેમના સંતાનોમાં ભાઈ ભરતકુમાર અને કીર્તિકુમાર.

અમૃતલાલ ભાઈ ની બદલી પછી રાજકોટમાં આસિસ્ટન્ટ ડીપી. મેનેજર તરીકે થઈ હતી. તેમનું હૃદયરોગથી અવસાન થયું. તેમનું કુટુંબ હાલ ત્યાં રહે છે. અમૃતલાલભાઈના પુત્ર પ્રવિણચંદ્ર બ્રુકબોન્ડ કંપની માં ગોઠવાયા છે. તેમના લગ્ન જોશી જટાશંકર ગંગાધર ન પુત્રી વત્સલાબેન સાથે થયા છે. તેમના પુત્ર પ્રકાશકુમાર એ બાલાચડી સૈનિક સ્કૂલ માં ભણી ને ખડકવાસલા ડિફેન્સ એકેડમી માં દાખલ થઈ તેની પરીક્ષાઓ પાસ કરી. લશ્કરમાં ઓફિસર બન્યા છે. હાલ કેપ્ટન નો હોદ્દો ધરાવે છે. ખૂબ ઉત્સાહી અને શક્તિશાળી યુવાન છે. લસ્કર માં અમલદાર બનનાર આપણા આ પ્રથમ યુવાન છે. તેમના કુટુંબને આ દિશામાં આ યુવાન પુત્રને મોકલવા માટે ધન્યવાદ આપવા જોઈએ. કેપ્ટન પ્રકાશ હાલ હેલીકોપ્ટર પાયલોટ નો કોર્ષ complete કર્યો છે. અને હાલમાં શ્રીનગર છે.

અમૃતલાલ ભાઈ ના બીજા પુત્ર ભરતકુમાર રાજકોટમાં વ્યાપારી બન્યા છે. અને ત્રીજા પુત્ર કીર્તિકુમાર બી.એસ.સી થઇ યાંત્રિક ક્ષેત્રમાં આગળ વધ્યા છે. સૌ રાજકોટમાં જ સ્થિર થયા છે. ભરતકુમાર ના લગ્ન જોશી રમણીકલાલ ખીમજી ના પુત્રી રશ્મિબેન સાથે થયા છે. અને ભાઈ કીર્તિકુમાર ના લગ્ન પંડ્યા ધીરજલાલ મહાશંકર ના પુત્રી ભારતીબેન સાથે થયા છે. ભરતકુમાર ને ઓજસ નામે પુત્ર છે. કીર્તિકુમાર ને રવિ નામે પુત્ર છે.

હવે મીઠાભાઇ નું પરિવાર જોઈએ....

મીઠાભાઇ નડાળા રાણપુર છોડી થાણા દેવડી રહેવા ગયેલા તેમના લગ્ન ચીતલ ના કાળા મહેતા ના પુત્રી મોંઘીબેન સાથે થયા હતા. તેમને બે પુત્રો દયારામ અને રામશંકર. બન્ને ભાઈઓ રેલવેમાં નોકરી કરતા. થાણા દેવડી તેમના ફઈબા અવલબેન પાસે પણ રહેલા. દયારામ ના લગ્ન જામવંથલી ના ઉપાધ્યાય મુળજી રવજી ના પુત્રી સાથે થયા. દયારામ ભાઈ ને બે પુત્રો રમણીકલાલ અને જયશંકરભાઈ. જયશંકરભાઈ ના લગ્ન ખડખંભાળિયા ભટ્ટ નરભેરામ માધવજી ના પુત્રી વિનોદબાળા સાથે થયા છે. અભ્યાસ કરી આગળ વધી હાલ આબકારી ખાતા માં અમલદાર બન્યા છે. તેઓ જામનગરમાં રહે છે. તેમને બે પુત્રો છે. નરેન્દ્ર અને ભરત. નરેન્દ્રકુમાર ઇન્ડિયન ઓઇલકોર્પોરેશન માં એકાઉન્ટ ઓફિસર છે. તેના લગ્ન ધ્રાફા ના વસંતજી મગનલાલ ના પુત્રી મીનાબેન સાથે થયા છે. નાના ભાઈ ભરત ગ્રેજ્યુએટ થયા છે.

દયારામભાઈ ના મોટા પુત્ર રમણીકલાલ ના લગ્ન બાળા ના પંડ્યા રેવાશંકર કલ્યાણજી ના પુત્રી લલીતાબેન સાથે થયા. તેમને એક પુત્રી મંજુલાબેન છે. તેના લગ્ન જનકરાય જીવરામ મહેતા સાથે થયા તે હાલ તે મુંબઈ રહે છે.

રામશંકરભાઈ ના લગ્ન ચમારડી ના મહેતા શામજી ગોપાલજી ના પુત્રી વજીબેન સાથે થયા.

રામશંકરભાઈને એક પુત્ર ચીમનલાલ છે. તે હાલ રાજકોટમાં રહીને મોટર પાર્ટ્સ નું કારખાનું ચલાવે છે. તેના લગ્ન માલવણ ના મહેતા લાભશંકર મોહનલાલ ની પુત્રી શારદાબેન સાથે થયા. રામશંકરભાઇ વર્ષો સુધી ઓખામાં રહેલા. અને જ્ઞાતિજનો જે યાત્રાર્થે જતા તેમની ભાવથી સરભરા કરતા. અને ઉપયોગી બનતા. હરદેવ વ્યાસની બે દીકરીઓ હતી. બંને ના વરના નામ પોપટલાલ હતા. ઉજમબેન ના વર તે ઉપાધ્યાય પોપટલાલ પ્રાણજીવન અને કસળીબેન ના વર તે ચીતલ વાળા પોપટલાલ ભોળાભાઈ મહેતા.

# ઈશ્વરીયા ના વ્યાસ કુટુંબ



જસદણ તાલુકા નું ઈશ્વરીયા ગામ છે. ગામને પાદર સારણ નદી છે. તેના પર ડેમ છે. બાજુમાં ઈશ્વરીયા મહાદેવ નું મંદિર છે. જેમાં ગામ સમસ્ત આસ્થા અને ભક્તિ ધરાવે છે. વ્યાસ કુટુંબના આ આરાધ્ય દેવ છે. આ ગામે વ્યાસ કુટુંબના થોડા આગેવાનો આવીને ગોઠવાયા. ઈશ્વરીયા ગામ ને પાદર થી પસાર થતી કોઈ જ્ઞાતિ જનની જાન કે અન્ય યાત્રીઓ આ વ્યાસ કુટુંબનું આતિથ્ય માણતા આ પરિવારની લાલજી વ્યાસ થી માહિતી મળે છે. તેના બે પુત્રો રતનસી અને પરસોતમ.

ઈશ્વરીયા નું વ્યાસ કુટુંબ આશાવલા વ્યાસ તરીકે ઓળખાય છે.આસાવલી ગામ પણ સિહોર પાસે આવેલું હતું. પછી કાળક્રમે આ કુટુંબોનું સ્થળાંતર થયું તેમનું ગોત્ર વશિષ્ઠ છે પ્રવર પાંચ છે. આ કુટુંબના લાલજી વ્યાસ તેના બે પુત્રો રતનસિ અને પરષોતમ. રતનસિ ના જેઠાભાઈ. જેઠાભાઈ ની શાખા ને

શાખા તરીકે ઓળખશુ. તેમને ત્રણ પુત્રો હતા, ભુદરજી, માવજી અને દેવચંદ

## ભૂદરજી જેઠાભાઈ ની વિગત ....






## શ્રી ગોરધનદાસ મોહનલાલ વ્યાસ

જન્મ: 21-08-1937, સ્વર્ગવાસ: 18-03-2008



## ડો. પ્રભુલાલભાઈ કેશવલાલ વ્યાસ

જીવનને છેવટ સુધી કર્તવ્ય પરાયણ રાખનાર, માનવ જીવનની અનેક દુઃખદ પીડાઓને સાંત્વન આપી સુંદર અને સચોટ નિદાનથી દર્દીઓને અખંડ વિશ્વાસ સંપાદન કરી, જીવનને એક સેવાયજ્ઞ બનાવી જીવી જનાર. ગઢડા ગામ માં લોકચાહના પ્રાપ્ત કરનાર, પ્રભાવશાળી તબીબ..

વંદના

ગં.સ્વ. મુક્તાબેન પ્રભુલાલ વ્યાસ

કીર્તિકુમાર, સુરેન્દ્રકુમાર તથા સમીર, મનીષ, અમિતા



**શ્રી રતિલાલ કેશવલાલ વ્યાસ**

જન્મ:- 9-8-1932

સ્વર્ગવાસ:- 17-8-2002

અત્યંત સરળ અને પ્રેમાળ વ્યક્તિત્વ. કુટુંબ વત્સલ અને ઉચ્ચ આદર્શો નો વારસો આપી જનારા વડીલ ના ચરણોમાં પરિવારના વંદન....



**મંજુલાબેન રતિલાલ વ્યાસ**

જન્મ:- 1936

સ્વર્ગવાસ:- 6-3-2016

વિશાળ કુટુંબ વડલાને વિસ્તારી સમગ્ર કુટુંબને માર્ગદર્શક બની સંતાનો ને ઉચ્ચ ધાર્મિક સંસ્કાર આપનાર ગૃહિણી.

વંદનીય:-

જિતેન્દ્રભાઈ, કિર્તિભાઈ, રશ્મિભાઈ



**કુસુમબાળા સુરેન્દ્રકુમાર વ્યાસ**

વિદાય 13-3-1980



**પુષ્પાબેન નંદલાલ વ્યાસ**



**શ્રી વાગીશભાઈ હિતેન્દ્રભાઈ વ્યાસ**

જન્મ: 16-12-1994, સ્વર્ગવાસ: 11-05-2020

ભુદરજી વ્યાસને બે પુત્રો. મોહનલાલ અને કેશવલાલ. આ કુટુંબ ઈશ્વરીયા માં જ રહેલા અને ધીમે ધીમે વ્યાપાર ક્ષેત્રમાં આગળ વધતા હતા. મોહનભાઈ ના લગ્ન રાજકોટ-દુધઇ ના ઠાકર રણછોડ વિઠ્ઠલજી ના પુત્રી લાડુબેન સાથે થયા. મોહનભાઈના પુત્ર ગોરધન તે પણ ઈશ્વરીયા માં જ રહ્યા અને શિક્ષક થયા છે. તેના લગ્ન પીપરીયા ના જોશી ખીમજી ગંગારામ ના પુત્રી મંગળાબેન સાથે થયા. તેમને પાંચ પુત્રો છે.

ગોરધનદાસ ના પુત્રોમાં હરેશ ઈશ્વરીયા માં રહે છે અને વૈદકીય પ્રેક્ટિસ કરે છે. તેના લગ્ન જામનગર ના ઉપાધ્યાય હેમતલાલ ભગવાનજી ની પુત્રી આશાબેન સાથે થયા છે.

બીજા ભાઈ દીપક પણ ઈશ્વરીયા માં રહે છે. અને પોસ્ટ તથા ડેમ પર કામગીરી કરે છે.

ત્રીજા ભાઈ હિતેશ સંસ્કૃત ની પરીક્ષાઓ પાસ કરી અને બી. એડ પણ થયા છે તેવો હાલ અમદાવાદ પાસે સોલા ખાતે સંસ્કૃત વિદ્યાપીઠ માં અધ્યાપનનું કાર્ય કરે છે. અતુલ ગોંડલમાં અભ્યાસ કરે છે. રોહિત પણ અભ્યાસ કરે છે.

કેશવલાલ વ્યાસે પુત્રોને ભણાવીને તૈયાર કર્યા. કેશવલાલ વ્યાસ ના લગ્ન બાબરાના જોશી મંછારામ ભવાનીશંકર ના પુત્રી નર્મદાબેન સાથે થયા. મોટા પુત્ર નરોત્તમદાસ ભારત સરકારના વ્યાપાર ખાતાની કચેરી માં ગોઠવાઈ ગયા. સ્વપ્રયત્ને આગળ વધ્યા અને રાજકોટમાં જ સ્થિર થયા. તેમના લગ્ન ઉપાધ્યાય ખોડીદાસ પ્રાણજીવન ના પુત્રી જયાબેન સાથે થયા છે. તેમને એક પુત્ર હિતેશ છે. તે પણ ગ્રેજ્યુએટ થઈ રાજકોટમાં જ ગોઠવાયા છે.

બીજા પુત્ર પ્રભુલાલભાઈ ડૉક્ટર બનીને ગઢડા માં સ્થિર થઈ સારી પ્રેક્ટિસ જમાવી છે. તેમને બે પુત્રો છે. પ્રભુલાલભાઈના લગ્ન નાગાજાર ના મહેતા નાગજી બાવાભાઈ ની પુત્રી મુક્તાબેન સાથે થયા છે. તેમને બે પુત્રો માં મોટા સુરેશભાઈ ના લગ્ન ચાળીયા ના પંડ્યા જયશંકર ભાણજી ના પુત્રી કુસુમબેન

સાથે થયા. સુરેશ મુંબઈમાં ડિપાર્ટમેન્ટલ સ્ટોર ચલાવે છે. અને બોરીવલીમાં રહે છે. કુસુમબેન નું અવસાન થયું છે.

ત્રીજા ભાઈ નંદલાલ છે તેઓ રેવન્યુ ખાતામાં નોકરી કરે છે. અને હાલ નિવૃત થયા છે લાઠીમાં રહે છે. તેમના લગ્ન બાબરાના પંડ્યા છગનલાલ જગજીવન ના પુત્રી પુષ્પાબેન સાથે થયા તેમના પુત્ર ગીરિશ આરોગ્ય ખાતામાં કામ કરે છે. તેના લગ્ન ઢસા-ગોંડલના પંડ્યા દામજી ગાંગજી ના પુત્રિ જ્યોતિબેન સાથે થયા છે. જ્યોતિબેન પણ શિક્ષિકા છે. બીજા પુત્ર રાજુ વેપારમાં છે.

ચોથા રતિલાલ છે તેના લગ્ન ચાડિયા ના પંડ્યા હરગોવિંદ મોરારજી ના પુત્રી મંજુલાબેન સાથે થયા. તેમને ત્રણ પુત્રો છે. મોટા જીતેન્દ્ર અમદાવાદ ગોદરેજ કંપનીમાં કામ કરે છે. તેના લગ્ન ઉપાધ્યાય હેમતલાલ ભગવાનજી ના દીકરી રશ્મિબેન સાથે થયા. બે નાના ભાઈ મુંબઈમાં સુરેશભાઈની સાથે કામ કરે છે.

# વિઠ્ઠલજી માવજીભાઈ વ્યાસ ની શાખા જોઈએ...






મનહરબેન શાંતિલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 15-01-2023

માવજી વ્યાસ ના વંશજો એક પેઢી સુધી ઈશ્વરીયા મા રહ્યા વિઠ્ઠલજી વ્યાસ ના પુત્ર મનજી વ્યાસે તેમની પેઢી ને પરદેશ મોકલી. વિઠ્ઠલજી વ્યાસને ત્રણ પુત્રો મનજી, પોપટલાલ અને નરસિ. મનજીભાઈ ના પુત્ર ગોરધનદાસ મસ્કત ગયા. હાલ તેઓ ત્યાં જ છે. મનજીભાઈ ગોંડલમાં રહે છે. અને વેપાર ચલાવે છે. મનજીભાઈ ના લગ્ન ચમારડીના મહેતા જીવરામ ગોપાલજી ના પુત્રી કસ્તુરબેન સાથે થયા.

ગોરધનદાસ ના લગ્ન ગોંડલના રાજ્યગુરુ વલ્લભરામ લાલજી ના પુત્રી સુમનબેન સાથે થયા તેમને બે પુત્રો છે. વિનોદ અને મહેન્દ્ર. વિનોદ ના લગ્ન નગરપીપળીયા-રાજકોટ ના મહેતા લાભશંકર ધનજી ની પુત્રી જ્યોત્સના સાથે થયા. મહેન્દ્ર ના લગ્ન પીઠળ-જસાપર ના મહેતા મુગટલાલ ની પુત્રી સાથે થયા. વિઠ્ઠલજી વ્યાસ ના બીજા પુત્ર પોપટલાલ તેના લગ્ન નાત પટેલ દામજીભાઈ ના પુત્રી કંચનબેન સાથે થયા. તેમને બે પુત્રો રમણીકલાલ અને દલપતરાય. રમણીકલાલ શિક્ષક થયા તેમના લગ્ન ચમારડી-રાજકોટ ના મહેતા મૂળશંકર હીરજી ના પુત્રી સમરતબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. શશીકાંત, લલીત, અશોક અને ગિરીશ.

શશીકાંત ના લગ્ન ભાવનગરના પંડ્યા નર્મદાશંકર મણીશંકર ના પુત્રી ઉષાબેન સાથે થયા. શશીકાંત તથા લલિત બન્ને ભાઈઓ મસ્કત ગયા છે. અશોક તથા ગિરીશ ગોંડલમાં દુકાન નું કામ સંભાળે છે. દલપતરામ પણ શિક્ષક છે. એના લગ્ન ગોંડલના રાજ્યગુરુ વલ્લભરામ ની પુત્રી કમળાબેન સાથે થયા તેને ત્રણ પુત્રો છે. રજની, રમેશ અને સુરેશ.

રજની ના લગ્ન પીઠળ-પાનવડ ના રામશંકર અજરામર ની પુત્રી સાથે થયા. રમેશ ના લગ્ન લતીપર-ધ્રોલ ના જોષી જગદીશ શાંતિલાલ ની પુત્રી મીનાબેન સાથે થયા.

સુરેશ ના લગ્ન લતીપુર-પડધરી ના ઉપાધ્યાય હિમતલાલ ભગવાનજી ની પુત્રી સાથે થયા.

ત્રીજાભાઈ નરશી, તેમણે પણ ગામમાં જ વેપાર કરેલો. તેમના લગ્ન ધારીના જોશી મણિશંકર હીરજી ના પુત્રી રામુબેન સાથે થયા. કરમાર કોટડા માં કુટુંબ સ્થિર થયું. નરસી વ્યાસને ચાર પુત્રો દિનેશ(દીવેશ્વર), શાંતિલાલ, અરવિંદ અને હિમતલાલભાઈ.

દિનેશ મસ્કત ગયા છે. તેના લગ્ન ચમારડી-લાતુર ના મહેતા છોટાલાલ શામજી ના પુત્રી સરોજબેન સાથે થયા.

શાંતિલાલ ઘરની દુકાનમાં કામ કરે છે. તેના લગ્ન દેવળીયાના બ્રાહ્મણ કુટુંબમાં થયા છે તેને બે પુત્રો છે.

અરવિંદ રાજકોટમાં તેના બનેવી જયંતીલાલ દેવશંકર મહેતા ની દુકાનમાં કામ કરે છે.

હિમ્મતલાલ કરમાર કોટડામાં ઘરની દુકાનમાં કામ ધરે છે. તેના લગ્ન વરણા ના ઉપાધ્યાય નવલશંકર મુળજી ના પુત્રી લતાબેન સાથે થયા છે. હાલ રાજકોટમાં સ્થિર થયા છે.

લાલજી
↓
પરસોતમ
↓
બેચર
↓
ભવાનીશંકર
↓
કેશવલાલ------------------------------------------------નરભેરામ

શિવલાલ　ભગવાનદાસ—----------------------------નટવરલાલ-----ચંદ્રકાંત

જીતેન્દ્ર----------હરીશ--------અશોક　અરવિંદ----------પ્રવીણ---પંકજ કલ્પના-જાગૃતિ-શૈલેષ-ભાવેશ

નીલમ-તૃપ્તિ-નેહુલ ભક્તિ-કાર્તિક વૈભવ-વિશાલ જયેશ-વિપુલ-કૃણાલ અવિનાશ નૈમિષ-રાજન　હેત-દેવાંશ નરેશ-મહેશ-પ્રગ્ના

પ્રિયા-એડન　દક્ષ　યશ-શિયા　માનિત મનસ્વી-રુદ્રી　વિધી-હિરલ　યગ્નેશ





**શ્રી નરભેરામ ભવાનીશંકર વ્યાસ　કાશીબેન નરભેરામ વ્યાસ**

**સ્વર્ગવાસ: 08-09-1945　સ્વર્ગવાસ: 01-09-1992**

ઈશ્વરીયા જેવા નાના ગામમાંથી પુરુષાર્થ ખેડી મુંબઈ પહોંચી ત્યા વ્યવસાયી બની ઊગતી પેઢીને તૈયાર કરનાર કુટુંબ વત્સલ જ્ઞાતિ પ્રેમી





**શ્રી ભગવાનદાસ નરભેરામ વ્યાસ**

જન્મ: 01-03-1932 સ્વર્ગવાસ: 24-04-2021

**વસંતબેન ભગવાનદાસ વ્યાસ**

સ્વર્ગવાસ: 31-10-1987



**શ્રી ચંદ્રકાંત નરભેરામ વ્યાસ**

જન્મ: 31-03-1938 સ્વર્ગવાસ: 10-12-2011





**શ્રી નટવરલાલ નરભેરામ વ્યાસ**

જન્મ: 11-04-1939  સ્વર્ગવાસ: 25-02-2017

**જયાબેન નટવરલાલ વ્યાસ**

જન્મ: 31-12-1943 સ્વર્ગવાસ: 02-07-2009

વંદનીય:કલ્પના, શૈલેષ, ભાવેશ, હેત, દેવાંશ



**શ્રી હરિશભાઇ શિવલાલ વ્યાસ**

જન્મ: 18-08-1952 સ્વર્ગવાસ: 11-12-2022

લાલજી વ્યાસના પુત્ર પરષોતમ તેના પુત્ર બેચર. બેચર વ્યાસના પુત્ર ભવાની શંકર તેમના લગ્ન બાડાના પંડ્યા દયારામભાઈ ના પુત્રી પ્રેમબાઇ સાથે થયા. ભવાનીશંકર વ્યાસે પછી તેમના બંને પુત્રો નરભેરામ અને કેશવલાલ ને મુંબઈ મોકલ્યા. નરભેરામ ભાઈના લગ્ન મહેતા મનજી ડોસા-દૂધઇ ની પુત્રી સાથે થયા કેશવલાલ ભાઈના લગ્ન ધારીના જોશી મણિશંકર હરજી ના બેન સાથે થયા. બન્ને ભાઈઓ એ મુંબઈમાં પુરુષાર્થ કર્યો. નરભેરામ ભાઈ રસોઈના કામમાં જોડાયા. કેશવલાલ ભાઈ એ પણ રસોઇ કામ ઉપરાંત મુંબઇની તાસીર પકડી હોટલનો ધંધો પણ અજમાવ્યો હતો. તેમણે તેમના પુત્ર શિવલાલ ને પણ મુંબઈ બોલાવ્યા. ૧૯૪૧ થી ૪૭ સુધી હૈદરાબાદ તરફ સર્વિસ કરી. પછી ૧૯૫૦માં વ્યાપાર ક્ષેત્રે ઝૂકાવ્યું. ક્રમે ક્રમે ઇલેક્ટ્રીક સ્ટોર્સ શરૂ કરી કોન્ટ્રાક્ટર થયા તેમના લગ્ન ઉપાધ્યાય હીરાલાલ પ્રાણજીવન ની પુત્રી સવિતાબેન સાથે થયા. આ કુટુંબો મુંબઈમાં છીપી ચાલના માળા માં રહેતા.

શ્રી કેશવલાલ ભાઈ એ મુંબઈમાં થોડો સમય ચાની હોટલ પણ જમાવી બે ટાકી નળબજારમાં આ વ્યવસાય ચલાવ્યો. આ કુટુંબ પણ છીપી ચાલ માં જ મુખ્યાજી કુટુંબ વાળા મકાનમાં જ રહેલું.

આપણી જ્ઞાતિના નવા મુંબઈ ના આગંતુકો માટે છીપી ચાલ નુ આ મકાન ખાસ જાણીતું હતું. ચીતલના મોહનભાઈ, કૃપાશંકરભાઈ, શામજી જોશી, મણિશંકર હરજી ધારીવાળા, પિલવાઈ ના શાંતિભાઈ, દૂધઇ ના મગનલાલ મહેતા વગેરે આ જાણીતા મકાનમાં રહેતા.

મુખ્યાજી કુટુંબે આ મકાન પડી ગયું ત્યાં સુધી તેમાં નિવાસ કર્યો. તે છોડી ને ડોમ્બીવલી ગયા અને ત્યાં રહેવાનું ગોઠવ્યું. છીપીચાલ ના નિવાસ્થાને જ નવા નિવાસસ્થાન ની સગવડ કરી આપી.

મુંબઈની ચાલી નું આદર્શ ચિત્ર આપતી આ છીપી ચાલ નો વિચારનો માળો હતો. નાની રૂમો, સસ્તા ભાડાની અને સામૂહિક ક્ષમતાવાળું સમાજજીવન ત્યાં

જોવા મળતાં. શિવલાલભાઈ એ વેપારમાં પ્રગતિ કરી હાલ તેઓ વિલે પાર્લેમાં પોતાનું મકાન બનાવી ત્યાં રહે છે. શિવલાલભાઈ ના મોટા પુત્ર જીતેન્દ્રકુમાર મિકેનિકલ ઈલેક્ટ્રિકલ એન્જિનિયર થયા છે. તેમણે મુંબઈની કન્સ્ટ્રકશન કંપનીમાં દસેક વર્ષ નોકરી કરી. તેમના લગ્ન ઢસા ના છેલ્લશંકર મયાશંકર જોશી ના દીકરી ભારતીબેન સાથે થયા છે. શ્રી છેલશંકર હાલ કુટુંબ સાથે અમેરિકા માં રહે છે. એટલે ભાઈ જીતેન્દ્ર ભારતીબેન પણ અમેરિકા ગયા છે અને ત્યાં સ્થિર થયા છે.

બીજા પુત્ર હરેશકુમાર સિવિલ એન્જિનિયર છે. તેઓ મુંબઈમાં જ ઇજનેરી કોન્ટ્રાકટરો નું કામ કરે છે. હાલ ખટાવ માં છે. તેના લગ્ન જોશી ગિરિજાશંકર મયાશંકર ના પુત્રી પુનમબેન સાથે થયા છે. ત્રીજા પુત્ર અશોકકુમાર શિવલાલભાઈ ને તેમના વેપારમાં મદદ કરે છે. તેમના લગ્ન વ્યાસ ચંદ્રકાંત પ્રાણજીવન ભાઈ ની દીકરી મંદાકિનીબેન સાથે થયા છે. શિવલાલભાઈ એ પોતાના સંતાનોને મુંબઈમાં સારૂ શિક્ષણ અપાવ્યું છે. અને એ રીતે વ્યાસ કુટુંબમાં ઠીક પ્રગતિ સાધી છે.

નરભેરામભાઈ ના ત્રણ પુત્રોમાંથી મોટા પુત્ર શ્રી ભગવાનદાસ. તેના લગ્ન ચાળીયા ના પંડ્યા પ્રાણજીવન છગનલાલ ના પુત્રી વસંતબેન સાથે થયા. તેના પુત્રો અરવિંદ અને પ્રવીણ.

ભગવાનદાસ ઈશ્વરીયા માં રહે છે. અને યજમાનવૃતી તથા વ્યાપારમાં રોકાયેલા છે. ભગવાનદાસ ના પુત્ર અરવિંદ ના લગ્ન ત્રંબકલાલ પ્રભાશંકર ના પુત્રી સાથે થયા. અને ભાઈ પ્રવીણ ના લગ્ન પીઠળ ના હિંમતલાલ લક્ષ્મીશંકર મહેતાના પુત્રી સાથે થયા છે. બીજા પુત્ર શ્રી નટુભાઈ ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં દાખલ થયેલ છે. અને હાલ ઓડીટર તરીકે સેવા આપે છે. તેઓ રાજકોટમાં રહે છે. તેઓ પણ ગાયત્રી ઉપાસક છે. તેમના લગ્ન પોરબંદરના જોશી કેશવલાલ નારણજી ના પુત્રી જયાબેન સાથે થયા છે. તેમને 2 પુત્ર અને 2 પુત્રી છે.

શ્રી કલ્પનાબેન તેમના લગ્ન સ્વ. ધીરજલાલ બાલકૃષ્ણ ભાઈ જોશી ના પુત્ર (વડોદરા) શ્રી સતિષચંદ્ર ધીરજલાલ જોશી સાથે થયેલ.

સ્વ. જાગૃતીબેન નટવરલાલ વ્યાસ

શ્રી શૈલેષભાઈ એલ.એલ.બી. એડવોકેટ ના લગ્ન નાસિક ના શ્રી જગદીશભાઈ હરિપ્રસાદ ભાઈ પંડ્યા (ચાળીયા )વાળા ના પુત્રી આ.સૌ રાજલ બેન સાથે થયેલ છે.

શ્રી ભાવેશભાઈ (b.e.) ના લગ્ન રાજકોટ ના સ્વ. ચંદ્રકાંત મકનજીભાઈ પંડ્યા (ચાંદલી) વાળા ના પુત્રી આ.સૌ. અલ્કા બેન સાથે થયેલ છ.

શ્રી હેત ભાવેશભાઈ વ્યાસ (પૌત્ર) અભ્યાસ

ધોરણ - ૧૦ માં અભ્યાસ

શ્રી દેવાંશ ભાવેશભાઈ વ્યાસ (પૌત્ર) અભ્યાસ

ધોરણ- ૫ માં અભ્યાસ

ત્રીજા પુત્ર ચંદ્રકાંત શિક્ષક થયા છે. અને જામનગર જિલ્લામાં નોકરી કરે છે. તેના લગ્ન પીઠડ  ના જોશી જેઠાલાલ ભગવાનજી ની પુત્રી શારદાબહેન સાથે થયા છે. તેમણે ૨ પુત્ર અને 1 પુત્રી છે.

મોટો પુત્ર નરેશ ગુજ. મેરી ટાઈમ માં નોકરી કરે છે તેના લગ્ન પાતા મેઘપર ના વજેશંકર શાંતિલાલ મહેતા ની પુત્રી કુંદનબેન સાથે થયેલ છે. તેમને બે પુત્રી વિધિ અને હિરલ છે.

વિધિ ગ્રાફિક ડિજાઇનર છે અને અમદાવાદ મા નોકરી કરે છે.

હિરલ મેરી ટાઈમ બોર્ડ જામનગર મા નોકરી કરે છે.

બીજા પુત્ર મહેશ વાપી ની પેપર મિલ મા કામ કરે છે. તેમના લગ્ન નગરપીપળીયા ના મહેન્દ્રભાઇ અમૃતલાલ પંડયા ની પુત્રી જ્યોતિ બેન સાથે થયા છે, તેમને એક પુત્ર યગ્નેશ છે. હાલ તે વાપી મા નોકરી કરે છે.

ચંદ્રકાંતભાઈ ની પુત્રી પ્રગ્ના ના લગ્ન અલીયાબાડા નિવાસી જયંતિભાઈ પંડયા ના પુત્ર નિતિનભાઈ સાથે થયેલ છે.

આ કુટુંબ નું ગોત્ર વશિષ્ઠ છે. અને મૂળ અશાવલા વ્યાસ છે. તેમના કુળદેવ બાબરાના ધૂળિયા દાદા છે. અને નવ વર-વધુ ત્યાં આશીર્વાદ લેવા જાય છે.

કુળદેવી સિકોતર માં ઈશ્વરીયા માં શ્રી પોપટલાલ વિઠ્ઠલજીભાઈના ઘર માં બિરાજે છે. તેમને પણ નિવેદ ધરાય છે.

# દેવનન્દ જેઠાભાઇ વ્યાસ ની વિગત...









## શ્રી ધીરજલાલ કામેશ્વર વ્યાસ

જન્મ: 24-10-1930, સ્વર્ગવાસ: 8-4-2006

## શ્રી મંગળાબેન ધીરજલાલ વ્યાસ

જન્મ: 15-07-1939 સ્વર્ગવાસ: 28-02-2018





**સુધાબેન ધીરજલાલ વ્યાસ**

જન્મ : 04-01-1962, સ્વર્ગવાસ: 13-07-1997

**શારદાબેન જયંતિલાલ વ્યાસ**

સ્વર્ગવાસ: 10-09-2023

હવે દેવનંદ વ્યાસ નો વિસ્તાર જોઇએ. તેમને બે પુત્રો સુંદરજી અને કામેશ્વર. સુંદરજી ના પુત્ર જયંતીલાલ ભાવનગર રેલવે માં કામ કરે છે. બીજા પુત્ર નંદલાલ સાબરમતી-રામનગર માં રહે છે. તેઓ પણ રેલવેમાં જ છે.

જયંતીલાલ ના લગ્ન ના થાણા દેવડી ના જોશી ઓધવજી નારણજી ના પુત્રી શારદાબેન સાથે થયા.

નંદલાલ ના લગ્ન બાળા ના પંડ્યા હીરાલાલ ઓધવજી ના પુત્રી સાથે થયા. કામેશ્વર વ્યાસ ના લગ્ન કંડોરણા ના ભટ્ટ ત્રંબકલાલ પુંજાભાઈ ની પુત્રી સાથે થયા. તેમના પુત્ર ધીરજલાલ કામેશ્વર વ્યાસ પણ ઈશ્વરીયા માજ રહેલા. તેમને બે પુત્રો મોટા પુત્ર મનસુખલાલ શિક્ષક થયા છે હાલ કાલાવડમાં રહે છે. કામેશ્વર વ્યાસના એક લગ્ન ખાનકોટડા ના મહેતા મૂળશંકર વલ્લભજી ના બેન સાથે થયા. તેના પુત્ર મનસુખલાલ.

બીજા પુત્ર ધીરજલાલ પોસ્ટ ખાતામાં દાખલ થયા છે. અને જુદે જુદે સ્થળે પોસ્ટ માસ્તર તરીકે સેવા બજાવે છે. તેમનું કુટુંબ અલિયા બાળા મા રહે છે.

શ્રી ધીરુભાઈ ગાયત્રી ઉપાસક છે. અને ગાયત્રી પ્રચારક તરીકે પણ નિષ્ઠા પૂર્વક સેવા આપે છે. નિયમિત રીતે ગાયત્રી યજ્ઞમાં તેમની હાજરી હોય છે. અને જ્યાં તેમની નોકરી હોય છે ત્યાં આવા કેન્દ્રો તે ઊભા કરે છે. તેમના લગ્ન ચાડિયા ના પંડ્યા હરિલાલ છગનલાલ ના પુત્રી મંગળાબેન સાથે થયા છે તેમને બે પુત્રો છે. મનસુખલાલ ના લગ્ન પીઠળ ના જોશી લક્ષ્મીશંકર પીતાંબર ની પુત્રી સાથે થયા. દેવનંદ વ્યાસ ના સુંદરજીભાઈ અને કામેશ્વરભાઈ ના અવસાન થયા ત્યારે તેમના પુત્રો નાની વયના હતા. એટલે ભાઈ જયંતીલાલ નંદલાલ અને મનસુખલાલ ગોંડલના બાલાશ્રમ માં દાખલ થયેલા. અને અભ્યાસ કરીને તૈયાર થયા. તે પછી તેમને ત્રણે ને ગોંડલ રાજ્યમાં નોકરી મળેલી. તેમાંથી જયંતીલાલ તથા નંદલાલ ગોંડલ રેલવે માં દાખલ થયા અને વર્ષો સુધી કામ કર્યું. મનસુખલાલ ને રાજ્ય તરફથી પારિતોષિક તેમજ સ્કોલરશીપ પણ અપાતી તે

પછી મનસુખલાલ શિક્ષણ ખાતા માં જોડાયા. તેના નાના ભાઈ ધીરજલાલ પોસ્ટ ખાતામાં દાખલ થયા અને પછી તેમાં ધીમે ધીમે આગળ વધ્યા છે. હાલ જામનગરમાં જનરલ પોસ્ટ ઓફિસ માં પોસ્ટ માસ્તર ની કામગીરી બજાવે છે.

**વડ પાચસરા ગ્રુપ**



લાલજી
રતનજી
માધવજી
નાનજી
જાદવજી
મુકુન્દરાય
ભાઈશંકર
અનિલ---------પંકજ-------અશોક
નયન--સંજય--મનોજ
મિતાલી-રોમીત
પૂર્વી-દામિની-નીસર્ગ
જવલંત-હર્ષિલ
કૃતિકા
માનસ
વશિષ્ટ-માધવ
પ્રહલાદ
મહેન્દ્ર
દિનેશ
ધર્મેશ---જલ્પેશ—હેતલ
બીના-હેમલ-જયશ્રી-ચિરાગ
કુલદીપ-દિવ્યેશ
દર્શિત-ઓમ
ખુશી-પુષ્ટી
નૈતિક-દક્ષ
નીલ
ધ્રુવીલ-ધ્રુવરાજ

જાદવજી ભાઈ પાંચસરા રહેવા ગયા. અને ત્યાં ગોઠવાયા. તેમના લગ્ન પીઠળ ના જોશી કલ્યાણજી જીવવાની પુત્રી રંભાબેન સાથે થયેલા.

તેમને પાંચ પુત્રો છે આ પુત્રો જામનગરમાં રહીને ભણ્યા અને ત્યાં જ ગોઠવાયા છે. મુકુન્દરાય પંચવટી સોસાયટી જામનગર માં રહે છે. તેમના પત્નીનું નામ મંજુલાબેન છે. બીજા ભાઈ ભાઈશંકર છે. તેમના પત્નીનું નામ વસંતગૌરી છે. ત્રીજા ભાઈ પ્રહલાદ બી.એ થયા છે. તેમના પત્નીનું નામ સરોજબાળા છે. ચોથાભાઈ મનુભાઈ એ ઝાલાવાડી ગ્રુપમાં લગ્ન કરેલ છે. દિનેશના લગ્ન ચમારડી ના મહેતા કરુણાશંકર ઉમિયાશંકર ની પુત્રી ભાવનાબેન સાથે થયા છે. તેને એક પુત્ર છે.

**વ્યાસ કુટુંબ રાજકોટ**




શ્રી મોરારજી વ્યાસ રાજકોટમાં રહેતા. તેમના લગ્ન કણકોટ ના ઠાકર પ્રભુજી નાનજી ના પુત્રી સંતોકબેન સાથે થયા. તેમના મોટા પુત્ર શ્રી મણિશંકર નાટ્ય કલા ના શોખીન હતા. તેમના લગ્ન વડાળા ના મહેતા મોહનજી ગંગાધર ની પુત્રી શાંતાબેન સાથે થયા. તેઓ એક નાટક કંપની માં જોડાયેલા. અને કુશળ નટ તરીકે નામના મેળવેલી. પરંતુ તેમને તેમાંથી તેમના મામા તથા પિતાશ્રીએ આગ્રહપૂર્વક પાછા બોલાવી લીધા અને અભ્યાસમાં રોક્યા.

તેમણે કૉલેજમાં અભ્યાસ કર્યો અને પછી રાજકોટની કિશોર સિંહજી શાળામાં જોડાયા. પછી બીજી શાળામાં બદલી થયેલી. તેમની શારીરિક સ્થિતિ બગડી અને તેમનું અવસાન થયું.

તેમના ભાઈશ્રી હરજીવન વ્યાસ પણ શિક્ષક હતા. તેમણે આંતરજ્ઞાતિય લગ્ન કરેલ છે પછી તેઓ રાજકારણ ના રંગે રંગાયેલા. સમાજ સેવા કરવાના ઉદ્દેશ્યથી તેમણે એક નાનું અઠવાડી પત્ર નવભારત શરૂ કરેલું. અને ચલાવેલું તેમણે આ રીતે પત્રકાર તરીકે પણ પોતાની શક્તિનો ઉપયોગ કર્યો હતો.

મણીભાઈના પાંચ પુત્રો તેમાં ભવાનીશંકર ડ્રાઇવરનું કામ કરે છે. તેના લગ્ન બાળાના પંડ્યા પ્રભાશંકર રામજી ની પુત્રી રમાબેન સાથે થયા.

માનસશંકર બાંધકામ ખાતામાં ક્લાર્ક છે. તેના લગ્ન ભાવનગરના ઝાલાવાડી બ્રાહ્મણ કુટુંબમાં થયા.

પ્રવિણકુમાર મકાનના દલાલ નું કામ કરે છે.

પ્રફુલભાઈ એ એન્જિનિયરિંગ કારખાનું કરેલું છે.

પ્રમોદકુમાર રીક્ષા ચલાવે છે.

હરજીવનભાઈ ને એક પુત્ર છે નટવરલાલ.

મોરારજી ધનેશ્વર ને લગતા




વ્યાસ અંબારામ પીઠડ ના જોશી જાદવજીભાઈના દીકરી રતનબેન ને પરણેલા તેમના પુત્ર મૂળજીભાઈ તેવો ખાનકોટડા માં પરણેલા તેમનું નામ સંતોકબેન. ઉમિયાશંકરના લગ્ન ઉપાધ્યાય ડાયાભાઈ નરભેરામ ઇન્દોરવાળા ના કુટુંબમાં જયાબેન સાથે થયેલા. તેમને ત્રણ પુત્રો પ્રભાશંકર, અરવિંદ અને અનંત. અરવિંદ ગુજરી ગયા છે. અનંત અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં પરણ્યા છે.

ખીમજી ના લગ્ન પણ ઉપાય ધ્યાય થયેલા.

કાંતિલાલ નું અવસાન વહેલું થયું હતું.

ઉમિયાશંકર તથા ખીમજી બન્ને ભાઈઓ મોટર ડ્રાઇવિંગ નું કામ કરતા. પ્રભાશંકર ના લગ્ન દૂધઈ-રાજકોટના મહેતા રવિશંકર મનજીના પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર યોગેશ છે. પોપટભાઇ વ્યાસ ના લગ્ન મોહનલાલ પ્રાગજી ઉપાધ્યાય ના બેન સાથે થયા હતા. તેમને બે પુત્રો ખીમજી અને નાનાલાલ ભીમજીભાઇ ના લગ્ન ઢસા ના ભટ્ટ હરિશંકર મીઠા ની પુત્રી દિવાળીબેન સાથે થયા હતા તેમને બે દીકરા છે. ભીમજીભાઇ પોરબંદર રાજ્યની નોકરીમાં હતા ઘણા વર્ષ ત્યાં નોકરી કરીને નિવૃત થઈ રાજકોટમાં રહેલા તેમને બે પુત્રો નરેન્દ્ર અને રમણીકલાલ. મોટા પુત્ર નરેન્દ્ર આફ્રિકા ગયેલા ત્યાં બાબરાના ભવાનીશંકર વીરજી ના પુત્રી પુષ્પાબેન સાથે લગ્ન કર્યા. અને પછી તે કુટુંબ ઇંગ્લેન્ડ ગયું તેમને બે પુત્રો છે. હેમંત અને સંદીપ.

ભાઈ નરેન્દ્ર પણ ઇંગ્લેન્ડ ગયા તેમણે શ્રી ભીમજીભાઈ ને પણ ત્યાં બોલાવી લીધા છે. હાલ શ્રી ભીમજીભાઈ ઇંગ્લેન્ડના સિનિયર સિટિઝન તરીકે જીવન પસાર કરે છે. 90 વર્ષની વયે લન્ડન માં તેમનું 30-9-1987ના રોજ અવસાન થયું. તેમના નાના પુત્ર રમણીકલાલ પણ આફ્રિકાના કુટુંબોમાં પરણ્યા હતા. તેમને એક પુત્ર છે. એટલે તેમના પત્ની ઇંગ્લેન્ડ ગયા તેમની પાછળ રમણીકલાલ પણ રાજકોટમાં પોતાનો ધંધો સમેટી ઇંગ્લેન્ડ ચાલ્યા ગયા છે. તેમના રાજકોટના જૂના મકાનો પણ કાઢી નાખ્યા છે. સમગ્ર કુટુંબ ઇંગ્લેન્ડ વાસી બની ગયું છે.

ભીમજીભાઇ ના નાનાભાઈ તે નાનાલાલ તેઓ મુંબઇ તરફ ગયેલા. ત્યાં શિક્ષણ કાર્ય કરતા. તેમણે પણ ત્યાં જ નિવાસ સ્થાન કરેલું છે. તેમને બે પુત્રો છે. નાના ભાઇના લગ્ન કંડોરણા ના પંડ્યા કેશવજી ની પુત્રી મણીબેન સાથે થયેલા. નાનાભાઈ ના બીજા લગ્ન રાજકોટના રેવાશંકર મોનજી ની પુત્રી કાશીબેન સાથે થયેલા. નાના ભાઈ ને બે પુત્રો છે ચંદ્રકાંત અને બાબો.

# વ્યાસ કુટુંબ

(રાવકી-મેટોડા-રાજકોટ)



કણકોટ પાસે આવેલા રાવકી ગામ માં આ કુટુંબ આવ્યું. મીઠા વ્યાસે અહીં નાનો એવો વેપાર શરૂ કર્યો. સાથે ગામોટું પણ કરતા. તેમના લગ્ન ચાંદલી ના ભટ્ટ જીવરામ ના બહેન સાથે થયેલા. તેમને ત્રણ પુત્રો.

મોહનલાલ રાવકી માં ગામોટું કરતા. તેમના લગ્ન ઉપાધ્યાય વાલજી મૂળજી ના દીકરી લાભુબેન સાથે થયેલા. તેમણે ટોળાંમાં વસવાટ ફેરવ્યો. તેમને ત્રણ પુત્રો છે.

પ્રભાશંકર શિક્ષક થયા છે. કાલાવડ માં નોકરી કરે છે.

મનસુખલાલ પોલીસ ખાતામાં છે.

રમેશચંદ્ર બાંધકામ ખાતામાં નોકરી કરે છે.

ખીમજીભાઇ રાવકી થી સરધાર ગયા અને ત્યાં કંદોઇ નો ધંધો શરૂ કર્યો. પછી રાજકોટ આવ્યા. તેમના લગ્ન મહેતા વાલશંકર વિઠ્ઠલજી ના બહેન સાથે થયેલા. તેમનું નામ કાશીબેન. ખીમજીભાઈ ના સાળા શાંતિલાલ મહેતા સાથે તે આફ્રિકા પણ ગયા. તેમના બે પુત્રો છોટાલાલ અને કાંતિલાલ દારેસલામ માં રહે છે.

ખીમજીભાઈ ના મોટા પુત્ર છોટાલાલ ના લગ્ન થાળાદેવડી હાલ છોટાઉદેપુર ના શાંતિલાલ મયારામ જોશીના પુત્રી હીરાગૌરી સાથે થયા છે.

હરિલાલ ના લગ્ન પણ તેનાથી નાના બહેન જયાગૌરી સાથે થયા છે.

ભાઈ કાંતિલાલ ના લગ્ન રાજ્યગુરુ પ્રાગજી નરભેરામ ના પુત્રી શારદાબેન સાથે થયા છે.

ભાઈ પ્રભુરામ ના લગ્ન સરખા ના પંડ્યા પ્રભાકર પુરુષોત્તમ પંડ્યા ના પુત્રી ઉષા બેન સાથે થયા છે. પ્રભુરામ બી.કોમ થયા છે. અને હાલ રાજકોટની એકાઉન્ટન્ટ જનરલની કચેરીમાં નોકરી કરે છે.

ભાઈ ગણપતરામ એમ.એ થયા છે. તેઓ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી માં સર્વિસ કરે છે. તેમના લગ્ન રાજકોટના જોશી બાબુલાલ દામોદર ના પુત્રી જ્યોતિબેન સાથે થયા છે. જ્યોતિબેન પણ શિક્ષિકા છે.

મૂળશંકર મીઠાભાઇ ને કોઈ પરિવાર નથી.

## ધારીના વ્યાસ કુટુંબ

ગાયકવાડના અમરેલી પ્રાંતનું ધારી ગામ નદીઓનું આ ગામ હતું. ગામ ને ફરતે નદીઓ વહે છે. અહીં શેત્રુંજી નદી ને મળતી બીજી બે નાની નદીઓ પણ જોડાય છે. ગામ નીચેથી સુંદર મીઠાપાણીની સરવાણીઓ નીકળે છે. તેને કુંડમાં બાંધીને સુંદર રીતે નહાવા ધોવાની અને પીવાનું પાણી ભરવાની અનુકૂળતા કરવામાં આવી છે. તેને ત્રિવેણીઘાટ કહે છે. નદીને કાંઠે ઊંચી ટેકરી ઉપર સરકારે તેની કચેરીના મકાન બાંધ્યા છે. આ નદીની તરફ જતા રસ્તા ઉપર આવીને રસ્તા ઉપર વ્યાસ કુટુંબના મકાનો છે.

આજે પરિસ્થિતિ પલટાઇ ગઈ છે. શેત્રુંજી નદી ઉપર ધારી થી બે માઈલ ઉપર ખોડિયાર માતાના મંદિર પાસે મોટો બંધ બંધાયો છે. ત્રિવેણી ના મીઠા પાણીના કુંડો તેમાં ડૂબી ગયા છે. ડેમની ડુબ હદમાં વ્યાસ કુટુંબના મકાનો આવી જવાથી તેમને સ્ટેશન પાસે ઊભી થયેલી નવી વસાહત માં સ્થળાંતર થયું છે.

ધારી નું આ નદી કાંઠે નું કુદરતી સૌંદર્ય આજે નષ્ટ થયું છે. નદી કાંઠેના આંબાનો વૃક્ષોની ઘટાઓ અદૃશ્ય થઈ છે.

માનવ પ્રગતિ વિજ્ઞાનના બળ ઉપર જતી રહે છે. જૂની પેઢી તેના સસ્મર્ણોમા તેની યાદ કરતી આ નવા સંયોજન ની તુલના કરે છે. અને ક્ષુભિત લાગણીઓ અનુભવે છે.

ત્રિવેણી નામ જ ભૂંસાઈ ગયું. વ્યાસ કુટુંબના મકાનો જ્યાં ત્રણ-ચાર પેઢી ઉછરેલી તે પણ અદ્રશ્ય થયા છે.

## ધારી નો વ્યાસ પરિવાર (ગોત્ર-વત્સસ્ય-પંચ-પ્રવર-આશવલા વ્યાસ)



# કાલિદાસ નારણજી ની વિગત ...





**શ્રી જયશંકર કાલિદાસ વ્યાસ**

સ્વર્ગવાસ: 10-01-1977





**શ્રી કરુણાશંકર કાલિદાસ વ્યાસ** **કાશીબેન કરુણાશંકર વ્યાસ**

**સ્વર્ગવાસ: 02-01-1973**





સગુણાબેન અનંતરાય વ્યાસ

જન્મ: 30-01-1942 સ્વર્ગવાસ: 02-10-2023

શ્રી જયસુખલાલ અમૃતલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 11-10-2023





**શ્રી જટાશંકર કાલિદાસ વ્યાસ**

સ્વર્ગવાસ: 27-06-1965



**શ્રી પ્રભુલાલ જયશંકર વ્યાસ**

જન્મ:15-06-1917, સ્વર્ગવાસ: 19-05-2010



**શ્રી રતિલાલ જયશંકર વ્યાસ**



**સાન્તાબેન રતિલાલ વ્યાસ**





**ઇન્દિરાબેન કૌશિકભાઈ વ્યાસ**

**મીનાબેન ભાસ્કરભાઈ વ્યાસ**

**સ્વર્ગવાસ: 04-05-2023**



**વિજયાબેન બળવંતરાય વ્યાસ**

સ્વર્ગવાસ: 25-02-2023

કાલિદાસ વ્યાસ થી આ પ્રારંભ થયેલો. તેઓ રેવન્યુ ખાતામાં કામ કરતા અને ધારીમાં ત્રિવેણી રસ્તા પર મકાન બાંધી રહેતા. તેમના લગ્ન ચમારડી ના પંડ્યા કાળા વસરામ ના બેન નાનુબેન સાથે થયા. તેમના મોટા પુત્ર શ્રી જયશંકર ભાઈ તથા બીજા પુત્ર કરુણાશંકર ભાઈ પણ રાજ્ય સેવામાં ગોઠવાયા હતા.

શ્રી જય શંકરભાઈ એ વર્ષો સુધી રેવન્યુ ખાતામાં નોકરી પૂરી કરી નિવૃત્તિ લીધી. તેઓ અભ્યાસી હતા. તેમના લગ્ન ઢસાના ભટ્ટ કુટુંબમાં ભટ્ટ રવજી મીઠાના પુત્રી જડીબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં ત્રણ પુત્રો અને એક પુત્રી છે.

જયશંકરભાઈ નિવૃત્ત થયા પછી ચલાળાની દાના બાપુની જગ્યાના કારભારી તરીકે સેવા આપતા. તેમને લોકસાહિત્યનો પણ શોખ હતો. તેમના મોટા પુત્ર અમૃતલાલ ના લગ્ન રાજકોટ નામ જોશી રામેશ્વર ઝીણાભાઈ ના પુત્રી રમાબેન સાથે થયા હતા. શ્રી અમૃતલાલ પણ રાજકોટવાસી થયા અને સરકારી દવાખાનામાં વર્ષો સુધી સેવા કરી.

જયશંકરભાઈ ને બીજા પુત્ર રતિલાલ તેમના લગ્ન બાબરાના પંડ્યા વીરજી આણંદજી ના પુત્રી સાંતાબેન સાથે થયા છે. તે વૈધકીય ખાતામાં કમ્પાઉન્ડર તરીકે સેવા આપતા હતા. પછી તેઓએ વડોદરાની સયાજી હોસ્પિટલમાં વર્ષો સુધી કામ કર્યું અને નિવૃત્ત થયા. તેમણે તેમના બંને પુત્રોને શિક્ષણ આપી આગળ વધાર્યા અને પુત્રો હાલ સારી નોકરી માં ગોઠવાયા છે. અને વડોદરામાં મકાન બનાવી રહે છે.

રતિલાલભાઈ ના મોટા પુત્ર કૌશિક, તેમના લગ્ન જોશી લાભશંકર રામેશ્વર ના પુત્રી સાથે થયા.

ત્રીજા પુત્ર મુકુન્દરાય તેમના લગ્ન ધ્રાફા ના ભટ્ટ વસંતલાલ મગનલાલ ની પુત્રી સાથે થયા છે.

બીજા પુત્ર ભાઈ પ્રભુલાલ ધારીમાં જ રહ્યા છે. તેમના લગ્ન થાણા દેવડી ના જોશી ઓધવજી નારણજી ના પુત્રી સાથે થયા. અને ત્યાં જ સરકારી સેવા પૂરી કરી નિવૃત્ત થયા. તેમના ત્રણ પુત્રો ઉમેશ, ભાસ્કર અને દિલીપ તેઓ સરકારી સેવામાં ગોઠવાયા છે. ઉમેશના લગ્ન ચાળીયા ના પંડ્યા પ્રાણશંકર છગનલાલ ના પુત્રી વિદ્યાબેન સાથે થયા. દિલીપ ના લગ્ન નગરપીપળીયા ના પંડ્યા અમૃતલાલ ની દીકરી સાથે થયા. ત્રીજા ભાસ્કર ના લગ્ન વ્યાસ નરોત્તમદાસ ના પુત્રી મીનાબેન સાથે થયા.

અમૃતલાલભાઈના બંને પુત્રો ભાલચંદ્ર અને જયસુખલાલ સરકારી સેવામાં છે. મોટા પુત્ર ભાલચંદ્ર વડોદરામાં ઔષધ નિયમન ખાતામાં છે. તેમના લગ્ન બાબરાના પંડ્યા પ્રાણભાઈ ના પુત્રી મથુરાબેન સાથે થયા. નાનાભાઈ જયસુખલાલ રાજકોટના સરકારી પ્રેસ માં કામ કરે છે. તેમના લગ્ન બાબરાના જોશી ચુનીભાઈ ના પુત્રી રમાબેન સાથે થયા.

કાલિદાસ વ્યાસ ના બીજા પુત્ર કરુણાશંકર ભાઈ પણ રેવન્યુ ખાતામાં અમરેલી પ્રાંતમાં જુદા-જુદા સ્થળોએ સેવા કરીને નિવૃત થઈ ધારીમાં રહ્યા હતા. તેમના લગ્ન રાજકોટના જોશી ત્રિભુવન ગોપાલજી ના પુત્રી કાશીબેન સાથે થયા હતા. કરુણાશંકર ભાઈને પાંચ પુત્રો છે. બધા જ જુદા જુદા વ્યવસાયોમાં ગોઠવાયેલા છે.

શિવલાલભાઈ શિક્ષક તરીકે સેવા બજાવી હાલ નિવૃત્ત થઈ પુત્રો સાથે જામનગર રહે છે. તેમના લગ્ન બાબરાના જોશી પ્રાણલાલ મંછારામ ની પુત્રી સાથે થયા.

ચુનીભાઇ ડોકટર થયા છે. તેઓ વડોદરા નજીકના નાગખલા ગામે તેમનો વ્યવસાય કરતા હતા. તેમના લગ્ન ઢસાના ભટ્ટ કૃપાશંકર વિઠ્ઠલજી ના પુત્રી સાથે થયા. હાલ વડોદરા રહે છે.

હિંમતભાઈ રાજ્યના ઇજનેરી ખાતામાં સેવા આપે છે. તેમના લગ્ન ચમારડી ના પંડ્યા છગનભાઈ ના પુત્રી સાથે થયા. રાજકોટમાં પોતાના મકાન બનાવી રહે છે.

નટવરલાલ રેવન્યુ ખાતામાં ટ્રેઝરી વિભાગમાં છે. ભાઈ યશવંત પણ રેવન્યુ ખાતામાં ગોઠવાયા છે. નટવરલાલ ના લગ્ન ચમારડી રાજકોટના મહેતા મૂળશંકર હીરજી ની પુત્રી સાથે થયા.

અનંતરાય ના લગ્ન ના પંડ્યા હરગોવિંદ મોરારજી ની પુત્રી સગુણાબેન સાથે થયા. કેન્દ્ર સરકારની સેવામાંથી નિવૃત થઈ હાલ રાજકોટમાં સ્થાયી થયેલ છે. તેમને સંતાનમાં બે પુત્રીઓ તથા બે પુત્રો છે.

મોટી પુત્રી ઈલા ના લગ્ન મૂળ મતવા નિવાસી શાંતિલાલ વિઠ્ઠલજી ભટ્ટના પુત્ર અતુલ સાથે થયેલ છે (હાલ રાજકોટ).

પુત્રી જયશ્રી ના લગ્ન જામનગર નિવાસી ઉપાધ્યાય ભોગીલાલ મગનલાલ ના પુત્ર રાજેશ સાથે થયેલ છે (હાલ રાજકોટ).

પુત્ર  અરવિંદ રાજકોટ મુકામે સીઝન સ્ટોર ચલાવે છે તેના લગ્ન જામનગર નિવાસી જોશી જટાશંકર મોરારજી ની પુત્રી સાથે થયેલ છે. તેમને સંતાનમાં એક પુત્રી તથા એક પુત્ર છે પુત્રી વિધિ કમ્પ્યુટર ડિપ્લોમા થઈ રાજકોટ મુકામે પ્રાઈવેટ ફર્મમાં જોબ કરે છે તેના લગ્ન રાજકોટ માં વસવાટ કરતા વાલમ બ્રાહ્મણ પરિવારમાં મિલનકુમાર વ્યાસ સાથે થયેલ છે. પુત્ર દેવાંગ (કુંવારા) ધોરણ 12  ITI ટ્રેઇન્ડ થઈ પોતાનો વ્યવસાય કરે છે.

અનંતરાય ના સૌથી નાના પુત્ર રાજેશ મિકેનિકલ એન્જિનિયર થઈ ટેલિફોન ખાતામાં જોડાયેલ અને બીએસએનએલ માં સ્વૈચ્છિક નિવૃત્તિ ની સ્કીમ સ્વિકારી સબ-ડિવિઝનલ એન્જિનિયરની પોસ્ટ માંથી નિવૃત્તિ  થયેલ છે. તેના લગ્ન જામનગર ઝાલાવાડી બ્રાહ્મણ પરિવારમાં થયેલ છે. પત્ની હર્ષા બીકોમ થયેલ છે. તેમજ રાજકોટ મુકામે સ્ટેટ બેન્ક ઓફ ઇન્ડિયામાં ફરજ બજાવે છે.

સંતાનમાં એક પુત્રી તથા એક પુત્ર છે. પુત્રી ડો. હેલી B.H.M.S. થયેલ છે. તેના લગ્ન અમદાવાદ મુકામે નાગર બ્રાહ્મણ પરિવારમાં દેવાંગકુમાર પાઠક સાથે થયેલ છે. તેઓ માસ્ટર ઓફ એન્જિનિયરિંગનો અભ્યાસ કરી અમદાવાદ મુકામે પ્રાઇવેટ ફર્મમાં છે. પુત્ર મિહિર (કુંવારા) કોમ્પ્યુટર એન્જીનીયર (BE) થઈ રાજકોટ મુકામે કમ્પ્યુટર ગેમિંગ ની પ્રાઇવેટ ફર્મમાં જોબ કરે છે. આ રીતે સમગ્ર પરિવાર રાજકોટ મુકામે પોતાના મકાન બનાવી સ્થાયી થયેલ છે.

શ્રી જટાશંકરભાઈ તે કાલિદાસ વ્યાસ ના ત્રીજા પુત્ર. તેમના લગ્ન ચાડિયાના પંડ્યા મકનજી ની પુત્રી મણીબેન સાથે કુટુંબમાં થયા હતા.

શ્રી જટાશંકરભાઈ વર્ષોથી વડોદરા પહોંચેલા અને ત્યાંના એક જાગીરદાર કુટુંબમાં રસોઈના કામમાં વર્ષો સુધી સેવા આપી હતી. તેમના બે પુત્રોમાં મોટા પુત્ર શ્રી વ્રજલાલ ના લગ્ન ઢસા ના જોશી મયાશંકર ગંગાધર ના પુત્રી સરલાબેન સાથે થયા છે. શ્રી વ્રજલાલ રાજ્યની ન્યાય ખાતાની સેવામાં વર્ષો સુધી સેવા આપી હાલ નિવૃત્ત થઈ વડોદરામાં પુત્રો સાથે રહે છે.

બીજા પુત્ર વસંતલાલ ઉત્તર ભારતમાં જઈ દિલ્હીમાં કોઇ વ્યાપારી પેઢીમાં ગોઠવાય ગયા હતા. તેમના લગ્ન પાનસડા-અમદાવાદ ના પંડ્યા પ્રાણજીવન રતનજી ના પુત્રી શારદાબેન સાથે થયા છે. હાલ તેઓ નિવૃત્ત થઈ અમદાવાદમાં તેમના પુત્રો સાથે રહે છે. ઓગસ્ટ 87 માં તેમનું અવસાન થયું છે.

વસંત ભાઈ ના મોટા પુત્ર બળવંતરાય રેલવેમાં કામ કરે છે. અને નાના પુત્ર કિરીટ બેંક ની સેવામાં છે. બળવંતરાય ના લગ્ન ચીતલ ના જાની ડાયાલાલ ભગવાનજી ના પુત્રી વિજયાબેન સાથે થયા.

શ્રી વ્રજલાલ ના મોટા પુત્ર જશવંત એમ.કોમ થયા છે અને વડોદરામાં સ્થાયી થયા છે. તેમના લગ્ન બાબરાના જોશી ધીરજલાલ કામેશ્વર ના પુત્રી શોભના બેન સાથે થયા.

બીજા પુત્ર મહેન્દ્રકુમાર ઓટોમોબાઇલ એન્જિનિયરિંગ નો અભ્યાસ કરી રાજ્યની પરિવહન સેવાના અધિકારી બન્યા છે. હાલ તે રાજકોટમાં રહે છે. તેમના લગ્ન રાવલ મનસુખલાલ ના પુત્રી સર્યુંકુમારી સાથે થયા છે. શર્યુંબેન એમ.એ એલ.એલ.બી થયા છે. પી.એચ.ડી નું કામ કરે છે.

ત્રીજા પુત્ર જગદીશકુમાર ઇલેક્ટ્રિક એન્જિનિયર છે. અને ઇલેક્ટ્રીક બોર્ડ માં ઇજનેર છે. તેઓ પણ વડોદરા માં રહે છે. તેમના લગ્ન ઠાકર કાશીરામ રેવાશંકર ના પુત્રી ભગવતી બેન સાથે થયા છે.

ચોથા પુત્ર પંકજ રે ફ્રીજ ફ્રેશન નું કામ કરે છે. અને તે પણ વડોદરામાં રહે છે. તેના લગ્ન જામનગર પંડ્યા અચરતલાલ ના પુત્રી હર્ષિદા બહેન સાથે થયા છે.

પાંચમા પુત્ર પરિમલ એમ.કોમ થયા હતા. પણ અકાળે યુવાન વયમાં તેમનું કરુણ અવસાન થયું.

## ગૌરીશંકર હિરજી વ્યાસ ની વિગત ...






**શ્રી કેશવલાલ ગૌરીશંકર વ્યાસ**
સ્વર્ગવાસ: 04-12-1992



**સમજુબેન કેશવલાલ વ્યાસ**
સ્વર્ગવાસ: 08-07-1993



**શ્રી કમળાશંકરભાઈ કેશવલાલ વ્યાસ**

જન્મ: 11-07-1934 સ્વર્ગવાસ: 22-10-2020



**શ્રી નાનાલાલ કેશવલાલ વ્યાસ**

જન્મ: 11-02-1931 સ્વર્ગવાસ: 30-03-2018



**શ્રી દલપતભાઈ કેશવલાલ વ્યાસ**

**સ્વર્ગવાસ :04-04-2015**



**વિજયાબેન દલપતભાઈ વ્યાસ**

**સ્વર્ગવાસ: 16-12-2017**

હીરજી વ્યાસ ની શાખા જોઇએ. તેમને એક પુત્ર ગૌરીશંકર હતા. હીરજી વ્યાસ પણ ગામડામાં તલાટીની નોકરી કરતા.

ગૌરીશંકર નાની વયે ગુજરી ગયા. તેમના લગ્ન પીઠળ ના જોશી નાનજી ગૌરીશંકર ના બહેન કંકુબેન સાથે થયા. તેમને એક પુત્ર. તેમનું નામ કેશવલાલ. કેશવલાલ ના લગ્ન ઢસા ના ભટ્ટ વિઠ્ઠલજી ત્રિકમજી ના પુત્રી સમજુબેન સાથે થયા. કેશુભાઇ વડોદરા જઇ શિક્ષક થયા અને વર્ષો સુધી નોકરી કરી નિવૃત થયાં. નિવૃત્તિ સમય તેઓ પોતાના પરિવાર સાથે પસાર કરે છે. કેશુભાઈને ચાર પુત્રો છે.

મોટા પુત્ર દલપતરામ રસોઇને ક્ષેત્રમાં પડ્યા છે. અને કોઠારીયા ટીબી હોસ્પિટલમાં તેમણે વર્ષો સુધી સેવા આપી નિવૃત્તિ લીધી છે. તેમના લગ્ન બાબરાના જોશી ચીમનલાલ દયારામ ની પુત્રી વિજયાબેન સાથે થયા છે. બીજા પુત્ર ભાઈ નાનાલાલ ગ્રેજ્યુએટ છે. અને અમરનગર ની સરકારી હાઇસ્કૂલમાં વર્ષોથી નોકરી કરે છે. તેમના લગ્ન રાજકોટના ભટ્ટ વાલજી પ્રેમજી ના પુત્રી કુસુમબેન સાથે થયા છે. કુસુમબેન પણ શિક્ષિકા છે. ત્રીજા પુત્ર કમલા શંકર પણ સોરઠ જિલ્લામાં શિક્ષકની નોકરીમાં ગોઠવાયા છે. તેમના લગ્ન ચાળીયા ના પંડ્યા ભાઈશંકર મકનજી ના પુત્રી સાથે થયા છે. રમણીકલાલ રાજ્યની પોલીસ સર્વિસમાં છે. તેમના લગ્ન વ્યાસ અમૃતલાલ દેવકૃષ્ણ પુત્રી પદ્માબેન સાથે થયા છે.

ધારીના વ્યાસ કુટુંબની આ શાખાનો અમુક ભાગ વડોદરા અમુક રાજકોટ અને કેટલાક ધારીમાં રહે છે. સમગ્ર કુટુંબ રાજ્ય સેવામાં મુખ્યત્વે ગોઠવાયેલું છે.

# નરસીભાઈ આણંદજી ની વિગત...






ભાલચંદ્ર ગીરધરલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 17-09-2020





**શ્રી નાનાલાલ પ્રાણશંકર વ્યાસ**

સ્વર્ગવાસ:- 13-1-2012

સ્વભાવે સૌમ્ય, લાગણીસીલ પ્રવૃતિ વાળા નાનાલાલભાઈ શીક્ષક તરીકે આજીવન સેવા કરી, સંતાનોને ઉચ્ચ સંસ્કાર અને શિક્ષણ આપી જીવન ના પથ પર આગળ વધાર્યા, ધાર્મિક અને પરોપકારી એવા વડીલ.

**શ્રી કુસુમબેન નાનાલાલ વ્યાસ**

સ્વર્ગવાસ:-30-9-2012

નાનાલાલભાઈ ના ગૃહસ્થ જીવન મા માર્ગદર્શક બની સંતાનોને ઉચ્ચ ધાર્મિક સંસ્કાર આપનાર ગૃહિણી.

**વંદનીય:-**

**ગીરીષભાઈ,ઉષાબેન, અશ્વિનભાઈ,નયનાબેન, બિધીનભાઈ,માધવીબેન, માલવિકા મિલાપભાઇ, સ્વહિરેનભાઇ, કિશન, અર્જુન,માર્ગી**



**શ્રી હિરેનભાઈ ગિરીષભાઈ વ્યાસ**

સ્વર્ગવાસ:- 29-08-2016

નાની વયમા જિંદગી થી વિદાય લેનાર આશાસ્પદ યુવાન.

**દ.**

**શ્રી ગિરીષભાઈ નાનાલાલ વ્યાસ**

**શ્રી નાનાલાલ પ્રાણશંકર વ્યાસ પરિવાર**

નરસિભાઈ ના બે પુત્રો.

નથુભાઈ વ્યાસ અને લવજીભાઈ. નથુભાઈ ના મોટા પુત્ર મોરારજી વ્યાસ હતા. તે ધારીમાં જ રહેતા અને તેમના મકાન પણ ત્રિવેણી રોડ પર હતા. તેમના લગ્ન છોટા ઉદયપુરના પંડ્યા બેચરદાસ અંબારામ ની બેન જકલબેન સાથે થયા. મોરારજીભાઈ  ધારી મા દુકાન-હોટલ ચલાવતાં. તેમને બે પુત્રો. મોટા પુત્ર જયાનંદ પિતાને ધંધામાં મદદ કરતા. નાના ગીરધરલાલ વડોદરા military માં દાખલ થયેલા. મોરારજી વ્યાસ શરીરે પડછંદ અને પ્રભાવશાળી હતા. ગીરધરલાલે military કારકિર્દી પૂરી કરી નિવૃત્તિ લીધી. હાલ પાલીતાણા માં રહે છે. જયાનંદ ના લગ્ન રફાળા-પોરબંદરના જોશી નારણજી નથુ ના પુત્રી દૂધીબેન સાથે થયા હતા. તેમને કોઈ સંતાન હતું નહીં.

મોરારજીના બીજા ભાઈ મકનજી તે પણ ધારીમાં ત્રિવેણી રોડ પર રહેતા. પરંતુ તેમણે ધારી છોડી છોટાઉદેપુર તરફ પ્રયાણ કરેલું. તેમના બે પુત્રો મોતીલાલ અને છોટાલાલ પણ છોટાઉદેપુરમાં જ રહ્યા. અને ત્યાં જ વ્યવસાય કર્યો. છોટાલાલ ને બે પુત્રીઓ એક હીરાલાલ ગૌરીશંકર પીપરીયા ના મોટા દીકરા સાથે બીજી નારાયણશંકર વેલજી ના પુત્ર સાથે પરણાવેલા.

આ કુટુંબ ધારી છોડી ખાંભા ગયેલું અને ત્યાં ગોઠવાયું હતું. મોટા પુત્ર મણિશંકર ને કોઈ સંતાન નથી. તેમજ નાનાભાઈ પોપટલાલને પણ સંતાન નથી. પોપટલાલ ના લગ્ન પીઠડ ના જોશી લક્ષ્મીશંકર પીતાંબર ના બેન કસુંબાબેન સાથે થયા છે.

વચેટ ભાઈ પ્રાણશંકર સરકારી સેવામાં હતા. તેમના લગ્ન ઢસા ના ભટ્ટ ભાણજી મીઠાના દીકરી પુરીબેન સાથે થયા હતા. તેમને ત્રણ પુત્રો છે. મોટા શિવલાલ તેમના લગ્ન જોશી મયાશંકર ગંગાધર ના પુત્રી લીલાબેન સાથે થયા હતા જેનાથી પુત્રી બેન નિર્મળા છે. તેને ચાડિયા ના પંડ્યા હરિલાલ છગનલાલ ના

પુત્ર ધનેશકુમાર સાથે પરણાવેલ છે. શિવલાલ વૈદકીય શાખામાં કામ કરીને હાલ નિવૃત્ત થઇ અમરેલી રહે છે.

બીજા ભાઈ મગનલાલ ઓખા પોર્ટ માં સ્થિર થયા હતા. તેમના લગ્ન રાજકોટ ના જોશી નારાયણ શંકર વેલજી ના દીકરી ધનુબેન સાથે થયા છે.

ત્રીજા ભાઈ નાનાલાલ શિક્ષક છે. તેના લગ્ન ઉપાધ્યાય જીવરામ ની દીકરી કુસુમબેન સાથે થયા છે. તેઓ નિરીક્ષક થયા હતા હાલ નિવૃત્ત છે. તેમનું કુટુંબ ખાંભામાં જ સ્થિર થયું છે. તેમને ત્રણ પુત્રો છે. ગિરીશ, અશ્વિન અને બીધિન. હાલ મોરારજી વ્યાસનું પણ કોઇ ધારીમાં નથી. તેમના મકાનો પણ વેચાઈ ગયા છે. આ શાખા માત્ર ખાંભામાં જ સ્થિર રહી છે.

ભાઈ નાનાલાલ ના પુત્ર ગિરીશ કાપડના ધંધામાં કામ કરે છે. તેના લગ્ન ગઢડા ના ઇત્તર બ્રાહ્મણ કુટુંબમાં થયા છે.

બીજા પુત્ર અશ્વિન ગ્રેજ્યુએટ થયા છે. અને પોસ્ટ ખાતામાં જોડાયા છે. બીધીન મુંબઇ માં નોકરી કરે છે.

મેઘજી વ્યાસને પરિવાર નથી.

ગંગારામ વ્યાસને રૂગનાથ તેમને એક પુત્ર નાગજી તેમને એક પુત્રી કસ્તુરબેન. તેને બાળાના પંડ્યા ગિરજાશંકર વીરજી સાથે પરણાવેલા. તેમનો પરિવાર ગોરધન શર્મા અને ભાઈઓ છે.

રૂગનાથભાઈ હરિરામ હતા. તેમને ત્રણ પુત્રો પ્રભાશંકર, દયાશંકર અને ટપુ દયાશંકરના પુત્ર મોહન તેમના વિશે માહિતી મળતી નથી. ધારી નું ગ્રુપ અહીં પૂરું થયું.

## વ્યાસ ચમારડી ગ્રુપ

ચમારડી બાબરા તાલુકા નું નાનું ગામ છે. તેમાં આ એક વ્યાસ કુટુંબ રહેતું. જગજીવન મકનજી વ્યાસ. તેઓ બિનવારસી ગુજરી જતાં તેમનું મકાન પાછળથી વેચાઈ ગયું. તે એક કણબી ખેડૂત કુટુંબે લીધેલું છે. આ મકાનમાં વ્યાસ કુટુંબ વાળા દેવ નું સ્થાનક છે. અને તેના પૂજનાર્થે રાણપર, રાવકી મેટોળા વગેરે ગામોના કુટુંબો આવે છે. માનતાઓ કરે છે. આ દેવસ્થાનમાં પૂજાતા વડીલ **ચત્રભુજ દાદા** હતા તેમ કહેવાય છે અને તેઓએ ગાયોના રક્ષણ માં પ્રાણ અર્પણ કરેલ એવી દંતકથા છે. તેથી વ્યાસ કુટુંબ ના સુરાપુરા ગણાય છે.

## ચમારડી નું વ્યાસ કુટુંબ

મકનજી

જગજીવન--------- પીતાંબર-------- ભવાનીશંકર



જગજીવન ના લગ્ન ચરખા નિવાસી ભીમજી પંડ્યાના દીકરી જીવીબેન સાથે થયા. તેમનો પરિવાર નથી. પીતાંબર વ્યાસ ના લગ્ન મવા નિવાસી મૂળ લતીપર ના જોશી હરદેવ માધવજી ની દીકરી માણેકબેન સાથે થયા. તેમને એક પુત્રી જયકુંવરબેન. તેના લગ્ન ઠાકર ભુદરજી દુર્લભજી સાથે થયેલા તેમને વિસ્તાર નથી.

ત્રીજા ભાઈ ભવાનીશંકર પણ વહેલા ગુજરી ગયેલા. આ કુટુંબનો કોઈ વારસ ન હોવાથી તેમની ઉત્તરક્રિયા વગેરે રાવકી નિવાસી વ્યાસ ખીમજી મીઠાભાઇ એ કરાવેલા. તેથી લાગે છે કે તેઓ નજીકના જ ભાઈઓ હોવા જોઈએ.

# ચમારડી થી રાજકોટ આવેલ વ્યાસ કુટુંબ






**પ્રિયકાન્ત નર્મદાશંકર વ્યાસ**

જન્મ 9-11-58 વિદાય 31-1-75

શામજી વ્યાસ નુ કુટુંબ ચમારડી-બાબરા રહેતું. ચમારડી આપણી જ્ઞાતિના કેટલાય કુટુંબ નું કેન્દ્ર હતું. તેમાં પ્રસંગોપાત સૌ ભેગા થઇ ને નીકળતા ત્યારે લગભગ પોણોસો માણસો નું મોટું જૂથ આ ગામ માંથી નીકળતું. આસપાસના ગામડાઓમાં સૌ પરસ્પર પ્રેમ થી મળતા.

શામજી વ્યાસ નસીબ અજમાવવા રાજકોટ આવ્યા અને શિવરામભાઈ નું કુટુંબ સવજી વાલજી ની ધર્મશાળામાં ગોઠવાયું. અને ત્યાં વિશી પણ શરૂ કરેલી. શિવરામભાઈ ના લગ્ન લતીપુર-પસાયા ના ઉપાધ્યાય મેઘજીભાઈ ના પુત્રી રંભાબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં છોટુભાઈ, ગિરધરલાલ અને ભુપતભાઈ ત્રણે ભાઈઓ રાજકોટમાં તૈયાર થયા. છોટુભાઈ આફ્રિકા ગયા અને ત્યાં ક્રમેક્રમે પ્રગતિ કરી. ભુપતભાઈ રાજકોટમાં રહેતા અને એક પ્રકાશન સંસ્થા તથા ફ્લોરમીલ નો વહીવટ સંભાળ્યો તે પછી તેઓ આફ્રિકા ગયા અને સારી પ્રગતિ કરી. થોડા વર્ષો કમાણી કરી રાજકોટ પરત આવ્યા. રાજકોટમાં ખાણોમાં ખાતર, ખેતી વગેરેમાં મૂડીનું રોકાણ કર્યું. જમીન લે વેચ માં પણ સારી પ્રગતિ કરી. જ્ઞાતિ અને સમાજ સેવામાં નિવૃત્તિકાળ પસાર કર્યો. મધર ટેરેસાને જમીનનું દાન કર્યું.

ભુપતભાઈ ના પ્રથમ લગ્ન બાળા ના નિવાસી પંડ્યા મુખ્યાજી મોનજી વૈજનાથ જી ની પુત્રી ત્રિવેણીબેન સાથે થયા હતા. તેનાથી એક પુત્રી દિનમણી બેન છે. જેના લગ્ન જામનગર વાસી મેહતા ભુરાભાઈ ના પુત્ર કાંતિલાલ સાથે કર્યા છે. ભુપતભાઈ ના બીજા લગ્ન રાજકોટના રાવલ મૂળશંકર પ્રેમજી ની પુત્રી મંગળાબેન સાથે થયા. તેનાથી ત્રણ પુત્રો જયંત, દેવેન્દ્ર અને યશવંત અને એક પુત્રી છે. જયંતકુમારે પિતાનો વ્યવસાય સંભાળ્યો છે. દેવેન્દ્ર પણ તેમાં સાથ આપે છે. યશવંત ઈલેક્ટ્રીક ઇજનેર થયેલ છે. અને સરકારી નોકરી મા છે. જયંતકુમાર ના લગ્ન ધારી હાલ અમદાવાદ ના વ્યાસ વસંતરાય જટાશંકર ની પુત્રી ભારતીબેન સાથે થયા છે. તેમને બે દીકરા અને એક દીકરી છે. દેવેન્દ્ર ના લગ્ન ઘેલા રામજી ગ્રુપમાં રાજ્યગુરુ ફુલશંકર પોપટલાલ ની પુત્રી દેવિકાબેન

સાથે થયા છે. યશવંત ના લગ્ન ચાળીયા ના પંડ્યા હરિપ્રસાદ ભાઈશંકર ના પુત્રી નીલમબેન સાથે થયા છે.

છોટુભાઈ પણ વર્ષો સુધી આફ્રિકામાં રહી પછી હૈદરાબાદમાં આવીને રહ્યા અને દ્રાક્ષના બગીચાઓ લીધા. તેમના કામમાં મદદ કરવા તેમના સાળા કાંતિલાલ ભુરાભાઈ (દીનમણીબહેનના) પતિ ને બોલાવ્યા. તેમનું કુટુંબ હાલ ત્યાં સ્થિર થયું છે. છોટુભાઈ હાલ સ્વર્ગસ્થ છે.

છોટુભાઈ ના લગ્ન જામનગર-મેઘપર ના ભુરા જીવરાજ મહેતા ના દીકરી રેવાબેન સાથે થયા. તેમને સંતાન નથી. રેવા બેનનું તાજેતરમાં અવસાન થયું. ગિરધરભાઈ ના લગ્ન લતીપર ના મહેતા ત્રિભુવન ખીમજી ના પુત્રી સાથે થયેલા તેમને પણ સંતાન નથી. તેમનું અવસાન થયેલ છે. વલ્લભભાઈ પણ રાજકોટમાં આવી રહ્યા અને એક કરિયાણાની દુકાન ચાલુ કરી. તેમના પુત્ર નર્મદાશંકર તેમના મામા મૂળશંકર હીરજી ની કરિયાણાની દુકાનમાં કામ કરતા. પછી નર્મદાશંકર મૂળશંકર ભાઈ સાથે ઝરીયા ગયા. તે પછી રાજકોટ આવ્યા અને વેપારી પેઢીઓમાં વ્યવસાયી બન્યા. તેમના પુત્રોએ જાતે કેળવણી લીધી અને તૈયાર થયા.

નર્મદાશંકર ભાઈના લગ્ન રાજકોટ-બાળા ના નિવાસી પંડ્યા ભાઈશંકર ઓધવજી ના પુત્રી લાભુબેન સાથે થયા છે. તેમના મોટા પુત્ર ચંદ્રકાંત સરકારી આરોગ્ય ખાતામાં જોડાયા છે. બીજા પુત્ર હર્ષદરાય વ્યાપારમાં પડ્યા છે. અને લોખંડ નો વ્યાપાર કરે છે. પોતાના મકાન લઈ રાજકોટમાં આ કુટુંબ સાથે રહે છે.

ચંદ્રકાંત ના પ્રથમ લગ્ન ખાનકોટડા નિવાસી પંડ્યા ભાઈશંકર દયારામ ના પુત્ર પ્રતાપરાય ની પુત્રી અનુબેન સાથે થયા હતા. બીજા લગ્ન ઘેલા રામજી ગ્રુપમાં થયા છે. તેમની પત્નીનું નામ પ્રવિણાબેન છે.

હર્ષદરાય ના લગ્ન પાલીતાણા વાસી મૂળ નવાગામ નાત પટેલ હરિલાલ કામેશ્વર ના પુત્રી લતાબેન સાથે થયા છે.

## લતીપુર ના વ્યાસ કુટુંબ

લતીપુરમાં આપણી જ્ઞાતિના જે કુટુંબો વસે છે. તેમાં વ્યાસ કુટુંબો પણ છે. મળેલી માહિતી પ્રમાણે તેની એક શાખા નીચે પ્રમાણે છે.




મુળજી
કાલિદાસ
મોહનલાલ
વિશ્વનાથ
ગિરધર
કનૈયાલાલ
ભરતકુમાર
કિશોર
જગદીશ
વિનોદ
નરેન્દ્ર
જયેશ
સુનિલ
નિલેશ
કમલેશ-ધર્મેશ-દીપક
ભાવેશ-વિજય
બ્રિજેશ
સાગર-અક્ષય
આશુતોષ
વિશાલ-મિહીર
રૂદ્ર
શ્લોક-વેદ
યાંશ
નંદલાલ-જટાશંકર
હર્ષદ
કિરીટ
રાજેશ
પ્રીતિ-નિપુણ-કેતન
કશ્યપ
ક્રિશિવા



શ્રી મોહનલાલ કાલિદાસ વ્યાસ

સ્વર્ગવાસ: 1964



ગંગાબેન મોહનલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 1976



શ્રી કનૈયાલાલ મોહનલાલ વ્યાસ

જન્મ: 16-08-1933 સ્વર્ગવાસ: 04-12-2000



રસિલાબેન કનૈયાલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 25-10 2012





શ્રી ભરતભાઈ મોહનભાઇ વ્યાસ

જન્મ: 15-07-1940 સ્વર્ગવાસ : 05-11-2011

શ્રી કિશોરભાઈ મોહનભાઇ વ્યાસ

જન્મ:15-06-1942 સ્વર્ગવાસ: 16-09-2006





ઇન્દુબેન કિશોરભાઇ વ્યાસ

સ્વર્ગવાસ: 02-06-2018

વિજયાબેન ગિરધરલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 10-05-1986





શ્રી જગદીશચંદ્ર ગિરધરલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 14-10-2022

શ્રી વિનોદચંદ્ર ગિરધરલાલ વ્યાસ

જન્મ:25-07-1954 સ્વર્ગવાસ: 20-02-2009



**જટાશંકર વિશ્વનાથ વ્યાસ**

**સ્વર્ગવાસ: 20-04-1997**



**જનકબેન જટાશંકર વ્યાસ**



**નંદલાલ વિશ્વનાથ વ્યાસ**



સ્વ. લીલાબેન નંદલાલભાઈ વ્યાસ
સ્વ. તા. 30-૧૨-૨003

કાળાભાઈ વ્યાસ પણ મૂળ લતીપરના પરંતુ તેમના કુટુંબે પોરબંદર પ્રસ્થાન કર્યું. તેમના પુત્ર મોહનભાઈ પણ પોરબંદર માં જ રહ્યા અને વ્યવસાય કર્યો. તેમના લગ્ન ઉપાધ્યાય દિવેશ્વર હરજીવન (લતીપુર) ની પુત્રી ગંગાબેન સાથે થયા. મોહનભાઈ ને ચાર પુત્રો છે. તેઓ પણ પોરબંદર માં જ ગોઠવાય ગયા છે. કનૈયાલાલ ના લગ્ન ખાનકોટડા ના મહેતા મૂળશંકર વલ્લભજી ના દીકરી રસીલાબેન સાથે થયા છે. તેમનો પરિવાર પણ પોરબંદર માં જ છે. બીજા પુત્ર ભરતકુમાર પોરબંદર ની મ્યુનિસિપાલિટી માં જોડાયા છે. તેમના લગ્ન હાલ જામનગર નિવાસી જોશી દામજી બેચર ની દીકરી કુસુમબેન સાથે થયા છે. ત્રીજા પુત્ર કિશોર મહારાણા મિલ્સ મા કામ કરતા હતા. તેના લગ્ન રાજકોટ નિવાસી ભટ્ટ વાલજી પ્રેમજી ના પુત્રી ઈન્દુબેન સાથે થયા છે.

ગિરધરભાઈ ના લગ્ન હડાળા રાવલ ભાઈશંકર ની પુત્રી સાથે થયા છે. વિશ્વનાથ વ્યાસ પણ પોરબંદરમાં જ ગોઠવાયેલા પછી અમદાવાદ ગયા. તેમના લગ્ન લતીપુર-પસાયા ના ઉપાધ્યાય મોનજી મેઘજી ની પુત્રી મણીબેન સાથે થયેલા તેમને બે પુત્રો છે.

નંદલાલ નું કુટુંબ અમદાવાદમાં રહે છે. તેમના લગ્ન જામનગર નિવાસી ભટ્ટ મૂળશંકર માધવજી ની પુત્રી સાથે થયા છે. તેમને પરિવારમાં કાંઈ નથી. જટાશંકર પણ અમદાવાદમાં ગોઠવાયા છે. તેમના લગ્ન લતીપુર નિવાસી મહેતા રતિલાલ શિવશંકર ની પુત્રી જનકબાળા સાથે થયા છે. તેમણે તેમના પુત્રો ને કેળવણી આપી છે.

ગિરધરભાઈ ના બે પુત્રો છે વિનોદરાય અને જગદીશ.

વિનોદરાય ના લગ્ન ઉમરાળી ના જોશી નાનાલાલ માધવજી ના પુત્રી હંસાબેન સાથે થયા.

બીજા ભાઈ જગદીશ અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં પરણ્યા છે. આ ભાઈઓ પોરબંદરમાં કામ કરે છે. કનૈયાલાલ ને બે પુત્રો છે. નારાયણ અને જયેશ.

નારાયણ ના લગ્ન પીઠળ-રાજકોટના જોશી લાભશંકર લક્ષ્મીશંકર ની પુત્રી સાથે થયા.

વિશ્વનાથભાઈ ના બીજા પુત્ર જટાશંકરને બે પુત્રો છે. હર્ષદ અને કિરીટ.

હર્ષદ ના લગ્ન રાજકોટના રાજ્યગુરુ પ્રતાપરાય વજેશંકર ની પુત્રી ભાવના બેન સાથે થયા છે.

કિરીટ ના લગ્ન મહેતા જયશંકર ભાઈશંકર ની પુત્રી રંજનબેન સાથે થયા છે. બંને ભાઈઓ અમદાવાદ દૂધની ડેરી માં સર્વિસ કરે છે.

## ડાહ્યાલાલ ભીમજીભાઈ ની વિગત ..

ભીમજીના પુત્રો પૈકી ગોવિંદજી અને ડાહ્યાલાલ નું કુટુંબ લતીપુર થી પાંચસરા મુકામે રહેવા ગયું. અને ત્યાંથી પછી અમદાવાદ ગયેલ. ત્યાં જુદી જુદી લોજો માં રસોઇ કામ માં ગોઠવાયા. ડાહ્યાલાલ ના ચાર પુત્રો અમદાવાદની જાણીતી ચંદ્રવિલાસ હોટલ જેવી લોજ માં કામ કરતા. અને ધીમે ધીમે મેનેજર પદે પહોંચેલા. તેમના એક પુત્ર પ્રેમશંકરે પાનની દુકાન કરેલી. અને તે પછી શ્રી પ્રાણજીવન પંડયાની સત્યનારાયણ લોજમાં પણ કામ કરેલું.





શ્રી મનહરલાલ ગૌરીશંકર વ્યાસ

જન્મ: 17-09-1933 સ્વર્ગવાસ: 28-11-2012



મંજુલાગૌરી મનહરલાલ વ્યાસ

જન્મ:26-09-1935 સ્વર્ગવાસ: 20-08-1956



વિમળાબેન મનહરલાલ વ્યાસ

જન્મ: 25-08-1940 સ્વર્ગવાસ: 07-04-2014

ગૌરીશંકર ના લગ્ન ચીતલ ના મહેતા પ્રભાશંકર કાળાના પુત્રી કેસરબેન સાથે થયા. તેને એક પુત્ર મનહરલાલ તેના લગ્ન જામનગર-બાળાના પંડ્યા મોનજી વીરજી ની પુત્રી મંજુલાબેન સાથે થયા. તેને બીપીન નામે એક પુત્ર છે. મનહરલાલ ના બીજા લગ્ન જામનગરના ઝાલાવાડી કુટુંબમાં થયા. તેને અન્ય પુત્રો છે. મનહરલાલ અમદાવાદમાં રહે છે.

છગનલાલ ના પ્રથમ લગ્ન મવાના રાજ્યગુરુ વિઠ્ઠલજી કાનજી ની પુત્રી કડવીબેન સાથે થયા. તેના પુત્ર તે અંબાલાલ. તેઓ રાજકોટમાં રહે છે. અને શાકભાજી વેપારીના મહેતાજી છે. તેના લગ્ન લતીપુર-કંડોરણા ના જોશી જેઠાલાલ વેલજી ની પુત્રી ભાગીરથીબેન સાથે થયા. તેમને ચાર પુત્રો છે. રમેશ પ્રદીપ, હરેશ, શિરીસ.

રમેશ ના લગ્ન વડાળા રાજકોટના કેશવલાલ પ્રાણજીવન ની પુત્રી સાથે થયા. રમેશભાઈ રેવન્યુ ખાતામાં જોડાયા છે. તેમને એક પુત્ર છે.

પ્રદીપ ના લગ્ન ઢસા ના પંડ્યા વસંતલાલ ભાઈશંકર ની પુત્રી સાથે થયા. પ્રદીપ ઇલેક્ટ્રિસીટી બોર્ડ માં કામ કરે છે.

હરેશ ગેલેક્સી સેન્ટરમાં વેપારી પેઢીમાં કામ કરે છે. સિરીષ ટાઇપીસ્ટ છે. અને સરકારી નોકરીમાં જોડાયા છે. તેમણે આંતરજ્ઞાતિય લગ્ન કર્યા છે. છગનભાઈ ના બીજા લગ્ન દુધઈ ના મહેતા ચત્રભુજભાઈ ની પુત્રી લલીતાબેન સાથે થયા. તેમને એક પુત્ર છે તે વિનોદ. તે અમદાવાદની બેંકમાં સર્વિસ કરે છે. તેના લગ્ન પીઠડ ના જોશી નાનજી ગૌરીશંકર ની પુત્રી સાથે થયા તેને એક પુત્ર મેહુલ છે. લવજીભાઈ ના પ્રથમ લગ્ન પાનસડા-જામનગરના પંડ્યા શામજી ઓધવજી ની પુત્રી વૃજકુંવરબેન સાથે થયા. તેમને કોઈ સંતાન નથી. લવજીભાઈ એ બીજા લગ્ન ઉમરાળી ના જોષી કલ્યાણજી હીરજી ના પુત્રી શારદાબેન સાથે થયા. તેમને એક પુત્રી પ્રવિણાબેન છે. જેના લગ્ન બાબરાના જોશી ધીરજલાલ કામેશ્વર ના પુત્ર દિનકર ભાઈ સાથે થયા.

વલ્લભરામ ના પ્રથમ લગ્ન મવાનાં રાજ્યગુરુ વિઠ્ઠલજી કાનજી ની પુત્રી શાંતાબેન સાથે થયા. તેને એક પુત્ર મુગટલાલ. તેના લગ્ન લતીપુર-ઇન્દોરના ઉપાધ્યાય શિવલાલ ડાયાભાઈ ની પુત્રી સાથે થયા. તેમનું નિસંતાન અવસાન થયું.

વલ્લભરામ ના બીજા લગ્ન માલવણ ના મહેતા શામજી મુળજી ની પુત્રી કંચનબેન સાથે થયા. તેને એક પુત્ર જગદીશ. તેનું પણ નાની વયે અવસાન થયું. પ્રેમશંકર ના લગ્ન મતવા-ચેલાના ભટ્ટ વલ્લભરામ હીરજી ની પુત્રી વિજયાબેન સાથે થયા તેને પુત્ર ઉમિયાશંકર. ઉમિયાશંકરના લગ્ન ઉમરાળી ના દિવસે નાનાલાલ માવજી ની પુત્રી સાથે થયા. ઉમિયાશંકર અમદાવાદમાં ટપાલ ખાતા માં કામ કરતા. તેમનું બસ અકસ્માતમાં અવસાન થયું.

હરિશંકર વ્યાસ અમદાવાદના ખાદીહાટ માંથી ટોપી બનાવવાનું કામ મેળવતા. ઘેર ટોપીઓ તૈયાર કરી ખાદીહાટ મા પહોંચાડતાં. તે પછી રતનપોળ ને નાકે આવી દુકાન પણ કરેલી. તેમાં તેના ભત્રીજા અંબાલાલ પણ જોડાયા. પછી જામનગરના ત્રંબકલાલ શાસ્ત્રી પાસે હરિશંકર સંસ્કૃત ભણવા ગયા અને સાથો સાથ તંત્રવિદ્યા પણ હસ્તગત કરી. તેમાં તેમણે કુશળતા પ્રાપ્ત કરી. સારી નામના પણ મેળવી.

હરિશંકરભાઈ ને પુત્ર ન હતો. તેથી તેમની દીકરી સવિતાબેન ના પુત્રને દત્તક રાખેલ.

# લીલાધર ભીમજીભાઈ વ્યાસ ની વિગત ...





**શ્રી શશિકાંત મગનલાલ વ્યાસ**

જન્મ: 03-02-1945,   સ્વર્ગવાસ: 15-06-2011



**શ્રી ચંદ્રકાન્ત મગનલાલ વ્યાસ**

સ્વર્ગવાસ: 20-02-2017






દક્ષાબેન જિતેન્દ્રભાઈ વ્યાસ

સ્વર્ગવાસ: 01-12-2023



સ્વ. વ્યાસ નયનકુમાર જીતેન્દ્રકુમાર

જન્મ. તા. ૨/૧૦/૧૯૭૩ સ્વ. તા. ૩૦/૪/૨૧ ચૈત્ર વદ ૪ ને શુક્રવાર

તેમણે પણ લતીપર છોડ્યું. અને અલીયાબાડા પાસે આવેલ થાવરીયા ગામમાં આવીને રહ્યા. તેમને બે પુત્રો શામજી અને તુલસીદાસ. તેઓ થાવરીયા માં રહેલા શામજી વ્યાસ ના બે પુત્રો હરિલાલ અને કૃપાશંકર. અમદાવાદ જઇ ત્યાં રસોઇ કામ માં ગોઠવાયેલા.

હરિલાલ હાલ અલીયાબાડા માં રહે છે. હરિલાલ ના પ્રથમ લગ્ન પીઠળ ના જોશી પીતાંબર જીવાના પુત્રી વખતબેન સાથે થયેલા. પછી તેમણે કંડોરણા ના ભટ્ટ મગનલાલ પુંજાભાઈ ની પુત્રી સાથે થયા. તેને એક પુત્ર કિશોર. કિશોર ના લગ્ન દુધઈ-રાજકોટના મહેતા રવિશંકર મનજી ની પુત્રી સાથે થયા. હરિલાલના બીજા ભાઈ કૃપાશંકર ના લગ્ન પાળ ના ભટ્ટ ઉમિયાશંકર નથુભાઈ ના પુત્રી મુક્તાબેન સાથે થયા તેમને એક પુત્ર મહેન્દ્ર છે.

મહેન્દ્ર ના લગ્ન નાગાજર ના મહેતા બળવંતરાય કાનજી ની પુત્રી સાથે થયા. તુલસીદાસ ના પુત્ર મગનલાલ પણ થાવરિયા માં જ રહીને વ્યાપાર ધંધો કરતા હતા. પછી જામનગર ગયા. તેમના લગ્ન રાજકોટના રાજ્યગુરુ હીરાલાલ રવજી ની પુત્રી શાંતાબેન સાથે થયેલા. તેમને પાંચ પુત્રો.

મગનભાઈ ના પુત્રો પછી જામનગરમાં આગળ વધી ખટારા વગેરે રાખી ટ્રાન્સપોર્ટ નો ધંધો ચલાવે છે. મોટા પુત્ર ચંદ્રકાંત ના લગ્ન અલિયાબાડાના બળદેવભાઈ માવજી ની પુત્રી પ્રસન્ન બેન સાથે કરેલ છે. ચંદ્રકાંત પોર્ટમાં કામ કરે છે.

શશીકાંત ના લગ્ન સડોદરા ના કુટુંબમાં થયા છે.

અરવિંદ ના લગ્ન પોરબંદરના પ્રભુલાલ રણછોડના પુત્રી સાથે થયા છે.

## ગોવિંદજી ભીમજી ની વિગત ...







ડો. શશીકાન્તભાઈ હરિલાલ વ્યાસ

સ્વર્ગવાસ: 20-04-2000

શ્રી હરેશભાઈ શશીકાન્તભાઈ વ્યાસ






ગોવિંદજી વ્યાસ લતીપુરમાં રહેતા. તેમનું અવસાન નાની વયે થયેલું. તેમના બે પુત્રો નથુરામ અને બાવાલાલ નાના હતા. તેઓ તેમના કાકા ડાયાલાલ સાથે રહેતા. પછી મોટા થતા ભાઈ નથુરામ રાજકોટ આવી લોહાણા બોર્ડિંગ માં રસોઇના કામે લાગ્યા હતા. તેના લગ્ન વડાળા ના મહેતા અજરામર મહાદેવના પુત્રી સંતોકબેન સાથે થયા. ત્યાંથી મલબાર તરફ એક વેપારી કુટુંબ તેમને રસોઈયા તરીકે લઈ ગયું. ત્યાં તેમને સારું ફાવી ગયું. નિષ્ઠાપૂર્વક નોકરી કરી શેઠની ચાહના મેળવી હતી. પોતે ઉમરલાયક થતા પોતાના પુત્રને-દુર્લભજી ને પોતાની જગ્યાએ ગોઠવી દીધા. બાવાલાલ ના લગ્ન પીઠડ રાજકોટના નથુ જેશંકર ના પુત્રી મુળીબેન સાથે થયા. તેને વારસ નથી.

દુર્લભજી પછી આગળ વધી કાલિકટ માં ગુજરાતી સ્ટ્રીટ મા વિજય હોટલ ચલાવે છે. આજે તેના પુત્ર હરીકાંત નું અવસાન થતા પૌત્ર પ્રદીપ હોટલ ચલાવે છે. આમ આ કુટુંબ મલબારમાં અત્યારે રહે છે .દુર્લભજી ના લગ્ન પીઠડ ના જોષી મોરારજી મોનજી ના પુત્રી સાથે થયા.

દુર્લભજી ના પુત્ર હરિકાંત ના લગ્ન કંડોરણા-વિસનગર ના ભટ્ટ-રાવલ મોતીલાલ ત્રંબકલાલ ની પુત્રી મેનાબેન સાથે થયા. તેના પુત્ર પ્રદીપ. પ્રદીપ ના લગ્ન મેંગલોર ના અન્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં થયા છે.

દુર્લભજીના ભાઈ હરિલાલ કાનાનોર ની ગુજરાતી સમાજની શાળામાં શિક્ષક તરીકે જોડાયા હતા. 30 ની સાલમાં રાષ્ટ્રીય લડત વખતે તેમણે સક્રિય પ્રવૃત્તિ ચલાવેલી. 32 માં શિક્ષકની નોકરી છોડી એક વેપારી પેઢીમાં મુનિમ બન્યા. તેમની શિક્ષકની જગ્યા ઉપર રાજકોટથી ભાઈ રેવાશંકર ઠાકર ને બોલાવીને ગોઠવ્યા.

હરિલાલ શક્તિશાળી તથા મિલનસાર સ્વભાવના હતા. જે પેઢીમાં કામ કરતા ત્યાં ખૂબ દિલ દઈને લાગી જતા. પેઢીમાં સારું કામ કરતાં. તેમાં એક દિવસ અતિશ્રમ ને કારણે પક્ષઘાતનો હુમલો થયો. અને થોડા દિવસ બાદ તેમનું

અવસાન થયું. તેમના લગ્ન પીઠડ ના સવજી ગોવિંદજી ભટ્ટ ના પુત્રી શાંતાબેન સાથે થયા હતા. તેમને સંતાનમાં ચાર પુત્રો.

મોટા પુત્ર બળવંતે જીવનનો પ્રારંભ લતીપર માં પોસ્ટ મેન તરીકે કર્યો .પછી ક્રમેક્રમે ખાતાકીય પરીક્ષાઓ પસાર કરતા બઢતી મેળવતા ગયા. હાલ તેઓ રાજકોટની ભક્તિનગર પોસ્ટ ઓફિસમાં કામ કરે છે. તેના લગ્ન ઉમરાળી ના જોશી કલ્યાણજી વીરજીના પુત્રી સાથે થયા.

બીજા ભાઈ હર્ષદ કાલિકટમાં તેમના પિતાની પેઢીમાં જ રહ્યા છે. અને હજુ ત્યાં જ કામ કરે છે. તેના લગ્ન પીઠળ ના મહેતા ઉમિયાશંકર લક્ષ્મીશંકર ની પુત્રી સાથે થયા છે.

ત્રીજા ભાઈ શશિકાંતે જીવનના પ્રારંભમાં ઘણો સંઘર્ષ કર્યો. અને છેવટે હરિશંકર દાદા પાસેથી દંતવિદ્યા પ્રાપ્ત કરી. તેમાં સફળતા મેળવી આજે તેઓ કુશળ દંતવૈદ્ય તરીકે જાણીતા થયા છે. અને અનેક દંતયજ્ઞ યોજે છે. એમનું કામ સારી પ્રસિદ્ધિ પામ્યું છે. તેઓ હાલ રાજકોટમાં જ પોતાના મકાનો બાંધી સ્થિર થયા છે. સમાજમાં શશીકાંત મહારાજ તરીકે આજેય ઓળખાય છે. શશીકાંત મહારાજ ના લગ્ન અલીયાબાડા ના પંડ્યા જયશંકર લાલજી ની પુત્રી સાથે થયા તેમના ભાઈ નવીનભાઈ પણ રાજકોટમાં જ છે. અને એની મ્યુનિ. કોર્પોરેશન

ની નોકરીમાં છે. તેના લગ્ન ચરખા ના પંડ્યા હાલ રાયપુર વૃજલાલ ભગવાનજી ના પુત્રી સાથે થયા છે.

બળવંતરાય ને બે પુત્રો છે યોગેશ અને રાજેશ. યોગેશ બી.કોમ થઈને કારખાનામાં કામ કરે છે. રાજેશ પણ બી.કોમ થયા છે અને જિલ્લા પંચાયતમાં જોડાયા છે.

હર્ષદરાય ના બે પુત્રો કમલેશ અને સુનિલ. સુનિલ બી.કોમ થયેલ છે. શશીકાંત ભાઈના છ પુત્રો છે. હિતેશ, હરેશ, મુકેશ, જયેશ, મુનો, બાબો

નવીનભાઈ નો એક પુત્ર ચીકાભાઇ છે.

## જામનગર શાખા

જામનગર માં સ્થિર થયેલી આ શાખા છે.

### જામનગર ના વ્યાસ...





## શ્રી વિરેન્દ્રભાઈ પ્રભાશંકર વ્યાસ

જન્મ:-23-6-1948,   સ્વર્ગવાસ:- 10-1-2019

સાહસિક વ્યક્તિત્વ, વ્યવસાયમાં નિપુણ, અત્યંત સરળ અને પ્રેમાળ. કુટુંબ વત્સલતા અને ઉચ્ચ આદર્શો નો વારસો આપી જનારા વડીલ ના ચરણોમાં પરિવારના વંદન....

**વંદનીય:-**

ગં.સ્વ. જાગૃતિબેન વિરેન્દ્રભાઈ વ્યાસ

બિનાબેન, તૃપ્તિબેન, નિમેષભાઈ





**શ્રી પ્રભાશંકર શામજીભાઈ વ્યાસ**

સ્વર્ગવાસ: 1-11-1990

સૌમ્ય, સરળ સ્વભાવથી સૌની પ્રીતિ પ્રાપ્ત કરનાર એક આદર્શ વ્યવસાયી, બર્ધન ચૌકમા મીઠાઇ ની દુકાન,જેમણે કુટુંબના અનેકને તેની પ્રેરણા આપી એવા વડીલ ને વંદન...

**વિજયાબેન પ્રભાશંકર વ્યાસ**

સ્વર્ગવાસ: 2-5-2003

જાજરમાન વ્યક્તિત્વ પ્રેમાળ કુટુંબ વાત્સલ્ય અને કુશળ ગૃહિણી તરીકે ઊગતી પેઢીને પ્રેરણા આપી જનાર પૂ. માતુશ્રી ને વંદન..

**કૃતજ્ઞ:**

**વ્યાસ પરિવાર**



**શ્રી અરવિંદભાઇ પ્રભાશંકર વ્યાસ**

જન્મ: 22-8-1950 સ્વર્ગવાસ: 13-2-2021

આજીવન સરળ, સૌમ્ય, નિષ્ઠાવાન વ્યવસાયી.

ગૃહસ્થ જીવન મા પરિવાર ના માર્ગદર્શક રહ્યા.

વ્યવહારિક, સામાજિક તરીકે જીવન યાત્રા પૂરી કરી.

**વંદનીય:**

**વ્યાસ પરિવાર**

શામજી વ્યાસ ના બે પુત્રો વજેશંકરભાઈ અને પ્રભાશંકરભાઈએ જામનગરમાં ગોઠવાય ધીમે ધીમે બર્ધન ચોક માં મીઠાઈની દુકાન જમાવી અને સારું કમાયા. ઘરના મકાનો બનાવી કુટુંબોને સ્થાયી કર્યા. ભાઈ પોપટલાલ પીપરટોળા રહેવા ગયા. શિવશંકરભાઈ પણ કંદોઈ નું કામ કરતા. વજેશંકર ભાઈ પછી તેમના પુત્રોએ પણ આજ વ્યવસાય ચાલુ રાખ્યો છે. વજેશંકરભાઈના લગ્ન ઇન્દોર નિવાસી ઉપાધ્યાય ડાયાલાલ નરભેરામ ના દીકરી મણીબેન સાથે થયેલા. તેમનાથી તેમને મનહર, દેવશંકર અને પુત્રી કંચન સંતાનમાં હતા. મણીબેન ના અવસાન બાદ વજેશંકર ભાઈ ના બીજા લગ્ન પાનસડા ના પંડ્યા જગજીવન ના પુત્રી સંતોકબેન સાથે થયા હતા. તેમના સંતાનોમાં ભાઈ પ્રવીણ, ગજેન્દ્ર અને પુત્રી વનિતા છે.

પ્રભાશંકરભાઈ હવે ઉંમર થતાં ધંધામાંથી નિવૃત્ત થયા છે. તેમના એક પુત્ર દેના બેન્ક માં ગોઠવાયા છે. અને બીજા પુત્ર જામનગર માં જ વ્યવસાય કરે છે. પ્રભાશંકર વ્યાસ ના પ્રથમ લગ્ન ચાડિયા ના પંડ્યા મહાશંકરભાઈ ના દીકરી સાથે થયેલા. તેનું અવસાન થતાં બીજા લગ્ન જામનગરના ભટ્ટ નરભેરામ જાદવજીના પુત્રી વિજયાબેન સાથે થયા. મયારામ વ્યાસના પુત્ર પ્રાણજીવન ભાઈ મુંબઇ ગયા અને ત્યાં વેપારી પેઢીઓમાં મુનિમ તરીકે સેવા બજાવી. તેમના લગ્ન લતીપરના ઉપાધ્યાય રાજારામ પ્રાગજી ના પુત્રી સાથે થયા હતા તેમને બે પુત્રો છે.

ચંદ્રકાંત કલાક્ષેત્રે આગળ વધ્યા છે અને સાડી ડિઝાઇન વગેરેમાં નિષ્ણાંત છે જામનગરમાં સાડી નું કારખાનું પણ તેમણે ચલાવેલું. એ પછી મુંબઈમાં જ સ્થાયી થયા છે. ચંદ્રકાંત ના લગ્ન ચાડિયા ના પંડ્યા ભાઈશંકર ભાણજી ના પુત્રી ત્રિવેણી બેન સાથે થયા છે. તેમને બે પુત્રો છે. બંને ઉચ્ચ શિક્ષણ લીધેલું છે.

મોટા પુત્ર ઘનશ્યામ ના લગ્ન ચાળીયા ના પંડ્યા હરિપ્રસાદ ના પુત્રી દીપિકા સાથે થયેલા છે. અને બીજા પુત્ર અતુલ ના લગ્ન રાજકોટના ભટ્ટ પ્રીતમલાલ અમૃતલાલ ની પુત્રી હીનાબેન સાથે થયા છે.

ચંદ્રકાંત વ્યાસ કુટુંબ સાથે હાલ ઘાટકોપર પોતાના ફ્લેટમાં રહે છે. બંને પુત્રો સારી નોકરી માં લાગેલા છે. ચંદ્રકાંત ના નાના ભાઈ જગદીશ પુના તરફ વ્યવસાય કરે છે. ચંદ્રકાંત હાલ સ્વર્ગસ્થ છે. પ્રાણજીવન ભાઈ હાલ સ્વર્ગસ્થ છે. જગદીશ ના લગ્ન ચાળીયા ના પંડ્યા જયશંકર ભાણજી ની પુત્રી સાથે થયા છે. પોપટભાઇ ના લગ્ન થાણાદેવડી ના જોશી ઓધવજી નારણજી ના પુત્રી મુક્તાબેન સાથે થયા. તેમને ચાર પુત્રો. નંદલાલ, ભાનુશંકર, શાંતિલાલ અને અમૃતલાલ.

નંદલાલ ના લગ્ન પ્રાચીના પંડ્યા થી દિવેશ્વર લાલજી ની પુત્રી કુસુમબેન સાથે થયા. તેમને એક પુત્ર પ્રકાશ છે. નંદલાલ નું રીક્ષા અકસ્માતમાં અવસાન થયું છે. ભાનુશંકર ના લગ્ન ઢસા-ચલાલા ના જોશી દીવેશ્વર ભગવાનજી ના પુત્રી રમાબેન સાથે થયા. ભાનુશંકર દૂધ-દહીંની દુકાન ચલાવે છે.

અમૃતલાલ ના પત્ની ત્રિગુણા બેન અને શાંતિલાલ ના પત્ની મંગળાબેન.

શિવશંકર ના લગ્ન હાપા ના પંડ્યા મગનલાલ રતનજી ની પુત્રી સાથે થયા તેમને છ પુત્રો છે. શિવશંકર પોતાના કંદોઈ ના ધંધામાં છે. તેમના પુત્રો જુદા જુદા વ્યવસાય માં છે.

નંદલાલ પોપટલાલ ના પુત્ર પ્રકાશકુમાર ના લગ્ન અલીયાબાડા નિવાસી પંડ્યા ખોડીદાસ રતિલાલ ની પુત્રી જ્યોતિબેન સાથે થયા છે.

શ્રી વજેશંકર ના મોટા પુત્ર મનસુખલાલ ના લગ્ન ચમારડી-રાજકોટના મહેતા મૂળશંકર હીરજી ના પુત્રી કંચનબેન સાથે થયા તેમને પાંચ પુત્રો છે.

મોટા પુત્ર રમેશ ના લગ્ન ભીમકટા ના જોશી ત્રંબકલાલ વિશ્વનાથની પુત્રી સાથે થયા.

બીજા પુત્ર દેવશંકર ના લગ્ન પીપરીયા ના જોશી મોહનલાલ દુર્લભજી ની પુત્રી રેખાબેન સાથે થયા. તેમને બે પુત્રો છે.

ત્રીજા ભાઈ પ્રવીણ ના લગ્ન પીપરીયા ના જોશી ખીમજી ગંગારામ ની પુત્રી સાથે થયા. તેમને એક પુત્ર છે.

ચોથાભાઇ ગજેન્દ્ર ના લગ્ન બાળા-વિભાપર ના પંડ્યા છગનલાલ દેવશંકર ની પુત્રી સાથે થયા તેમને બે પુત્રો છે.

મનસુખભાઈ કંદોઈ નું કામ કરે છે. તેમના પુત્રો ટેલિફોન સેવા માં છે.

દેવશંકર અને ગજેન્દ્ર તેમના પિતાજીનો ધંધો ચલાવે છે.

પ્રવીણકુમાર દેનાબેંકમાં નોકરી કરે છે.

# દયારામ નારણજી ની વિગત ...



દયારામ વ્યાસ લતીપુર ના વતની પરંતુ સ્થળાંતર કરીને પોરબંદર તરફ ગયેલા. ભાણજી વ્યાસને બે પુત્રો ભવાનીશંકર અને દુર્લભ થી બંને શિક્ષક થયા. ભવાનીશંકર શિક્ષક હતા. અને પોરબંદરમાં વર્ષો સુધી શિક્ષક રહ્યા. પછી જૂનાગઢમાં બદલી થતા નિવૃત્તિ સુધી ત્યાં જ રહ્યા. તેમનું કુટુંબ હાલ જૂનાગઢમાં રહે છે. ભવાનીશંકર ભાઈના લગ્ન શિશાંગ ના ભટ્ટ કુટુંબમાં થયા છે. તેમના પુત્ર રવિન્દ્રના લગ્ન ઢશા હાલ રાયપુર ના જોશી દલપતરામ કાનજી ની પુત્રી સાથે થયા છે. અને ભાઈ જયેન્દ્ર ના લગ્ન ઉપાધ્યાય ગોપાલજી જીવરામ ની પુત્રી સાથે થયા. જયેન્દ્ર નું તાજેતરમાં અવસાન થયું. તેને એક પુત્ર છે, નિલેશ.

દુર્લભજી પણ શિક્ષક બન્યા હતા. અને છેલ્લે લતીપુર નિવૃત્ત થયા છે. તેમના લગ્ન લતીપૂરના મહેતા પરસોતમ ખોદીદાસની પુત્રી સાથે થયા છે. અને લતીપુરમાં જ રહે છે.

## હરજી વ્યાસ

વ્યાસ કુટુંબની એક દંતકથા છે.....

ખીરસરા ગામે વ્યાસ કુટુંબના હીરજીભાઈ રતનસી સ્થિર થયેલા. અને સારી એવી ખેતી જમાવેલી. હરજી વ્યાસ ની વાડી ચારેબાજુ જાણીતી થયેલ. તેમણે જાત મહેનતથી બગાયત તથા અન્ય પેદાસ ધરતીને કેળવીને કરેલી.

ગામમાં ગરશિયા કુટુંબો પણ રહેતા. દરબારી ગામમાં આવી સુંદર ખેતી કરનાર બ્રાહ્મણ ની ઈર્ષા અમુક વર્ગમાં આવી. ગરાસીયા વધુ ઉગ્ર બની તેમણે હરજી ને વાડી સોંપી દેવા બીક બતાવી. પરંતુ સંતાન માફક ઉછરેલી લીલી વાડી ને હરજી પ્રાણથી એ પ્યારી ગણતા. તેમણે છડેચોક ના પાડી દીધી. પરિણામે દગાથી હરજી ને પરાજિત કરી ગરાસીયા ભેગા થઈ વન્ડા માં તેના શબને ભંડારી દીધુ. અને વાળી કબજે કરી લીધી.

આ કથા વર્ષોથી તેમના કુટુંબીઓ માં જાણીતી છે. તેમણે હરજી અદાને સુરાપુરા તરીકે સ્થાપના કરી હતી. લતીપૂરના વ્યાસ મણિશંકર પ્રભુજીના ઘરમાં આ હરજી દાદા ને સુરાપુરા તરીકે સ્થાપવામાં આવ્યા છે. તેમના વંશજો ત્યાં માનતાએ જાય છે.

# ગોત્ર પ્રવર અંગે માહિતી

## નોંધ: સમસ્ત ગ્નાતિનો વેદ-યજુર્વેદ છે. અને શાખા મધ્યાંદીની છે.

| અટક | ગોત્ર-પ્રવર |
|---|---|
| -ઉપાધ્યાય -ઈગોરીયા ઠાકર -લાઠીયા મેહતા -ઢસાના ભટ્ટ,બાબરા ના જોશી માલવણ મહેતા -પીઠડ ના ભટ્ટ –ધાંધળીયા પંડ્યા -ભુપતભાઇ શિવરામ વ્યાસ ચીતલ ના મહેતા, પિહોજિયા રાવલ | ભારદ્વાજ ગોત્ર, ભારદ્વાજ, અંગીરસ બૃહસ્પતયે એ ત્રણ પ્રવર |
| જાની -ઈશામળિયા જોષી -કાનડા ઠાકર -લતીપુર ના મેહતા, દૂધઈ મહેતા | ગર્ગ ગોત્ર—ગર્ગ,ચ્યવન, આપ્નવાન એર્વ, જમદગ્નિ, પાચ પ્રવર |
| -પીઠડ અને ઉમરાળી ના જોશી -પાનસડા પીઠડ ના પંડ્યા -વડાળા ના લંગારીયા મહેતા -દુધઇ ના મણિયારા મહેતા | ગોત્ર ગૌતમ, ગૌતમ, અંગીરસ અને શાંક્ત એ ત્રણ પ્રવર |
| -ઢસાના પંડ્યા -ઉખલીયા પંડયા -રાજ્યગુરુ કૌશિક કૌશિક પંડયા ના ઋગ્વેદ અશ્વલાય ની શાખા ઔદિચ્ય | ગોત્ર કૌશિક, કૌશિક, આશિક અને અંગિરસ ત્રણ પ્રવર |
| -કંડોરણા ના ભટ્ટ અસલ માંડલીયા રાવલ | કુત્સસ ગોત્ર, કુત્સસ, અંગીરસ અને માંધાતા એ ત્રણ પ્રવર |
| ધારુકિયા ભટ્ટ | શાંડિલ્ય ગોત્ર, શાંડિલ્ય, કશ્યપ, અને વત્સાર એ ત્રણ પ્રવર |
| -આશાવળીયા વ્યાસ ચમારડી-રાણપુર-ઈશ્વરીયા ના વ્યાસ | વશિષ્ઠ ગોત્ર વશિષ્ઠ ઇન્દ્રપમદ અને ભર્દ્રશું એ ત્રણ પ્રવર |
| -આશાવળીયા વ્યાસ લતીપુર તથા ધારીના વ્યાસ | વત્સસ ગૌત્ર, વત્સસ, ચ્યવનઆપ્નવાન, એર્વ, જમદગ્નિ એ પાચ પ્રવર |

**શ્રી પ્રગટેશ્વર મહાદેવ નો ઇતિહાસ**

**ઇ.સ 1700 To 2022**



વિક્રમ સવંત 1700 ની આસપાસ શિશાંગ અને મોટા વડાળા ની વચ્ચે, મોટા વડાળા ની સીમ તળ માં રૂપારેલ નદી ને કાંઠે પટેલ જ્ઞાતિના આણંદપર ગામના જેસડિયા અટકના પટેલ વાઘજી જેરામના પુત્ર પુત્રવધૂ જમનાબાઈ ની ટેક સાચવવા શિવજી પ્રગટ થયા.

વાઘજી પટેલ, પુત્રવધૂનુ આણું તેડી લાવતા હતા. બપોર થતા ટીમણ સિરામણ માટે પોતાનું ગાડુ ઉપરોક્ત સ્થળે જ્યાં શીતલ વડલાની છાયા ઘેઘુર ઘટાદાર વૃક્ષોની વનરાજી, જીર્ણશીલ પુરાણકાળની સાક્ષી પૂરતું અવાવરૂ અપૂજ્ય

ખંડિયર હાલત નું મંદિર હતું. ત્યાં વાઘજી પટેલે ટીમણ સીરામણ આટોપી લેવા અને થાકેલા બળદોને નીરણ પૂળો કરી લેવાનો નિર્ણય કર્યો.

પોતાની સાથે ની નાની પુત્રી ને ઉદ્દેશીને કહ્યું બેટા ભાભી ને કહે શિરામણ કરી લે. અખંડ સૌભાગ્યવતી જમનાબાઈ એ નણંદ મારફત કેહવડાવ્યું કે મારે શીવવ્રત છે. શિવ દર્શન પછી જ હું શિરામણ કરીશ.

સસરાજી કહે વહુબેટા આપણે ખેડૂતને આવા આકરા વ્રત નો પોસાય. સમય કસમયે સીમ-શેઢે ખેતરે જવું હોય, માટે શીરામણ કરી લો.

અખંડ સૌભાગ્યવતી જમનાબાઈ એ નણંદ મારફત કહેવડાવ્યું કે શિવજીની કૃપાથી મને ક્યારેય વ્રત જાળવવામાં તકલીફ પડી નથી.

અને પડસે તે હું સહન કરીશ, પણ શિવરાત્રી વ્રત તોડીશ નહીં. દર્શન કરીને જ જમીશ. વાઘજી પટેલ ના મનમાં સમસમાટ થવા લાગ્યો. નુસકો શોધવા મનસૂબો કરીને આજુબાજુ નજર દોડાવતા એક માટીની દોણી નજરમાં આવતા, તે  માટલી થોડે દૂર નાની ટેકરી ઉપર ઊંધી વાળી આજુબાજુ પથરા ગોઠવી જલાધારી જેવી રચના કરી. બાજુના ફૂલ ઝાડ માંથી ફૂલ, બીલી તોડી દોણી ઉપર ગોઠવી દીધા. થોડીવારે ગાડા પાસે આવી કહ્યું, જો વહુ બેટા સામે ટેકરી ઉપર જ મહાદેવ બેઠો લાગે છે, જાવ પગે લાગી આવો.

ભોળી અને શ્રદ્ધાળુ વહુએ રૂપારેલ માં સ્નાન કરી વસ્ત્ર, પરિધાન કરી ટેકરી ઉપર ના શિવજી, જેનો સદભાવ પુરાવા તેજો મય ભોળા ભગવાન વીરાજીત હતા. તેને વંદના કરી પરિક્રમા કરી છેડો પાથરી ક્ષમાપના માગી. સસરાને શિરામણ આપી, પોતે તેની નણંદ સાથે ટીમણ સીરોમણી પતાવી ગાડામાં બેસી ગયા. વાઘજી પટેલે ગાડું જોડ્યું. મનમાં સમસમાટ હતો કે આજે વહુ ના વ્રત નો ઉકેલ લાવી બતાવ્યુ.

ગાડુ માર્ગે ન લેતા પેલી ટેકરી તરફ ગાડુ હંકાર્યું અને ગાડાના પૈડા તળે પેલી પેલી દોણી તોડી નાખવા પ્રયત્ન કર્યો. પરંતુ શિવજીને થયું મારા વ્રત ખંડન ના

ઉધમી પટેલને ચમત્કાર બતાવવો છે. ગાડા ના પયડા થી જે માટલી તુટી તે સાથે મોટો શબ્દ થયો. અવાજની સાથે જ લોહીની ધારા વછૂટી અને વાઘજી પટેલ તથા તેના બંને બળદ આંધળા બની બેબાકળા બની ગયા. વાઘજી પટેલ ને પોતાની ભૂલ સમજાણી તુરત જ ગાડા થી નીચે ઉતરી શિવજીના સ્થાન ને પર્શ કરી અંતરવાસ પાઘડીનો છેડો ડોકે કરી અને પશ્ચાતાપ સાથે શિવજીને રીઝવવા લાગ્યો. કાકલૂદી કરવા લાગ્યો.

જમનાબાઈ ગાડી થી નીચે ઉતરી શિવજીને ખોળો પાથરી વિનવે છે.. એ દાદા ભોળાનાથ ક્ષમા કરો. અમારા અપરંપાર અવગુણ સામે નાજોશો. તમો તો દયાના સાગર છો. ભક્તોને વણ માગ્યું વરદાન આપનાર છો. મારા સસરાજી ના અપરાધ ક્ષમા કરો. અને આમના ઉપર અનુકંપા કરો દેખાતા કરો. વાઘજી પટેલે શિવ મંદિર બંધાવી આપવાની ટેક લીધી છે. શિવજી એ કૃપા કરી પટેલને અને બળદોને દેખતા કર્યા. શિવ મંદિર બંધાવવાની અડગ શ્રધ્ધા લય પટેલ ઘરે આવી સ્વજનોથી એકમત બની મંદિરનું શિલાન્યાસ કરવા મોટા વડાળા ના ભૂદેવોને બોલાવી મંદિર નિર્માણ કરવાનું કામ સોંપ્યું. શિવજીનું બાણ મોટું બને તે હેતુથી ટેકરીનું ખોદકામ કરે, રાત થતાં કામ સવાર ઉપર મુલતવી રાખે, સવારે કામે લાગે તે પહેલા જે સ્થિતિમાં શિવજીનું બાણ હતું તેટલું જ જણાય. ફરી ખોદકામ શરૂ થાય સતત અઠવાડિયાના અંતે તેની તે સ્થિતિ. ભૂદેવોને ગમ પડતી નથી. ભૂદેવ ને શિવજીએ સ્વપ્નમાં આદેશ આપ્યો કે મારું લિંગ ભોય તળિયે જ રહેશે વધુ બહાર આવશે નહીં. આખરે મંદિર પરિપૂર્ણ થયું. જેની સચ્ચાઈમાં વાઘજી પટેલ ના કુળદેવી બહુચરાજી માતાજીની પ્રતિમા પણ શીવપંચાયત ઉપરાંત ઉપરના ભાગે સામી દીવાલે ગોખલામાં સ્થાપિત કરવામાં આવ્યા છે. જે અત્યારે પ્રત્યક્ષ દર્શન આપે છે. શિવજીના લિંગ ઉપર ગાડાના પૈડા ની નિશાની અત્યારે પણ જોવા મળે છે. શિવભક્ત જમનાબાઈની સદભાવ ના પુરાવા આ શિવજીનું નામાભિધાન

**શ્રી પ્રગટેશ્વર મહાદેવ** જી રાખવામાં આવેલ..

# ઇતિહાસ અને પ્રગતિ

આ સમય જામનગર સ્ટેટના મહારાજા વિભાજામનો રાજ્ય કાળ-સમય હતો અને કાલાવડમાં કાઠી દરબારો નો રાજ્યકાળ હતો. મોટા વડાળા ત્યારે વહીવટી મહાલ તરીકે મથક હતું. વહીવટી અધિકારી મોતી મહેતા શેઠ નાગર ગૃહસ્થ હતા. શિવજી ના પ્રાગટ્ય પછી તેઓ શ્રી એ તેની હકૂમત નીચેના ગામ મોટા વડાળા, રાજડા, આણંદપર, પાતામેઘપર, નિકાવા, પીપર આટલા ગામમાંથી પ્રગટેશ્વર માટે અનાજના માપા મુકરર કરી આપ્યા હતા. અને પ્રભાવશાળી અને તપસ્વી સન્યાસી મહારાજ રામકૃષ્ણ દવેના સમયમાં શિવજી મંદિર નો વિકાસ થવા લાગ્યો. મોતી શેઠની દીકરી ગગલી બેન તરફથી પશ્ચિમ દ્વારના ઓસરી ઉતાર રસોડા સહિતના બે ઓરડા બંધાવી શિવાર્પણ કરેલા છે. હાલમાં તૈયાર ઊભા છે.

દવે સન્યાસ જી નિર્વાણ પામ્યા. તેની ડેરી (સમાધિ) મંદિર ની બાજુ માં હાલ માં છે. ઇ.સ ૧૮૫૨માં જેસડીયા કુટુંબના ભાવિકો તરફથી ધર્મશાળા બનાવી અર્પણ કરી છે. પાછળથી ગૌશાળા રહી અને અત્યારે તે વિદ્યમાન નથી.

ડેરી (ઔદિચ્ય ખરેડી સમવાયના ભૂદેવે સન્યાસ લઇ શિવ મંદિરમાં જ તપસ્વી જીવન સાથે મંદિરની સંભાળ જાળવી અને વિકાસ કર્યો. જેણે સમૂહ ફાળાથી બંગલી નું નિર્માણ કર્યું. જે બંગલી ને પાડી તે સ્થાને હાલમાં પ્રાર્થના હોલ બન્યો છે. આ સ્વામીજી કેશવાનંદજી નિર્વાણ પામ્યા. તેની ડેરી અને સમાધિ મંદિરની ઉત્તર હાંસે લગત જ છે.)

ઈ.સ ૧૮૫૮માં આ પ્રગટેશ્વર દાદા ના મંદિર ના મહંત તરીકે બંગાળી બાબા સુખલાલ ગીરીજી ની ગોઠવણ કરવામાં આવી. તેણે જગ્યા ના વિકાસ માટે અથાક પરિશ્રમ ઉઠાવ્યા. આ સમયે ઇંગ્લેન્ડની રાણી વિક્ટોરિયાએ ભારતને પોતાના કબજામાં જાહેર કરી ઢંઢેરો પીટાવ્યો. પરસ્પર લડાઇ ની સંધિ, દત્તક

મહેસુલ પ્રથા દાખલ કરવામાં આવી ત્યારે જામ શ્રી રણજીતસિંહ નું શાસન હતું.

સુખલાલજી મહારાજ સ્વાતંત્ર્યસેનાની હતા. 1857 નો બળવો નિષ્ફળ ગયેલો તેમાં ભાગ લેનારા ભોમ-ભીતર બની વેરવિખેર બનેલા. તે માહેના સુખલાલજી ગીરીજી નામધારી સન્યાસીએ શ્રી પ્રગટેશ્વર દાદા ના મંદિર નું સુકાન સંભાળ્યું. જગદંબા મહાકાળીનું તેમણે ગગલીબાય વાળા ઓરડામાં સ્થાપન કર્યું. પ્રતિવર્ષ નવરાત્રોત્સવ હવન હોમ યજ્ઞ  થવા લાગ્યા. "દેવનું દેવાતન પૂજારીના હાથમાં છે" તે ઉકતી તેમણે સાર્થક કરી.

આવા અડાબીડ વગડામાં યાત્રિકોની સંભાળ લેવાતી. અન્નક્ષેત્ર શરૂ થયેલું અને અનેક ભક્તોને મનગમતા વરદાનો મળવાથી જગ્યા ની ખ્યાતી વધવા લાગી. આમદાની અને માણા-માપા ઉપરાંત પણ સખાવતો આવવા લાગી. તે સમયના વહીવટી અધિકારીઓને વિશ્વાસમાં લઇ આ જગ્યાને સર્વે નંબર આપવામાં આવ્યો. ગૌવંશ વૃધ્ધિ માટે જમીન ફાળવી આપવા માં આવી. માણા માપા જામનગર સ્ટેટમાંથી નાબૂદ કરી મહેસુલ પ્રથા દાખલ થઈ. આ સમયે શ્રી પ્રગટેશ્વર દાદાના મહંત શ્રી સુખલાલ ગીરીજી મહારાજ ના શિષ્ય નાથજી મહારાજ ની ગાદી ચદર પછેડી વગેરે બહુમાન થી મહંત શ્રી તરીકે નિયુક્તી થઈ.

સુખલાલજી ની સમાધી સન્યાસીજી ની ડેરી થી ઉત્તર હાશે ઓટા ઉપર નાની ડેરી ની રચના અને ચરણપાદુકા રાખવામાં આવેલ છે. જે હાલમાં હયાત છે.

શ્રી નાથજી મહારાજ નો સમય પણ ખૂબ જ નાજુક હતો. ભયાનક  દુષ્કાળમાં પણ તેમણે ગુરુ આજ્ઞા મુજબ ટુકડો ચાલુ રાખેલો, પુત્ર-પુત્રી બાળક નું વેચાણ કરી અને નિર્વાહ મેળવવાનો આ કપરો સમય હતો. મરકી નો ઉપદ્રવ પણ આ અરસામાં જ ફાટી નીકળ્યો હતો. ખરી તન્મયતાથી માનવ સેવા બજાવી.

શ્રીનાથજી નિર્વાણ પંથે સંચર્યા. તેની સમાધિ પણ ગુરુ સમાધિની બાજુમાં જ છે. તે પણ હાલ મોજુદ છે.

સુખલાલજી મહારાજ કાળધર્મ પામ્યા હતા. તે સમયના મોટા વડાળા ના પ્રતિષ્ઠિત ભૂદેવ ખરેડી સમવાયના શ્રી લક્ષ્મીશંકર ઓધવજી એ વહીવટ સંભાળેલ, તેમના નિધન પછી તેના પુત્ર શ્રી જયંતીલાલ લક્ષ્મીશંકર સંસ્થાનો કુશળ વહીવટ સંભાળતા.

સુખલાલજી મહારાજ પછીનો સમય જગ્યાની પ્રતિકૂળ સંજોગોમાં પસાર થયો બાલગિરિજી મહારાજે, જે મોટા વડાળા ના જ્ઞાતિએ બોરીચા હતા. અને સાધુ બની મંદિરમાં મહંત તરીકે સેવા આપેલ. તેમની રહેણીકરણી ને કારણે બાલગીરીજી નું ખૂન થયું. ફરી જગ્યા સુસુપ્ત અવસ્થામાં મુકાણી. તે પછી નારણદાસ નામના મહાત્માને મંદિરના મહંત તરીકે નિમવામાં આવ્યા. મહારાજ શ્રી ઠાઠમાઠથી રહેવામાં મગ્ન હતા. ઘોડાગાડી રાખતા. તે સમયે કોઈ વહીવટી અધિકારી એ ઘોડાગાડી ની માગણી કરી મહંત શ્રી ક્રોધે ભરાયા ઘોડા ગાડી સળગાવી નાખી. આ મહાત્મા શ્રી ને પણ સંપત્તિના કારણે જાન ગુમાવવો પડયો.

તે પછીના પૂજારી સ્વરૂપાનંદ ઠામ વાસણ વેચી નાસી ગયા. ત્યાર પછી ઢોરા ખાખરીયા થી કાપડી મહારાજ નારાયણદાસજી ની મહંત તરીકે નિયુક્તિ કરી. પણ તેના સમયમાં મંદિરનું વિકાસ થયો નહીં.

પૂજારીજી માધવદાસ તેના પિતાના નિધન પછી પૂજારી તરીકે જગ્યામાં રહ્યા પરંતુ અન્ય આવક થતી તે પોતાના કુટુંબનું ભરણપોષણ અને વ્યવહારમાં વપરાય જતાં. તેઓએ શિવજીના મંદિરનું કોઈ વિકાસ કર્યો નહીં. છેલ્લે આશરે એક દસકાથી શ્રી પ્રગટેશ્વર મહાદેવ ચેરીટેબલ ટ્રસ્ટ નો પ્રારંભ થયો છે. અને હાલના વિકાસકાર્યો થયાં છે.

જ્યારથી આ પ્રગટેશ્વર ચેરીટેબલ ટ્રસ્ટ રચાયું અને મંદિરનો પેહલો જીર્ણોધ્ધાર થયો ત્યાર પછી પ્રગટેશ્વર ના પ્રાંગણ માં ભોજનશાળા, રંભાબહેન હોલ, જુની ઇમારતોને નવું સ્વરૂપ આપવામાં આવ્યું. મંદિરના પ્રાંગણમાં ડીપવેલ પમ્પ, લોખંડ નો મોટો મંડપ, હવન કુંડ, બાગ, ઝુલા વગેરે વિકાસ કર્યો . આ મંદિર ટ્રસ્ટની સ્થાપના પછી કરવામાં આવેલ છે જે આપ સર્વને જાણ.

હાલમાં આ ટ્રસ્ટ પાસે વિચારશીલ અને વિકાસશીલ ઘણી યોજનાઓ છે. સૈકા પુરાણા પુરાતન મંદિર ના સમારકામ માટે ની કામગીરી ચાલુ છે. અખંડદીપ ની શુભ શરૂઆત તારીખ 23-5-1990 બુધવારના શુભ દિનથી કરવામાં આવી છે. કાયમી તીથી યોજના પણ અમલમાં છે. આમ ટ્રસ્ટ રચાયા બાદ સંસ્થાનો સર્વાંગી વિકાસ થયો છે અને ઉત્સાહી ટ્રસ્ટીઓ તન-મન-ધનથી સેવાક્રીય પ્રવૃત્તિ કરી રહ્યા છે.

## પુરાણું મંદિર

શ્રી પ્રગટેશ્વર દાદા ના પ્રાગટ્ય પહેલા આશરે 600 વર્ષ અગાઉનુ દેવ મંદિર ની ખાત્રિ આપતું પ્રગટેશ્વર દાદાના પટરાંગણ છોડી પરી કુંડ વિભાગ પછી એક જૂનું પુરાણું જીર્ણ અને બિસ્માર સ્થિતિમાં યુગલ મંદિર અત્યારે ઊભું છે. જેનો કાળક્રમે બાંધકામ, નકશીકામ ઝીણવટ ભરી કોતરણી અને ઈસ્લામ ધર્મના ધર્મઝનૂની બાદશાહ મહંમદ બેગડો મંદિર તોડવા નીકળેલ હતો. જે મંદિર ઉપર મસ્જિદ ની આકૃતિ વાળો કંડારેલ પથ્થર ગોઠવ્યો હોય.

તે મંદિરે ઇસ્લામ ધર્મ ને ખંડણી આપી બચાવ કરવામાં આવતો. એવા ઉલ્લેખ ઇતિહાસમાં થી મળે છે. મંદિરનું કોતરકામ કમાન, ઘુમ્મટ અને સ્થાપત્ય જ તેની ગવાહી પૂરે છે કે આ મંદિર આશરે 1100 વર્ષ પહેલાનું છે. કાળના વિષચક્રમાં તે મંદિરનો ધ્વસ થયો હોય જે અત્યારે આપણને જોવા મળે છે.

આ પુરાતન મંદિર ને સમારકામની ખાસ જરૂર છે. ફક્ત જૂજ ખર્ચ કરવાથી મહામૂલી ઐતિહાસિક ઇમારત જળવાઈ રહે અને દેવ પ્રતિષ્ઠા થી દર્શનીય બનાવી શકાય.

## અલૌકિક નાગા બાવા ની સંસ્થા

શ્રી પ્રગટેશ્વર દાદાની પૂર્ણ હાસે હદ પૂરી થયા પછી શિશાંગ જતો રસ્તો વટાવી પટેલ લાખા ડાયા મેનપરા ની વાડી ખેતર ની ઉત્તર હશે ખરાબા ની જગ્યા જ્યાં આજથી 75 વર્ષ પહેલા હૈયાતી ધરાવતું ભૈરવ નું મંદિર હાલમાં ફક્ત ટોડા ઊભા છે.ખંડિયર પડ્યું છે. જેમાં ભૈરવની મહાકાય પ્રતિમા છે. જંગમ સંપ્રદાયના નાગા બાવાનો મઠ હતો. તે સમયે આજુબાજુના રાજ્યોનું આશ્રય મેળવી સંસ્થાનો નિભાવ થતો. પરંતુ પરસ્પર રાજ્ય વિસ્તૃતિ ની તેમજ ગાયોના ધણ ઉઠાવી જવાની, ઘાળપાડુ તેમજ દેશવટો પામેલા રાજપુતોના સિતમને કારણે જ્યાં ગામના ગામ અરક્ષીત બની જતા ત્યાં આવી સંસ્થાની શી વિશાત.. ગાયોના ધણ પાછળ કુરબાની આપેલા ના પાળિયાઓ દાદા ની સરહદ આજુબાજુ ઘણા છે. જેમાંના ઘણા તો અત્યારે પણ સુરાપુરા તરીકે પૂજાય છે.

હાલમાંઆલેકિયા ની જગ્યા માં ફક્ત પાંચ પંદર જૂના જમાનાના વૃક્ષો ઊભા છે. તે સમયે બાજુના ટેકરાઓ ના સ્થાને ગામ વસેલા હતા. જેમાં અત્યારે ફક્ત ત્યાં ખોદકામ કરવાથી જુના ત્રાંબા રૂપાના ગધીયા, દોકડા, કોરી વગેરે મળી આવે છે. જે ઇતિહાસની ગવાહી પુરે છે. પુરાતત્વ ખાતા ને અહીંથી ઘણું મળી શકે તેવું છે.

આમ આ દાદા ના મંદીરે ઘણી ધુપ છાવ જોઈ. સમય તેનુ કામ કરતો રહ્યો.

દર શિવરાત્રી એ સમાજ ના લોકો પ્રગટેશ્વર દાદા ના સાનિધ્ય મા ભેગા થતા ફરાળ કરી આલોકિક આનંદ ની અનુભુતિ કરતા.

સમયાંતરે મંદિર ના પૂજારી બદલતા રહ્યા. મધુભાઈ પછી ભાવેશભાઈ, દલાભાઈ અને હાલ રાહુલ ભાઈ છે.

ઇ.સ 2013-14 માં પ્રગટેશ્વર દાદા ના મંદિર નો જીણોધાર મુળ વાડળા હાલ ગાંધીનગર ના શ્રી જયેશભાઈ દલપતરાય મેહતા એ ભવ્ય મંદિર બનાવ્યું.

અને દરવર્ષે મંદિર નો પાટોત્સવ યોજાય છે.

ત્યાર બાદ 2015-16 માં મુળ દૂધઈ હાલ દુબઇ ના શ્રી નૈનેશભાઇ કિશનચંદ્ર મેહતા એ જૂના ભોજનલાય ની જગ્યા એ નવુ ભોજનલાય બનાવીને સમાજ ને અર્પણ કર્યું.

અત્યારે મંદિર ના પ્રાંગણ માં બાળકો માટે હીચકા, લપસ્યા પણ આ બંને દાતા દ્વારા મૂકવામાં આવ્યા છે.

આમ દાદા ના સાનિધ્ય મા મંદિર નો વિકાશ અને સારા કાર્યો થતાં રહે છે.

સંશોધક- સ્વ શાસ્ત્રી શંકરલાલ નાગજીભાઈ મેહતા

પ્રસાર- ધીરેનભાઈ હરકાંતભાઈ મેહતા

**કુળદેવ-દેવીઓ, સતિમા તથા નૈવેધ** પાના નંબર

## કુળ-દેવ દેવીઓ તથા નૈવેદ ની ભાવના

માનવીના વિકાસનો ઇતિહાસ જોઇએ તો તે જ્યારે આદિમાનવ અવસ્થામાં હતો ત્યારે તે કુદરત સાથે વધુ રહેતો તેથી તે કુદરતના રમ્ય અને રોદ્ર સ્વરૂપો ને વધુ ઓળખતો સૂર્ય, ચદ્ર, તારા, પવન, અગ્નિ, વીજળી, પાણી વગેરેને કોઇ અનેરા તત્વો તરીકે ઓળખતો. કેટલાકને તે મહાન પોતાનાથી વધુ બળવાન માની તેની આજીજી કરવા માગતો અને તેના રોદ્ર સ્વરૂપ થી બચવા પ્રાર્થના કરતો. પોતાની પાસે જે કઈ સંપત્તિ હતી તેનું દેવને બલિદાન અર્પણ કરવાની પ્રવૃત્તિ કરીને દેવની કૃપા મેળવવા માં સંતોષ મેળવતો.

ધીમે ધીમે માનવ નુ જીવન વધુ આગળ વધતું ગયું ખેતીનો આરંભ થયો. ચક્રની શોધ થઈ યંત્રો આવ્યા અને માનવીના સંબંધો વધુ ઘનિષ્ઠ બન્યા કુદરતી તત્વોને વધુ વૈજ્ઞાનિક રીતે સમજવા લાગતા માનવી તેનો ઉપયોગ કરવા લાગ્યો. માનવી વધુ કાર્યક્ષમ બન્યો.

સામાજિક જીવન વ્યવસ્થિત રીતે નવા નવા યોગ ક્ષેમ ચલાવવાના ઉપાયો યોજાયા. શારીરિક અને માનસિક શક્તિઓનો વિકાસ થયો. ઋષિ મુનિઓના કુદરત અને ઈશ્વરના સર્જનો વિશે ઉન્ડા ચિંતન થયા હતા. તે છેક બ્રહ્મ પરમાત્મા ના ખ્યાલ સુધી પહોંચ્યા. એ બધાનો ખ્યાલ ઉપનિષદ જેવા શાસ્ત્રો અને અન્ય ગ્રંથો લખાયા.

પછી તેને પ્રચલિત કરવા પૌરાણિક સાહિત્યનું સર્જન થયું. અનેક દેવ દેવતાઓનું સાહિત્ય સર્જાયું. માનવી અને દેવો માનવી અને અસુરો વગેરેની કથાઓ લખાય.

દેવ એટલે સૌમ્ય કલ્યાણકારી મંગળ તત્વ અને અસુર એટલે સંહારક, વિનાશક અનૈતિક તત્વ એવી સ્પષ્ટતા થઇ.

દેવોની ઉપાસના કરવા તરફ માનવીનું મન લલચાયું. શ્રેય અને પ્રેમ માટે તેનો સહારો લેવાની વૃત્તિ ચાલુ થઇ.

સમાજજીવન વિકસતું ગયું તેના ધારા-ધોરણો દ્વારા શ્રેષ્ઠ સમાજ નું ચિત્ર ઊપસતું ગયું અને આમ 20 મી સદી સુધીમાં તો ઘણું પરિવર્તન થઇ ગયું. સમાજજીવન તેની અનેક પ્રવૃત્તિઓમાં ગુચવાતું ગયું. નાના નાના જૂથમાં રહીને અરસ-પરસ સાથ સહકાર મેળવી વધુ સરળ સામાજિક પ્રવૃત્તિઓ પરત્વે ગોઠવણો થઇ.

નાની નાત જાતમાં વિરાટ સમાજ વેચાતો ગયો. આમ જ્ઞાતિઓ પેટા જ્ઞાતિઓ નું સર્જન થતું ગયું. અને તેના નાના એકમો કુટુંબો અરસ-પરસ લગ્ન સંબંધોથી જોડાવા માંડ્યા.

શ્રી નથુ તુલસી ઔદિચ્ય બ્રાહ્મણ ગ્રુપ પણ એ જ પ્રણાલિકા પર રચાયું તેમાં જે કુટુંબો જોડાયા તેમાં ઉપાધ્યાય,જાની, ઠાકર, પાઠક ,પંડ્યા, મહેતા, રાવલ, રાજ્યગુરુ, વ્યાસ અને જોશી જેટલા કુટુંબો ગોઠવાયા.

તેનો વિસ્તાર વધુ ઊંચો ગયો આ કુટુંબમાં પણ પોતાના શ્રદ્ધેય એવા દેવ દેવીઓ હતા.

સામાન્ય રીતે હિન્દુ ધર્મમાં અનેક દેવી-દેવતાઓની આરાધના થતી આવી છે ઉપરાંત કંઈક વધુ નજીક વધારે કૌટુંબિક સંબંધ ધરાવનાર વ્યક્તિ વિશેષને પણ દેવત્વ આપીને તેમની પૂજા-અર્ચના કરવામાં આવે છે.

દરેક કુટુંબમાં આ રીતે પોતાના દેવ-દેવીઓ છે. જેને કુળદેવતા કે દેવીઓ કહે છે. આ કુળદેવતા કે દેવી કોઈ વ્યક્તિ વિશેષ એટલે કે કુટુંબ માટે ખાસ ત્યાગ બલિદાન કે અન્ય સેવા કરી જનાર વ્યક્તિઓ હોય છે. તેમણે આપેલ આત્મભોગને પ્રતિષ્ઠા, ગૌરવ અને મહાનતા આપીને તેને સ્મરણીય બનાવવાનો હેતુ રહેલો છે.

ભવિષ્યની પેઢીને આ ત્યાગ બલિદાન ની વાત યાદ રહે તે માટે સામાન્ય રીતે આસો મહિનાની નવરાત્રિ કે ચતુર્દશી ના દિવસે તેમની યાદ તાજી કરવા તેમને નૈવેધ કરાવવાનો રિવાજ શરૂ થયો.

આ ઉપરાંત કોઈ કારૂણીક  બનાવ અથવા અને અણઘટતી, નેક, ટેક કે અન્ય સારા કામ માટે જાન ન્યોછાવર કરનાર વ્યક્તિઓમાં પણ દેવત્વ આપી તેમને સુરાપુરા તરીકે પૂજવામાં આવે છે. સ્ત્રીઓ સતી થતી તેથી તેની યાદ પણ રખાતી.

સૌરાષ્ટ્ર એ સુરાપુરા ની ભુમી છે અને ગામને પાદર અનેક આવા સુરાપુરાઓની તથા સતી થતા એની ખાંભીઓ જોવામાં આવે છે.

કોઈ સામાજિક હિત ખાતર પ્રાણ ત્યાગી દેનાર વ્યક્તિઓની પછીની પેઢી તેમનું બહુમાન કરી આ રીતે યાદ જીવંત રાખે છે.

જૂના જમાનાના આ સ્મારકો હજીયે ઊભા છે. જ્ઞાતિમાં ના ઘણા કુટુંબોના દેવ-દેવીઓની મળેલી માહિતી જોતા આ વાત સ્પષ્ટ થાય છે.

ઉપાધ્યાય કુટુંબના જીવાદાદા નો ઇતિહાસ તેની સાક્ષી પુરે છે. રાજ્ય એ નાખેલા કર ભરવા માટે તેમણે આપેલું બલિદાન ને તેમના અનુજો બિરદાવે છે અને તેમનું સ્મારક નાનો પાળ્યો હોય કે ડેરી હોય, આ પૂજા સ્થાન બની ગયું છે આવા કુળ દેવોને પ્રસન્ન રાખવાની ભાવનાથી કુટુંબો તેની માનતાએ જાય છે. વર-વધુ છેડા છેડી છોડાવવા જાય છે, અને નૈવેધ ધરે છે.

જાની કુટુંબમાં શિહોરી માતા પૂજાય છે. પીઠળ ના જોશી કુટુંબ મા આત્મારામ દાદા ગામના ગૌવ નું રક્ષણ કરતા શહીદ થયા.

ઇસા મલીયા જોશી કુટુંબમાં પરબડી તાલુકો ધોરાજી ગામે સતી થયેલ પુરબાઈ માં કુળદેવી તરીકે પૂજાય છે.

ઠાકર કુટુંબમાં વડાસડા ગામે બિરાજતા બાલવી આઈ અને તુલજા ભવાની છે આધ્યશક્તિ ના આ જુદા જુદા નામ કહી શકાય. જુદા સ્વરૂપે અને નામે તેમની આરાધના થાય છે.

પંડ્યા કુટુંબો વિસ્તૃત થયા તેમ તેમના દેવ પુજન મા વિવિધતા થઈ. ધાંધલી માતા પૂજનારૂ એક ગ્રુપ થયું તો બીજા ગ્રુપમાં થોડી વિવિધતા આવી.

ચરખા ના ઓધવજી દાદાની યજમાન પુત્રીની લુટારા ઓ સામે રક્ષણ કરતા કરેલ આત્મ સમર્પણ ની વાત જણાવેલી છે.

તે જ પ્રમાણે અન્યાય સામે પ્રાણ  અર્પણ કરનાર ભટ્ટ કુટુંબોના  જીવી માં પણ એ રીતે અમર બન્યા છે.

મહેતા કુટુંબમાં પણ થોડા કુટુંબો માતાજી તરીકે ચામુંડામાં ને પૂજે છે, તો અન્ય લાઠીયા ગ્રુપ શામબાઈ મા ને કુળદેવી તરીકે પુજે છે.

રાવલ કુટુંબ ના સુરાપુરા નો ઇતિહાસ ઉપલબ્ધ નથી પરંતુ તેમના હડાળા નિવાસ ખાતે તેમનું પ્રતીક હતું. પછી રાવલ લોકોએ સ્થળાંતર કરતા તેમના મકાનો પડી ગયા. તેમાં સુરાપુરા ની હસ્તી પણ ગઈ. એટલે હાલ આ કુટુંબો દીપ પ્રગટાવી તેનું સાન્નીધ્ય ઊભું કરે છે.

રાજ્યગુરુ  કુટુંબ પણ આ જ્ઞાતિમાં ઓછી સંખ્યામાં છે. મોટો ભાગ ઘેલારામજી ગ્રુપમાં ગયેલ છે. જૂનાગઢના રાજા તરફથી મળેલ જાગીર નો ઉપયોગ કરતા આ કુટુંબોને પણ પરિસ્થિતિ અન્ય કોઇ તકલીફોનો સામનો કરવો પડ્યો. જમનાવડ ગામ છોડી તેઓએ સ્થળાંતર કર્યું દંતકથા ના આધારે જુદી જુદી વાતો કહેવાય છે. પરંતુ જમનાવડ ગામ છોડવામાં કોઈ સામુદાયિક હિત લક્ષ્યમાં લેવાયું અને તેથી ગામ છોડ્યું. જમનાવડ થી સ્થળાંતર કરી તે અમરનગર તરફ થયેલું.

અમરનગર ને રસ્તે જે કોઈ ચમત્કાર થયો તેની વાત પણ લોક જીભે વહેતી થઇ ગાડા આગળ જઈ શક્યા નહીં. હળવા માલસામાન ઉતારવો પડ્યો અને એમાં જમનાવડ દાદા સરૂપે નીકળ્યા તેનો આદેશ લોકો સમજ્યા અને તે સ્થળે તેમનું સ્થાનક સ્થપાયું. આજે પણ આ કુટુંબો અમરનગર ને રસ્તે આવેલી એક વાડી નજીક તેમના આ દેવની પૂજા દર્શન કરવા આવે છે.

વ્યાસ કુટુંબમા પણ દેવો અંગે વિવિધતા છે. અમુક ગ્રુપ બાબરાના ધુડીયા દાદાને માને છે. માતાજીના સ્વરૂપો પણ જુદા નામે પૂજાય છે.

આ પ્રમાણે દર વર્ષે યાદ કરાવતા પ્રતાપી પૂર્વજોને પુત્ર જન્મ, જનોઈ, લગ્ન સીમંત જેવા પ્રસંગો પર પણ યાદ કરાય છે. પોતાની આનંદની લાગણીઓ માં પૂર્વજોના શુભાશિષ મળે તે હેતુ તેની પાછળ છે. આ પૂર્વજ-પૂજાની વિધિ પણ જમાના પ્રમાણે સાદી અને સરળ રખાઇ છે.

ઘેર દીપ પ્રગટાવી તેમનું સાંનિધ્ય સ્વીકારી તેમને ધૂપ-ફૂલો વગેરે ધરી નાળિયેર વધેરી ને તૈયાર કરેલ ખાદ્ય પદાર્થો ના નૈવેદ્ય ધરાવાય છે. સ્થાન પર જઈ શકાય ત્યારે વર-વધુ ના છેડા છેડી છોડે, લગ્ન જીવનના પ્રારંભે વડીલોના આશિષ માંગે છે. નાળિયેર અને રેશમી વસ્ત્ર મૂકે છે.

નૈવેદ્ય ની ચીજોમાં પણ વૈવિધ્ય દેખાય છે. નવ ચીજોમાં સાદી ખાદ્ય વાનગીઓમાં રખાય છે. મોટે ભાગે દેવીઓને ખીર, રોટલી, દેવો-સુરાપુરા ને લાપસી, સુખડી અને તલવટ ધરાઇ છે. વંડા-રેઠવા જેવી ચીજો પણ કોઈ નૈવેદ્ય માં થાય છે.

રોટલી, ચોખા, ખીચડી ને પણ સ્થાન છે. નૈવેધમાં ધરાવેલ સામગ્રી પવિત્ર મનાય છે. વધે તો ગાયને ખવડાવી દેવાનું ગોઠવાય છે.

કેટલાંક કુટુંબોમાં વડીલનું સાનિધ્ય દીપક પ્રગટાવી કરાય ત્યારે જુના રીવાજ પ્રમાણે વધુઓ એ મલાજો રાખવા લાજ કાઢવાની પણ પ્રથા છે.

માનવીનું મન શ્રધ્ધા ઉપર ચાલે છે. આ બધી પૂજા વિધિ, નૈવેધ, માનતા શ્રધ્ધા ઉપર અવલંબિત છે. અને આ રીતે વર્ષો વીતી જવા છતાં ચાલુ છે અને ચાલુ રહેશે.

નવી પેઢીને આ એક ઉપયોગી માહિતી આપવા જેવી અમને લાગવાથી અમે અહીં રજૂ કરીએ છીએ. એક વાત જણાવતા આનંદ થાય છે કે અમારા પરિપત્ર ના જવાબ માં લગભગ બધા કુટુંબની હકીકત અમોને મોકલાઈ છે તે માટે અમે માહિતી મોકલનાર દરેક ભાઈ બહેન ના આભારી છીએ.

-ગ્રંથ સમિતિ

## ઉપાધ્યાય કુટુંબ

ઉપાધ્યાય કુટુંબના દેવ-દેવી તથા તેમને ધરાવતા નૈવેધ ની વિધિ વગેરેની આ માહિતી રાજકોટ થી શ્રી ઉપાધ્યાય દોલતભાઈ નવલશંકર ભાઈ એ મોકલી છે. આપણી જ્ઞાતિમાં ઉપાધ્યાય કુટુંબો અગાઉ લતીપુર ગામે રહેતા ત્યાંથી જામનગર, પડધરી અને અન્ય સ્થળોમાં ગયા છે. આ કુટુંબનો પરિચય તેના મૂળ પુરુષ જીવાદાદા થી થાય છે.

પીઠડ ગામે જામ સાહેબ તરફથી બ્રાહ્મણ કુટુંબોને તેમના જ્યોતિષ બદલ ગરાસ મળેલા. અહીં વર્ષો સુધી આ બ્રાહ્મણ કુટુંબો ખેતીનો વ્યવસાય પણ સાથોસાથ ગોઠવીને પોતાનો કુટુંબ નિર્વાહ ચલાવતા.

દક્ષિણામાં અપાયેલી જમીન કરમુક્ત ગણાતી. બ્રાહ્મણોને જ્યોતિષના બદલામા રાજ્ય આપેલ એ ઇનામ કે દક્ષિણા હતી. વર્ષો જતાં સમય પલટો લેતો ગયો જુના મૂલ્યો બદલાયા ભારતમાં રાજાઓ અને પુરોહિતો વચ્ચેના સંબંધો હતા તેમાં ફેર પડતો ગયો. પુરોહિતો નું વર્ચસ્વ ધીમે ધીમે ઘટતું ગયું અન્ય રાજપુરુષો તે સ્થાન લેતા ગયા.

કાળક્રમે પીઠડ ના બ્રાહ્મણ કુટુંબો પણ કાળના પરિબળ માં આવી ગયા. અને સામાન્ય નાગરિક જેવા ગણાવા લાગ્યા. રાજ્યના કોઈ અમલદાર ને વિચાર આવ્યો હશે કે જેમ બધા જમીન ખેડનાર પાસેથી વિઘોટી લેવાય છે તેમ આ બ્રાહ્મણો પાસેથી પણ તે લેવાવી જોઇએ. એથી આ કામ માટે અમલદારે પડધરી મુકામે બ્રાહ્મણોના આગેવાનોને બોલાવ્યા. વિઘોટી ભરવા અંગે ચર્ચા થઈ. બ્રાહ્મણોએ પોતાની વાત સમજાવી. બક્ષિશ તરીકે અપાયેલી જમીન ઉપર કર લેવાતો નથી. પરંતુ તેમની આ વાત રાજપુરુષ એ સ્વીકારી નહીં.

આ વાટાઘાટમાં ઉપાધ્યાય કુટુંબના આગેવાન જીવાદાદા પણ હતા. તેમણે પોતાની બધી કુશળતા વાપરી, અમલદારને સમજાવવાની કોશિશ કરી. પરંતુ અમલદારે પોતાની વાત પકડી રાખી, સાથોસાથ અધિકાર યુક્ત વાણીથી

વિઘોટી રાજ ગમે તેમ કરીને વસુલ કરશે. તેવી પણ ધમકી આપી. જીવાદાદા ને આ વચનો ખૂબ આકરા લાગ્યા. અમલદારની સત્તા સામે થવાના કોઇ કાનૂની રસ્તા એ જમાનામાં હતા નહીં અથવા જીવાદાદા ને એમ કરવું યોગ્ય અને શક્ય લાગ્યું નહીં. તેમણે ખૂબ વિચાર કરીને છેવટે સ્વાર્પણ કરવાનો જ નિર્ણય લીધો. અને પાસે પડેલી એક કટારી ઉઠાવી અને પોતાના પેટમાં ઉતારી દીધી. અને કહ્યું કે લ્યો આ વીઘોટી. બ્રાહ્મણ પાસે બીજું કાંઈ નથી.

લોહીની ધાર વછૂટી અમલદાર ડાઘાઈ ગયા. જીવાદાદા એ પોતાનું ફાળિયું પેટ સાથે કચકચાવીને બાંધી દીધું અને ચાલતા થયા. થોડું ચાલ્યા બાદ તેઓ રસનાળ ગામ ને પાદર કુવા પાસે ઢડી પડ્યા. દેહ છૂટી ગયો. ચારે બાજુ અરેરાટી ફેલાઇ ગઈ.

સગાવહાલા ભેગા થયા અને ત્યાં જ તેમના અગ્નિ સંસ્કાર કર્યા. અહીં જ પછી તેમની ખાંભી ઊભી કરવામાં આવી. પછી આ સ્થાનક જીવાબાપા સ્મારક બની ગયું. તેમના વંશજો એ રસનાળ અને પડધરી ગામ નું પાણી અગરાજ કર્યું ઉપાધ્યાય કુટુંબના આસૂરાપૂરા ને આજે દરેક ઉપાધ્યાય કુટુંબ પુજે છે.

નવદંપતી ના છેડા છેડી છોડવા રસનાળ જાય છે અને દાદાના આશિષ મેળવે છે. પડધરી ગામ નું પાણી પછી સ્વિકારી થયું. શ્રી પ્રાણજીવન ઉપાધ્યાય પડધરીના અધિકારી હતા ત્યારે તેમણે દાદા ની અનુમતિ તે માટે મેળવી હતી. હાલ રસનાળ પૂરતી જ આ બંધી રહી છે.

આ કથા છે ઉપાધ્યાય કુટુંબના ભાભાબાપા જેવા જીવાબાપાની.

રસનાળ ગામ પીઠડ ની પાસે છે. ત્યાં તેમની ખાંભી બિરાજેલ છે.

વડીલો તરફથી મળેલ વિધિ તથા નૈવેદ વગેરે માટેના માર્ગદર્શન મુજબ ની નોંધ નીચે મુજબ છે.

1 રસનાળ ગામ નો સીમાડો આવી ત્યારથી સ્ત્રીઓએ પૂજ્ય બાપા ની લાજ કાઢવી.

2 રસનાળ ગામ નું પાણી, ચા પીવું નહીં, જમવું નહીં.

3 પૂજ્ય બાપાના દર્શન કરવા જવાનું થાય ત્યારે નાહિ ભીના કપડે પૂજ્ય બાપાને સ્નાન કરાવ્યા બાદ સિંદૂર, ધી લગાડવા તથા ધીનો દીવો અગરબત્તી કરવા, એક શ્રીફળ વધારવું અને પગે લાગવું.

4 સ્ત્રીઓએ નાહીં ને સ્વચ્છ કપડાં પહેરવા.

5 શ્રીફળ ની પ્રસાદી અન્ય જ્ઞાતિ કે કુટુંબના સભ્યો ને અપાતી નથી જે સિંદૂર વધે તે ડેરી ની બાજુમાં આવેલ ખાંભીઓ ને લગાડવી અને ત્યાં અગરબત્તી મૂકવી.

6 શ્રીફળ વધારતી વખતે ગામના છોકરાઓ પ્રસાદી માટે ભેગા થતા હોય છે તેમને માટે પીપરમેન્ટ કે મીઠા કાજુ સાથે લેતા જવા કારણ કે ઉપર દર્શાવ્યા મુજબ શ્રીફળ ની પ્રસાદી અન્યને અપાતી નથી.

7 જ્યારે વરઘોડિયા છેડા છેડી છોડવા પૂજ્ય બાપાના દર્શને જાય ત્યારે એક શ્રીફળ ઉમિયા માતાજીનું કઢાવવું એટલે કે શ્રીફળ ની રકમ માતા ને મોકલી આપવી.

8 પૂજ્ય બાપા ના નૈવેદ આસો વદ-૧૪ ના રોજ કરવાના છે. નૈવેદ માં ચોખા શેર સવા બે, વડા સવા શેર લોટના,  તલવટ સવા સેર, ટોઠા વાટકી એક કરવાના હોય છે. નૈવેદ ધરાવ્યા બાદ ટોઠા ગાયને ખવરાવી દેવા.

9 દરેક ઘરે પૂજ્ય બાપાનો દીવો સંધ્યા સ મયે કરવામાં આવે છે. દીવો હોય ત્યાં સુધી સ્ત્રીઓએ લાજ કાઢવાની હોય છે. તેમજ દીવો હોય ત્યાં સુધી ખાવું પીવું નહીં.

10 ઉપાધ્યાય કુટુંબમાં કાળી વસ્તુનો એ કપડાંનો ઉપયોગ કરવાનો નથી. આ ઉપરાંત સ્ત્રીઓને પગમાં ઝાંઝરી પણ પહેરાતી નથી.

11 પુત્રના બાળ મવારા ભાભા ના દર્શન કરાવ્યા બાદ માતાજી શણગારવા ત્યારબાદ ઉતારવાના હોય છે. અન્ય કુટુંબની જેમ ઉપાધ્યાય કુટુંબમાં વરઘના ચોખાનો રિવાજ નથી.

શ્રી નથી તુલસી ઔદિચ્ય જ્ઞાતિના ઈષ્ટદેવ પ્રગટેશ્વર છે. આ ઉપરાંત ઉપાધ્યાય કુટુંબ ના ઇષ્ટદેવ લતિપર માં બિરાજમાન થયેલ હટકેશ્વર દાદા પણ છે.

## કુળદેવી:

ઉપાધ્યાય કુટુંબ ના કુળદેવી ઊંઝા ગામ વાળા ઉમિયાજી છે. માતાજીનો દરેક ઘરમાં ફોટો લગાવવું તથા સંધ્યા સમયે ઘીનો દીવો કરવો એ રિવાજ છે. દિકરાના લગ્ન પ્રસંગે માતાજીના બે લોટા શણગારવા આ ઉપરાંત પુત્રને બાળ મવારા ઉતરાવવા તા પહેલા અને પુત્રને જન્મ સમયે પણ બબ્બે લોટા શણગારવા ના હોય છે.

શુભપ્રસંગે ઉમિયા માતાજી ને કંકોત્રી લખી મોકલવામાં આવે છે. નોરતામાં આસો સુદ 9 ના રોજ માતાજીના નૈવેદ નીચે દર્શાવ્યા મુજબની વિગતે થાય છે. સંખ્યા અનુસાર નૈવેધ કરવામાં આવે છે. નૈવેધ કાચા ધરાય છે એટલે કે નવ નૈવેધ એકીસાથે રાંધવાના રહેતા નથી. ખીર, રોટલી વડા. તલવટ અને ટોઠા (જુવાર, અડદ ને બાકી ને ભેળવેલ) રાંધવામાં આવે છે. બાકીના રોજની જરૂરિયાત અનુસાર રાંધવામાં આવે છે.

## નવ નૈવેધ ની વિગત

1- ખીર, 2- રોટલી, 3- પુડલા ગળ્યા, 4- લાપસી, 5 ખીચડી, 6- થેપલા ગળ્યા 7- તલવટ, 8- વડા, 9- ટોઠા

કોઇ સંજોગોમાં આસો વદ ૯ ના નૈવેધ ન થઈ શકે તેમ હોય તો મહા સુદ ૯ના નિયત કરવામાં આવે છે.

ઉપાધ્યાય કુટુંબ માટેની વધુ વિગત મુંબઈથી શ્રી ગોપાલજી જીવરામ ઉપાધ્યાય આ પ્રમાણે મોકલે છે.

અમારા કુળદેવી ઉમિયા માતાજી છે સ્થળ ઊંઝા ઉત્તર ગુજરાત અમદાવાદ મહેસાણા થી જઈ શકાય છે ઊંઝામાં માતાજી નું પ્રખ્યાત મંદિર છે અહીં ઉતરવાની રહેવાની જમવાની પણ વ્યવસ્થા છે.

માતાજી ના નૈવેધ આસો મહિનાની સુદ નવમીના રોજ કરવામાં આવે છે. અને નૈવેદ ની નવ સામગ્રી સામાન્ય પ્રચલિત છે તે જ છે.

સુરાપુરા: રસનાળ વાળા જીવાભાભા સુરાપુરા તરીકે પૂજાય છે. હાલ જામનગર જિલ્લાના જોડિયા તાલુકામાં છે. પીઠડ ગામ થી જવાય છે. તેમની ખાંભી છે. તેના ઉપર શિખર વગરની ડેરી બનાવાઈ છે.

આસો વદ ચૌદસ, કાળી ચૌદશના રોજ કરવામાં આવે છે જેની વિગત બધા ઉપાધ્યાય કુટુંબને જાણીતી છે.

# જોષી પીઠડ ગ્રુપ

ઠેબા ગામ જામનગર થી શ્રી પ્રવિણકુમાર જટાશંકર જોશીએ તેમના કુળદેવી માટે નીચે પ્રમાણે માહિતી મોકલેલ છે

અમારા કુળદેવી ગૌરી માતા છે ગૌરી માતા એટલે પાર્વતી નું બીજું નામ એમ શાસ્ત્રમાં કહેવાય છે તેથી શક્તિ સ્વરૂપ ગૌરી માતા ને અમારા વડવા પૂજતા આવ્યા છે. ગૌરી માતાનું મંદિર મહેસાણા તાલુકાના ચંદ્રુમાણા  ગામમાં છે. ચંદ્રુમાણા  જવા માટે પાટણ થી બસ મળે છે. ચાણસ્મા થી પણ જઈ શકાય છે. રુદ્રમાળ ની સ્થાપના વખતે ઔદીચ્ય બ્રાહ્મણો ગુજરાતમાં આવી વસેલા પછી રાજ પલટાઓ તથા અન્ય સગવડ અગવડ થતાં તેમણે ગુજરાતના અન્ય ભાગોમાં સ્થળાંતર કરેલું.

અમારા વડવાઓ ઘણા વર્ષો અગાઉ ચંદ્રુ માણીયા વ્યાસ કહેવાતા તેવું પણ જાણવા મળે છે. પછી કાઠિયાવાડ તરફ આવેલા કેટલાંક કુટુંબો જ્યોતિષ નો ધંધો કરતા હતા. તેથી તેઓ જોશી કહેવાયા. એ રીતે પીઠડમાં અમારી શાખાને જોશી અટક પ્રાપ્ત થઈ.અમારું ગોત્ર ગૌતમ છે.

એક દંત ગણપતિને અમે પૂજી એ છીએ.

કુળદેવી ના નૈવેધ  આસો સુદ આઠમના રોજ થાય છે. તેમાં સવા મુઠ્ઠી મોટા મગ તથા સુખડી કરવામાં આવે છે. ઘેર ઘી નો દીવો કરી ને નૈવેધ ધરાવી શકાય છે.

અમારા સુરાપુરા આત્મારામ દાદા પીઠળ માં છે. આ અમારા દાદા ની હકીકત માહિતી ગ્રંથ મા આપેલી છે. ગાયો હાકી જતા ડફેરો સાથેના ધીંગાણામાં દાદાએ પ્રાણ અર્પણ કરેલ. આત્મારામ ધારથી જાણીતા સ્થાન ઉપર આ દાદા

નો પાળિયો છે. ઉપર ડેરી બાંધેલી છે. અમારા કુટુંબીજનો આ પાળિયાને સિંદૂર ચડાવે છે, અને માનતા કરે છે.

**નૈવેધ**- આસો વદ ૧૪ના રોજ નૈવેધ ધરાય છે. નૈવેધ માં સવા પાલી ચોખાનો રિવાજ છે. તેમાં વરા પ્રમાણે ફેરફાર થાય છે.

**જોષી પીઠડ ગ્રુપ-** જામનગર થી જોશી બચુભાઈ જેશંકર નિવેદન પ્રમાણે 1 અમારે કુળદેવી નથી તેથી તેમના નિવેદન પણ થતા નથી. જોશી કુટુંબમાં હજુ સુધી તટસ્થ અભિપ્રાય મળ્યો નથી.

2 કુળદેવ, સુરાપુરા પીઠડ તાલુકો જોડીયા ખાતે છે. જૂના વખતમાં ગામ, ગરાસ અને કુટુંબના બચાવ ખાતર મરાયા હતા. ધડ અને માથું જુદા જુદા પૂજાય છે. બંને વચ્ચે એક ખેતર નું અંતર છે. ત્યાં ડેરી છે.

નૈવેધ ફક્ત કાળી ચૌદસ ઉપર સવા પાલી ચોખા થાય છે. નવ દંપતીની છેડા છેડી ત્યાં છૂટે છે.

**શ્રી અમૃતલાલ રતિલાલ જોશી** દ્વારકા થી વધુ હકીકત મોકલે છે. આત્મારામ દાદા ના નૈવેધ ચોખા કિલો બે,  ગોળ, ઘી અને શ્રીફળ.

બાળ મવાળા, લગ્ન, સીમંત વખતે નૈવેધ કરવાના હોય છે. વરઘોડિયા ની છેડા છેડી છોડાવવા માટે દાદાને સ્થાનક સૌ જાય છે અને ત્યાં જ નૈવેધ રાંધી સૌ જમે છે.

**કાલાવડ થી શ્રી કિશોરચંદ્ર લક્ષ્મીશંકર** કહે છે કે અમારું ગૌત્ર ગૌતમ છે. અમે પીતાંબર જીવા રાજારામના પરિવાર છીએ.

કુળદેવી ગૌરી માતા છે. સુરાપુરા દાદા પીઠડમાં છે.

અમારા માતાજી સતીમાં પણ ત્યાં જ બિરાજે છે. બટુક ભૈરવ પણ પૂજાય છે.

## ઇશા મલિયા જોશી કુટુંબો

આ કુટુંબ મા વર્ષોથી જે પૂર્વજો ની માનતા વગેરે થતા આવ્યા છે, તેની ઉપલબ્ધ હકીકત નીચે પ્રમાણે છે.

**સ્થાનો** 1 નાંદરખી 2 પરબડી

નાંદરખી જુનાગઢ નજીક નું ગામ છે. સત્તરના સૈકામાં આ કુટુંબના વડવાઓ ત્યાં રહેતા નાંદરખી માં ગરાસ હતો. પરમાણંદ જોશી અને તેના ભાઈઓ નાંદરખી માં ખેતી કરતા. મુસલમાન નું અને કાઠીઓ નું એ વખતે જોર હતું. નાંદરખી માં સંઘિઓ સાથે ખેતી બાબતે કોઈ તકરાર થઈ હશે તેમાં પરમાણંદ જોશી મરાયા. તેમની ખાંભી વાડીમાં ઊભી કરેલી. તેનાથી નાના ભાઈ હતા. એક દંતકથા અનુસાર તેમણે મોટાભાઈના મૃત્યુ બાદ સંઘિઓ સાથે બોલચાલ તથા વ્યવહાર ચાલુ રાખેલું. મોટાભાઈએ સ્વપ્નમાં તેની મનાઈ ફરમાવેલી પરંતુ તેમને એ આજ્ઞા પાળી નહીં. એટલે સર્પ સ્વરૂપે આવી કાનજીને દંસ દીધો. કાનજી જોશી પણ મૃત્યુ પામ્યા.

તેમના મૃત્યુ અંગે બીજી વાત પણ ચાલે છે. બીજી કથા છે કે કાનજી ભાભા રહેણાંકના ઘરના કોઠામાંથી મિલકત કાઢવા ગયા ત્યારે સંઘિઓ ને હાથે મરાયા. પરમાણંદ ભાભા ની ખાંભી સુરાપુરાના સ્વરૂપની છે. ઘોડા ઉપર હાથ માં ઢાલ અને તલવાર બતાવી છે.

કાનજીભાભા નો પાડીયો એક સામાન્ય પથ્થર નો હતો. સમય જતાં આ પાળિયો આસપાસના રહેણાંકમાં આવી જતાં તેની આમાન્ય જડવાતી નહીં.

તે પછી છોડવડી ના શ્રી લીલાધરભાઇ એ બંને પાળિયા વાડીમાં સાથે રાખેલ. આ બંને પૂર્વજોની ગણના સુરાપુરા તરીકે થઇ છે. અને તેમની માનતા વગેરે પેઢીમાં ચાલુ થઈ. (પરમાણંદ જોશી ના વંસજો ની એક શાખા નાનજી જોશી

કોઠા પીપરીયા, રફારા અને વેકરિયા ગામે ગયા અને મહાદેવ જોશી ની શાખા છોડવડી ગયા.

પરમાણંદ જોશી ના બીજા ભાઈ રામજી જોશી ના પુત્ર માવજી દેસાઈ ના પરચા ગામે ગયા. છોડવડી શાખા ઘેલા રામજી ગ્રુપમાં ગયેલી છે. પરબડી ગામ ધોરાજી થી ૧૭ કિલોમીટર જુનાગઢ ને રસ્તે છે. અગાઉ ગોંડલ રાજ્ય નું ગામ હતું.

પરમાણંદ જોશી પરવડી માં પરણેલા તેમના લગ્ન પરબડીને પંડ્યા હરગોવન ની પુત્રી પૂરબાઈ સાથે થયેલા. જ્યારે પરમાણંદ જોશી નાંદરખી માં મરાયા ત્યારે તેના સમાચાર પરબડી મળતા પુરબાઈ ને સત ચડ્યું અને તેઓ પરબડી માં સતી થયા. તેમણે ગામને દરવાજે થાપા ચોડેલા તે હજુ જાળવી રખાયા છે.

પૂરબાઈ સતી થયા તેમનો પાળિયો છે. વર્ષો સુધી તે ગામના પાદરમાં ઊભેલો નદીમાં પુર આવતા તેનું સ્થળાંતર થયું હશે. પરંતુ આ સતી માં ની માનતા તેમના વંશજો માં ચાલુ થઈ પછી છોડવડી ના કુટુંબો તથા ઢસા પીપરીયા ના કુટુંબોએ આ સ્થાનોમાં અવાર-નવાર માનતાએ જવાનું ચાલુ રાખેલું છે.

ઇ.સ ૧૯૨૦ માં છોડવડી ના સ્વ શ્રી હરીદાસ ધનજી તથા સ્વ નાનાલાલ ધનજી તેમના પત્નીઓ સાથે પરબડી ગયેલા. સતીમાં ની ખાંભી નો પાળીયો ગામને પાદર એક બાવળના ઝાડ ના ઓથે ઊભેલો આ પાળિયામાં પંજાથી ખભા સુધી નો હાથ કોતરેલો છે. તેની નીચેના લખાણ માં એવું ખેલે છે કે પંડ્યા હરગોવન ની પુત્રી પુરબાઈ તે પરમાણંદ જોશી (ઊકલતું નથી)સવંત ૧૭૩૭ કારતક સુદ ૨ માં આજેય આ અક્ષરો વંચાય છે.

પણ સિંદૂર અને ધૂળથી દબાઈ ગયા છે. છોડવડી ના કુટુંબે માનતા લીધેલી અને માતાજીને પ્રાર્થના કરેલી કે નાનાલાલ ભાઈને ત્યાં દીકરો આપો. નાનાલાલ ભાઈ ને ત્યા નીતિનભાઈ નો જન્મ થયો પછી સતીમાં હાલ જ્યાં બિરાજે છે તે જગ્યા ચાર ચોરસ વાર જમીન ગોંડલ દરબાર ભગવત સિંહજી

પાસેથી ધોરણસર વેચાતી લેવા માં આવી. તારીખ 20-5-1943 તે વખતે રૂપિયા ૬-૧૨-0 હરિદાસ ધનજીને હસ્તે શ્રી મોહનલાલ નરભેરામ ને જમીન કરી આપવામાં આવેલી.

આ જગ્યા ઉપર ડેરી બનાવી માતાજી ની ખાંભી તેમાં પધરાવવામાં આવી. આ પ્રમાણે પરબડી મુકામે સતીમાં ની દેરી ઊભી થઇ.

સમય જતા સતીમાની આ ગામમાં તથા આસપાસના ગામો મા શ્રધ્ધા વધતી ગઈ. અને સર્પદંશ વાળા લોકો પણ માતાજીની કૃપાથી અને શ્રધ્ધાથી બચી જવા માંડ્યા. અનેક લોકોમાં માતાજી પૂજનીય બની ગયા.

ધીમે ધીમે લોકોએ દેરીને મોટી બનાવી. સતીમાં ના થાપા વાળા પથ્થર પણ ડેરીના આંગણામાં મુક્યા અને આસપાસના લોકા દ્વારા મળેલ રકમ થી વિશાળ કંપાઉન્ડ તથા તેમાં ક્રમે ક્રમે રહી શકાય તેવા આરામ સ્થાનો પણ બંધાયા છે.

ગામ લોકો મંદિરમાં એક પેટી રાખે છે. તેમાં ભેગી થતી રકમ ધર્માદામાં વાપરે છે. શ્રાવણ સુદ સાતમના ત્યાં એક મેળો પણ ગોઠવે છે. મનોરંજક કાર્યક્રમો થાય છે. તે વખતે ઇનામી ટિકિટોનું વેચાણ કરી ભંડોળ મેળવી તેમાંથી ઇનામો તથા કાર્યક્રમનું ખર્ચ ગોઠવે છે. વધેલી રકમ બાળ ભોજન કે યજ્ઞ વગેરે માં વાપરે છે.

નાંદરખી ગામે બે ભાઈઓની ખાંભીઓ હતી. તે ગામે જોશી કુટુંબો પાણી પણ ન લેતાં. તેથી છોડવડી ના શ્રી લીલાધરભાઇ સતીમાની આજ્ઞા લઈ બંને ખાંભીઓ નાંદીરખી થી પરબડી ગામે લઇ આવ્યા. અને સતી માં ના મંદિર ની બાજુમાં એક ઓટા ઉપર પધરાવેલી. એટલે હવે નાંદરખી ગામે જવાનું પ્રયોજન રહેતું નથી.

સમયના વહેણ સાથે કાનજીભાભા નો પાળિયો છે. એક સામાન્ય પ્રતીક પથ્થરનો હતો. તે ફોટા પરથી અદ્રશ્ય થયો છે.

બે વર્ષ અગાઉ છોડવડી વાળા જોશી મૂળશંકરભાઈ દયાશંકર તરફથી સતી માં ના મંદિર ની બાજુમાં એક શિવાલય બંધાવ્યું છે. જેને પરમાણંદેશ્વર મહાદેવ નું નામ અપાયું છે.

તેમાં પરમાણંદ દાદા ની ખાંભી ને જડી લેવામાં આવી છે. એટલે આજે આ ઈસા મલીયા જોશી કુટુંબો માટે પરબડી જ દેવસ્થાન થયું છે. જ્યાં સતીમાં અને ભાભા બંને બિરાજે છે.

## નૈવેધ વગેરે...

જોષી કુટુંબના ના કુળદેવતા ઓ પાસે લગ્ન બાદ છેડાછેડી છોડાવા જવાનું ફરજિયાત બંધન નથી. પૂજ્ય સતિમાને સવા પવાલા (હાલ એક કિલો) ખીર તથા શ્રીફળ વરસમાં નવરાત્રીના દિવસોમાં અથવા લગ્ન, જનોઇ, સીમંત પછી ધરવામાં આવે છે.

ભાભાઓની માનતા મા સવા પવાલા ના ચોખા, ગોળ તથા સવા પવાલા ના તલવટ અને શ્રીફળ ધારાવાય છે.

આ બંને નૈવેધ ઘેર બેઠા કરી શકાય છે.

**અંબારામ બાપા** ઢશામાં (હાલ ગોપાલ ગ્રામ) સ્થાયી થયેલ માવજી જોશીના એક પુત્ર વીરજી ના પુત્ર માધવજી જોશી હતા. તેમના ત્રણ પુત્રો હતા પરંતુ એકય ની હૈયાતી અને વંશ વિસ્તાર નથી.

એક પુત્ર અંબારામ નું યુવાન વયે અવસાન થયું. ઢશામાં બ્રાહ્મણોની ચોરાસી નું ભોજન હતું. અંબારામ કોઇ સંબંધીના પૈસા લઈ બગસરા થી આવતા હતા. સાથેના ભરોસા વાળા એક વાળંદ મિત્ર ની દાનત બગડી અને સરભડા-શીલાણા ગામ વચ્ચે એક ખેતરમાં અંબારામ નું તેણે ખૂન કર્યું.

બ્રાહ્મણ કુટુંબને મોટો આઘાત લાગ્યો. અને સુરાપુરા બનાવ્યા અને આ પેઢીના કુટુંબો તેમની માનતા અને પૂજા કરે છે ઉપરની હકીકત શ્રી સતિષચંદ્ર જોશી દ્વારા મળી છે.

**અમરેલી થી શ્રી માણેકભાઈ દિવેશ્વર જોશી ઉમેરે છે** આ જગ્યાએ જવા માટે અમરેલી થી તથા ચલાલા થી અને બગસરા થી સરભંડા સુધીની બસ મળે છે. સરંભડા થી ચાલીને આ વાડીએ જવું પડે છે.

બાપાને નવડાવવાનું પાણી આપણે સાથે લઈ જવું પડે છે. એના નૈવેધ આસો સુદ એકમના થાય છે. સવા પવાલું ચોખા તથા એક શ્રીફળ વધેરાય છે. નૈવેધ જોશી કુટુંબ ખાઈ શકે છે.

(પરમાણંદ દાદા ની વાત માં માણેક ભાઈ ના અહેવાલ માં નામ ફેરફાર થાય છે. પણ હકીકત ઉપર વર્ણવી તે છે.) તેઓ નાગપાચમ ને દિવસે નૈવેધ ની વાત લાવે છે.

**પાચમ ની વિગત** બાજરા ના લોટ ની કુલેર, આગલા દિવસે ઘી અને ખાંડમાં કરી એકટાણા માં ખવાય છે. તેમજ ફરાળમાં ટાઢું અને મોળુ કરાય છે.

૪ ફળ ખાઈ શકાય. તેમજ દિવાલ પર નાગબાપા આલેખીને ત્યાં પૂજા,કુલેર તથા દૂધ ધરાવી શકાય. શ્રીફળ પણ વધેરાય છે.

કાળી ચૌદસના નૈવેધ સતિમાને ખીર અને ભાભાને ચોખા સવા સવા પવાલા ના કરવા. તેજ પ્રમાણમાં તલવટ જાળવવાનો તથા શ્રીફળ વધેરવું.

લગ્નના નૈવેદ અને જનો ના નૈવેધમાં પ્રમાણનો ફેર હોય છે.

આપણા ગણપતિ એકદંત ગણપતિ છે. વૈશાખ મહિનામાં ગણેશ ચોથને દિવસે લાડુના નૈવેધ ધરાઇ છે.

**શામલિયા જોશી**ના માતાજી બાલવી માતાજી છે. પોરબંદર રોડ પર વાડસડામાં માતાજીનુ મદિર છે. વડિલો પાર્જીત મતાજી પુજાય છે, નૈવેદ્ય બાલવી માતાજીના થાય છે, જેની વિધી નીચે પ્રમાણે છે.

ઘર આંગણે પૂર્વાભિમુખ પાટલો રાખીને ઘીનો દીવો કરવો અને માતાજીના નૈવેદ્ય ધરાવવા.

નૈવેદ્ય વરા પ્રમાણે કરવાના. દર અશાઢી બીજે ખીચડી, લાપશી, તલવટ, વડા જે કોઇ કારણસર અષાઢી બીજે નૈવેદ્ય ન થાય તો બીજી બીજે ડબલ કરવાના (બીજી વખતે એટલે અષાઢ વદ બીજના પણ થાય.)

કાળી ચૌદશે સુરાપુરાના ચોખા (ખીર બનાવીને ખાવાની.) વિશેષમાં ઉમરાળીથી આશરે અડધો કિ.મી. ખોડિયાર માતાજીનુ' મંદિર છે તેને શામલિયા જોષી પરિવાર ખૂબ શ્રદ્ધાથી પૂજે છે, ખૂબ નજીકના ભવિષ્યના આ મંદિરના ઈતિહાસ છે. આ પરિવારના વડિલ પૂ. કેશવજીદાદાના ધર્મપત્ની કંકુમા પોતાના પુત્રાને લઈને આજીવિકા માટે નિકળતા ત્યારે હાલ જ્યાં મંદિર છે ત્યાં વિસામે ખાતા અને મનોમન આઇ શ્રી ખોડિયારમાનું સ્મરણ કરીને પોતાની પ્રજા સુખી થાય તેવી માતાજીને પ્રાર્થના કરતા, હૃદય પુર્વકની પ્રાર્થના ફળી અને પરિવાર સુખી થયા અને તે જગ્યાએ શરૂઆતમાં માતાજીનું સ્થાપન કર્યું. ત્યાર બાદ કુટુંબમાં ઉતરોતર લાભ થતા ગયા ત્યારબાદ મંદિર બનાવ્યું', આમ ખોડિયાર માતાજીને પણ શામલિયા જોશી શ્રદ્ધાથી પૂજે છે.

(આ કંકુ માં સ્થાપીત ખોડિયાર મંદિરની વિગત શ્રી લાભશંકર મકનજી જોશી ઉમરાળીવાળા તરફથી મળેલ છે.

(**બાબરામાં વસતા જોષી** કુટુંબ એના કુળદેવી વગેરેની માહિતી શ્રી **મગનલાલ પ્રાણલાલ જોષી** રાજકાટથી નીચે પ્રમાણે મોકલે છે. એમણે કોઇ શુરાપુરા કે અન્ય કોઇ દેવના ઉલ્લેખ કરેલ નથી, પરંતુ કુળદેવીની વાત જણાવી છે.)

અમારા કુટુંબના કુળદેવી કંટેશ્વરી માતાજી છે. તેમનુ સ્થાનક બાબરા મુકામે જોષી ધીરજલાલ કામેશ્વરના ઘરમાં છે. અમારાં કુટુંબે આશો વદ ચૌદશને દિવસે આ દેવીનાં નૈવેદ્ય કરે છે. નૈવેદ્ય નવ જાતનાં હોય છે.

(૧) તલવટ (૨) વડા (૩) લાપસી (૪) રોટલી (૫) ખીર

(૬) ખીચડો (૭) પુડલા (૮) ચોખા (૯) ખીચડી,

પુડલા ઘઉંના લોટના, ખીચડા ઘઉંના, વડા અડદનાં મોળા (મીઠા વગરના), પુડલા પણ મીઠા વિનાના થાય છે. દરેક નૈવેદ્ય સવા શેરનાં હાય છે.

ચોખા, રોટલી, તલવટ, વડા એ ચાર વસ્તુ રાંધીને ધરવાની, બાકીના કોરા ધરી શકાય છે.

સીમંત, જનોઈના નૈવેદ્ય કર તરીકે થાય છે. લગ્નના નૈવેદ્ય કન્યાપક્ષ પાસેથી સયુક્ત ખર્ચ ના લેવાય છે.

# જાની કુટુંબ

(**જાની ભુપતરાય ગોરધનદાસ** તરફથી મળેલ માહિતી મુજબ)

કુળદેવી સિહોરી માતા છે. સિહોર ખાતે બિરાજે છે. અગાઉ ગામના પાદરમાં એક ટેકરી ઉપર માતાજીનું મંદિર હતું. અત્યારે ગામની વચ્ચે આવી ગયું છે. મંદીર પુરાણું છે. મંદિરમાં માતાજીની મૂર્તિ છે. આ માતાજી સમગ્ર સિહોર ગામ માં પ્રખ્યાત છે. જાની કુટુંબના એ આરાધ્ય માતાજી છે.

જાની કુટુંબો માટે નવદંપતી એ અહી છેડા છેડી છોડવા આવી એવું ફરજીયાત નથી. માતાજીને પગે લાગવા દંપતી જાય છે. આ મંદિરમાં જાની કુટુંબોને થાળ કરવો હોય તો તેની પણ વ્યવસ્થા મંદિરના પુજારી દ્વારા કરાવી શકાય છે. અન્ય સગવડ પણ મળે છે. દર્શને આવતા કુટુંબીઓ માતાજીની સામાન્ય પૂજા ધૂપ, નૈવેધ ધરી ને કરે છે. ઉપરાંત ઘણા કુટુંબો માતાજીનો ફોટો પોતાને ઘેર રાખી રોજ તેની પૂજા કરે છે.

**નૈવેધ**: સામાન્ય રીતે કાળી ચૌદશને દિવસે કરવામાં આવે છે.

નૈવેધ ની સામગ્રી સામાન્ય બધાની જેવી જ છે.

ખીચડો, લાપસી, તલવટ, ચોખા, રોટલી, ખીર,વડા, પુડલા અને ટેઠવા

પ્રમાણ સવા સવા પવાલાના નક્કી થયા છે. પરંતુ કાચા ધરાવી શકાય. પ્રમાણ પૂરતા રાંધી શકાય. અન્ય લોકો ખાઈ શકતા નથી. દીકરીઓ ખાઈ શકે છે. આ ઉપરાંત સીમંત, લગ્ન હોય બાળ મવારા ઉતારવા વગેરે પ્રસંગોએ સિહોરી માતા ના નૈવેધ ઉપર પ્રમાણે કરવાના હોય છે. તથા રાંદલમાના બે લોટા આ પ્રસંગોએ તેડવા ના હોય છે.

હમણાં રાંદલ માતાજી એ છૂટ આપી છે કે સીહોરી માતાના નૈવેધ ના પૈસા સિહોર મુકામે થતા નવરાત્રિના યજ્ઞમાં મોકલી શકાય છે.

# ઠાકર કુટુંબ

શ્રી નથુ તુલસી બ્રાહ્મણ જ્ઞાતિમાં કાનડા ઠાકરનું અમારું એક જ ઘર છે. અમારા કુળદેવી તરીકે શ્રી બાલવી ભાઈ અમારા વડવાઓ ના વખતથી પૂજાય છે. અને જમણી નાળિયેર રૂપે બિરાજે છે.

હાલ ન્યારી ડેમ પાસે નાના કણકોટ મુકામે અમારા મકાનના કમ્પાઉન્ડમાં એક ઓરડો બનાવી શ્રી બાલવી આઈને જમણી નાળિયેર રૂપે તેમાં બિરાજમાન કરેલ છે. અને લગ્ન પછી છેડાછેડી છોડવા અમારું કુટુંબ ત્યા જાય છે.

કોઈપણ કુટુંબના નિસંતાન માણસો અહીં આવી બાલવી આઇ માતા પાસે સંતાન થવા માટે પ્રાર્થના કરે છે. અને માના પ્રતાપે તેમને ત્યાં પુત્ર પ્રાપ્તિ થાય છે. તેઓ લાકડાના ના ઘોડીયા તથા શ્રીફળ વધેરે છે. તેમાં એક જૂના કણકોટના પટેલ કાના જેરામભાઈ જેનું ઘર બંધાણું જ ન હતું, તેમણે માતાજી પાસે પ્રાર્થના કરી કહ્યું કે મારે ઘેર પુત્ર ક્યારે થશે, નવ માસે પુત્ર થશે જ આવું વચન મળ્યું.

આ ગામમાં બીજા અટકના પટેલની પુત્રી રાંડીને આવેલ તેની સાથે પુનઃલગ્ન કર્યા અને બરાબર નવમે મહિને તેમને ત્યાં પુત્ર થયો, તેનું નામ ભવાન છે અને હાલ કણકોટ પાસેના રામનગર માં રહે છે.અને તેને ત્યાં પુત્રો પૌત્રો છે. આવા ઘણા પ્રસંગો બન્યા છે અને ની: સંતાનોને ત્યાં પણ સંતાન થયા છે.

ઇતિહાસ માં બાલવી ભાઈ નો ઇતિહાસ જાણવા અમે તપાસ કરાવી, તેમાં એક લૂહાર ભાઈ ગિરધરભાઈ ચૌહાણે નીચે પ્રમાણે કહેલ છે. તેઓએ કહ્યું કે અમારા કુળદેવી પણ બાલવી આઇ છે. અને તે રાજકોટ પોરબંદર બસ રૂટ ઉપર ઉપલેટા કુતિયાણા વચ્ચે વાડ્સાડા ગામ આવે છે ત્યાં તેનું મંદિર છે. ધર્મશાળા પણ છે. ત્યાં ઉતારાની સગવડ છે. મંદિર પર બાલવી આઈ નું નામ છે. પણ તેમાં ચાર બહેનો મૂર્તિ સ્વરૂપે બિરાજે છે. તેમનું ટ્રસ્ટ પણ છે.

કચ્છના દેથા કુટુંબના ચારણ બાપલ દેવ અને દેવલ દેવીને કોઈ સંતાન ન હોવાથી આરાસુરી અંબાજી જઈ અંબાજી માતાને ફરજ કરી કે મા અમને સંતાન આપો નહિતર અમે અહીં જ અમારા દેહનું બલિદાન આપીશું.

અંબાજી એ પ્રસન્ન થઈને વરદાન આપ્યું કે અમે ચાર બહેનો પુત્રી રૂપે તમારે ઘેર અવતરશું.

ક્રમે ક્રમે તેમને ચાર પુત્રીની પ્રાપ્તિ થઈ.

1 બલ્લાળ તે અંબાજી નું રૂપ

2 બહુચરા એ બહુચરાજી નું રૂપ

3 બાલવી આઈ તે ચામુંડા નું રૂપ

4 બુટ તે હિંગળાજ નું રૂપ

આ ચારેય બહેનો થી ઘર ખીલતું થયું. એક વખત કચ્છમાં દુકાળ પડ્યો જ્યાં પાણી ખાસ મળે ત્યાં પોતાના ઢોર લઈ જવાની તૈયારી કરી. અને પોરબંદર તરફ જવા રવાના થયા. રસ્તામાં વાડસડા ગામ આવ્યું. અહીં ચારે બહેનોએ કહ્યું કે અમારે અહીં બેસણા કરવા છે. એટલે તેઓ ત્યાં રોકાઇ ગયા .

એક વખત બહારવટિયાઓ ગામનું ધણ વાળવા આવ્યા બદલ બલ્લાળ મા એ  કહ્યું કે ચાલો આપણે ધણ ને પાછું વાળી આવીયે. ત્રણ બહેનો ગયા નહીં એટલે બલ્લાળ માં ભાલો લઈ બહારવટિયા પાછળ પડ્યા બહારવટિયાને ભગાડી, ધણ વાળી આવ્યા. અને તેની ત્રણ બહેનો થી રિસાઇ નીચે બેસી ગયા. વાડાસડા માં મંદિરમાં ચાર બહેનો મૂર્તિ રૂપે બિરાજે છે. તેમાં બલ્લાળ માં જરા નીચે બેઠેલા છે.

મંદિર ઉપર બાલવી આઈનું નામ છે. અમારા સિવાય બીજી કોમમાં પણ બાલવી કુળદેવી તરીકે પૂજાય છે. કેટલાક લોહાણા, લુહાર કુટુંબો પણ માને

પૂછે છે. તેમના મંદિરો ચોરવાડ, માંગરોળ, વેરાવળ માં છે. ત્યાં જમણી નાળિયેરના પ્રતીકથી પૂજાય છે.

નૈવેધ નીચે પ્રમાણે કાળી ચૌદશના રોજ થાય છે.

1 ચોખા 2 મગની દાળ 3 તલવટ 4 વડા 5 લાપસી 6 રોટલી 7 ખીચડી 8 બાકળા 9 નાયકડા દિવકડા

કોઈ શ્રીફળ વધેરે છે. એ રીતે નવ નૈવેધ થાય છે અને તે કાચા-પાકા ધરાઇ છે. સગવડ પ્રમાણે કુટુંબના વરા પ્રમાણે નૈવેધ નું પ્રમાણ ગોઠવી શકાય છે. સીમંત, જનોઈ અને લગ્ન પ્રસંગ પછી પણ ઉપર પ્રમાણે નૈવેધ થાય છે.

માહિતી આપનાર રેવાશંકર ઠાકર

# પંડયા કુટુંબ

(નીચેની હકીકત રાજકોટથી પંડ્યા શ્રી હેમંતભાઈ ભાઈશંકર રજૂ કરે છે)

શ્રી નથુ તુલસી ઔદિચ્ય ગોહિલવાડી બ્રાહ્મણ જ્ઞાતિ હાલ તે ભાવનગર જીલ્લો મુળ ગોહિલવાડ થી જાણીતો હતો. તે વિસ્તારમાં વસતાં પંડ્યા કુટંબના સભ્યો હાલ અલીયાબાડા-બાડા ગામે તેમજ ગુજરાતમાં અને ભારતમાં અન્ય જગ્યાએ વસે છે. તેમના વડીલો ઘણા વર્ષો પહેલા સિહોર પાસે ધાંધળી ગામે રહેતા હશે તેમ માનાઈ છે. ધાંધળી માતાજીના નૈવેધ કરવા પડતા હોય તે કારણ રહે છે. આ ધાંધળી ગામ સિહોર થી અમદાવાદ જતાં હાઈવે ઉપર છ કિલોમીટર દૂર આવેલું છે. ધાંધળી ગામના પાદરમાં રોડ ને કાંઠે મહાદેવનું મંદિર છે. ફરતો વંડો છે. મહાદેવના મંદિરની બાજુમાં કુવો છે. મહાદેવના મંદિરની પાછળ પૂર્વાભિમુખે માતાજી ના પાળીયા  છે. વચ્ચે લીમડાનું ઝાડ છે. ત્યાં માતાજીનું સ્થાપન છે.

આ પંડ્યા કુટુંબના કુળદેવી છે. જે જગ્યાએ કુળદેવી બિરાજે છે ત્યાં ફક્ત સતીમાં ના થાપા (કાટખૂણ આકારે ખુલ્લા પંજા વાળો હાથ પ્રાચીન શિલ્પ માં કોતરાયેલ જોવા મળે છે) ગામમાં કુટુંબનો આંબો છે. પણ તેમાં બરાબર મેળ પડતો નથી.

આ કુળદેવીનો ઇતિહાસ સોળમી સદીના ઉત્તરાર્ધ સુધી અથવા તેના કરતા પણ પ્રાચીન સમય સુધી જાય છે. પંડ્યા કુટુંબની એક પુત્રીએ સત્ય ખાતર પ્રાણની આહુતિ આપી. તેવી આ અંબા સ્વરૂપિણી માતાજીની સ્થાપના થઇ. અને તેના આશીર્વાદ સદા ને માટે પંડ્યા કુટુંબ પર વરસી રહે.તે માટે આ વંશાવેલો અમર રહે અને આ સત્યનું સંભારણું જળવાઈ રહે તે માટે આ વંશમાં જન્મેલ પુત્રે-પુત્રે એટલે કે એક પંડ્યા દંપતીને જેટલા અંતરે કેટલા પુત્ર એ પુત્ર ના વાળ ઉતરાવવા અને જનોઈ આપવી.

પુત્રના લગ્ન, કુલ વધુની સીમંત આ રીતે ચાર વખત કુળદેવી ધાંધળી માં ના નૈવેધ કરવા પડે.

માનો અહોભાવ પોતાના બાળકો પર કેવો અનેરો હોય છે કે ચાર પ્રસંગોએ કરવા પડતા નૈવેધ પરથી માલૂમ પડે છે.

પંડ્યા કુટુંબમાં પુત્ર જન્મે વંશવેલો આગળ વધે અને માં ખુશ થાય. તેમજ તેમને ત્યાં પુત્ર જન્મ થયો તે આનંદમાં હોય તે નિમિત્તે હાલના સમયમાં જેમ માણસ પાર્ટી યોજે છે ત્યારે પ્રાચીન સમયના નિયમ મુજબ મા ને નૈવેધ ધરવાની પ્રણાલી જાળવવી ખૂબ જ યોગ્ય અને જરૂરી છે.

**1 પુત્રના બાળ મવાળા ઉતારવાનો પ્રસંગ**

મા ની ઉદારતા અને આશીર્વાદ પોતાના બાળકો પર ખૂબ જ વિશેષ પ્રમાણમાં છે. આ બાળ મોવાળા ના કુળદેવી ના નૈવેધ કરવાનો પ્રસંગ પંડ્યા દંપતી પોતાની પરિસ્થિતિ અનુસાર.

બાળ મોવાળા પુત્રની સવા વર્ષની ઉંમરે ત્રણ વર્ષની ઉંમરે કે પાંચ વર્ષની ઉંમરે કુળદેવીના નૈવેધ કરી ઉતરાવી શકે છે. મા તેને સારું આરોગ્યપ્રદ આયુષ્ય પાઠવે છે.

પુત્રની સવા વર્ષની ઉંમર બાદ સારી તિથિ વાર જોઈને ચોઘડીએ પહેલા માતાજીના નૈવેધ કરવા. તેમજ દિવસે નૈવેદ નો થાળ ધરી જમીને બહાર ઉતારવા ફઈબા વાળને ખોળામાં લઇ અને કોથળીમાં ભરી ને પાણીમાં પધરાવવા.

2 **પુત્રનો જનોઈ પ્રસંગ**

પુત્રની ઉંમર પાંચ વર્ષ થયા બાદ યજ્ઞો પવિત આપવી, યજ્ઞો પવિત પ્રસંગ બ્રાહ્મણના જીવનમાં ખૂબ જ ઉમદા પ્રસંગ છે. અને તે સાચો દ્વિજ બને છે અને બટુક બ્રહ્મચારી વિધાર્થી જીવનમાં પ્રવેશે છે. અને ત્યારે તે ખુશી

નિમિત્તે મા ને યાદ કરી આનંદપૂર્વક માં ના નૈવેધ કરવા પડે. આ નૈવેધ યજ્ઞ પવિત દિવસે કે ત્યારબાદ અનુકૂળ શુભ દિવસે પણ થઈ શકે. પણ બહુ મોડા નહીં.

### 3 પુત્ર નો લગ્ન પ્રસંગ

ગૃહસ્થી મનુષ્ય જીવનમાં શ્રેષ્ઠ પ્રસંગ લગ્ન પ્રસંગ છે. આ ખુશાલીના દિવસે પરમ કૃપાળુ માને યાદ કરી લગ્નના દિવસે કે ત્યારબાદ અનુકૂળ શુભ દિવસે કુળદેવીના નૈવેધ કરવા પડે પણ બહુ મોડા નહીં.

### 4 પુત્રવધુ નો સીમંત પ્રસંગ

કુલવધૂ ના અઘેણી ના પ્રસંગે કુટુંબના વડીલો અને સ્નેહી જનોના ચહેરા પર આનંદ છવાઈ જાય છે. બધા તે પ્રસંગને ભારે ધામધૂમથી ઉજવે છે. તે સમયે પણ માં ની કૃપા દ્રષ્ટિ હર હંમેશ પંડ્યા પરિવાર પર છે. તે પરમ કૃપાળુ મા ને યાદ કરી તે દિવસે અથવા અનુકુળ શુભ દિવસે કુળદેવીના નૈવેધ કરવા પડે બહુ મોડા નહીં.

ઉપરોક્ત ચાર પ્રસંગો એ કરવા પડતા કુળદેવીના નવ નૈવેધ ની યાદી વિધિ નીચે મુજબ છે.

### નવ નૈવેધ:

લાડુ, લાપસી, રોટલી, પુડલા, ખીચડી કે વડા નાહી-ધોઈ પવિત્ર બની વાનગી તૈયાર કરવી પુરી સ્વચ્છતા અને પવિત્રતા જાળવવી.

1 લાડુ સવા પાલી ઘઉં ભરી દડાવી તેના ઢોસા ના લાડુ, ગોળ ચોખ્ખું ઘી નાખી બનાવવા (સવા બે સેર લોટ,એક સેર ગોળ, અઢી શેર ઘી)
2 લાપસી સવા પાલી ઘઉં ભરી દડાવી તેમા ગોળ નાખી લાપસી છુટ્ટી બનાવવી ચોખ્ખું ઘી નાખવું.

3 રોટલી સવા પાલી ઘઉં ભરી દડાવી રોટલી બનાવવી, ચોખા ઘી થી ચોપડવી,

4 પુડલા સવા પાલી ચણાની દાળ ભરી દળાવી તેમાં મસાલો નાખી પુડલા બનાવવા

5 તલવટ-સવા પાલી તલ લઈ તેને ખાંડી તેમાં ગોળ ભેળવી તલવટ બનાવવું

6 ખીચડી સવા પાલી ચોખા, મગ દાળ ભેળવી ખીચડી બનાવવી

7 ખીર સવા પાલી ચોખા લઇ ખાંડ દૂધ નાખીને ખીર બનાવવી, બની શકે તો ગાયનું દૂધ લેવું

8 વડા સવા પાલી અડદની દાળ. બાજરો 1/3 ભાગ અથવા (અડદ દાળ શેર એક, બાજરો સેર સવા) ભેળવી દડાવી મસાલો નાખીને વડા બનાવવા. (સવા પાલી આશરે સવા બે સેર આશરે ૧ કેજી) જેવું ગણાય

9 ટોઠવા સવા પવાલું સફેદ જુવાર તથા અડદની ભેગા કરીને બાફવા જેને ટોઠવા કહેવાય. એ ખાવાના નથી ફક્ત ધરવાના છે.( સવા પવાલું આશરે 100 ગ્રામ, આશરે સવા મુઠ્ઠી) નૈવેધ ની બધી વાનગી રાંધી નાખવી કોરી રખાય નહીં. આ નૈવેધ ની સાથે ભોજન રૂચિકર બને તે માટે જરૂરી પ્રમાણમાં મગની દાળ થઈ શકે તે નૈવેદ ની ગણતરી મા નથી.

ઉપરોક્ત વસ્તુમાં શુદ્ધતા રાખવી ફરજિયાત છે. આ કુળદેવી ના નૈવેધ કોઈ પણ બ્રાહ્મણ જમી શકે અને અન્યવર્ણ માટે નહીં. માટે પ્રસાદી માટે ફક્ત બ્રાહ્મણને જ આમંત્રણ આપી શકાય.

રસોઈ પૂર્ણ થયા બાદ પુરવા પૂર્વાભિમુખે પાટલો રાખવો શક્ય હોય તો માતાજી નો ફોટો રાખવો પાટલા ઉપર જુવાર ની ઢગલી કરવી. ચોખ્ખા ઘીનો દીવો કરવો. પાવલી સોપારી મુકવા. અગરબત્તી કરવી.

બધી રસોઈ પાટલા ની આગળ મૂકવી અને એક થાળીમાં 8 વાનગી થોડી પ્રસાદી રૂપે મૂકવી, ટોઠવા  બાજુ માં મુકવા. શ્રીફળ વધેરવું, પ્રસાદી મૂકવી પાણીનો કળશ લઈ પ્રદક્ષિણા કરવી, સ્તુતિ કરવી આમંત્રિત ને દર્શનાર્થે બોલાવવા ત્યારબાદ જમવા બેસાડવા. તે ઘરમાં જ, ઉમરા બહાર લઈ જઈ શકાય નહીં.

બધી વસ્તુ આપવી કોઈ વધારે બગાડ ન કરે તે જોવું. વાનગી વધે તો સાંજે બ્રાહ્મણને ને જમાડવા કંઈ નવું રાંધવું નહીં.

સૂર્યોદય થી સૂર્યાસ્ત સુધીમાં આ નૈવેધ ની પ્રસાદી પૂર્ણ કરવી જોઈએ. વધારો વધે તો આંગણામાં ગાયની બોલાવી તેમનું મુખ ધોઈ ને ગાયને ખવડાવી દેવી. ખવડાવ્યા બાદ ફરીથી ગાયનું મુખ ધોઈ નાખો. ને ધોયેલ પાણી અને બ્રાહ્મણોએ જમેલ વાસણમાં રહેલું એઠુ ધોઇને એક મોટા તપેલામાં એક કરવું. અનાજનો એક પણ દાણો ગમે ત્યાં રહે નહિ તેની કાળજી રાખવી.

ટૂંકમાં સાંજના 06:00 સુધી મા નવ નૈવેધ ની પ્રસાદી પૂર્ણ કરી દેવી જોઈએ ઘરમાં રાખી શકાય નહીં. છેવટ નુ ધોયેલું પાણી તુલસી ક્યારે કે જ્યાં મનુષ્ય પગના મૂકે ત્યાં જમીનમાં દાટી દેવું. આટલી પવિત્રતા આ સત્યને ખાતર કરવી જરૂરી છે.

ઉપરોક્ત હકીકત વડીલો પાસેથી કર્ણોપકર્ણ આવેલી અને જાળવી રાખેલ હકીકત છે....

(પડયા રતિલાલ ભાણશંકર-અમદાવાદ તરફથી આવેલ માહિતી)

અમોને કુળદેવી નથી, પણ રાંદલમા પૂજાય છે.

(૧) છેડાછડી છોડવા જવુ પડે.

(૨) જનોઇ વખતે.

(૩) દીકરાના લગ્ન વખતે.

(૪) સીમત વખતે.

તેઓ ધાંધળીયા પડયા છે.

શુરાપુરા ચરખા (બાબરા પાસે) છે. તેના નૈવેધની યાદી નીચે મુજખ છે.

(૧) ચોખા પ શેર (૨) લાપસી પ શેર

(૩) ઘઉંની રોટલી સવા બે શેર (૪) ખીચડી પ શેર

(૫) ખીર પ શેર (૬) તલવટ પ શેર

(૭) વડા પ શેર (૮) પુડલા ઘઉંના પ શેર

(૯) બાકળા શેર સવા (જાર તથા અડદ)

(શ્રી કનુભાઇ ભૂદરજી પંડયા-અમરેલી તરફથી મળેલી હકિકત) અમો ચાર ગામ- ચરખા, ચાડીયા, ચમારડી અને ચાંદલીના પંડયા કુટુબ એ ધાંધળીયા પંડયા છીએ. મૂળ વતન ધાંધળી (શિહોર તાલુકા).

સમય જતાં કુટુંબોએ સ્થળાંતર કરેલ. જ્યારે તેઓ ધાંધળી ગામનું પાણી અગરાજ કરીને નીકળી ગયેલા, ત્યારે કુળદેવી ઉમીયામા ત્યાં ફણા સ્વરૂપે નદીને સામે કાંઠે શંકરના મંદિરમાં પાછળને ભાગે રહી ગયાં હતાં, વડીલો આ વાત કરતા.

ત્યારબાદ મારાં પૂ. વિમળાભાભી (કનુભાઈ ભીમજીભાઈનાંપત્ની) ને માએ સ્વપ્નમાં પોતાના તથા સ્થળનાં દર્શન આપ્યાં. તથા મને પણ પ્રેરણા અને સંકેત આવતાં અમે સાતેય ભાઈઓને કહ્યું કે મને અમરેલી (અમે અમરેલી રહેતા હાવાથી) ફોટા સ્વરૂપે લઇ જાવ. આ આજ્ઞા પ્રમાણે અમે સાતે ભાઈએ તા. ૨-૪-૧૯૮૪ ને ચૈત્ર શુદ બીજના કુળદેવીને ધાંધળીથી તેમની ઇચ્છા પ્રમાણે ફોટા સ્વરૂપે લઇ, માની આજ્ઞા પ્રમાણે મારા ઘરમાં પધરાવ્યા છે.

નૈવેદ્યમાં વરા પ્રમાણે લાપસી તથા ખીર આસો શુદ આઠમના રોજ કરાય છે.

**(રાયપુર-(MP) થી શ્રી ભગવાનજીભાઇ પુરૂષાત્તમભાઈ પંડયાની હકીકત પ્રમાણે)**

ધાંધળીયા પંડયાના કેટલાંક કુટુંબ બસો—અઢીસો વર્ષો પહેલાં શિહોર પાસેના ધાંધળી ગામથી અમરેલી જિલ્લાનાં થોડાંક ગામામાં રહેવા આવ્યાં હોય અથવા ગામ લોકેએ આમત્ર્યા હોય.

આવું એક કુટુંબ ચરખા ગામે વસ્યું. ચરખાના અમારા ઘરમાં એક ગોખલો છે ત્યાં લાકડાના બે ફળાં, માનવાકૃતિ કોતરેલાં અને સિંદુરથી રંગાયેલાં પધરાવેલાં છે.

પ્રસંગોપાત તેને નીચે ઉતારી પાટલા પર પધરાવી વિધિપૂર્વક પૂજા કરવામાં આવે છે. અને નૈવેદ્ય ધરવામાં આવે છે. બહારગામથી નૈવેદ્ય કરવા આવેલાં માણસે તથા ઘરનાં નાનાં મેટાં બધાં શુરાપુરાની મૂર્તિને પગે લાગે છે. પછી બધાં નૈવેદ્યના પ્રસાદ આરોગે છે.

દર વર્ષે કાળી ચૌદસને દિવસે કુટુબના વડા અથવા તેના પુત્ર આ શુરાપુરાની મુર્તિની પુજા કરે છે અને નૈવેદ્ય અર્પણ કરે છે.

નૈવેદ્યમાં અર્પણ થતા ખાદ્ય પદાર્થો

(1) ચોખા, ગોળ, (સવા વાટકા) વરા પ્રમાણે તથા ઘી.

(૨) અડદના લોટના વડાં.

(૩) તલવટ, (ગોળમાં ભેળવેલ ખાંડેલ તલ)

નૈવેદ્યની વસ્તુ સિવાય તે દિવસે ભોજનમાં બીજી કોઈ વસ્તુ ખવાય નહિ.

ધાંધળીયા પંડયા ના ઘેર પહેલે ખોળે દીકરો જન્મે તો નીચેની નવ વસ્તુઓમાં નૈવેદ્ય કરવા.

ખીર, ગોળ, લાપસી, તલવટ, અડદના બાકળા, ગળ્યા પુડલા, ચોખા, ખીચડી, રોટલી, વગેરે.

દરેક પરણેલ "પતિ છેડાછેડી છોડાવવા આવવાનું ફરજીયાત છે. એટલે મોટા ભાગના પંડયા કુટુબો ચરખા આવે છે.

રેલ રસ્તે આવનાર ઢસા જકશને ઉતરે. ઢસાથી ચરખા જવા બસ મળે છે.

અથવા અન્ય રસ્તે બાબરા થઈ ચરખા જવાય છે. બાબરાથી રાજકોટ તરફ પહેલા સ્ટોપે ચરખા છે. એકસપ્રેસ બસ ચરખા ઉભી રહેતી નથી.

**(ભાવનગરથી પંડયા નર્મદાશંકર મણીશંકર નીચેની હકીકત મોકલે છે.)**

(૧) કુળદેવી આબુ પાસેના અંબાજી છે.

(૨) દાદાનું સ્થાનક : આટકોટ પાસે પાનસડા મુકામે પંડયા પ્રાણજીવન રતનસીના મકાનમાં એક અલાયદા ઓરડામાં બિરાજે છે.

અમારા પડયા કુટુંબમાં કોઇપણ પુત્રના લગ્ન બાદ છેડાછેડી છોડવા માટે ત્યાં જવાનુ હોય છે. ત્યાં નૈવેધમાં સવા શેર ચોખા ધરાય છે. જે ઘેર આવીને કુટુબીઓએ જમવાના હોય છે, ત્યાં જમણી તથા શ્રીફળ બદલાવવાનાં હોય છે. ધુપ, દીપ, પ્રસાદ તથા ફુલહારની વિધિ કરવાની હાય છે.

પાનસડા જવા માટે આટકોટથી વાહન અગર બસ મારફત જવાય છે.

(૩) સતીમા-પીઠડ : પીઠડ ગામના સીમાડે સ્થાનકની દેરી છે. પીઠડથી બળદગાડુ કરીને અથવા ચાલીને જઇ શકાય છે.

ત્યાં ચુદડી, શ્રીફળ, ધુપ, દીપ, પ્રસાદ, ફુલહાર વગેરે થાય છે. રાજકોટથી પીઠડની બસ મળે છે.

**(અલિયાબાડાના શ્રી ધીરજલાલ દુર્લભજી પડયા થોડી વધુ માહિતી ઉમેરે છે.)**

ધાંધળી માતા ધાંધળી ગામના શિવાલય પાછળના ભાગમાં બિરાજે છે શિવાલયમા એક રૂમ છે. તેમાં પુજા કરનાર બાવાજી રહે છે. અંદર પાણીની કૂઈ છે, નાહવાનું સાધન છે. ગામમાં પંડયા કુટુંબની ધર્મશાળા છે. સસ્કૃત પાઠશાળા છે. ત્યાં રહેવાની સગવડ મળી રહે છે.

આ સતીમાનું નામ કલુબાઇ છે

(નૈવેવની સામગ્રી લગભગ એક સરખી બતાવી છે.)અન્ય કોમ (બ્રાહ્મણ સિવાપ) નૈવેધ ખાઇ શકે નહિ, વધે તે ગાયને ખવડાવી શકાય, ગાયનુ  મોઢુ ધોઇને પછી તેને જવા દેવાય. એઠવાડ પણ જમીનમાં ખાડો કરી દાટી દેવાને રહે છે.

**(ગાંધવી હર્ષદ માતાથી પંડયા હસમુખલાલ અમૃતલાલ** પણ ઉપર મુજબ જ હકીકત લખે છે.) તેએ ઉમેરે છે કે આ નૈવેધ ઘેર દીવા કરીને માતાજીનું સ્થાપન કરી જીવારીએ છીએ.

પ (નગર પિપળિયાના પંડયા કુટુંબ માટેની હકીકત ભાઇ **ચંદ્રકાંત અમૃતલાલ પંડયા** નીચે મુજબ મોકલે છે.)

નગરપીપળીયાનાં ઉખેલિયા પંડયા નાં નૈવેધ તેમજ માતાજીની વિગત.અમારાં પંડયા કુટુંબનાં કુળદેવી ધનેશ્વરી માતા છે. અને તેમનાં પ્રતિકમાં ફળું છે.

(શ્રીફળ) જે કહેવાય છે કે અમારાં વડવાઓ કંડોરણાથી સ્થળાંતર કરી અહી આવી વસ્યા ત્યારે સાથે લાવેલ.

લગ્ન પ્રસંગમાં માતાજીના નૈવેદ્ય પ્રસંગે માતાજીની ચૂંદડી, ટોલડી (સોનાની) અને ફળુ બદલાવવામાં આવે છે. નવી ચુંદડી, અને ફળુ બદલાવવામાં આવે ત્યારે અગાઉ જેમણે તે ચડાવેલ હોય તેમને પરત આપવામાં આવે છે.

પંડયા કુટુંબના નવદંપતી ઓની છેડાછેડી નગરપીપળીયા ખાતે માતાજીનાં દર્શન કરીને જ છુટે છે, પરંતુ અનુકૂળતાએ છેડાછેડી છોડવા આવવાની માતાજીની છૂટ છે.

હાલ નગરપીપળીયા ખાતે સ્વ. ભાઈ અમૃતલાલ હરીશંકર પંડયા ને ત્યાં માતાજી બિરાજે છે.

અમારાં કુળનાં બે પ્રકારનાં નૈવેદ્ય છે. (૧) વરસોજીયા (૨) કરના.

(૧) વરસાજીયા : (દર વર્ષે એક વખત)

આ નૈવેદ્ય પોતાનાં વરા પ્રમાણે આસો માસની આઠમ, ચૈત્રી આઠમ અને, મહા માસની આઠમે કરી શકાય છે, જેમાં (જથ્થા) માપ નકકી નથી, કુટુબ ની સંખ્યા મુજબ કરી શકાય છે, જેમાં નીચે મુજબ ની રસોઈના સમાવેશ છે. (૧) ખીર (૨) પુડલા (૩) વડા (૪) રોટલી (૫) પુરી.

**(૨) કરના નૈવેદ્ય**

આ નૈવેદ્ય માતાજીનાં કરનાં છે અને તે લગ્ન પ્રસંગ અને સીમંત પ્રસંગે કરવા ફરજીયાત છે

આ નૈવેદ્યમાં નવ નૈવેદ્યના સમાવેશ થયેલ છે. નીચે મુજબની દરેક વસ્તુ સવા પાલી જોઇએ. આ નૈવેદ્યમાં મુખ્ય લાપસી છે.

(૧) લાપસી (૨) ખીચડી (૩) ખીર (૪) વડા (૫) પુડલા (૬) તલવટ (૭) પુરી (૮) રોટલી (૯) ત્રેઠવા

આમાં અનુક્રમ નં. ૯ ત્રેઠવા સવા મુઠ્ઠી જોઈએ. આમાં જુવાર અને અડદ ભેગા કરી બાફીને નૈવેધમાં ધરી ગાયને આપવાનાં છે, જેના જમવામાં સમાવેશ નથી.

ઉપરોકત બંને નૈવેધ કુટુંબનાં સભ્યો સિવાય કોઈને અપાતાં નથી. વધારે ફકત ગાયને ખવરાવવામાં આવે છે. એઠવાડ ઢોળાવ્યા વિના ગાયને જ આપી દેવાનો હોય છે.

# પાઠક કુટુંબ

આપણી જ્ઞાતિમાં પાઠક કુટુંબ થોડાં છે, આ કુટુંબના વિદ્યમાન વડીલો પાસેથી જે હકીકત મળી શકી તે અહિ રજુ થઈ છે.

જામનગરથી શ્રી ખીમજીભાઈ પાઠક નીચે પ્રમાણે હકીકત આપે છે.

તેઓ કુળદેવી તરીકે ચોટીલાના ચામુંડા દેવીને માને છે.

અન્ય કાઇ શુરાપુરા કે કુળદેવતા નથી.

માતાજીને ધરાવાતા નૈવેદ્ય :

(૧) લાપસી (૨) ચુરમુ (૩) ભાત (૪) ખીર (૫) રોટલી (૬) પુડલા (ખારા)

(૭) તલવટ (૮) વડા (૯) ત્રેઠવા

કાળી ચૌદશને દિવસે ભાત બનાવાય છે.

કુટુમમાં સીમંત, લગ્ન, જનોઈ વગેરે પ્રસંગો ઉપર પણ નવ નિવેદ થાય છે.

લગ્ન પ્રસંગે છેડાછેડી છોડવાની વિધિ માટે કોઈ સ્થળે જવાનું રહેતું નથી.

પાઠક કુટુંબના સભ્યો હાલ જામનગર, હડમતિયા, ગોંડલ, રાયપુર વગેરે સ્થળ માં વસે છે.

## ભટ્ટ કુટુંબ

(શ્રી શશિકાંત મૂળશંકર ભટ્ટ જામનગરથી નીચે પ્રમાણે હકીક્ત મેકલે છે.)

અમે શાંડિલ્ય ગોત્રવાળા ભટ્ટ કુટુંબ છીએ. અમારાં કુળદેવી રાંદલમાં છે. રાંદલમાના લોટા દરેક કુટુંબના ઘરમાં રહે છે. તેમની સવાર-સાંજ ધુપ-દ્રીપ કરી પૂજા પાઠ કરીએ છીએ.

રાંદલમાનાં નિવેદ્ય આસો માસના નવ નોરતામાં નવમીને દિવસે થાય છે, નૈવેદ્ય વરાના પ્રમાણમાં કરીએ છીએ. સામાન્ય રીતે નીચે પ્રમાણે નવ નૈવેધ થાય છે.

(૧) ખીર (૨) રેટલી (૩) પુરી

(૪) વડા (૫) ખીચડો (૬) ખીચડી

(૭) લાપસી (૮) પુડલા (૯) તલવટ

ખીર, રોટલી, પૂરી, તલવટ તેજ દિવસે રાંધવાનાં હોય છે. બાકીનાં કાચાં ધરાવી શકાય છે. જે બીજે દિવસે રાંધી શકાય, બધાં નવમીને દિવસે પણ રાધી શકાય છે.

**સુરાપુરા**—અમારા સુરાપુરા રકા ગામે છે, જે તાલુકા લાલપુર જિ. જામનગરમાં આવેલું છે, ખડખભાળિયાથી નજીક થાય છે. રકા ગામે અંબાશકરભાઇ ભટ્ટ રહે છે.

સુરાપુરાના નૈવેધમાં ચોખા, અને તલવટ થાય છે. પ્રમાણ વરા પ્રમાણે રખાય છે. આ નૈવેધ આસો વદ ચૌદશના રોજ થાય છે.

નવ દંપતિની છેડાછેડી છોડતી વખતે પણ આ રીતે નૈવૈદ્ય થાય છે.

સુરાપુરાના જમણી નાળિયર બદલાવવાનાં હોય છે.

જો કોઇ કારણસર કુળદેવી અને સુરાપુરાના નૈવેદ્ય આસો માસમાં ન થઈ શકયાં હોય તો, મહા, વૈશાખ, અષાઢ માસમાં પણ થઇ શકે છે.

અમારૂ ગ્રુપ ખડખ ભાળિયા ભટ્ટ ગ્રુપ છે.

**(પોરખંદરથી શ્રી નવલભાઈ જીવરામભાઈ ભટ્ટ નીચે પ્રમાણે માહિતી માકલે છે.)**

અમારાં સતીમાનુ સ્થાન જામકંડોરણા છે,

તે વખતે જામનગર રાજ્યના એક અધિકારી જામ કંડોરણા કિલ્લા રક્ષક અધિકારી, ગામ કંડોરણા રહેતા હતા. તેમણે ભટ્ટ કુટુબ માંથી મફત દૂધ મગાવેલ હશે, તે જીવીમાએ આપેલ નહી..

અધિકારીના માણસો ગુસ્સે થયા. અને તેઓ જીવીમાની ભેંસે હાંકીને લઇ ગયેલા.

આ અંગે તેમણે ફરિયાદ, આજીજી વગેરે કર્યો હશે પરંતુ અધિકારી માન્યા નહિ. હોય, પરિણામે માજી એ આત્મબલિદાન આપેલું તેવી દંતકથા છે. તેમની વિશેષ હકિકત માહિતિ ગ્રંથમાં છે.

નૈવેદ્ય : આ મહિનાની અષ્ટમીને દિવસે નવ નૈવેદ્ય કરવામાં આવે છે.

નૈવેદ્ય કુટુંબના વરા પ્રમાણે સામાન્ય રીતે દરેક ચીજ સવા પવાલું લેવામાં આવે છે.

(૧) લાપસી (૨) ખીર (૩) પુડલા (૪) ખીચડી (૫) વડા

(૬) રોટલી (૭) તલવટ (૮) નાયકડા (૯) દિવા

આ નૈવેદ્ય કોરા પણ ધરાવી શકાય. પછી રાંધી શકાય.

નૈવેદ્ય કુટુંબીજનો ખાઈ શકે છે. પરણાવેલી દીકરીએ પણ ખાઈ શકે, તેમના સંતાનો ખાઈ શકે નહિ.

**કુળદેવી** : અમારાં કુળદેવી ચામુડા છે. (ખાંભલાવમાં) ખાંભલાવમાની લાપસીનુ નૈવેદ્ય આસો વદ ચૌદસને દિવસે પાણિયારે ધરાવાય છે. પાણિયારે ઘીના દીવા કરી નૈવેદ્ય ધરાય છે. આ નૈવેદ્ય સૌ ખાઇ શકે છે.

શુરાપુરાની કોઈ માહિતી નથી.

( શ્રી લલિતકુમાર લાભશંકર ભટ્ટ નીચેની હકીકત મોકલે છે. ) શ્રી નથુ તુલસી ઔદીચ્ય બ્રાહ્મણ ભટ્ટ કુટુંબના કુળદેવી શ્રી રાંદલ માતાજી છે.

અમે ધારૂકીયા ભટ્ટ છીએ ભાવનગરની પાસે શિહોર ગામ પાસે સણોસરાથી ત્રણ ગાઉના અંતરે આવેલ ધારૂકા ગામના રહેવાશી છીએ.

ભાવનગર, શિહોર, સણોસરા, ધારૂકા ગોહેલવાડમાં આવેલ હોવાથી આપણે નથુ તુલસી ઔદિચ્ય ગોહેલવાડી કહેવાયા છીએ.

આ તડગોળના ધારૂકીચા ભટ્ટના કુળદેવી શ્રી રાંદલ માતાજીના નૈવેધની યાદી નીચે પ્રમાણે છે. નવ નૈવેધના પ્રકાર : તેમાં ૪ ઘઉંના તથા ૫ અન્ય કરવા.

(૧) પૂરી : ઘઉંના લોટની મોરી પૂરી કરવી તેમા કાઈપણ જાતનો મસાલે! કે મીઠું નાખવું નહી. વજન ૫૦૦ ગ્રામ. :

(૨) રોટલી: ઘઉંના લોટની રોટલી કરવી. વજન ૫૦૦ ગ્રામ

(૩) પુડલા : ઘઉંના લોટના મોરા (મસાલા વગરના) કરવા વજન ૫૦૦ ગ્રામ.

(૪) લાપસી: ઘઉંના લોટની ગોળ ઘી ભેળવીને કરવી ૫૦૦ ગ્રામ. (ઉપરોકત ચાર નૈવેધ ઘઉંના કરવા.)

(૫) વડા: બાજરા તથા અળદ દળાવવા, ૪૦૦ ગ્રામ બાજરા, ૧૦૦ ગ્રામ અળદ, મીકસ

(૬) ખીચડો : જાર તથા ચણા ખાંડવા, ૪૦૦ ગ્રામ જાર, ૧૦૦ ગ્રામ ચણા, મીકસ,

(૭) ખીચડી : ચોખા તથા મગની દાળ ફોતરાવાળી, ૫૦૦ ગ્રામ,

(૮) ખીર : ચોખા રાંધીને તેમાં દુધ ભેળવવુ, ૫૦૦ ગ્રામ.

(૯) તલવટ : લાલ તલ ૫૦૦ ગ્રામ ખાંડવાં તેમા ગોળ ભેળવવો. વિશેષમાં શ્રીફળ વધેરવું.

તા.ક. : ઉપરોકત નૈવેદ્ય સવા અધવાલીના કરવા. પરંતુ હાલની તકે આપણને સવા અધવાલીનુ વજન ૫૦૦ ગ્રામ થાય છે. ગામડામાં પાલી માપનુ' પવાલાનુ ચલણ હતુ અને હોય છે. પરંતુ શહેરમાં ઉપરોકત માપનું ભરીને વજન કરતા ૫૦૦ ગ્રામ થાય છે, જે બધાને અનુકુળ આવે એટલા માટે અધવાલી અનાજનું પ્રમાણ જોખી ભરીને કરેલ છે.

આ પ્રમાણેના નવ નૈવેદ્ય કરવા આમાથી દરેક નૈવેદ્ય કાચા એટલે રાંધ્યા વિનાના ધરી શકાય છે.

નૈવેદ્ય કરીને માતાજીને ધરતી વખતે માતાજીની પૂજા કરવી. આપણે કુળદેવીના પૂજનમાં શ્રીફળ હોય છે. આપણે દર વર્ષે માતાજીના એક લોટા ચડત થાય છે. અને અનુકુળ સમયે માતાજીના લોટા શણગારવા માતાજીના ઓછામાં એછા બે લોટા શણગારવા. તેડેલા માતાજીનુ પુજન પુરૂ કરી બીજે દિવસે ઉથાપન કરી એક લેટો ઘરમાં રાખવા, જેને લોટા બદલ્યા કહેવાય.

આપણે કંદોરે-કંદોરે, લોટા પધરાવાય છે. એટલે પરણેલ દિકરો જુદો થાય ત્યારે પછી માતાજી શણગારે ત્યારે સ્થાપન કરીને જુદા થયેલ દિકરાના ઘરમાં સ્થાપના કરવી. અને દર વર્ષ ઉપર પ્રમાણે નૈવેદ્ય કરવા.

નૈવેદ્ય કરતી વખતે ઘરમાં જે માતાજી ના લોટા (શ્રીફળ) પધરાવેલ છે તેનું પૂજન કરવું. શ્રીફળને દુધથી નવડાવીને ધોયેલા વસ્ત્રથી, દુધ પછી પાણીથી નવડાવીને વસ્ત્રથી લુછવુ. ત્યાર પછી ચંદન, ચોખા, ધૂપ, દીપ, ફુલથી પંચો પંચારે પૂજન કરીને નવ નૈવેદ્ય જે છે તે.

(૧) પુરી (૨) પુડલા (૩) રોટલી (૪) લાપસી (૫) વડા (૬) ખીચડી

(૭) ખિચડી (૮) ખીર (૯) તલવટ

ધરવા ત્યાર બાદ શ્રીફળ વધેરવુ,

ઉપરોક્ત નવ નૈવેદ્ય માતાજીને ધરેલ તે સૌએ જમવા. કદાચ ઘરમાં માણસોની સખ્યા ઓછી હોય તો કોઇપણ બ્રાહ્મણોને જમાડવા, અને બ્રાહ્મણો પણ ન મળે તો પોતાના ઘર પાસે ગાયને બોલાવીને ખવડાવવા. કોઇ હલકા વર્ણના કોઈપણને આપવા નહિ, જમવા દેવા નહી. અને ગાયની કુંડી એટલે એઠવાડ ની કુંડીમાં નાખવા નહિ.

ઘરના સહુ સભ્યો નૈવેદ્ય જમીલ્યે પછી એઠવાડ પણ ગાયને પીવડાવવો. બીજા પશુને દેવા નહિ. ગાય પણ એઠવાડ પી જાય પછી ગાયને પાણી પાવું.

**વિશેષ** :

આપણે જનોઈ તથા લગ્નના નૈવેદ્ય થતા નથી, પરંતુ દિકરાના લગ્ન થયા પછી છેડાછેડી છોડતી વખતે શુરાપુરાના નૈવેદ્ય થાય છે. જેની વિગત આગળ ઉપર આવશે.

માતાજીના નૈવેદ્ય દર વર્ષે આસો મહીનાના નવરાત્રીમાં નોમને દિવસે કરવા. કોઇ વખતે સજોગો વસાત આસો માસમાં ન થઇ શકે તો મહા માસની નવરાત્રીના નોમને દિવસે, ચૈત્ર માસમાં નવરાત્રીના નોમને દિવસે અને અષાઢ માસમાં નવરાત્રીના નોમને દિવસે થઈ શકે છે.

અમારા શુરાપુરા વશરામદાદા છે. જે ટુકા નામ વસુભાભાથી પ્રસિદ્ધ છે. અને હાલમાં જામનગર જીલ્લામાં લાલપુર તાલુકાનું ગામ રકામાં પુજ્યપાદ રા રા. શ્રી અંબાશંકરભાઈ વલ્લભજીભાઇ ભટ્ટને ત્યાં બીરાજે છે. અને શ્રીફળના સ્વરૂપે પૂજન થાય છે.

પુત્ર પરણીને આવે એટલે સાનુકુળ સમયે છેડાછેડી છોડતી વખતે શુરાપુરાના સાનિધ્યમાં જવાનું અને પહેલા શુરાપુરાદાદાનું શ્રીફળ ગડગડીયુ' એટલે સુકેલુ ગોટાવાળુ, હોય તેનુ પુજન કરવુ. જુનુ શ્રીફળ હોય તેને લઈ લેવુ અને તેની જગ્યાએ પુજન કરેલુ નવું શ્રીફળ, સફેદ વસ્ત્ર નવુ હોય સાથે લઈ ગયા હોય તેના ઉપર પધરાવી વંદન કરવું,

**નૈવેદ્ય** : શુરાપુરાના નૈવેદ્ય સવાપાલી એટલે હાલનુ વજન સવા કિલો ચોખા લઈને કરવા. સવા કિલો ચોખા રધાઈ જાય એટલે તેમાંથી થોડા જારવા માટે લેવા. તેમાં ઘી તથા ખાંડ ભેળવીને શુરાપુરા દાદાની સાનીધ્યમાં ધરવા આને જારણુ' કહેવાય. તેમાંથી સૌએ પ્રસાદી લેવી. ત્યાર બાદ વઘેલા ચોખા, ગોળ સાથે, ખાંડ સાથે અથવા દાળ સાથે પણ જમી શકાય છે. ત્યાં આપણા કુટુબીજનો સાથે રાખીને સૌ કોઇએ પ્રસાદ જમવો પણ બ્રાહ્મણ સીવાય કોઈને આપવા નહિ.

શુરાપુરાના નૈવેદ્ય કરતી વખતે ખાસ ધ્યાન રાખવુ કે નૈવેદ્યના ચોખાનુ' ઓસામણ કાઢવું નહિ, એટલે બેઠો ભાત કરવો. આ (ભાત) ચોખાની સાથે રોટલી, શાક, દાળ, ભજીયા વગેરે પણ સાથે જમી શકાય છે.

**વિશેષ નોંધ** : શુરાપુરાના નૈવેદ્ય કરવા રકા ગામ જવાનુ ખાસ અને ફરજીયાત છે. બની શકે તો ત્યાં રહેતા હોય તેમને જાણ કરવી. નૈવેદ્ય કરવા જવાની તારીખ, વાર જણાવવા જેથી કરીને તેઓ વ્યવસ્થા કરી શકે. ખાસ વિનનિ:

**રકા ગામ** : નાનુ એવુ રકા ગામ છે. જેથી કરીને ત્યાં નૈવેદ્ય કરવા જતી વખતે દરેક વસ્તુ પોતાને ત્યાંથી લઈ જાય તે ઘણી જ સુગમતા પડે, નાના એવા ગામમાં કદાચ કાઈ વસ્તુ ન મળે તો જાનાર ભાઈઓને પરીવાર સાથે હેરાન થવુ પડે નહિ. માટે પોતાને ત્યાંથી જ દરેક વસ્તુ યાદ કરીને લઈ જવી.

રકા ગામ જવા માટે જામનગરથી બસ મળે છે. ચોમાસુ સમય પત્રક અને શીયાળુ સમય પત્રકના સમય જામનગર બસ ડીપો ઉપર જાણી જોઈ શકાય અમુક બસ રકાના પાટીયા એટલે રોડ ઉપરથી જાય છે જ્યારે કોઈ બસ છેક રકા ગામની અંદર પણ જાય છે. ઉપરોકત માહીતી અમારા દાદા ર. રા. શ્રી શાસ્ત્રીજી જીવરામ પ્રેમજીભાઈ ભટ્ટના હસ્ત લેખીત પ્રતમાંથી મેળવીને લખેલ છે.

# મહેતા કુટુંબ

**(વૈદ્ય રમણિકલાલ એચ. મહેતા કાલાવડ તરફથી મળેલી માહિતી પ્રમાણે.)**

અમે ધાંધલીયા મહેતા કહેવાઇએ છીએ. સિદ્ધપુરથી શિહોર પાસે ધાંધલી ગામે આ કુટુંબ રહેવા ગયેલ. ત્યાં વિસ્તાર વધતાં અમોને લતીપુરના ભરવાડ અને પટેલ કુટુંખ લતીપુર લાવ્યા. અને તેમના ગોરપદે સ્થાપ્યા. અમારૂ ગાત્ર ગાર્ગય છે. ત્રિપર્વ છે. (ગાર્ગય, અંગિરસ, ભારદ્વાજ.)

અમારા કુળદેવી અંબાજી છે. નૈવેધ આસો સુદ નોમનાં થાય છે. લાપસી, ખીર, સવા મુઠી, સવા પોવાલુ, કે સવા પાલી, ઘરમાં જમી શકે તે પ્રમાણે કરવાના હોય છે, દેવની રીતે સવા પવાલુ નકકી થયેલ છે, તેને જો ખાઈ ન શકાય તો કોરા ધરીને પછી જેટલા ખવાય તેટલા રાંધીને ખાવા, બાકીના બીજે દિવસે ખાઇ જવા. એટલે કે કુટુંબમાં સુતક આવે તે પહેલાં, નૈવેધ કરી નાખવાનાં હોય છે.

દીકરાના જન્મ પછી બે લોટા રાંદલનાં તેડવાના હોય છે. દીકરાના લગ્ન વખતે બે લોટા રાંદલના તેડવાના હોય છે. છેડાછેડી ગણપતિ પાસે જ છૂટે છે. બન્ને વરઘોડિયાં પગે લાગવા જાય ત્યારે જમણીને નારિયેલ બદલાવવાના હોય છે, અને ત્યાં નૈવેદ્ય લાપસી ખીર કરવાનાં હૌય છે,

દીકરાના બાળ મવાળા ઉતારતી વખતે વધના ચોખા જે સાચવી રાખ્યા હોય તેને પાણીમાં નાખી તે પાણી માથામાં નાખી બાળ મોવાળા ઉતારાય છે.

સીમંતમાં બે લોટા તેડવાના હોય છે.

અમારાં કુળદેવી લતીપુરમાં શ્રી રવિશંકર મહેતાના ઘરમાં બેઠા છે.
લતીપુરથી જે કુટુંબ ખાનકોટડા રહેવા ગયાં, તે માતાજીને સાથે લઈ ગયા.

જેથી રૂપશી દાદાના પિરવારના માતાજી ખાનકોટડા છે. હવે તે લોકે પણ લતિપુર માનતા કરવા જાય છે.

(જમણી માટે તેમણે વિગત આપી છે.) ૧ લીલી, ૧ પીળી કુલ અતલસ બે જોઈએ. સોનાની ટીલીયું એ સાચી, જુની હોય તેનુ' વિસરજન કરવુ'. નવરાવવા શ્રીફળ બે, વધેરવાનુ એક.

**(બાબુલાલ વેણીશંકર મહેતા, મુ. બેહ દ્વારા મળેલી વિગત)**

અમારાં કુળદેવી માતાજી શ્રી તુલજા ભવાની છે. તેનાં નિવેદ આસો વદ ૧૪ (કાળી ચૌદશ) ના રોજ થાય છે. પુત્ર જન્મ વખતે સવા પાલીનાં તુલજા ભવાનીને નૈવેદ્ય કરવાનાં હોય છે.

અમારા શુરાપુરા જામદુધઈ ગામે છે. ગામના પાદરમાં છે. (તળાવની પાળની બાજુમાં)

તેનાં નૈવેદ્ય કારતક શુદ એકમ (બેસતા વર્ષ) ના દિવસે સવા પાલી ચોખાનાં થાયછે.

**(શ્રી લાભશંકર મોનજી મહેતા રાજકાટની નોંધ પ્રમાણે) તેમના કુળદેવી રાંદલમાં છે.**

સ્થળ : વડાળા, કાલાવડથી જવાય છે.

માતાજી ઘરમાં બિરાજે છે.

દશેરાના દિવસે નૈવેદ્ય થાય છે.

**(શ્રી રમણિકલાલ નાથાલાલ મહેતા** રાંદલમાં (મોટા વડાળા પાસે) ને ધરવાનાં નવ નૈવેદ્યની યાદી મેકલે છે.)

૧. લાપસી ૨. ખીર ૩. તલવટ ૪. ખીચડી ૫. વડાં
૬. પુડલા ૭. રોટલી ૮. તેડવા ૯. નાયકડા દિવકડા

શુરાપુરાનું નામ નાથાબાપા છે.

**નૈવેદ્ય** : કાળી ચૌદશને દિવસે ચોખા સવા પવાલી રાંદલમાતાનો મઢ છે. અને ત્યાં મહેતા ઉમેશભાઇ કેશવલાલ રહે છે.

**(રાજકેટથી શાસ્ત્રીજી છોટાલાલભાઇ દુર્લભજીએ મહેતા** કુટુંબના માતાજી અંગે થોડી વિશેષ માહિતી મોકલી છે.)

કુળદેવી અંબાજી તથા રાંદલ માતાજી છે. અમારા વડવા સામજી માધવજી કુળની વૃધ્દ્ધિ માટે અંબાજી થી ચાલીને લોટા અંબાજીના લાવ્યા. તેની સાથે બીજો લોટા રાંદલમાને મુકી કુળદેવીની સ્થાપના કરી. લતિપુરમાં માતાજીનો ઓરડો છે. રવિશંકર મહેતાના ઘરમાં.

નૈવેધની વિગત ઉપર રમણિકભાઇ એ બતાવી છે તે જ છે.

(જામનગરથી મહેતા ધીરજલાલ જીવરામે નીચેની હકીકત મેકલી છે.)

અમારાં કુળદેવી ચામુંડા છે, તેની મારા વતન ચમારડીમાં મારા મકાનમાં સ્થાપના છે. તેમની સ્થાપના કરનાર અજરામર અદા છે.

ચોટીલાથી અજરામર અદાએ ચામુંડા માતાજીને ચમારડી લાવીને આ સ્થાપના કરી છે. તેમણે આ યાત્રા પગે ચાલીને કરેલી,

અમે લાઠીયા મહેતા, બધા છેડાછેડી છોડવા ચમારડી જઇએ છીએ જઇએ છીએ.

બાબરાથી ચમારડી જવાય, બાબરા ગોંડલ રસ્તે ચમારડી પહેલે સ્ટોપ આવે છે. દશેક કલામીટરનું અંતર છે.

**નૈવેધ** : દિવાળી ઉપર નવ નૈવેધ થાય છે. નિયમ સવા શેર અનાજના છે. સમય બદલાતાં હવે ૫૦૦ ગ્રામના રિવાજ થયા છે.

કાળી ચૌદસથી નૈવેધના પ્રારંભ કરાય છે. ઘરમાં વપરાશ પ્રમાણે તેની ગોઠવણ કરાય છે.

**સામગ્રી** : લાપસી, ખીર, રોટલી, સાત ધાન્યના ખીચડા, ખીચડી, અડદ જારના બાકળા તેને બદલે અડદના લોટના વડા કરી શકાય.

અમે લાઠીયા મહેતા, મૂળ લાઠીના વતની હતા તેમ કહેવાય છે.

લાઠી ગામ (અમરેલી જિલ્લા) સાથે જોડાયેલી એક બીજી દંત કથા પણ છે, તે છે **શામબાઈમા**ની.

ગામના પાદરમાં એક વાવ છે. તેને સાગોરા પીરની વાવ કહે છે. આ વાવમાં લાઠીચા મહેતાએનાં માતાજી શામબાઈ માં છે. તેમનું માથું વાવને તળીએ છે. ધડ વાવની ઉપર છે. ખોળામાં બાળક દેખાય છે. આ બાળકનું નામ હતું શિવરામ અદા.

આ વાવ જે વાડીમાં છે તે મહેતા કુટુંબની હતી. વાડીની બાબતમાં કોઇ સાથે ઝઘડા થયેલા. વાડીમાં કોસ ચાલતો હતો, ત્યારે કોસના વરતમાં વીટાઈને શામબાઈ મા કપાઇ ગયેલાં. જેથી ધડ ઉપર છે અને માથુ વાવના તળિયે છે. હાલ પણ વાવમાં પાણી ઓછું હોય, ત્યારે માથાના દર્શન થાય છે. વાવમાં પગથિયાં છે. સાગૌરા પીરના નામથી વાવ એળખાય છે.

મહેતા કુટુબ શામબાઈ માને 'સતીમા' તરીકે માને છે, અને પૂજે છે. દીકરાના લગ્ન વખતે ૫૦૦ ગ્રામ ચોખા બનાવીએ છીએ. પોતપેતાને ઘેર દિશાથી જુવારી લઇએ છીએ.

લગ્ન પછી એક વખત ગમે ત્યારે વર વધુને સતીમાને પગે લાગવા જવુ જરૂરી છે.

(**લલિતપુરમાં મહેતા કુટુંબનુ** મોટુ જુથ હતું. તેમાના એક જુથ રૂપશી મહેતાના કુટુંબના **શ્રી જયકર ભાઈશંકર મહેતા**, અમરેલીથી તેમના દેવસ્થાન અંગે નીચેની હકીકત મેકલે છે.)

(૧) કુળદેવીનું નામ : શ્રી રન્નાદે.

(૨) સ્થળ : ખાનકોટડા, તા. કાલાવડ, જિ. જામનગર.

(૩) કેવી રીતે જવાય : જામનગર–કાલાવડ બસમાં, વચ્ચે માટલી ગામ આવે છે. ત્યાંથી ખાનકોટડા ગામ ૧૫ કિલોમીટર છે. ત્યાં પગ રસ્તે ચાલીને અગર ખાનગી વાહનથી જઈ શકાય છે.

(૪) સ્થળ ઉપર સગવડ : કુળદેવી રન્નાદે ખાનકોટડા ગામે સ્વ. મહેતા નવલશંકર અમૃતલાલે પોતાના મકાનમાં માતાજીને ઓરડા મા રાખેલ છે. તેમાં માતાજી બિરાજે છે.

(૫) અન્ય વિગત :

૧. માતાજીના દર્શને જનાર જમણી અને નાળિયેર ચડાવે છે.

૨. દર વરસે આસો શુદ નવમીના રાજ નૈવેદ્ય થાય છે, પ્રસાદમાં ખીર અને લાપસી ધરવામાં આવે છે. દર વરસે માતાજીના ૧ લોટા તેડવાના હાય છે

(**શ્રી વેણીશકર પ્રભાશંકર મહેતા** મુળ ચિત્તલના મહેતા કુટુબના, હાલ વડોદરામાં રહે છે, તે નીચે પ્રમાણે હકીકત મોકલે છે.)

અમારાં કુળદેવી વળાવડી માતાજી છે. આ ગામે નવ બહેનો વર્ષો પહેલા સતી થયેલાં છે.

વળાવડ ગામમાં એક વાવ છે, તેમાં આ સ્થાનક છે,

વળાવડ જવા માટે ભાવનગર પાસે આવેલ શિહોર ગામથી પાંચેક કિલેમીટર જવુ પડે છે. લોકો આ વાવ બતાવે છે, જેમાં માતાજી બિરાજે છે.

**નૈવેદ્ય**ની વિગત નીચે મુજબ છે.

૧ નૈવેદ્ય આસો વદી ૧૪ (કાળી ચૌદશ)ના રોજ કરવામાં આવે છે.

૨ લગ્ન પ્રસંગે કરાય છે.

૩ સીમત પ્રસંગે કરાય છે.

૪ જનાઈ વખતે કરાય છે.

૫ પુત્ર જન્મ પ્રસંગે પણ થાય છે.

નૈવેદ્યમાં નીચે પ્રમાણે વસ્તુઓ બનાવાય છે.

(૧) લાપસી (૨)રોટલી (૩) ખીચડી (૪) તલવટ (૫) વડા (ઘઉં બાજરી, અડદના લોટનાં)

પ્રમાણ સવાયું માપ રાખવાના રિવાજ છે. તેમાં સમયોચિત છૂટછાટ ચાલે છે. વરા પ્રમાણે પ્રમાણ રાખી શકાય.

નૈવેદ્ય ધરાવવાને દિવસે અન્ય વાનગી દાળ, ભાત, શાક, વગેરે બનાવાતાં નથી. કારણ કે નૈવેદ્યના પ્રસાદ જ સૌએ લેવાના હાય છે.

એવું પણ થઇ શકે છે કે પ્રમાણ અદકેરૂ રખાયુ હોય, અને તેટલાને પ્રસાદ વરે પડી શકે તેમ ન હોય, તો તે દિવસે જરૂર પૂરતુ બનાવી શકાય. બાકીનું કોરૂ ધરાવી શકાય. આ રીતે વઘેલ વસ્તુ જે અન્ય કોઈ દિવસે રાંધી શકાય. અને જમી શકાય. તે દિવસે અન્ય વાનગીએ પણ રાંધી શકાય અને જમી શકાય.

આ મહેતા કુટુંબે વળાવડા મહેતા તરીકે ઓળખાય છે. તેમના પૂર્વજો શિહોર પાસેના વળાવડ ગામે રહેતા.

સતીએના પ્રસગની માહિતી ઉપલબ્ધ નથી. પરંતુ તેમનુ સ્મારક વળાવડ ગામે છે. વળાવડી માતા તરીકે તે એળખાય છે. ચિત્તળના મહેતા કુટુંબનાં આ કુળદેવી છે.

## મહેતા – મણિયારા ગ્રુપ

(**શ્રી કનૈયાલાલ અમૃતલાલ મહેતા**, જામ દુધઇ, વાયા આમરણ જી. જામનગર, મણિયારા મહેતા કુટુંબ માટે નચેની વિગત મેકલે છે.)

કુળદેવી ભવાની માતાજી છે.

**નૈવેદ્ય** : કાળી ચૌદશના રોજ થાય છે, સામગ્રીની યાદી નીચે પ્રમાણે છે.

(૧) ખીર (૨) પુરી (૩) નવ રેટલી (૪) ઠેરી નવ (૫) નાયકડા (૬) રવાયા (૭) દીવા (૮) વડા (૯) ટોઠા

બનાવવાની રીત :

ખીર, પુરી, રોટલી બનાવવી. ઘઉંના લોટમાંથી નવ ઠેરી બનાવવી. તેજ લેટમાંથી નવ રવાયા તેજ લેટમાંથી દીવા માટે નવ કુબલા બનાવવા. તેમાં રૂની વાટો બનાવીને તેલ પૂરીને પ્રગટાવવા. બન્ને બાજુએ વડા, ખાજા અને અડદ ભેગાં કરી દળાવવા તે લોટમાંથી વડા બનાવવાં. જુવાર અને અડદ ભેગા કરી આશરે સો ગ્રામ જેટલા બાફવાના.

દરેક વસ્તુ તેલમાં તળવી, (જે તળવા જેવી હોય તે) નૈવેદ્ય તૈયાર થઇ જાય એટલે પુ. માતાજીની છબી લઇ માતાજીનું આવાહન કરી નવડાવી, દીવાઓ

પ્રગટાવી, દરેક વસ્તુ નવ લેખે માતાજી સમક્ષ ધરવાની. બાદ માતાજીને પ્રણામ કરવા.

ઘરના દરેક સભ્યે માતાજીને પગે લાગવુ.. પછી જે ટોઠા ધરેલા હાય તે અને ચાર વડા લઈને ચારે દિશામાં ઉડાડી દેવા. એ રીતે માતાજીને ભોગ આપવો ને પાણી છાંટવુ. ભોગ ધરીને આવીએ ત્યારે પાછું વળીને જોવું નહિ, અને આવીને પગ ધોઇ નાખવા, પછી માતાજીનો પ્રસાદ લેવો.

નૈવેદ્ય બનાવનાર વ્યક્તિએ નાહી ધોઇને રસોઇ કરવા બેસવુ. નૈવેદ્ય ધરાવ્યા પહેલાં તેને કાંઈ અબાલ વૃધે અજીઠા કરવાં નહિ, એટલે કે ચાખવાં નહિ.

સુતક કે સુવારામાં નિવેદ કરવા નહિ. પછી ગમે તે માસની કાળી ચૌદશે નિવેદ કરી લેવાં. ઘરમાં કોઇ અડચણવાળું હોય તો તેને નિવેદનો પ્રસાદ આપવો નહિ. તે વ્યકિતએ બીજા રમ માંજ બેસી રહેવુ.તેનો પડછાયો પણ ન પડે તે ખાસ જોવાનું.

નૈવેદ વરા પ્રમાણે કરવા, વધારે કરવા નહિ.

**માતાજીનું સ્થાન** :

મણિચારા મહેતા મુળ ભાવનગર જિલ્લાના મણિયારી ગામે રહેતા હતા. ત્યાં માતાજીનું સ્થાનક હશે તેમ કહી શકાય. પરંતુ આ વાત ખૂબ પુરાણી હોય, સ્થાનક સ્પષ્ટ થતું નથી. ત્યાંથી આ કુટુંબે સ્થળાતર કરેલુ હશે. ફરતા-ફરતા માળીયા-મિયાણા પંથકના દહીસરા ગામમાં સ્થાયી થયું હશે. ત્યાં પણ માતાજીનુ સ્થાનક હોવુ જોઇએ. ત્યાંથી અમારૂ કુટુંબ ભાભા અદા જોડિયા તાલુકાના દુધઈ ગામે આવેલ.

હાલમાં અમારૂં કુટુંબ આ દુધઇ ગામમાં રહે છે. માતાજીનુ સ્થાનક નક્કી ન હોવાથી બધા મણિયારા મહેતા કુટુબીઓ માતાજીની છબી પોતાને ત્યાં પધરાવી ભાવથી તેનું પૂજન અર્ચન કરે છે.

આટલી વિગત આપ્યા પછી ભાઇશ્રી કનૈયાલાલ તેમના કુટુબમાં પૂજાતા શુરાપુરાના વિગત આપે છે.

**શુરાપુરાનું સ્થળ** : ગામ-જામ દુધઈ, વાયા આમરણ, તા. જોડિયા

જામ દુધઈ આવવાની વિગત :– જામ દુધઈ આવવા માટે જામનગર–ધ્રોલ, રાજકોંટ-મોરબીથી અવારનવાર બસની સગવડ મળે છે. જામ દુધઈ જામનગર-કચ્છ હાઇવે રસ્તા ઉપર આવે છે.

**નૈવેદ્ય** : કારતક શુદ એકમ, એટલે કે બેસતા વર્ષને દિવસે આ નૈવેદ્ય કરવામાં આવે છે. નૈવેદ્યમાં ફકત સવા પાલી ચોખા કરવાના હોય છે. પરંતુ ઘરમાં જેટલાં માણસા હોય તેના પ્રમાણમાં રાંધવા. બાકીના ચોખા શુરાપુરાને કોરા ધરવા. પછી જેમ બને તેમ જલ્દી-વહેલી તકે રાંધી લેવા. ચોખા અભડાય નહિ તે જોવું. પાટલા ઉપર દીવા પ્રકટાવી નૈવેદ્ય ધરવાં. જ્યાં સુધી દીવા પ્રગટેલા રહે, ત્યાં સુધી વહુવારૂએ બાપાની લાજ કાઢવાનું ભુલાય નહિ.

દુધઇમાં રહેતા-સ્થાનિક કુટુબીએ તે દિવસે સવારના બાપાને શુધ્ધ પાણીથી નવડાવી, તેમના ઉપર સિંદુર લગાવી ધુપ, દિપ કરી શ્રીફળ વધેરે છે. કોઈ કારણસર બેસતા વર્ષના દિવસે નૈવેદ્ય થઇ શકયાં ન હોય તો કોઈ પણ મહિનાની શુદ એકમના દિવસે કરી લેવાં. કર બાકી રાખવા નહિ.

**અન્ય વિગત** : આ સુરાપુરાનું નામ ભાભા દાદાથી ચાલુ થયેલ છે. અન્ય કોઈ નામ મળતુ નથી. એવી માહિતી છે કે એ માળિયા તાલુકાના મોટા દહીસરા ગામે રહેતા હતા. તે ગામના અન્ય બ્રાહ્મણુ કુટુંબ સાથે ગમે તે કારણે વાદ વિવાદ, કજીયો થયાં હશે. અણ બનાવ વધુ ઘેરો થતાં તેમણે દહીસરાનાં મકાન, જમીન, વગેરે છોડીને તેમણે ગામ છોડી દીધુ. ગામનુ પાણી અગરાજ કર્યું.

ફરતાં-ફરતાં આમરણ ગામે આવેલા. અને વિરામ કરવા રોકાયા, ગામધણીએ તેમને જોઈ વિગત સાંભળી, તેમના વ્યકિતત્વથી આકર્ષાઇ, તેમણે ભાભા અદા ને બીજે કયાંઇ ન જતાં. તેમને દુધઈ ગામે જઇ વસવાટ કરવા સલાહ આપી. દુધઈ ગામમાં જોઇએ તેટલી મકાન માટે જમીન, તથા ખેતી માટે પણ જરૂરી જમીન તેમણે આપી.

ભાભા અદાએ દુધઈ ગામનું તોરણ બાધ્યું. આમ ગરાસદારને શોભે તેવુ સ્થાન તેમણે પ્રાપ્ત કર્યું.

એ જમાનો અવ્યવસ્થા અને મારે તેની તલવારના હતા. વારંવાર લુટફાટ થતી. આવા કોઈ એક પ્રસગે ગામ ઉપર ચડી આવેલ લુટારાઓના ભાભા અદાએ બહાદૂરીથી સામનો કરી ગામને બચાવી લીધું. લુટારા નાસી ગયા. આ ધિંગાણામાં અદા ખૂબ ઘાયલ થતાં વીરગતિ પામ્યા.

તેમની સ્મૃતિમાં તેમના વારસો તેમની પૂજા અર્ચન કરે છે.

(**શ્રી હરકાન્ત રીલાલ મહેતા, ગ.સ્વ. શ્રી કપિલાબહેન રવિશંકર મહેતા** તરફથી મળેલ માહિતી.)

અમારા કુળદેવી રાંદલ તથા અંબાજી છે. આ કુળદેવી લતીપુરમાં શ્રી રવિશકર ખોડીદાસ મહેતાના મકાનમાં બિરાજમાન છે.

આ કુળદેવીના વાર્ષિક નૈવેદ્ય આસો સુદ ૯ (નોમ) ના થાય છે. કાઈ પણ સંજોગ વશાત આસો સુદ ૯ ના નૈવેદ્ય ન થઇ શકે તેમ હોય, તો મહા સુદ ૯ ના આ નૈવેદ્ય કરી શકાય છે.

આ નૈવેદ્ય નીચે જણાવેલ રીતે કરવામાં આવે છે. સવા અધપાલી અથવા વરા પ્રમાણે જેમાં લાપસી તથા ખીર હોય છે. નૈવેદ્ય કાચા પણ જારી શકાય છે અને લાપસી તો બધી જ રાંધી નાખવાની, અને ખીરમાં શુકન પુરતુ, ઘી, ખાંડ અને

દૂધ નાંખી અને કાચા ચોખા જરાય છે, અને કુટુંબમાં સગવડતા પ્રમાણે જરાય છે, અને આ નૈવેદ્ય દરેક બ્રાહ્મણ ને જમાડી શકાય છે.

**કરના નૈવેદ્ય** : પ્રથમ લગ્નના નૈવેદ્ય, સીમંત નૈવેદ્ય, જનોઈના નૈવેદ્ય.

આ નૈવેદ્ય સવા સવા પાલીના ખીર (ચોખા) તેમજ લાપસી થાય છે અને તે નૈવેદ્ય લતીપુર મુકામે બીરાજમાન માતાજીના દ્વારે રાંધીને ધરવા પડે છે. નૈવેદ્યની સાથે એ પણ કાર્ય કરવાનુ હોય છે કે માતાજીના બે લોટા (બે શ્રીફળ) એ બે જમણીએ (લીલી પીળી) બે સાચી સોનાની ટીલીઓ બદલાવવાની હોય છે, અને પ્રસાદી રૂપે શ્રીફળ એક વધેરવાનું. આ નૈવેદ્ય દરેક બ્રાહ્મણ ને જમાડી શકાય છે.

**રાંદલના લોટા તેડવાની વિગત** : લગ્ન પ્રસગે રાંદલના લોટા દીકરાના જન્મ પછી રાંદલના લોટા, સીમંત પ્રસંગે રાંદલના લોટા અને જનોઈ પ્રસગે રાંદલના બે લોટા તેડવાના હોય છે. દીકરાના બાળ મોવાળા ઉતારતી વખતે વરઘના પાણી અથવા વરઘના ચોખાથી નવડાવી બાળ મવાળા ઉતરાવી શકાય છે.

(**મહેતા કુટુંબનુ એક ગ્રુપ લાઠિયા મહેતા** ગ્રુપ છે, તેઓ લાઠી મુકામે રહેતા, લાઠી છોડવા માટે જુદી-જુદી કથાઓ મળી છે. કર્ણોપકર્ણ સાંભળેલી કથાઓએ આવુ' વૈવિધ્યપણુ આપ્યુ છે. વાંચવું ગમશે.

અમરેલીથી **શ્રી મહેતા અનંતરય મૂળશંકર** નીચેની વિગત મોકલે છે)

ગુજરાતના રાજા સિધ્ધરાજ જયસિંહે બ્રાહ્મણોને તેમણે કહેલા જ્યોતિષ થી ખુશ થઈને અર્ધુ લાઠી ગામ દક્ષિણામાં આપેલું. મહેતા કુટુંબના વડવાઓ આ બક્ષિસના ઉપભોગ કરતા હતા. અર્ધા ગામમાં સેતા (મુસલમાના) રહેતા. ઘણીવાર જમીનની બાતમાં સેતાઓ અને બ્રાહ્મણો વચ્ચે ઝગડા થતા. તેમાં બ્રાહ્મણોને વધુ પડતુ સહન કરવું પડતું. છેવટે મહેતા કુટુએ કંટાળીને લાઠી

છેડવાનું નકકી કર્યું, પરંતુ એક પ્રૌઢ બહેન શ્રી શામબાઈમા બોલ્યા હું લાઠી નહિ... છોડુ અહિંજ સતી થઈશ. અને વાવને કાંઠે ચિતા ખડકી કાયા ને અગ્નિદેવને સોપી દીધી.

તેમની સ્મૃતિ કાયમ રાખવા મહેતા કુટુંબે વાવમાં તેમનુ સ્થાપન કર્યું. આ વાવ અને સાગોરા પીરની દરગાહ બાજુ-બાજુમા છે. વાવના એક બાજુના ભાગ મહેતાના અને દરગાહવાળા ભાગ સેતાઓના હતા. હાલ આ વાવ અને દરગાહ હૈયાત છે.

સમય જતાં મહેતા કુટુંબના એક વડીલ, શીવરામદાદાએ લાઠી છોડી બાબરા પાસેના સોમરડી ગામે આવેલા. અત્યારે આ ગામનો ટીંબો રહ્યો છે. તેનાથી દૂર ચમારડી નવું ગામ વસેલુ છે, જેમાં આપણી જ્ઞાતિનુ મોટુ જુથ એક સમયે રહેતું હતું.

અમારાં કુળદેવી ચામુંડા દેવી છે. અમારા વડવાઓ ચોટીલા દૂર લાગતાં જમણી અને શ્રીફળના રૂપમાં અમારા માવજી અદાના ઘરમાં બેસાડેલાં. નવ દંપપતિની છેડાછેડી અહિ છુટતી.

**નૈવેધ** : કાળીચૌદશ-ચોખા, તલવટ, વડા,

દિવાળી-લાપસી, ખીચડી, રોટલી

પડવો- ખીર, પુડલા, ખીચડો

પ્રમાણ કુટુંબના વરાના પ્રમાણમાં સવાયુ લેવુ.

**નાગાજાર શાખા...**

(સંસોધક : શાસ્ત્રી શંકરલાલ નાગજીભાઇ મહેતા)

સોલકી યુગના સિધ્ધપુર પાટણના રૂદ્ર મહાલય પ્રતિષ્ડા સમયે ઋત્વીજ ભૂદેવે દરેકને સૌરાષ્ટ્ર ગુજરાત માંહેના ભૂમિદાન તરીકે પરગણાઓ અપાવ્યા તે માંહેના મહેતા વિદ્વવર્ય ને લાઠી આપવામાં આવેલુ. જે સમય પસાર થતાં લાઠીના ગોહેલ રાજપુતાન રાજય પુરોહીત તરીકે સન્માનિત થયેલા.

ઉપરા ઉપરના દુષ્કાળના કારણે તળના પાણી પાતાળમાં પણ ગત્યાં મળતાં નહિ.

તે સમયના રાજ્ય પુરૌહિતથી પ્રશ્ન મંડાવી સુકન જોઈ પગથીયાં અને ભડ ભમ્મરીયા ઉપર તાક ઉપર કમાન જરૂખા વારી વાવ ગળાવવી શરૂ થઈ. તે મુજબ તળ મર્યાદાથી પણ ઉંડે સુધીના ખોદકામમાં વર્ષના સમય પ્રયત્ન કરતાં વીતી ગયો છતા વાવમાં વરૂણદેવ દેખાઇ દીધા જ નહીં.

ફરી પુરૌહિતજીને સલાહ માટે બોલાવવામાં આવ્યા. મંત્ર વેદ પુરાહિતજી એ પ્રશ્ન લઈ વેઢા ગણ્યા અને ભવાં ભ્રકુટી ખેચી હૈયાને કઠોર બનાવી જણાવ્યુ કે વરૂણદેવ જોડલાના ભોગ માગે છે.

રાજ્યના અન્ય વ્યગોકિતમાં દરબારના હિતેચ્છુઓએ પુરોહિતજીને સબોંધી જણાવ્યું, 'ગોરભા તમારે ત્યાં જ ગઈ કાલે જ પુત્ર અને પુત્ર વધુએ પનોતા પગલાં માંડયા છે." તે લોક હિતના કાર્યમાં તમારે પણ સહભાગી બની લોકોના સંકટ દૂર કરવા આગળ આવવુ' જોઇએ.

કર્ણોપકર્ણ આ વાત પુરોહિતજીના પુત્ર તથા પુત્રવધુના કાને આવતાં રોમ રોમમાં સમાજ માટેની કુરબાનીની સતત તત્પરતા સ્વસ્થતા અને સાવધાનીથી આપવાનો નિર્ણય જાહેર કર્યો, લાઠી ગામ સમસ્તમાં મોટો ઓછવ પ્રગટી રહ્યો. વેદ ધ્વની ઢોલ શરણાય અને બહેનોના માંગલીક ગીતોની રમઝટ

ખેલવા લાગી. ગાજતા-વાજતા વાવ પાસે આવી પુરાહીતજી એ વરૂણ પૂજન કરી, પુત્ર તથા પુત્રવધુને લોકહીતના કાર્યમાં કુરબાની સબબ શુભાશીર્વાદ આપ્યા,

બન્ને દંપતી પહેલા પગથીયે પગ દેતાની સાથે પાતાળમાં પાણીના જબકારા જણાયા લેકો જય જય કારના નારાઓ લગાવવા લાગ્યા. હર્ષોલ્લાસમાં અબીલ ગુલાલ અને ફૂલો ની છોળો ઉડવા લાગી.

બીજુ પગથીયુ' ઉતરતાં તળ ઢંક પાણી જણાયુ.. ક્રમશઃ પગથીયાં ઉતરતા ગયા અને વાવમાં પાણી વધતું જણાયું. વીસ પચીસ પગથીયાં ઉતરતાં પાણી કમર સમાણા તેમજ છાતી ને પરાહવા પાણીમાં પોતાનું આત્મ સમર્પણ કર્યું. અને પ્રાણી, પશુ, પક્ષીના કાજે, જાનફેસાની નોતરી.

આ વાવ અત્યારે લાઠી શહેરની પૂર્વ હાંસે વેરાઇ માતાજીની ખડકી, રામજી મદીર, ગોહિલ રાજયકાળમાં જયાં શુળીએ ચડાવવામાં આવતા તે સ્થળે બાજુમાં ઇસ્લામિક મસ્જીદ દર્ગાહ છે. (સાગારા પીરની જગા)

લોક ગીતમાં જેના રાસડા હજુ પણ ગવાય છે.

બાર બાર વરસે નવાણ ગળાવ્યા, તોય ન નિસર્યા નીર મારાવાલા. તેડાવા જાણતલ તેડાવા જોષી જોસડીચા જોવરાવો જીરે. જાણતલ જોષીએ એમ જ કીધું દીકરાને વહુ પધરાવો જીરે. લોક હિત માટે જાન કુરબાની આપનાર :

મહેતા પરિવાર : પુત્રનું નામ – ભવાનીશંકર, પુત્ર વધુનું નામ સામબાઈ.

વાવ પાણીથી ભરપુર બની ગઈ. અને વાવ પુરી કરતા ભમરીચામાં પગથીયાની સામેની પૂર્વહાંસે સામખાઇ માતાજી ગજવાહીની હાથી અંબાડી જુકટી પ્રતિમા બેસાડવામાં આવી. જે મહેતા પરિવારના સતિમાતા તરીકે પુજાયાં. પુત્ર સુરાપુરા તરીકે. વાવની ઉત્તર હાંસેખાંભી બનાવી, બેસાડી કાળના સપાટામાં

ખાંભી અપ્રાપ્ય બની ગઇ. આશરે બસો વર્ષ ઉપરાંત તે વાવમાં જ સામી દીવાલે ગોખમાં સામબાઇમાંની પ્રતિમાં રહી.

ફકત દર્શન પુરતુ જ જરૂરી હતુ. માતાજીની પ્રતિમાને સ્પર્શ થઇ શકતા નહિ કે સિંદુર ચડાવી શકાય.

કાળ ના સપાટાએ કાઈને છોડયા નથી. અમુક સમય એવો પસાર થયા કે કોઈ કોઈને સહાયક ન બન્યું, અને દંતોકત્તીમાં વાવનું નામ "બાબરા ભુતની વાવ" સામબાઈ માની પ્રતિમાને બાબરા ભુતથી લાકો સમ્બોધવા લાગ્યા.

થોડા સમય પહેલાં સ્વ. શ્રી દલપતરાય રેવાશંકર મહેતાની દીકરીના ચોગ્ય હેતુએ, લાઠીની વાવમાંથી પ્રતિમા રાજકોટ લાવી પોતાના બંગલામાં લક્ષ્મીવાડી શે ન. ૨ માં સામબાઈમાની વિધી પૂર્વક સ્થાપના કરી તે સમયે સમગ્ર મહેતા પરિવારને જાણ કરવામાં આવી ન હતી. રાજકોટ-પ્રતિષ્ઠા થયા પછી દલપતભાઈ કૈલાસવાસી થયા અને તે બંગલે દીકરી જમાઇને સોંપાયા. હવે ત્યાંથી જોગમાયાનું સ્થાનાંતર કરી નાખ્યું છે.

મહેતા પરિવારની એક શાખા-રાજકોટ આવેલ પ્રતિમા– ખોટી છે. તેમ જણાવે છે. અને તે વાવમાં ઉતરતાં આશરે-બાર પગથિયાં નીચે તાક બેભોય વારો આવે છે. વાવમાં ઉતરતાં જમણા હાથ તરફ ગોખલાની બાજુમાં તોરણમાળની કંડાર આકૃતિવાળા પત્થર પાછળથી ખોડાયો છે. તે ઉપર સિદુરની અર્ચના કરી છે. ઉપરના ભાગેથી 'મહેતા કુટુંબના કુળદેવી શામબાઇમાં' આવુ લખાણ છેલ્લા ૧૯૭૨ પહેલાં હતુ નહી તે અત્યારે જોવા મળે છે. અને તેને માનતા નૈવેદ્ય ધુપદીપ ધરાવતા મહેતા પરીવાર મહીના છે તેમ સાંભળ્યું છે.

લાઠી સ્થાનીક રાજકુટુ'બની સાથેના પરિચયથી જાણવા મળ્યું હતુ. કે વાવના ભમરીયા માંહેની પ્રતિમા બ્રાહ્મણોના સતી માતાજીની છે.

નાગાજાર શાખાના મહેતા પરિવારમાં સહાયક જગદંબા, રાંદલમાં પુજાય છે. કુળદેવી અનંતશક્તિ ચામુડા છે. ગોત્રનામ ભારદ્વાજ ત્રીપવર શુક્લ યજર્વેદ માધ્યદીની સાખા. ઇષ્ટદેવ પ્રગટેશ્વર દાદા.

**નૈવેદ્ય** :

નૈવેદ્ય લગ્ન 'મૌજીબંધન" પુત્ર જન્મ, સીમંત અને પ્રતિવર્ષ અનંત ચતુર્દશીના ઉપરાત પ્રસંગોના રાંદલના યુગ્મ લોટા પણ ખરાજ, બે ત્રણ પ્રસંગના ભેળા પણ શણગારી શકાય છે. પ્રતિ વર્ષને એક-એક તે મુજબ એકી સંખ્યામાંજ રાંદલ તેડવામાં આવે છે. નૈવેદ્ય દર્શન વખતે વૃધ્ધાએ તેમજ વહુવારૂએ ઘુંમટો કાઢી વંદન કરવુ

**વાર્ષિક નૈવેદ્ય** : આસો વદ ૧૪ ની મિતીમાં સવારે અથવા સાંજે સ્વચ્છતા જાળવી પવિત્રતાથી ધરાવવામાં આવે, નવ સંખ્યામાં નૈવેદ્ય છે.

(૧) લાપસી (૨) ખીર (૩) રોટલી (૪) ખીચડી (૫) પુરી (૬) પુડલા (૭) વડા (૮) ચોખા (૯) તલવટ

જો કે શુભ પ્રસંગોના નૈવેદ્ય દરેક સવા પાલી એટલે દોઢ કિલો આશરે થાય છે, જરૂર પુરતા સવાયા હિસાબે લાપસી, પુરી, રોટલી ના ઘઉં... એકી સાથે દળી લેવા. દરેક સાહિત્ય પાત્રમાં ભરી અને પહેલા દિવસે ફકત વડા અને ચોખા બનાવી પોતાના જ ઘરે પોતાનું કરી ત્યાં પાટલા ઉપર મુઠી તાંદુલ અથવા જુવાર (જાર) મુઠી તે પર પાવલી, સોપારી અને ઘીના દીવા, ગુગળ ઘીનો ધુપ કરી નૈવેદ્ય ભરેલાં દરેક પાત્ર પાટલા સમીપે ગોઠવવાં તેમાં ટીપુ–ટીપુ થી પધરાવવુ.

રાંધેલ ચોખામાં ગોળ-ઘી નાખી, પાંચ ગ્રાસ, પાટલે પાત્રમાં ધરાવી નીરાજન આરતી કરવી વંદના કરવી. બધાં બાકીના નૈવેદ્ય કાચાં ધરાવાય છે, પહેલા

દિવસના ધરાવેલ નૈવેદ્યના ભાત સાથે ગોળ-ઘી અને વડા સીવાય દાળ, શાક કે અથાણા ખાવા નહિ. પછીના કાચાં નૈવેદ્યને તમારી અનુકૂળતા મુજબ રાંધી ભોજનમાં લેવાં પરંતુ તેની ઉચ્છીષ્ટ પણ પગતળે કચરાવી ન જોઇએ. વધારા ગાયને ખવડાવવો.

કાચાં નૈવેદ્ય જારી શકાય છે, પણ અન્યને જમાડાય નહિ. રખે કોઇ ઇતર મહેમાન આવે તો તેના માટે બીજી રસોઇ બનાવવી પડે છે, ફકત કુટુંબીજન ના ભાણેજ અને દીકરી જ નૈવેદ્ય જમી શકે છે.

નૈવેદ્યના અનાજો જાતે જ ઘરઘંટી અથવા પુરતી સાવધાનીથી તૈયાર કરવાં. પવિત્રીકરણ મટે ગૌમુત્રનું પ્રક્ષાલન કરવું. માપી માપીને વિભાગ જુદા પાડવા. વડા : અડદ બાજરાનું મિશ્રણ થેપલાં તિખાં બનાવવા.

સરસુતક માં નૈવેદ્ય ધરાવવાં નહિ. ઘરમાં નૈવેદ્ય સંપૂર્ણ આટોપાય નહિ તે દરમ્યાન છૂત અછૂત પાળવી જરૂરી છે.

નૈવેદ્યના દિવસે બૈરાં માથાબોળ નાહી કોરા વાળથી વંદના કરે, આબાલ-વૃદ્ધ દરેકે સ્નાન કરી નૈવેદ્યની વંદના લેવી.

(**શ્રી દુર્ગાશંકર કાનજીભાઈ મહેતા નાગાજારવાળા તરફથી મળેલ વિગત**.)

અમે લાઠીયા મહેતા. અમારા સતિ (દેવી) લાઠી છે. તેમજ ચામુંડા માતાજી પણ પૂજાય છે. નૈવેદ્યમાં નવરાત્રીના નામના દીવસે ખીર-પુરી નૈવેદ્ય થાય છે. અને તે વરા પ્રમાણે બનાવવાનાં હાય છે. બીજા નૈવેદ્ય કાળી ચૌદશના થાય છે. તેમાં લાપસી, ખીર, પુરી, પુડલા, રોટલી, ખીચડી, ચોખા, વડા, તલવટ. જેમાં વડા અને ચોખા રંધાયા છે. બાકીના કોરા જરાય છે. જે સવા અધપાલીના માપે

એટલે કે અંદાજે ૫૦૦ ગ્રામ કરવાના થાય છે. અમારા સતી (દેવી) નું નામ શામબાઈ છે..

કોઈને બીજું નૈવેદ્ય ગોત્રના એટલે કે કુટુંબના સભ્ય સિવાય આપી શકાતા નથી. વધે તો ગાયને ખવડાવી દેવાય છે. તુ જો કોઇ વષે નૈવેદ્ય ન થઇ શકે તો બે વર્ષ ના સાથે કરી શકાય છે.

લગ્નના નૈવેદ્ય છેડાછેડી છોડતી વખતે, જ્યારે સીમંત પ્રસગે પણ થાય છે. સીમંત પહેલાં સતીમાં ના દર્શન કરીને છેડાછેડી છૂટે છે. તે નવ નૈવેદ્ય કોઇ પણ સમયે સુદમાં કરી શકાય છે. જેનુ' માપ સવાપાલી એટલે અંદાજે (૧-કીલો) નું હોય છે. અને દર વર્ષના રાંદલના લોટા એક ચાલે છે, જે તેડવાના હોય છે. અમારા વડવાએ માતાજીના લોટા તેડી તેનુ નાળીચેર નાગાજાર બદલતા રહેતા.

## કુટુંબ રાવલ

(**શ્રી ભાનુશંકર દામજીભાઈ રાવલ** મૂળ હડાળાના વતની પરંતુ હાલ સુરેન્દ્રનગર. થોડી વિગત લખી મોકલે છે. શ્રી રાવળ કુટુંબ આ જ્ઞાતિમાં થોડા છે. હડાળા, બગસરા નજીક તે રહેતા. સારૂ જુથ હતું. અહિ રાવલના ડેલા જાણીતા હતા. પછી રાવલ કુટુંબે હડાળા છોડી ગયાં. અને સૌરાષ્ટ્રમાં અન્ય સ્થળો માં ગાઠવાયાં. આ કુટુંખમાં પણ કુળદેવ હતા જ, શ્રી મનસુખભાઈ મૂળશંકર રાવલ (રાજકેટ) આવા કુળદેવતાની વાત લખે છે, પરંતુ અત્યારે તેનું નકકી સ્થાન મળતુ નથી. એટલે ઘેર દીવો પ્રગટાવી પૂજા-અર્ચના થાય છે.)

અમારે સુરધનનાં નૈવેદ્ય કાલી ચૌદશના રોજ થાય છે. ભાભાના સાન્નિધ્ય માટે ઘીના દીવો પ્રગટાવી નૈવેદ્ય ધરાવીએ છીએ.

**નૈવેદ્ય** : : સવા પ્યાલા તલવટ.

સવા પ્યાલો ખીચડી.

સવા પ્યાલા વડા (અડદ બાજરાનાં)

સવા પ્યાલા ભાત.

એક પ્યાલો લાપસી.

૧ શ્રીફળ વધેરવાનું.

આ નૈવેદ્ય પુત્ર જન્મ, જનોઈ, બાળ મોવાળા ઉતારવા, સીમંત, તથા પુત્રનાં લગ્ન પ્રસગે નીચે પ્રમાણે સુરધન ભાભાને ઘીના દીવા પ્રગટાવી ધરાય છે.

પ શેર ખીચડી,

પ શેર તલવટ,

૧ શ્રીફળ વધેરવાનું

પ શેર ભાત,

પ શેર વડાં (બાજરા અડદ દાળનાં)

પ શેર લાપસી,

આ ઉપરાંત અમારા કાકા રવિશંકરભાઇ આફ્રિકા જતાં સ્ટીમરમાં જ ગુજરી ગયા હતા, અને તેમને જળ સમાધિ અપા ચેલ, તેમની યાદ પણ અમારા કુટુંબે જાળવી રાખી છે અને અમે ત્યાં તેમનુ સ્થાપન કરેલ છે.

તેમને પણ વડીલ તરીકે અમે પૂજીયે છીએ, અને નૈવેદ્ય ધરાવીએ છીએ.

આ નૈવેદ્યમાં અઢી કિલો ચોખા રાંધીને ઘીનો દીવો પ્રગટાવી ધરાવીએ છીએ, અને શ્રીફળ વધેરીએ છીએ.

રાવલ કુટુંબે મૂળ કમઢિયા ગામે રહેતાં પછી તે હડાળા ગયેલા.

હડાળામાંથી પછી અન્ય સ્થળોમાં તેમણે પ્રગતિ કરી. કેટલાંક કરાંચી ગયા. તો થોડા રાજકેટમાં વસ્યા. કરાંચીમાંથી પણ અન્યત્ર ગયા.

ઘેલા રામજી ગ્રુપમાં ગયેલ કુટુબો માંથી એક શ્રી મનસુખભાઈ ગંગારામ રાવલ ૯૦ વર્ષ નજીક પહોંચ્યા છે. અને એક ઉપાસની તરીકેનુ જીવન વ્યતિત કરે છે. રામનાથ મહાદેવ હજુય પગે ચાલીને જાય છે.

તેમની સાથે તેમના દેવ વિષે વાત કરતાં પણ કોઈ શુરાપુરાનું નામ મેળવી શકાયું નથી. શુરાપુરાનું ફળું હતું. પરંતુ હડાળા છોડયા પછી તેમનાં ઘર

વગેરેની દેખભાલ રહી નહિ. તે સાથે આ શુરાપુરાની વિસ્તૃત જાણકારી પછીની પેઢીમાં રહી નહિ.

આ નથુ તુલસી ગ્રુપમાં આવેલાં રાવલ કુટુંબો મર્યાદિત સંખ્યામાં હોવાથી, તેઓ સર્વે હવે પોતપોતાના ઘેર જ સુરાપુરાને ઘીના દીવા સન્મુખ આવાહન કરી તેમને નૈવેદ્ય ધરાવે છે. શુરાપુરાના ઇતિહાસ હવે તે ઘણાખરાં કુટુંબો માં કર્ણપકર્ણ સાંભળેલી વાતા ઉપર જ ચાલે છે. તેમાં વિવિધતા, સ્થળ, નામ, પ્રસંગો, પરત્વે જોવામાં આવે છે. છતાં નૈવેદ્યની વિગત એક સરખી રીતે પાળવામાં આવે છે. આ શ્રદ્ધા વર્ષો જુની છે. અને પેઢી દર પેઢી ચાલે છે.

## રાજ્યગુરૂ કુટુંબ

(ગોંડલથી **શ્રી ગિરજાશંકર દયારામ રાજ્યગુરૂ** નીચેની હકીકત મોકલે છે.)

અમારા (રાજયગુરૂના) કુળદેવ શ્રી જમનાવડા દાદા છે જેને ઇતિહાસ બહુ જ લાંબો છે, પરંતુ ટુંકમાં જણાવું છું કે અમારા વડવા જુનાગઢના રા' દીયાસના કુળગોર હતા. તેથી રા’ તરફથી તેમને બાર ગામ બક્ષિસમાં અપાયાં હતાં. આ ગામો આજ પણ મોજુદ છે.

તેમની રાજધાની, મુખ્ય મથક જમનાવડ ગામે હતી. જમનાવડ ધોરાજી પાસે છે.

એ જમાનો મારે તેની તલવાર’ના હતા. બળિયાના બે ભાગની નીતિ પ્રચલિત હતી. આ જમાનામાં રા' ના પતન પછી. જમનાવડ ગામ ઉપર પણ દુશ્મનોનાં ધાડાં ચડી આવતાં, આ ધિંગાણાએમાં દરેક વખતે કુટુંબોમાં થોડા સભ્યો વીરગતિ પામતા.

એક વખતના ધિંગાણામાં સામી ફોજ મોટી હતી. તેની સામે વીરતાપૂર્વક સામનો કરી તેમને ભગાડયા. પરંતુ આ યુધ્ધમાં મોટી ખુવારી થઈ. જેથી ઘણા કુટુંબીઓ વીરગતિ પામ્યા.

આમ વારંવાર થતા સંહારને કારણે, વડીલો એ નકકી કર્યુ કે આવો ગરાસ શા કામના ? જમનાવડ ત્યજી દેવુ વધુ સારૂં' !’ આમ વિચારી શેષ કુટુંબીઓ એ જમનાવડ ગામનું પાણી અગરાજ કરી ગામ છોડ્યુ.

આ લોકાએ થાણા દેવળી (હાલ અમરનગર) તરફ પ્રયાણ કર્યું. ત્યાં થાડાં સબધીએ રહેતા હતા. ગામ નજીક આવ્યું, તે વખતે સૌથી આગળ ચાલતા

ગાડાનાં પૈડાં અટકી ગયાં. રસ્તો ખરાખ હતા, ચઢાણ હતું. એટલે બળદ ગાડુ ખેંચી શકતા નથી એવુ લાગ્યુ. ગાડામાં બેઠેલાં લોકો નીચે ઉતરી ગયાં. તોય બળદ ગાડાંને ખેંચી શકયા નહિ. તેથી ગાડામાં રહેલ સામાન પણ નીચે ઉતારવા માંડયો. ત્યારે તેમાંથી જમનાવડા શેષ નીકળ્યા. (નાગ સ્વરૂપે) અને એ વાડીને શેઢે બેઠાં. વધુ વિગત શ્રી ઇચ્છુભાઇ રાજ્યગુરૂએ આપી છે. શુરાપુરાએ મોટે ભાગે નાગ સ્વરૂપે દેખાઇ દેતા, એવી કથાઓ છે. કિવદંતીમાં હકીકત ભેદ પણ રહેવા સંભવ છે.

આમ જમનાવડા દાદાએ ત્યાં આસન સિધ્ધ કર્યું. આ સ્થળે પછી સારૂ એવુ. મંદિર ઉભું થયું છે.

આ રીતે ધોરાજી પાસેના જમનાવડ ગામે તથા અમરનગરમાં આવેલ આ મંદિર અને સ્થળે અમે પૂજાર્થે જઇએ છીએ. જમનાવડ ગામથી દક્ષિણ દિશામાં એક ખેતરમાં આ સ્થાન આવેલુ છે. આ સ્થળે પણ સ્મારક રૂપે દેરી જેવુ' બનાવાયુ' છે.

રાજ્યગુરૂએનાં વધુ કુટુબો ઘેલા રામજી ગ્રુપમાં છે. એટલે તે કુટુબે અવારનવાર જમનાવડના આ સ્થાને પૂજા, માનતા માટે આવે છે.

અમરનગર જવા માટે ગોંડલથી બસ મળે છે. ઉપરાંત રેલ્વે રસ્તે વડીયા દેવળી સ્ટેશને ઉતરી પણ જવાય છે. આ સ્થાન અમરનગરથી જેતપુર રોડ ઉપર દોઢેક કિલોમિટર દૂર આવેલુ છે. જમનાવડ ગામનું પાણી હજુય અગ્રાય હોવાથી ઘણાંખરાં કુટુંબ અમરનગર જાય છે. નજીકમાં વાડી હોવાથી પાણીની સગવડ છે.

**નૈવેદ્ય** : માં ને નવ નૈવેદ્ય ધરાય છે, જેમાં

(૧) તલવટ (૨) વડા (3) રોટલી (૪) ખીચડો (ઘઉંના) (૫) ખીર (૬) ભાત (૭) ખીચડી (૮) પુડલા (૯) લાપસી દરેક થાય છે. આ ચીજોનુ પ્રમાણ અગાઉ

પાલીના માપનું હતું. પછી શેર ઉપર ગયુ'. અને હવે કિલાગ્રામ ઉપર ગોઠવાય છે.

વસ્તુનુ' માપ સવાયુ' એટલે કે સવા કિલે રખાય છે. આ નૈવેદ્ય કુટુંબ સિવાય અન્યને ખવરાવી શકાય નહિ. દીકરી જમી શકે પરંતુ ભાણેજડાએ જમી શકે નહિ

(૩) રાજ્યગુરૂ કુટુંબ ના કુળદેવ, કુળદેવી, સતીમા તથા નૈવેદ્યની માહિતિ. (રજુ કરનાર શ્રી ઇચ્છાશકર વજેશંકર તથા મનહરલાલ લાભશંકર રાજ્યગુરૂ, મુ. રાજકેટ.)

આપણે 'રાજ્યગુરૂ' તરીકે કેવી રીતે ઓળખાયા તેની માહિતિ અત્રે પ્રસ્તુત કરવી ઉપયોગી થશે.

મૂળ પુરૂષ શંકરજી યજુર્વેદ – ગૌત્ર કૌશિક - શાખા માધ્યદિનિ ત્રિપ્રવર.

રાજ્યગુરૂઓ એટલે રાજાઓ ના ગુરૂઓ, પછી તેનું અપભ્રંશ રાજગોર–રાજગર વિ. થયુ. સૌરાષ્ટ્રમાં અનેક રાજ્યો હતા. નાના મોટા રાજ્યોમાં કેટલાક બ્રાહ્મણ કુટુંબો એ પોતાના જયેતિષ, આયુર્વેદ, કર્મકાંડ વિગેરે અનેક વિદ્યઓ વડે રાજદરબારમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

કહેવાય છે કે જુનાગઢના રા'માંડલિકના શાસનમાં સ. ૧૫૧૫ માં જુનાગઢ મુકામે ઐદીચ્ય બ્રાહ્મણોનુ એક જ્ઞાતિ સંમેલન શંભુ વ્યાસે બોલાવેલુ તેમાં નીચેના પ્રશ્નોની ચર્ચા થઈ.

શાસ્ત્રોમાં 'રાજય'નુ' અન્ન નિષેધ ઠરાવેલ છે. હાલના બ્રાહ્મણે આજીવીકાના સાધનોના અભાવે પોતાના બ્રહ્મ કર્મ માંથી ભ્રષ્ટ થતા જાય છે, માટે રાજ્યમાં ગુરૂપદ મેળવી, રાજ્યોમાં વર્ષાસન વગેરે આજીવીકા સ્વિકારવી કે કેમ ? ચર્ચાને અંતે 'રજ્યાશ્રય સ્વીકાર' માં શંભુ વ્યાસના પક્ષ હતો. તેના ૩૫૦ ઘર

હતા, બીજાઓ એ તેનો અસ્વીકાર કર્યો, જેમણે સ્વીકાર કર્યો તેના નવો સમવા–સંઘ રાજ્યગુરૂ' રાજાઓના ગુરૂ ઊભા થયા.

રા' માંડલિકે ગિરનારા બ્રાહ્મણાને પોતાના ગોરપદેથી દુર કરીને શંભુ વ્યાસને ગોરપદે સ્થાપ્યા, અને તેને ગામ ગરાસ ભેટ આપ્યા જેમાં બાર ગામ હતા. જમનાવડ, ગેલાધર, રૂપાવટી, ટીંબી, ગધેડિયુ, ગુંદાસરૂ, ખાંભણિયુ', રાવી, દેવળિયું, અસાદર, મેઘપુર તથા મેણાગામ – જમનાવડ તથા મેઘપુર મુખ્ય મથક હતું તેથી ત્યાં વસેલી શાખા જમનાવડીયા રાજ્યગુરૂ તરીકે ઓળખાય છે. આપણા વડવાએ જમનાવડ તથા મેઘપરમાં રહેતા, ત્યાંના ગરાસિયા તથા બ્રાહ્મણોને ગરાસ બાબત તકરાર થતી, વધારામાં બેન દિકરીઓની આબરૂની પણ સલામતી ન રહેવાથી ધિંગાણું થયું, તેમાં ત્રણ બ્રાહ્મણો વિરગતી પામ્યા, તેએ સુરાપુરા થયા, તે પૂ. શ્રી જમનાદાસ બાપા, પૂ. શ્રી ગાવાબાપા તથા પૂ. શ્રી વસનજી બાપા. ત્રણેયની ત્યાં ખાંભીઓ થઇ. તેમાં પૂ . શ્રી જમનાદાસબાપાની જમનાવડમાં દેવ તરીકે સ્થાપના થઇ, પૂ. શ્રી ગાવાબાપા તથા પૂ. શ્રી વસનજી બાપા કોઇ કુટુંબીઓ ને સ્વપ્નમાં આવ્યા કે અમારે અહિ રહેવું નથી. તેથી બાકીના કુટુંબીઓએ જમનાવડ ગામનું પાણી અગરાજ કર્યું અને ત્યાંથી પ્રયાણ કર્યુ" (હાલ પણ રાજયગુરૂએ જમનાવડ ગામનુ પાણી પીતા નથી.) અને બને પૂ. દાદાને કરડિયામાં લઈને પ્રયાણ કર્યુ', થોડા કુટુંબીએ ધોરાજી, જેતપુર થઇને થાણાદેવડી (અમરનગર) પૂ. તે બાપાને લાવ્યા શ્રી ગાવાબાપા. ઘોડા કુટુબી જેતપુર થઈને ગોંડલથી આશરે ૩૫ કિ. મી. સાણથલી ગામે લાવ્યા. તે પૂ. શ્રી વસનજી બાપા. .

પૂ. શ્રી ગાવાખાપાને લઇને જે કુટુંબીએ થાણાદેવડી (અમરનગર) ગયા તે ગામથી આશરે ૧.૫ કિ. મી. દુર,વાડી પાસે વોકળાના કાંઠે નહાવા બેઠા ત્યારે પૂ. દાદાએ કરડિયામાંથી નીકળી ત્યાં આસન સિધ્ધ કર્યું, ત્યાં તેઓશ્રીની સ્થાપના થઈ. શરૂઆતમાં પૂ. દાદાની પ્રતિમાં ઓટા ઉપર એક બેલામાં કંડારેલ  હતી, દેરી ન હતી.

દેરી બંધાવવા પાછળના ઇતિહાસ એવા છે કે રિબડાના રાજ્યગુરૂ કુટુંબના એક ભાઈને બે પત્નીએ હતી, પરંતુ તેમને દિકરા ન હતા. તેમણે પૂ. દાદાની માનતા કરી કે જે મારે ત્યાં દિકરા આવશે તો હું આપની દેરી ચણાવીશ. પરમ દયાળુ પૂ. દાદાના આશીર્વાદથી તેમને ત્યાં દિકરાનો જન્મ થયો. આર્થિક સજોગો અનુસાર તેઓશ્રી દેરી બનાવવા અશકત હાયને અન્ય રાજ્યગુરૂ કુટુંબના સહયોગથી અમરનગર પૂ. દાદાના સ્થાનકે માનતાનુસાર દેરી બનાવી.

લગ્ન બાદ રાજ્યગુરૂ કુટુબોના વરઘોડિયાની છેડાછેડી અમરનગર પૂ. દાદાના સ્થાનકે છૂટતી. નવ દંપતી છેડાછેડી છેડવાય ત્યારે દૂરથી પૂ. દાદાના સ્થાનકની ધજા દેખાય ત્યારથી વહુવારૂએ લાજ કાઢવી પડતી. વરઘોડિયા સ્થાનકમાં જાય ત્યારે પૂ. દાદા તેઓના ગોઠણ પર બેસતા અને પૂ. દાદાની આંખ ને આંજવી પડતી. કોઈ નબળા મનના વરઘોડિયા બી ગયા આંખ આંજતા આંખમાં જોકો લાગતાં ઇજા થઈ, ત્યારબાદ દર ત્રીજી પેઢીએ આંખમાં કોઇને તકલીફ રહેતી હાલમાં પૂ. દાદાનીઅસીમ કૃપાથી તે તક્લીફનું નિવારણ થયું છે, ત્યારબાદ પૂ . દાદા કોઇના સ્વપ્નમાં આવ્યા અને છેડાછેડી પૂ. દાદાના સ્થાનકે છોડવા જવાને બદલે વિઘ્નહર્તા દેવ શ્રી ગણપતીદાદા સમક્ષ છોડવાની આજ્ઞા આપી. તેવી રીતે પૂ. દાદાની ધજા દેખાય ત્યારથી લાજ કાઢવી પડતી તેને પણ જાણે ઉદાર દિલે માફી બક્ષી છે. અને હવે વહુવારૂએ દિકરીની જેમ પૂ . દાદાના દર્શનનો લાભ લે છે. પૂ. દાદાની અપાર કૃપાથી તેમની રજા સમંતિ લઇને અમે ફોટા પાડીને પૂજામાં રાખ્યા છે અને નિત્ય પુજા દર્શન નો લાભ લઈને ધન્ય થઈએ છીએ.

થાણા દેવડી (અમરનગર) જયાં પૂ. દાદાનું સ્મારક આવેલ છે, ત્યાં બાજુની વાડીવાળા પટેલ કુટુંબ ખુબ સેવાભાવી છે. દર્શનાથે જનારને દરેક પ્રકારની સુવિધા આપે છે. જેમકે મશીન ચાલુ કરીને પાણીની, રસોઈ બનાવવા માટે જરૂરી દરેક વસ્તુઓ, ઠામ-વાસણ, છાસ વિ. ની કાંઇ કમી રહેવા દેતા નથી અને એક આત્મિય કુટુબની જેમ વર્તે છે. વાડીવાળા રત્નાભાઈ પટેલ હતા તે

થોડા વર્ષો પહેલા સ્વથ થયેલ છે, તેમના સ્વમુખે સાંભળેલ છે કે પૂ. દાદા તેમને અવારનવાર દર્શન આપતા. વાડિએ કોઈ રખોપુ કરવા ન જાય તો પણ કંઇ તક્લીફ નથી પડતી. અન્ય ગામ લાકોને પણ ખુબ આસ્થા અને શ્રદ્ધા છે, અને શ્રધ્ધાપૂર્વક પૂ. દાદાને ધુપ, દીપ, શ્રીફળ વિ. માનતા કરે છે. ખેતરમાં પહેલા પાક ઉતરે ત્યારે ત્યાં ધરાવીને ગામમાં લઈ જાય છે.

રાજ્યગુરૂ કુટુબોના મોટો સમુહ ઘેલા રામજી તડમાં છે, નથુ મેતા ના તડના રાજ્યગુરૂ કુટુબો અમરનગર જાય છે, ઘેલા રામજી તડના પણ ઘણાં કુટુંબો એ અમરનગર જાય છે, અમુક સાણથલી તથા ઘણાં જમનાવડ પણ જાય છે. જમનાવડ ગામનુંપાણી હજી અપૈયા હોવાથી વધારે અમરનગર તથા સાણથલી જાય છે.

અમરનગર રાજકોટથી આશરે ૭૫ કિમી. દુર છે. રાજકોટ બગસરા વાયા વિડયા વાળી બસ સવારે ૭-૧૫ કલાકે ઉપડીને ૯-૩૦ કલાકે ત્યાં પહોંચે છે. એ સિવાય દિવસ દરમ્યાન પણ બીજી બસો મળે છે. નજીકનું રેલ્વે સ્ટેશન વડિયા છે. પૂ. દાદાનું મદિર અમરનગર જેતપુર રોડ પર આવેલુ છે.

પરમ કૃપાળુ પૂ. દાદાના આશીર્વાદથી રાજ્યગુરૂ પરિવાર સુખી છે, અને તેમની અસીમ કૃપાથી સુળીનું શંકટ સોયથી સરે છે. ગમે તેવી મુશીબતમાં તેમના સ્મરણ માત્રથી શાંતિ મળે છે. જે રોજ બરોજનો અનુભવ છે,

અંતમાં, વડીલો પાસેથી જાણકારી મેળવી પૂ. દાદાનો ઈતિહાસ લખ્યો છે, તેમાં કાંય ક્ષતિ કે દોષ રહી જવા પામેલ હોય તે પરમકૃપાળુ પૂ. દાદાની અંતઃકરણ પૂર્વક માફી માંગીએ છીએ અને હરહંમેશ તેમની અમી દ્રષ્ટિ આપણા સૌ પર બની રહે તેવી નમ્ર પ્રાર્થના તથા પૂ.જમનાવડદાદાના શ્રી ચરણો માં અનંતકોટી નમસ્કાર...

**કુળદેવી :**

મૂળ ઉત્તર ભારતમાં વસતા હતા, તે સમયે વ્યાસ કહેવાતા કુળદેવી, ચંદ્રભાગા નદીના કાંઠે 'ચંદ્રભાગા માતાજી' નું મંદિર છે, તેમને માનતા હતા, હાલમાં દ્વારકાથી આશરે ૨૪ કી. મી. દૂર 'ચંદ્રભાગા માતાજી' નું મંદિર છે.

**સતીમા** :

રાજ્યગુરૂ કુટુંબમાં એ સતીમાં થયેલ છે જેની વિગત નીચે મુજબ છે.

(૧) રાજકોટમાં રામનાથપરામાં નદીના કાંઠે શ્રી ઘેલા રામજી ની પાછળ તેમના ધર્મપત્ની પૂ. અવલમાં સતીમાની દેરી થયેલ છે, રાજ્યગુરૂ કુટુંબ શ્રાવણ માસની પૂર્ણિમાએ (બળેવના દિવસે) યજ્ઞોપવિત ધારણ કરીને ત્યાર બાદ સતીમાની દેરીએ તેમની પૂજા તેમજ દીવા, અગરબતી, પ્રસાદ ધરે છે.

(૨) થાણદેવડી (અમરનગર) પૂ. શ્રી દામજીભાઈ ના પાછળ તેમના ધર્મપત્ની માનબાઈમા સતીમા થયા છે, અમરનગર નદીના કાંઠે નાની દેરી છે.

**નૈવેધ** :

રાજ્યગુરૂ કુટુંબમાં નૈવેધની યાદી નીચે મુજબ છે.

(૧) પુત્રના યજ્ઞોપવિત પ્રસંગે.

(૨) પુત્રના લગ્ન પ્રસગે.

(૩) પુત્રવધુના સિમત પ્રસ'ગે.

ઉપરોકત ત્રણ પ્રસંગોએ અનુકુળતાએ (બહુ ઢીલ કર્યો વગર) નીચેની વિધિથી નૈવેધ કરવાના હોય છે.

નૈવેદ્ય કરવાના હોય તે દિવસે નાહી ધોઇ પવિત્ર થઈને પાટલે લેવાના, તેના પર પીપળાના પાંચ પાન, મુકી પાન પર કંકુથી દાદાની પ્રતિમાં દોરવાની અને ઘીના દીવા તથા અગરબતી કરવાના, અનાજ સાફ કરીને ઘરઘંટી એ દળીને નીચે પ્રમાણે સામગ્રી લેવાની. પવિત્રતા તથા સ્વચ્છતાનો ખાસ ખ્યાલ રાખવો.

૧. તલવટ : તલ સવા પાલી તેમાં ગોળ ભેળવી તલવટ તૈયાર કરવા.

૨. લાપસી : ઘઉં સવા પાલી ઘરઘંટીએ દળી તેમાં ચોખ્ખુ ઘી, ગોળ નાખી છુટી લાપસી બનાવવી.

૩. ખીર : સવા પાલી ચડતા હોય ત્યારે થોડુ ઘી, ખાંડ નાખવા. (ભાત તરીકે પણ ખવાય અને ખીર તરીકે પણ ખવાય.)

૪. ખીચડી : સવા પાલી મગ ચોખાની ખીચડી બનાવવી.

૫. રોટલી : ૧ પાલી ઘઉં" દળી તેની રોટલી બનાવવી, ચોખ્ખા ઘી થી ચોપડવી.

૬.  પુડલા : સવા પાલી ઘઉં'ના લોટના, તેમાં ગોળ નાખીને ગળ્યા પુડલા બનાવવાના,

૭. પુરી : સવા પાલી લોટની (ઘઉંનો લોટ) (પુરી અથવા રોટલી અનુકુળતા પ્રમાણે) રોટલી બનાવવી હોય તો થોડી શુકનની પુરી બનાવવી.

૮. વડા: સવા પાલી અડદની દાળ તથા બાજરો સરખે ભાગે લઈને ભેગા દળાવવા મસાલા નાખી વડા બનાવવા.

૯. બાખડા ઃ સવા મૂઠી સફેદ જુવાર તથા અડદ ભેગા કરી બાફવા, ચડતા હોય ત્યારે થોડું મીઠું નાખવું. ધરાવીને આપણે ખાવાના નથી, ગાયને ખવડાવવા.

વધારામાં દર વર્ષે આસો માસના નોરતામાં નોમને દીવસે સાંજે, ઉપર મુજબ સવા પવાલુ’ નૈવેદ્ય કરવા, એઠવાડ ઘરના આંગણે ગાયને પાતા પહેલાં તથા પછીગાયનુ' મેઢુ પાણીથી ધોવું.

ઉપરાકત નૈવેદ્ય કોઈપણ બ્રાહ્મણ જમી શકે છે અન્ય જ્ઞાતિના નહિ, નૈવેદ્યની પ્રસાદી માટે માત્ર બ્રાહ્મણને જ આમંત્રણ આપી શકાય.

જે નૈવેદ્ય ધરીએ તેમાંથી રાંધવાના હોય તે તેજ દિવસે પુરા રાંધી નાખવા પડે અડધા ન રધાય, બીજા દિવસે થોડાથોડા સગવડ પ્રમાણે ઉપયોગમાં લઈ શકાય.

**બાલ મોવાળા** :

પુત્ર સવા વર્ષ, ૩ વર્ષ કે પાંચ વર્ષના થાય ત્યારે સારો દિવસ જોઈ અને સારે ચોઘડિયે વધના પાણીથી કે ચોખાથી બાલ માવાળા ઉતરાવવાના હોચ છે, તેના નૈવેદ્ય કરવાના હોતા તથી.

ઉપરોકત દરેક માહિતિ એકઠી કરેલી, કર્ણોપકર્ણ સાંભળેલી તથા વિડલો પાસેથી મેળવેલી હકિકત માં કયાંય ભૂલ, હકિકત દોષ કે અધુરપ હોય તો ક્ષમા ગણવા વિનંતિ.

# વ્યાસ કુટુંબ

**ઇશ્વરીયા ગ્રુપ** :

(મુબઇ થી વિલેપારલેથી વ્યાસ શિવલાલભાઈ કેશવલાલ નીચે પ્રમાણે હકીકત મેકલે છે.)

ઇશ્વરીયા નિવાસી વ્યાસ કુટુંબ માટેના દેવ-દેવસ્થાન, માતાજી વગેરેના નૈવેદ્યની યાદી નીચે પ્રમાણે જે વડીલો એ લખાવેલ તે મુજબની છે.

નોંધ : નૈવેદ્ય (૧) ગોત્રીજરણા (૨) જનોઈના (૩) શુભ લગ્નનાં (૪) સીમતના નૈવેદ્ય થાય છે, આ નૈવેદ્ય દિશાએ દિવો કરી જારી લેવાં. નૈવેદ્ય સામગ્રી.

૧ પુડલા ( સવા કિલો ગ્રામ)

૨ ખીર ( સવા કિલો ગ્રામ)

૩ ચોખા ( સવા કિલો ગ્રામ)

૪ ખીચડી ( સવા કિલો ગ્રામ)

૫ રોટલી ( સવા કિલો ગ્રામ)

૬ તલવટ ( સવા કિલો ગ્રામ)

૭ ખીચડો (ઘઉંના) ( સવા કિલો ગ્રામ)

૮ લાપસી ( સવા કિલો ગ્રામ)

૯ વડા ( સવા કિલો ગ્રામ)

**સીકાતેર માતાની લાપસી** : સવા કિલો ગ્રામની દરેક નૈવેદ્ય કરતી વખતે શ્રી સીકાતેર માતાજીની લાપસી અલગ થાય છે. શ્રી માતાજી ઈશ્વરીયામાં

શ્રી પો પટલાલ વિઠલજીભાઈને ત્યાંઘરમાં બિરાજે છે. આ માતાજીનાં નૈવેધ ત્યાંજ કરવામાં આવે છે, માતાજીને ધરીને ત્યાંજ પ્રસાદ લેવામાં આવે છે.

શ્રી સીકોતર માતાજીના નૈવેધ વખતે શ્રીફળ ૧ તથા રતી જમણી ચડાવાય છે, અન્ય પૂજા સામગ્રી ધુપ, દીપ વગેરે, આ નૈવેધ પરણેલી દીકરીએ! ખાતી નથી.

આટલી વિગત માતાજી પૂરતી આપીને શ્રી શિવલાલભાઈ નવદંપતિની છેડાછેડી છોડવા અંગેની વિગત આપે છે.

શુભ લગ્નની વરવધુની છેડાછેડી શ્રી ધુડિયા દાદા (શ્રી ખેતલીયા દાદા) સમક્ષ છોડાય છે. શ્રી ધુડિયા દાદા બાબરા મુકામે નદીના કિનારે નાની ટેકરી ઉપર બિરાજે છે.

શ્રી ધુડિયા દાદાના નૈવેધની યાદી :

ચોખા સવા કિલો, ગોળ, ઘી – જરૂરિયાત પ્રમાણે,

સવા હાથની ધજા- લીલી જમણી, પીળી જમણી.

શ્રીફળ-૧, ધુપ, દીપ-ફુલહાર વગેરે.

શ્રી ધુડિયા દાદાના પવિત્ર સ્થળે ત્યાં રહેવા માટે નૈવેધ કરવા માટે, રસોઇ કરવા માટે વ્યવસ્થા છે. વાસણ, પાગરણ, ઘોડિયા વગેરે સાધનો પણ મળે છે, ત્યાંના વ્યવસ્થાપક બધી માહિતી આપે છે અને મદદરૂપ બને છે.

બાબરા, રાજકાટ-ભાવનગર બસ રસ્તે આવે છે. ધુડિયા દાદાને શ્રી વ્યાસ અવટંક વાળા ઉપરાંત ભટ્ટ તથા દેસાઈ અવટક વાળા પણ માને છે. અને છેડા છેડી છોડવા આવે છે. તથા નૈવેધ ધરે છે.

(એક માન્યતા ચાલી આવે છે કે નાની મોટી ઉધરસ થઇ હોય તેમણે શ્રી ધુડિયા દાદાની ઇચ્છા પ્રમાણે 'ગાંઠીયા' ની માનતાં કરી તે પ્રસાદ લેવાથી ઉધરસ મટી જાય છે.)

દર વરસે આસો વદ ચૌદશના દિવસે ધુડિયા દાદાના નૈવેધના ચોખા વરે હોય તે પ્રમાણમાં કરવાના હોય છે, તેની સાથે ગાળ, ઘી વગેરે લઇ શકાય. તે દિવસે અનુકૂળતા ન હાય તે ચોખા ધરીને અન્ય દિવસે રાંધીને જમી શકાય છે. પ્રથમ નૈવેદ્ય આરોગી પછી અન્ય વાનગીઓ ખાઇ શકાય.

ઇશ્વરીયાના વ્યાસ કુટુબે આશાવલા વ્યાસ છે. (મૂળ વતન આશાવલ.)

તેમનુ ગોત્ર વસિષ્ઠ અને પાંચ પ્રવર છે.

ઇષ્ટદેવ ધુડિયા દાદાના ફોટા સ્થળ પર રહેતા વ્યવસ્થાપકને

લખવાથી રૂ ૧૦ + પોસ્ટેજ મોકલવાથી પ્રાપ્ત થઈ શકે છે. ઈશ્વરીયાના વ્યાસ કુટુંબો ના આરાધ્ય દેવસ્થાન દેવતા જેવા ઇશ્વરીયા મહાદેવ છે. ઇશ્વરીયા મહાદેવ ઈશ્વરીયા ગામમાં જ છે. તેમની પૂજા અર્ચના, વગેરે આ કુટુંબના સભ્યો ભકિતભાવથી કરે છે.

ઈશ્વરીયા ગામ ગોંડલથી બસ રસ્તે જવાય છે. એક બસ રાજકોટથી મળે છે.

મદિરનું મહાત્મ્ય ઘણું છે. દર સોમવારે ભાવિક લોકો માનતાએ આવે છે.

મંદિર ઉપર બાવન ગજની ધજા ચડાવાય છે.( શિવલાલભાઇનો પરિવાર ઇશ્વરીયા મહાદેવને આરાધ્ય દેવ માને છે. )

કાલાવડથી શ્રી મ. કા. વ્યાસ (ઈશ્વરીયાના છે.) તેઓ પણ ઉપર મુજબ હકીક્ત જણાવે છે પરંતુ વધારામાં ઉમેરે છે કે નૈવેદ્ય થઇ ગયા પછી ધૂળની પાંચ ફાંટ ત્યાં ચડાવવી પડે છે.

## વ્યાસ કુટુંબ-(ધારી)

(શ્રી પ્રભુલાલભાઈ જયશ'કર વ્યાસ તરફથી મળેલ માહિતી પ્રમાણે.) અમારા કુળદેવી અંબાજીમા છે. તેમજ સાથે ગોત્રીજ છે. તેના નૈવેદ્ય અત્યારના માપ પ્રમાણે સવા પવાલાની લાપસી (એક કિલે અને સો ગ્રામ). સવા પવાલાના તલવટ, સવા પવાલાના વડા (જાર ૧ કિલો અને અડદ સો ગ્રામ,) સવા પવાલાની ખીચડી, તથા – બાપાના નૈવેદ્ય પણ થાય છે.

આ બાપા તે રસનાળ પીપળીયાવાળા લાધાબાપાના ભાઈ જે કુંવારા ગુજરી ગયેલ અને જેનું નામ ગભરૂપાથી જાણીતુ છે તેનાં નૈવેદ્ય થાય છે. તેમની ઇચ્છા કાલિદાસ બાપાને ઘેર બેસવાની હતી, જેથી તેના ચોખા ૬૦૦ ગ્રામ કરવાના હોય છે. ગોળ સાથે ચોખા ખવાય છે.

નૈવેદ્યનાં વડા તેલ મુકયા વગરનાં થાય છે. જારવામાં કોરા જરાય છે, નૈવેદ્ય જારવા પૂરતા કોરા વડા પછી તેલ મૂકીને ખવાય. નૈવેદ્ય લગ્ન, જનોઈ, સીમત વખતનાં ઘર આંગણે જ થાય છે. વરઘોડિયાં જમણી તથા શ્રીફળ બદલી નૈવેદ્ય ધરાવે છે. નૈવેદ્ય કાળી ચૌદશને દિવસે ઘેર દીવા કરીને પણ જારી શકાય છે. અમારા નૈવેદ્ય કોઈપણ બ્રાહ્મણ આરોગી શકે છે. કુળદેવ ખેતલિયા દાદા, ધુળિયા દાદા છે. આશાપુરીમા એ આ ત્રણ પરિવાર અંબાજી માને સોપ્યા છે. એટલે કુળદેવી અંબાજીમાતા છે.

ધુલિયાદાદા બાબરા મુકામે છે. અહિં મહેમાનો માટે વિશ્રાંતિગૃહ છે. વાસણ-પાગરણ પણ મળે છે.

વ્યાસ મનહરલાલ ગૌરીશંકર અમદાવાદથી થોડી હકીકત મોકલે છે.

તેમનાં કુળદેવી : રાંદલમા છે.

**દેવ** : બાબરામાં આવેલ ધુડીયાદાદા છે.

**શુરાપુરા** : હરદેવઅદા છે. હાલ લતિપુરમાં, દલપતરાય મણીશંકર (પ્રભુજી) વ્યાસના ઘરમાં બેસાડેલ છે. તેઓ ખીરસરામાં દેવ થયેલાં છે. અમારા કુટુંબને ત્યાંનું પાણી અગરાજ છે.

નૈવેધ : આસો શુદ અમાસના રોજ થાય છે. નવ વાનગી કરાય છે.

(૧) ખીર (૨) રોટલી (૩) લાપસી (૪) ભાત (૫) ખીચડી (૬) પુડલા
(૭) વડા (૮) તલવટ (૯) ટેઠવા (અડદ તથા જુવારના)

આ નૈવેધ, સીમંત, લગ્ન, જનોઇ પ્રસંગો ઉપર કરવાનાં હાય છે.

દર વર્ષે આશો સુદ આઠમનાં તે કરવાનાં જ હોય છે. ધુડિયા દાદાનાં નૈવેધ કાળી ચૌદશના દિવસે થાય છે, તેમાં ભાત, ગોળ, ઘી વપરાય છે. ઉપરાંત શ્રાવણ માસના શુકલ પક્ષમાં, પહેલા, બીજો કે કદાચ ત્રીજો સોમવાર આવે ત્યારે અથવા ગમે તે સેમવારે વાછડાદાદાની લાપસી થાય છે.

## વ્યાસ કુટુંબની માહિતી

(રજુઆત **શ્રી હર્ષદભાઈ નર્મદાશંકર વ્યાસ** – રાજકોટ.) પૂજ્યશ્રી ઘેલારામજી જ્ઞાતી તથા નથુ મહેતા જ્ઞાતી બન્નેમાં આ કુટુંબો છે.

(ધારી શાખાના વ્યાસ નાનાલાલ પ્રાણશંકર ઉમેરે છે. મુ. ખાભા)

અમારા વડવા આશાવાલનગરના વતની હતા, ત્યાંથી પાળ આવેલા. આશાવલા વ્યાસ, ભટ્ટ અને દેસાઈ એ ત્રણ પરિવાર આશાવાલ નગરના છે. તેમનાં કુળદેવી જગદમ્બા આશાપુરીમાં છે. ઔદીચ્ય ગોહેલવાડી બ્રાહ્મણ.

અટક: વ્યાસ

વેદ: યજુવેદ

પર્વ: પાંચ (૧) અંગીર્સી (૨) આપલવાન (૩) જમદગ્ની (૪) ચ્યવન (૫) ભૃગુ.

શાખા: માધ્યાન્દીની શાખા.

સપ્રદાય : શિહોર સપ્રદાય.

વ્યાસ: પ્રથમ પયા વ્યાસ

ગોત્ર : ભાર્ગવ

કુળદેવી : શ્રી કંટેશ્વરી માતાજી (હાલમાં, ગોંડલ ભોજપરા આંબલી શેરી, સામેની શેરી, ચબુતરા સામે.)

(ગોંડલ પહેલાં ગોંડલ પાસે કમઢીયા ગામ છે, ત્યાં માતાજી બીરાજતા હતા તેમ જાણવા મળેલ છે.)

સુરધન દાદા (સુરાપુરા) કુળદેવ: લતીપુર, તાલુકો ધ્રોળ, જીલ્લા : જામનગર, હટકેશ્વર મંદીર પાસે ડેરી છે.

શ્રી દાદાના કર : આસો વદ-૧૪ ના બપોરે ચોખા સવાયા માપે વરા પ્રમાણે ઘરની લક્ષ્મી (વહુવારૂ) એ રાંધવા. પાટલા ઉપર દિવો કરી, પૈસા સોપારી ધરવા (દરેક વહુવારૂએ લાજ દાદાની કાઢવાની ફરજીયાત) ત્યાર બાદ શુધ્ધ કરેલ વાસણ અને ચોખ્ખા પાણીમાં રાંધેલા ચોખા-ખાંડ, ચોખ્ખુ ઘી સાથે જુવારવા (ધરવા) કુટુબના સભ્યો જ જમી શકે છે, દાદાને ધરેલ ચોખા (જે મોળા રાખેલ હોય) તે દાળ તથા શાક સાથે પણ જમી શકાય. ધરવાના ફકત મીઠા ચોખા જ. દર વર્ષે આ કર કરવાના હોય છે. (સષાયુ' કરવાનુ' દાદાને ચીઠ્ઠી નાખી રજા લીધેલ છે.) સાંજ પહેલા ચોખા રાંધેલ સપૂર્ણ જમી જવા, વધેલા ગાયને ખવરાવી દેવા અગર તે જમીનમાં ખાડો ગાળી પધરાવી દેવા ઘરની બહાર લઈ જવાતા નથી, ગાયને પણ આંગણામાં બોલાવી ખવરાવી તેનુ મોઢું ધોઇ નાખવુ ઘરમાં વહુવારૂ ન હોય તે દીકરી પણ રાંધી શકે, ધરી શકે, જમી શકે.

શ્રી કંટેશ્વરી કુળદેવીના નૈવેદ્ય : શ્રી માતાજીના નૈવેદ્ય આષો વદ ૧૪ ની રાત્રીએ કરી શકાય છે. (સાંજ પછી) જે કોઈ કારણોસર થઈ શકયાં નહોય તે મહાવદ ૮ ની રાત્રીએ થઈ શકે.

શ્રી માતાજીના ૯ નૈવેદ્ય થાય છે, જે નીચે પ્રમાણે છે.

ઘઉં માંથી (૧) રેટલી (૨) મોળા પુડલા (૩) મોળી પુરી (૪) લાપસી (મીઠી થાય છે)

ચોખા માંથી – (૫) ચોખા (૬) ખીચડી (૭) ખીચડો (૮) તલવટ

અડદ માંથી (૯) વડાં.

આ નૈવેદ્ય સવા કીલોના થાય છે પણ ચીઠી નાખી રજા લીધેલ છે કે વરા પ્રમાણે સવા ગણુ' કરવું. માતાજીના નૈવેદ્ય રંધાયા પછી નાયકડા–દિવકડા (ઘઉંના લોટ બાંધી તેમાંથી ચોરસ આકારના દિવકડા અને નાયકડા મુઠીયા આકાર કરી દિવકડાની બાજુમાં મૂકવા,) અને પાંચ પાંચ બનાવી મૂકવા, દીકડામાં ચાર ચાર આડી વાટના દિવા કરવાના, પાટલા ઉપર નૈવેદ્યની રાંધેલી દરેક સામગ્રી ધરવી, ચોખા પાણીને કળશ અને તુલસી પત્ર ધરી મોમાં સાંવરણીનું તણખલુ' લઈ દર્શન કરવા, ઘરના બધા દર્શન કરી લે પછી દરેકે નૈવેદ્ય જમવા, આપણા માતાજીના નૈવેદ્ય આપણી જ્ઞાતીના સર્વે જમી શકે છે. (જમાડી શકાય છે.)

નૈવેદ્ય વરા પ્રમાણે રાંધવા અને બાકિના કોરા રાખી મુકવા ઘરમાં આભડ છટ (અડચણ) આવે, તો કોરા નૈવેદ્ય અભડાય ન જાય તેની તકેદારી રાખવી, સુતક વગેરે વખતે ધ્યાન રાખવુ.

રાંધેલ નૈવેદ્ય જમ્યા પછી વધે તેમજ એઠુ-ધાણ વગેરે ગાયને આંગણામાં બોલાવી ખવરાવી-પિવરાવી દેવું, આંગણા બહાર નૈવેદ્ય લઈ જવાતા નથી. જો ગાય ન મળે તો જમીનમાં ખાડો ગાળી પધરાવી ધુળ વાળી દેવી.

કોઈ કારણોસર નૈવેધ અભડાય જાય તો ફરી વખત કરવા પડે. આગળ જણાવેલ માસમાં જ આભડછટ-સુતક હોય ત્યારે નૈવેધ ન કરવા.

-મીઢોંળ અને છેડા છેડી ઘરે ગણપતી સામે છોડી શકાય છે.

-લગ્નના રાંદલ માતાજીના બે લોટા સણગારવાના હોય છે.

-લગ્નના અને સીમંતના કંટેશ્વરી માતાજીના નૈવેધ કરવાના હોય છે.

-દર વર્ષે માતાજીના નૈવેધ કરવાના જ.

-સીમંતના રાંદલ માતાજીના લોટા–ર સણગારવા.

-જનોઇ ધારણ કરતી વખતે રાંદલ માતાજીના ર લાટા સણગારવા (માતાજીના લોટા ગમે ત્યારે તેડી શકાય છે.)

